રજીસ્ટર નંબર. ______ ગ્રાહકનું નામ.

## ગ્રાહકોને અગત્યની સૂચનાઃ—

૧. જે ગ્રાહકોએ કાચા પૂંઠાના રૂ. બે અને પાકાના રૂા. ત્રણ ભર્યા હોય તેમણે વધારાના આઠ આનાની પોષ્ટની ટીકીટો મોકલવી કે જેથી દરેકને ૧૫૮૦ પૃષ્ઠનું વાંચન મળે. કોઇને ૧૨૫૦ અને કોઇને ૧૫૦૦ પૃષ્ઠનું વાંચન આપવાથી અમારા કાર્યમાં ઘણી અગવડ અને નુકશાન થાય છે માટે જે જે ગ્રાહકોએ બે રૂપિયા અને ત્રણ રૂપિયા લવાજમ ભર્યું હોય તેમણે આઠ આનાની ટીકીટો તુર્તજ મોકલવી. અથવા તો છેલ્લુ "સતી ત્રિવેણી" નામનુ ઉત્તમ પુસ્તક ૦-૯-૦ ના વી. પી. થી મંગાવી લેવા અમને તુર્તજ એક પોષ્ટ કાર્ડ લખવો.

૨. એવાં જે ગ્રાહકોના વધારાના ૦-૮-૦ નહિં આવે તેમને હવે પછી પંદરેક દિવસમાં પ્રકટ થતું 'સતી ત્રિવેણી" નામનું પુસ્તક ૦-૮-૦ લવાજમ અને ૦-૧-૦ વી. પી. ખર્ચનો મળી ૦-૯-૦ ( નવ આના ) ના વી. પી. થી મોકલવામાં આવશે તે સ્વીકારી લેવા કૃપા કરવી. અમારી નમ્ર પ્રાર્થના છતાં જે સજ્જનોની ઇચ્છા ૦-૮-૦ વધારાના ભરવાની ન હોય તેમણે આ પુસ્તક મળતાં તુર્તજ અમને ખબર આપવી. ઢીલ કે આળસ નહિં કરવા વિનંતિ છે. રૂા. બે ભરનારને "સતી ત્રિવેણી" જેવા ઉત્તમ પુસ્તકમાંથી સ્ત્રીઓને ઉપદેશ લેવા જેવાં થોડાં ચરિત્રો ઓછાં મળશે. માટે પોતાના એ અમૂલ્ય લાભ તરફ નજર કરીને અને અમારી સગવડ ખાતર આઠ આના જેવી નજીવી રકમ મોકલવા ગ્રાહકો કૃપા કરશે એવી અમારી ખાત્રી છે.

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.** વ્યવસ્થાપક—અમદાવાદ.

---

**આ** પુસ્તકમાં **શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવના** જીવન ચરિત્ર સંબંધી છપાયેલી જાહેર ખબર તરફ તથા તેનાં ઑર્ડર કાર્ડો તરફ વાંચકોનું લક્ષ્ય ખેંચીએ છીએ. પુસ્તક છપાય છે. સત્વર પ્રકટ થશે.

वर्ष ५मुं.

पुस्तक ७-८-९.

॥ श्री गुरवे नमः ॥

सस्ती वार्तामाळा.



# १. आदर्श गृहस्थ.

लेखक श्रीयुत एम. एम. भट्ट. सचीन.

# २. जापानी जासुस.

लेखक. श्रीयुत मगनलाल हरिकृष्ण म्हेता.
भरूच.

पंदरसां पृष्ठनां पुस्तकोनुं
वार्षिक मूल्यः—
काचा जाडा पूठाना रु. २-८-०
पाका सुदर पूठाना रु ३-८-०
वी. पी खर्च. रु. ०-१-०

पोष, माह, फागण.

संवत. १९७३.
सन. १९१७.

मूल्य छटक काचु पुठु रु. १-४-०
,, पाकु पूठु रु १-८-०

प्रथमावृत्ति २६०० प्रत

प्रकाशक
डाह्याभाई रामचंद्र म्हेता.
व्यवस्थापक-सस्ती वार्तामाळा.
अमदावाद.

७२६९—

પ્રકાશક,
ભાઈલાલભાઈ રામચંદ્ર મહેતા (સર્વહક્ક સ્વાધીન)
૯ દાણાપીઠ, નવેવાસ
અમદાવાદ

અમદાવાદ સત્યાપ્રકાશ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું



## आदर्श गृहस्थ.



कव्वाली—हमारा हिंदना गृहस्थो, हता आदर्श देवांशी,
परम परब्रह्मना भक्तो, सदा आनंदी उल्लासी । १
सदाचारी सरल स्नेहि, निरामय वज्रवत् देही,
मतिमंता विरल एहि, अलौकिक गुणना राशी । २
धीरा इंद्रियजित ध्यानी, अगम निगम तणा ज्ञानी
नीतिगामी निरभिमानी, निरंतर योग अभ्यासी । ३
विनित् विद्वान ने न्यायी, दयानिधि तत्त्वना ध्यायी,
विमल वेदान्ती वरदाई, स्थिरायु उच्च अभिलाषी । ४
शूरा संतोषी उत्साही, विवेकी दक्ष गुण ग्राही,
सुषमा सत्यव्रत बाही, परार्थी प्रेम विलासी । ५
क्षमाशील आत्मद्रष्टा ए, जगत् कल्याण कर्त्ता ए,
हता सिद्ध दुःख हर्ता ए विहारी तत्व अविनाशी । ६

शार्दुल— जे गृहमा नित पंचयज्ञ विधिवत्, सेवाय उल्लासथी,
ने नियमे तर्पाय पितृ ऋषिने, देवो रहा रागथी
वाणी सत्य वदाय प्रिय मुखथी, मंगळ ज्यहा सर्वदा,
ने गृह जे सचवाय संप स्वजने, कंकाश ना'वे कदा,
ब्राह्मण गाय पूजाय थाय प्रितिथी, अर्चा अतिथि तणी,
शास्त्रो वेद मनाय थाय नित ज्यां, चर्चा खरा ज्ञाननी,
नित्ये दान कंई अपाय पात्र परखी, ने नारी रक्षाय छे,
ते गृहना-पतिनी गृहस्थ गणना, आदर्शमां थाय छे ॥

वांसदा. ता. ७-८-१७

**रामचन्द्र अध्वर्यु.**
**प्रायवेट सेक्रेटरी टु हिज हाईनेस-वांसदा.**

# પ્રકાશકની પ્રસ્તાવના.

સસ્તીવાર્તામાળાના ગ્રાહક બન્ધુઓના કરકમળમાં આજે ચોથા વર્ષના ત્રીજા પુસ્તક તરીકે (૧) આદર્શગૃહસ્થ સાધુ-દુર્ગાચરણ નાગ અને (૨) જાપાની જાસુસ-એ પ્રમાણે બે એકત્ર પુસ્તકો સમર્પણ કરતાં અમને અત્યાનંદ થાય છે. વિશેષ આનંદ તો આદર્શ ગૃહસ્થ સાધુ દુર્ગાચરણ નાગમહાશય કે જેઓ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના આદર્શ શિષ્ય હતા અને જેનું જીવન મૂળ બંગાલીમાં, કંઇ પણ અતિશયોક્તિ વગર, શ્રી શરચ્ચન્દ્ર ચક્રવર્તી નામક તેમના એક સજ્જન મિત્ર દ્વારા લખાઈ પ્રકટ થયું છે. અને જે શ્રીરામકૃષ્ણ દેવનાં તથા સ્વામીજી વિવેકાનંદના પુસ્તકો વેચાય છે તે "ઉદ્બોધન" નામક માસિકપત્રની ઑફિસદ્વારા વેચાય છે એટલે પુસ્તકની યોગ્યતા સંબંધી વિશેષ કહેવાનું રહેતું નથી. લેખક અને નાગમહાશય બન્ને મિત્રો ઘણો સમય એકત્ર નિવાસ કરતા હતા, તેથી નાગમહાશયના જીવન પ્રસંગો લેખકે નજરોનજર જોયેલા તે તેવીજ સ્થિતિમાં વર્ણવ્યા છે એટલે તેમાં પણ અતિશયોક્તિનો સંભવ જણાતો નથી. એ પુસ્તક સંબંધી તેના લેખક શ્રીયુત ચક્રવર્તી પોતાની પ્રસ્તાવનામાં લખે છે કે:-

"જેનું દેવ ચરિત્ર, મ્હારા ધર્મ-જીવનનો પ્રથમ માર્ગ-દર્શક, જેની અદ્ભૂત દીનતાએ, સર્વં સહમાન પૃથ્વિદેવીને પણ પરાજિત કરી હતી, જેઓ ગૃહસ્થાશ્રમી હોવા છતાં પણ સર્વ ત્યાગી સંન્યાસીની પેઠે શ્રદ્ધા અને ભક્તિ પાત્ર ગણાતા હતા અને જેનો ત્યાગ, તિતિક્ષા, તપસ્યા અને તીવ્ર તેજસ્વીતા યથાર્થ રૂપે અલોક સામાન્ય હતી, તેજ શ્રી રામકૃષ્ણ (પરમહંસદેવ) ના પરમપ્રિય શિષ્ય; (કહો કે શ્રી રામકૃષ્ણ પરમહંસ સ્વરૂપજ) શ્રીયુત દુર્ગાચરણ નાગમહાશયના જીવનના કેટલાક બનાવો ગ્રન્થાકારમાં પ્રકટ કરવાની વાસના ઘણા દિવસથી બલવતી થઇ રહી હતી, તેમ છતાં પણ અનેક કારણોને લીધે તે પરિપૂર્ણ થઇ ન હતી. પરંતુ કેટલાક દિવસ પછી માનનીય નાટયકાર શ્રીયુક્ત ગિરિશચન્દ્ર ઘોષ મહાશયે એ સંબંધી મ્હને

વારંવાર ઉત્સાહ પ્રેરવાથી અને તેમણે તથા શ્રદ્ધાસ્પદ સ્વામી શારદાનંદે પ્રસ્તુત ગ્રન્થ આદિથી અંત પર્યંત તપાસવાનું કબુલ કરવાથી, હું આ પુસ્તક લખવા તદ્દન અનધિકારી હોવા છતાં પણ એ મહાત્માનું જીવન-ચરિત્ર આ પ્રમાણે કંઇક અંશે લખી પ્રકટ કરવાનું સાહસ કર્યું છે. આ ગ્રન્થ વાંચ્યા પછી કોઇ પણ વાંચકને કંઇક અંશે આધ્યાત્મિક જ્ઞાન-પ્રાપ્ત થશે અને નાગમહાશયના પુણ્યપ્રદ જીવનચરિત્રનો પૂર્ણ પ્રભાવ યોગ્ય રીતે અંકિત કરવામાં કોઇ પણ યોગ્ય વ્યક્તિને આ ગ્રન્થ ભવિષ્યમાં કિંચિદ્ અંશે પણ માર્ગ પ્રદર્શક થઇ તેને ઉત્સાહિત કરશે તો લેખકનો શ્રમ સાર્થક થશે."

મૂળ લેખકની ઉપરોક્ત પ્રસ્તાવનામાં પુસ્તક પ્રકટ કરવાનો ઉદ્દેશ્ય સમાઇ જાય છે. હવે અમારે માટે એટલુંજ કહેવાનું રહે છે કે: જ્યાં સુધી આવા આદર્શ ગૃહસ્થાશ્રમી ન થવાય ત્યાં સુધી ઇશ્વર દર્શનનો મુખ્ય ઉદ્દેશ્ય જીવાત્માથી ઘણે દૂર છે એમ કહેવું પડશે. શ્રી રામકૃષ્ણ પરમહંસનું જીવનસત્ર કામિનિ અને કાંચનનો ત્યાગ એજ હતું. અને તે તેમના શિષ્યોમાંના કેટલાક તીવ્રપણે અદ્યાપિ પર્યંત પાળે છે. એટલુંજ નહિં પણ તેઓ પ્રત્યેક જીવમાત્રને નારાયણનું સ્વરૂપ માની તેમની અનન્ય ભાવે સેવા કરવામાંજ પોતાના જીવનનું સાફલ્ય માને છે. આદર્શ ગૃહસ્થ દુર્ગાચરણ નાગના જીવન-પ્રસંગો ઉપરથી વાંચકો ત્યાગ, દીનતા, તપસ્યા અને ઇશ્વરશ્રદ્ધાનું યથાર્થ સ્વરૂપ સમજી શકશે. સત્ય છે કે: પ્રત્યેક મનુષ્ય એવા ગૃહસ્થ બનતા નથી પરંતુ જે મનુષ્યોની જેવી અનુકૂળતા હોય તેના પ્રમાણમાં તેઓ કંઇકિ પણ ગ્રહણ કરશે તો તેટલુંજ પુણ્ય સમજવું ! અમારૂં તો એવું માનવું છે કે: **"નર કરણી કરે તો નરકા નારાયણ હોય."** નાગમહાશયના જીવન-પ્રસંગોમાંથી કેટલાક તો અસંભવિત પણ જણાશે પરંતુ આ લેખકની દ્રઢ માન્યતા છે કે: આ જગતમાં અશક્ય કંઇજ નથી. ભાવનામય જગતમાં મનુષ્યની જેવી ભાવના તેવી સિદ્ધિ અવશ્ય થાય છે. લાંબા વખતના જાતિ અનુભવને અંતેજ આ વાક્યો કહેવાં પડે છે. આપણા શાસ્ત્રકારોએ-ઋષિ મુનિયોએ લખેલા ગ્રન્થો આજે નવા જમાનાના પદવિધર-સુધરેલા-વિદ્વાનોને કદાચ અશક્ય જણાય તો તેમાં તેમના પ્રારબ્ધનો દોષ છે ! આ

લેખક એમજ માને છે કે: " મનુષ્ય જેવી ઇચ્છા કરે છે તેવો તે બને છે. અશક્ય કશુંજ નથી.

વાંચક બંધુઓ ! જો આદર્શ મહાત્મા નાગમહાશયના જીવનપ્રસંગો વાંચ્યા પછી તેમાંથી કંઇ પણ ગ્રહણ કરશે અને પોતાના માયા-મમતા-અહંકાર-ભેદ બુદ્ધિ ભરેલા જીવનને અતિ ઉચ્ચ સ્થિતિએ સ્થાપવા-જન્મ મરણનો ફેરો ટાળવા-માયા-મમતાનો કંઇક અંશે પણ ત્યાગ કરશે અને જીવમાત્રમાં ઇશ્વરનું આરોપણ કરી તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરશે તો જીવનનું સાર્થક્ય થશે. ઘણા માણસો ડાહ્યા ડમરા થઇ લાંબાં લાંબાં ભાષણો કરવા, માયા અને અહંકારનો નિષેધ કરવા, ઇશ્વર પ્રાપ્તિના નિયમો સમજાવવા, પરોપકારી વૃત્તિ રાખવા અને કષ્ટ સહિષ્ણુતા શીખવાનો ઉપદેશ કરવા તૈયાર હોય છે પરંતુ તેમના જીવનમાં તેથી ઉલટુંજ જોવામાં આવે છે. તેથીજ પ્રેક્ષકોના ચિત્ત ઉપર તેમના ઉપદેશની છાપ પડતી નથી એટલે તેવાં ભાષણો અને લખાણો વ્યર્થ જાય છે ! આદર્શ ગૃહસ્થ દુર્ગાચરણે ભાષણો કરવા કરતાં પોતાના જીવન-વ્રત ઉપરથીજ સમાગમમાં આવનાર મનુષ્યોને અમૂલ્ય બોધ આપ્યો છે. આશા છે કે એ બોધામૃતમાંથી વાંચકો ઇચ્છાનુંસાર પાન કરી તૃપ્ત થશે. નાગમહાશયના ગુરુ-બંધુ જગત્ વિખ્યાત સ્વામી વિવેકાનંદે કહ્યું છે કે: **" જગતમાં હું બહુ ફર્યો પણ નાગમહાશય જેવો સાધુ પુરૂષ મ્હેં કોઇ ઠેકાણે જોયો નથી. "** કેમ વાંચક ! શું ધાર્યું ? અમારી એટલીજ ભલામણ છે કે: આવા દેવચરિત્રમાંથી યોગ્ય ગ્રહણ કરી કૃતાર્થ થવું. પ્રસ્તુત પુસ્તક રા. રા. એમ. એમ. ભટ્ટ જેઓ પોષ્ટલ ડીપાર્ટમેન્ટમાં નોકરી કરે છે તેમણે નિ:સ્વાર્થભાવે બંગાલી ભાષામાંથી ભાષાંતર કરી અમને મોકલવા માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે. મનુષ્ય જે વિષયને પસંદ કરે છે તે ઉપરથીજ તેની ચિત્તવૃત્તિનું કંઇક અંશે માપ થઇ શકે છે. રા. રા. ભટ્ટ ધાર્મિક અને સરળ વૃત્તિના સજ્જન ગૃહસ્થ છે. એવા લેખકો દીર્ઘાયુ થાય એજ પ્રભુ પ્રાર્થના છે.

આ પુસ્તક સાથેજ **" જાપાની જાસુસ "** નામક બીજું પુસ્તક આપવામાં આવ્યું છે. આજકાલ જેમ નાટક કંપનીઓવાળાઓને પોતાની

કે કવિયોની ઇચ્છાનુસાર નહિં પણ પ્રેક્ષકોની ઇચ્છાનુસાર નાટય પ્રયોગોમાં ગુંથણી ગુંથવી પડે છે અને ગમે તેવાં હાસ્યરસિક આદિ કિંવા કંઇક અંશે ઉત્તેજક પાત્રોની રચના કરવી પડે છે તેજ પ્રમાણે નવલકથા લખનાર અને પ્રકટ કરનારાઓને પણ કંઇક અંશે વાંચકોની રસ-વૃત્તિ પોષવા માટે તેમને ઉચિત હોય એવાં પુસ્તકો પણ લખી પ્રકટ કરવાં પડે છે. અંગ્રેજીમાંથી ભાષાંતર રૂપાંતર થઇ ઘણાં ડીટેકટીવ નૉવેલો બહાર પડે છે પણ અમે અમારા વાંચકોને જાપાન દેશમાં-જાપાની ભાષામાં-પ્રકટ થતાં ડીટેકટીવ નૉવેલોનો નમુનો બતાવવા-સ્વાદ ચખાડવા, એક જાપાની નવલકથાનું બંગાલીમાં "જાપાની ગોયેન્દા" નામક નવલકથાનું ભાષાંતર આપવાની યોજના કરી છે. પ્રસ્તુત પુસ્તક વાંચ્યાથી જોઇ શકાશે કે જાપાનમાં પુરૂષ ડીટેકટીવો ઉપરાંત સ્ત્રી ડીટેકટીવો પણ ચતુરાઇથી અપરાધીઓને શોધવાનો કેવો યત્ન કરે છે. વિષય વાસનાથી થતી ખરાબી અને સોનેરી ટોળીનાં અદ્ભુત પરાક્રમો પણ આ પુસ્તકમાંથી મળશે. આશા છે કે વાંચકો એમાંથી હંસક્ષીર ન્યાયે ઉત્તમ વસ્તુ ગ્રહણ કરી અસાર વસ્તુનો ત્યાગ કરશે. જો આ નવલ કથા પસંદ પડશે તો આવતા નવા વર્ષમાં એક ઉત્તમ-બોધક જાપાની નવલકથાનું ભાષાંતર આપવાની ઇચ્છા થશે. આ સ્થળે એ પુસ્તકના નિઃસ્વાર્થી તરૂણ લેખક ભરૂચ નિવાસી રા. રા. મગનલાલ હરિકૃષ્ણ મ્હેતા, જેઓએ બંગાલીમાંથી **"ભગવતી દેવી"** અને **"તુકારામ ચરિત્ર"** જેવાં સારાં પુસ્તકો લખ્યાં છે તેમનો આ સ્થળે ઉપકાર માનવામાં આવે છે. લેખક બંધુ સતત પ્રયાસ ચાલુ રાખશે તો હજી પણ બંગાલી મરાઠી વગેરે ભાષામાંથી ઉત્તમ પુષ્પોનો સંગ્રહ કરી ગુર્જર વાઙ્મય દેવીના ચરણમાં અર્પણ કરી શકશે એવુ અમારૂં માનવું છે. આવા નિસ્વાર્થી-નિરાભિમાની અનેક લેખકો ઉત્પન્ન થાય અને તે દીર્ઘાયુ થઇ માતૃભાષાની સેવા બજાવે એજ પ્રભુ પ્રાર્થના છે.

* * * * *

કાગળ, પૂઠાંની મોંઘવારી હજી વધતીજ જાય છે. અમને તેટલું નુકશાન સહન કરવું પડે છે છતાં હજી કાગળ, પૂઠામાં અમે હલકું તત્વ ઉમેર્યું

નથી. નુકશાનનો બદલો ઇશ્વરને હાથ છે, પરંતુ ગ્રાહકો કૃપા કરી અમને એક સગવડ એટલી કરી આપશે તો કૃપા થશે કે જે ગ્રાહકોએ લવાજમના કાચા પૂઠાના બે રૂપિયા અને પાકાના ત્રણ રૂા. ભર્યા હોય તેમણે **આઠ આનાની પોષ્ટની ટીકીટો** તુર્તજ મોકલી આપવી કે જેથી અમે દરેક ગ્રાહકોને ૧૫૦૦ પૃષ્ઠનાં પુસ્તકોજ રવાના કરી શકીએ. ૧૨૫૦ અને ૧૫૦૦ પૃષ્ઠનાં પુસ્તકો આપવાથી અમને ઘણી કડાકુટમાં અને નુકશાનમાં ઉતરવું પડે એમ છે, માટે કૃપા કરી અમારી પ્રાર્થના તેઓ સ્વીકારશે. જેમણે લવાજમના કાચા પૂઠાના **રૂા. અઢી** અને પાકાના રૂ. **સાડાત્રણ** ભર્યા હોય તેમને વધારાના આઠ આના ભરવાના નથી. ફક્ત જેમણે બે રૂા. અને ત્રણ રૂા. ભર્યા છે તેમનેજ આઠ આના મોકલી પંદરસો પૃષ્ઠનાં પુસ્તકો મેળવવા પ્રાર્થના છે. આશા છે કે સુજ્ઞ ગ્રાહક બંધુઓ અમારી પ્રાર્થના સ્વીકારશે. જે ગ્રાહકો તરફથી આઠ આનાની ટીકીટો મોકલવાને બદલે " **સતી ત્રિવેણી** " નામક પુસ્તક ( કે જે પંદરેક દિવસમાં પ્રકટ થશે તે) ૦-૮-૦ વધારાનું લવાજમ તથા ૦-૧-૦ વી. પી. ખર્ચ મળી ૦-૯-૦ ( નવ આના ) ના વી. પી. થી મંગાવશે તો તેમ પણ ખુશીથી કરીશું.

**અમદાવાદ.**
કૃષ્ણજન્માષ્ટમી ૧૯૭૩. } **ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.**

---

**ચાલુ (ચોથા) વર્ષમાં નીચલાં પુસ્તકો મળશેઃ—**

૧. **આનંદમંદિર** અથવા **મોક્ષપ્રાપ્તિનો મહામંત્ર**—સામાજિક-ધાર્મિક. ૨. **છત્રપતિ રાજારામ** અથવા **મરાઠાઓનો આત્મયજ્ઞ**—ઐતિહાસિક. ૩. **આદર્શ ગૃહસ્થ** અને **જાપાની જાસુસ**—એક સાધુ ગૃહસ્થનું જીવન ચરિત્ર તથા જાપાનની સ્ત્રી ડિટેકટીવોની અદ્ભૂત કથા. ૪. **સતી ત્રિવેણી**-કેટલીક અપ્રસિદ્ધ ઐતિહાસિક સતીઓનાં વાંચવા લાયક જીવન વૃત્તાંત.

## ભારતને સ્વરાજમંત્રની દિક્ષા આપનાર
# સ્વ. ડૉ. દાદાભાઇ નવરોજજી.



### હિંદના દાદા દાદાભાઇનું અતિશય દિલગીરી ભર્યું અવસાન.

જણાવવાને અતિશય દિલગીરી થાય છે કે હિન્દની સેવામાં નિઃસ્વાર્થ-પણે લગભગ ૭૦ વર્ષ સુધી સતત સેવા બજાવનાર, અધિકારીઓની ખફ-ગીની લેશ પણ પરવા રાખ્યા વિના પોતાને સત્ય લાગતી હિન્દના સ્વરાજ્યની ચળવળ માટે અડગપણે મથન કરનાર, પુણ્ય શ્લોક દાદાભાઇ નવરોજજીએ ૩૦-૭-૧૭ ને દિવસે સાંજે પાંચ ને દશ મીનીટે ૯૨ વર્ષની વયે દેહત્યાગ કર્યો છે. જે વેળા રાજ્યકીય વાતાવરણ ડગુમગું હતું, બ્રિટીશ રાજ્ય સત્તાએ મુંબઇ ઇલાકામાંથી પેશ્વાઇને ઉથલાવ્યાને સાત વર્ષજ થયાં હતાં, તે સમયે દાદાભાઇનો જન્મ સને ૧૮૨૫ ના સપ્ટેમ્બરની તા૦ ૪ થીએ થયો હતો. તેઓના પિતા જેઓ એક ધર્મગુરૂ હતા તેઓ તેમની ચાર વર્ષની વયે મર્ણ પામેલા હોવાથી વિધવા માતા માણેકબાઇની કાળજી હેઠળ ઉછરીને મોટા થયા અને મહા સંકટે તે વખતે મળતી મફત કેળવણી લીધી. તેઓની વિદ્યાર્થી અવસ્થા ઉજ્જવલ હતી. તેઓની પ્રતિભાને લીધે તેમના શિક્ષકોએ બારિસ્ટરની પરીક્ષા આપવાને ઇંગ્લાંડ જવાનું સૂચવ્યું હતું, પણ ગરીબીને લીધે તે બની શકયું નહિં, અને ૧૮૪૬ માં તેઓ શિક્ષક થયા અને ૧૮૫૦ માં એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુશનમાં મદદનીશ પ્રોફેસર થયા. ૧૮૫૧ માં "રાસ્ત ગોફતાર" ની સ્થાપના કરી તેના તંત્રી થયા અને બે વર્ષ કંઈ પણ લાભ વિના તંત્રીનું કાર્ય કર્યું, પછી ૧૮૫૫ માં હિંદની રાજકીય પરિસ્થિતિની સુધારણા ઇંગ્લાંડ રહેવાથીજ થાય એમ છે એમ તેઓને લાગતાં તેઓ કામા કંપનીમાં જોડાઇ ઇંગ્લાંડ સીધાર્યા. અહીં તેઓએ દેશની અતુલ સેવા બજાવી અને ઇન્ડીઅન એસોસીએશન આદિ સંસ્થાઓ સ્થાપી ૧૮૬૯ માં તેઓ હિન્દ પાછા ફર્યા ત્યારે તેમને મુંબઇગરાઓએ તેમજ બીજા શહેરીઓએ ભારે માન આપ્યું હતું. ૧૮૭૪ માં તેઓ વડો-

દરાના દિવાન થયા, છતાં તેમનું મન ઇંગ્લાંડમાં રહી અને તે પાર્લામેંટમાં દાખલ થઇને પણ હિંદની રાજકીય સુધારણા કરવા મંડી રહેલું હોવાથી તેઓ ત્યાં સીધાર્યા. ૧૮૮૬ માં તેમની પાર્લામેંટના સભ્ય થવાની ઉમેદવારી નિષ્ફળ ગઇ, પણ ૧૮૯૨ માં ફીન્સબરી જીલ્લા તરફથી તેઓ પાર્લામેંટના સભ્ય બન્યા. સને ૧૮૮૬ માં હિંદી રાષ્ટ્રીય કોન્ગ્રેસ સ્થપાઇ ત્યારથી તેઓ તેના એક આત્મારૂપે કામ કરતા હતા, અને પહેલી કોન્ગ્રેસમાં ભાગ લેવાને મુંબઇ આવ્યા હતા. પછી ત્રીજી કોન્ગ્રેસના પહેલીવાર, લાહોરની કોન્ગ્રેસમાં બીજીવાર અને છેલ્લા ૧૯૦૬ માં કલકત્તા કોગ્રેસના પ્રમુખ નીમાઇ હિંદના સ્વરાજ્યની પ્રબળપણે હિમાયત કરી હતી અને હિંદના લક્ષ્ય સંબંધે બે પક્ષોને યુક્તિથી એક રાખી સ્વરાજ લક્ષ્ય વાજબી છે એ સમજાવ્યું હતું. તેઓ ૧૯૦૯ માં નિવૃત્ત થઇ હિન્દમાં કાયમના આવી મુંબઇ પાસે દરિયા કાંઠે આવેલા વેસાવા ગામે જઇ રહ્યા હતા, અને તેમને મળવાને ગવર્નરો અને વાઇસરાયો ત્યાં જતા હતા. તે પછી તેમણે નિવૃત્તિ નિવાસ ભોગવ્યો હતો. છતાં દેશમાં બનતા કોઇ ગંભીર પ્રસંગે તેઓ પોતાના ઉપદેશથી હિન્દુઓને કર્તવ્ય વિમુખ ન થવા ટકોરવાને ચુકતા ન હતા. તેમને ૧૯૧૬ માં મુંબઈ યુનીવર્સીટીએ ડાકટર ઓફ લોઝની પદવી આપી હતી. હાલ જે વેળા યુરોપમાં મહા ઘનઘોર યુદ્ધ ચાલી રહ્યું છે, અને બ્રિટીશ સંસ્થાનો તથા બ્રિટનના સંબંધોની નવી ઘટનાના વિચારો ચાલી રહ્યા છે અને હિન્દીઓ બ્રિટીશ સામ્રાજ્યના છત્રમાં સ્વરાજ્યની પ્રાપ્તિ માટે ટપી રહ્યા છે તેવે સમયે લો. મા. દાદાભાઇની ખરેજ અતિશય મોટી ખોટ હિન્દને જણાયા વિના નહિં રહે. મી૦ દાદાભાઇ પોતાની જાહેર જીંદગીમાંથી નિવૃત્ત થઇ ઇંગ્લાંડથી છેલ્લા પાછા ફર્યા. પછી વેસાવે એકાંતપણે પોતાના કુટુંબ સાથે રહેતા હતા, પણ છેલ્લાં ત્રણ અઠવાડીયાની વાત ઉપર તેમની તબીયત એકદમ લથડી પડવાથી તેઓને મુંબઇ ખાતે તેમના સગા મી૦ માણેકજી સોરાબજી કેપ્ટન સોલીસીટરને ત્યાં લાવવામાં આવ્યા હતા. ડા. બચ્ચા અને બીજા તબીબોની અપાતી સારવારથી તેઓની તબીયેતમાં સહેજ સુધારો થયો હતો, પણ છેલ્લા ત્રણ ચાર દિવસથી તેમની હાલતં બહુ

બારીક થઈ પડી હતી અને અંતે તેઓએ પોતાનો પ્રાણ ગઈ કાલે છોડ્યો હતો. મરહુમની પાયદસ્ત તા. ૩૧ મીએ પાછલા પહોરે ચાર કલાકે, ખંભાલા હીલ, પીટીટ સેનેટોરીઅમની જોડે આવેલા બમનજી પીટીટ રોડ ઉપરના મીઠ કેપ્ટન સોલીસીટરના બંગલામાંથી કહાડવામાં આવી હતી. ઇશ્વર તેમને પરમ શાંતિ બક્ષે.

## સ્વરાજ મંત્રની ચળવળ કેમ કરવી તેનો ડાૅ૦ દાદાભાઇનો ઉપદેશ.

"જ્યારે આપણે આપણને સ્વાયત્તશાસન તંત્ર પ્રતિ દોરવાની ફરજ હાલના બ્રિટીશ રાજ્યનીતિજ્ઞોના હાથમાં મુકીએ છીએ ત્યારે એક પક્ષે સ્વાયત્તશાસનની યથાર્થ સમજણ, તેનો અમલ અને તે ભોગવવાના આનંદ માટે લોકોને તૈયાર કરી અને બીજે પક્ષે આપણે સર્વે બ્રિટીશ હકકો વાજબીની રાહે માંગીએ છીએ અને તે આપણને મળવાજ જોઇએ તેની બ્રિટીશ લોકોને ખાતરી કરી આપી તેઓને ટેકો આપવાને આપણાથી બનતું સર્વે કરવાની ફરજ આપણાપર પણ આવે છે. કોન્ગ્રેસની સમક્ષ હું મારી સૂચનાઓ રજુ કરૂં છું. ખરા સ્વરૂપમાં વસ્તુ મુકવા માટે આપણે "હકો માટેનો વિનતી પત્ર" શ્રીમાન સમ્રાટને, આમની સભાને અને અમીર સભાને મોકલવો જોઇએ. ૧૬૮૯ ના "બ્રિટીશ હક્કના ખરડા"ની ૫ મી કલમમાં સ્વીકારેલું છે કે, "લોકોને પોતાના રાજકર્તાને વિનતી પત્ર રજુ કરવાનો હક્ક છે." બીજી વસ્તુ હું તમારા વિચારને માટે એ સૂચવું છું કે, ધનાઢ્ય હિન્દીવાનોએ સ્વદેશાભિમાનનું મોટું ફંડ ભેગું કરવું જોઇએ. આ ફંડમાંથી આપણે શક્તિવાળા અને બુદ્ધિમાન બોલનારાઓને ભેગા કરવા જોઇએ કે જેથી તેઓ હિન્દુસ્થાનના ખુણે ખુણામાં ફરી વળે અને લોકોને પોતાની ભાષામાં તેમના બ્રિટીશ હકો વિષે અને તે હકો કેમ મેળવવા અને ભોગવવા તે વિષે સમજાવે. વળી તેમાંથી બીજા સારા વકતાઓને ઇંગ્લાંડ મોકલવા અને તેઓને આખા દેશમાં ફરવાને સાધનો પુરાં પાડવાં, અને મોટી સભાઓ બોલાવી બ્રિટિશ લોકોની ખાતરી કરી આપવી કે અમે સ્વરાજના-સેલ્ફ ગવર્મેન્ટના સર્વે બ્રિટીશ હકો વાજબીપણે માંગીએ છીએ અને તે અમને

મળવાજ જોઇએ. તેમ કર્યાથી મારી ખાતરી છે કે, ટુંકામાં ટુંકા વખતમાં હિંદુસ્થાનને જોખમદાર સ્વરાજ આપવાના કામમાં હાલના રાજ્યકર્તાઓને રૅકી બ્રિટીશ લોકો આપશે. અહિંયા તેમજ ઇંગ્લાંડમાં આપણે મોટી ચળવળ ચલાવવી જોઇએ. હું ધારું છું કે અનાજના કાયદાઓ રદ્દ કરાવવા માટે ત્યાં ૨૦ લાખ પૌંડનો ખર્ચ થયો હતો અને તેને માટે મોટી ચળવળ થઇ હતી એજ રીતે આપણે આપણા પોતાના પગે ઉભા રહેતાં શિખવું જોઇએ. પ્રારંભમાં મેં કહ્યું છે કે કોન્ગ્રેસનો ધર્મ બે પ્રકારનો છે, અને તે બેમાં સ્વરાજના માર્ગપર લઇ જાય તેમ હાલની રાજનીતિમાં ફેરફાર કરાવવાનો દાવો સર્વથી મુખ્ય અને અતિ અગત્યનું કામ છે. હાલ વહીવટનું જે ચિત્ર છે અને જ્યાં સુધી તે ચાલુ રહે ત્યાં સુધી એ યંત્રના અનિવાર્ય અને આવશ્યક દોષોપર બારીક દેખરેખ રાખવાનું કામ બીજું છે, અને જેમ હાલના વહીવટ તંત્રના મૂળ સિદ્ધાંતો નિર્બળ છે તેમ તેમાં પરંપરાગત દોષો છે, અને સ્વભાવિક રીતે તેમાંથી બીજા દોષો નિત્ય ઉભા થતા જાય છે. કોન્ગ્રેસે આ વસ્તુઓપર નજર રાખવાની છે, અને જ્યાં સુધી સ્વરાજ મળે—જો કે જ્યારે સ્વરાજ મળશે ત્યારેજ હાલમાં જે દોષો હિંદમાં છેઅને તેને અંગે જે વેદના વેઠવી પડે છે તેમાંથી હિંદુસ્તાન મુક્ત થાય તેમ છે—ત્યાં સુધી એ દોષોનો ઉપાય કરવાને બની શકતા સાધનોને કોન્ગ્રેસે અમલમાં મુકવાના છે"..."પણ તેના સંબંધમાં આપણે હીલચાલ અને હીલચાલ કરનારાઓ વિષે ઘણું સાંભળીએ છીએ. હીલચાલ—ચળવળ એ ઇંગ્લાંડના આખા રાજદ્વારી, સામાજિક અને ઔદ્યોગિક ઇતિહાસનું જીવન અને આત્મા છે. ચળવળ વડેજ અંગ્રેજોએ પોતાના અત્યંત કીર્તિવંત કામો, પોતાની ઉન્નતિ, પોતાનું છૂટાપણું અને દુનિયામાં જગતની પ્રજાઓમાં પોતાનું પ્હેલું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ઇંગ્લાંડનું આખું જીવન નિત્ય ચળવળમય છે. સવારનું તમારું પત્ર તમે આરંભથી અંત સુધી સર્વ પ્રકારની ચળવળજ—કોન્ગ્રેસ અને કોન્ફરન્સ, મીટીંગો અને ઠરાવો—સ્થાનિક અને જાતીય એક હજારને એક જાતની અંત વિનાની ચળવળવળ વિષે વાંચ્યા વિના ઉઘાડી શકશો નહિં. મોટા વડા પ્રધાનથી માંડીને તે નાનામાં નાના રાજદ્વારી પુરૂષ સુધી દરેકનો ધંધો

પોતે જે કંઇ કાર્ય પૂર્ણ કરવાને ઇચ્છે તે દરેક માટે ચળવળ કરવાનો છે. આખી પાર્લામેંટ, સર્વ વર્તમાનપત્રો અને સર્વ રંગભૂમિઓ માત્ર સર્વ ચળવળમયજ છે. ચળવળ એ નીતિ વિષયક બળનું સંસ્કાર પામેલું શાંતિસૂચક શસ્ત્ર છે અને જ્યાં બને ત્યાં પાશવ શરીર બળને સ્થાને ઘણું વધારે પસંદ કરવા યોગ્ય છે. આ વિષય ઘણોજ આકર્ષક છે, પણ જ્યારે એંગ્લો ઇંડિયનપત્રકારો બ્રિટીશ ચળવળિયાઓની યુનીવર્સીટીના માસ્તર ઓફ આર્ટસ છે ત્યારે હિન્દીપત્રકારો માત્ર મેટ્રીક થયેલા છે. એના કરતાં વિશેષ હું કંઇ કહીશ નહિ. હિન્દીઓ એંગ્લો ઇન્ડિયનોના શિષ્યો છે અને શિષ્યો શિક્ષકને જશ આપે તેવા છે તે માટે એંગ્લો ઇન્ડિયન પત્રકારોએ અભિમાન લેવું જોઇએ.........ઇંગ્લાંડમાં દરેક ચળવળ માટે–સ્થાનિક અને જાતીય સર્વે સેંકડો ચળવળ માટે–સભાઓ, જાહેર વિરોધ દર્શનો અને પાર્લામેંટને વિનતી પત્રો દ્વારા ચળવળ કરવી એ સસ્તાં શસ્ત્રો છે. આ વિનતીપત્રો તે વિવેક દર્શનીય "આપનો આજ્ઞાંકિત સેવક" એ શબ્દો એક માણસને "આજ્ઞાપાલક સેવક" બનાવે તેના કરતાં કોઇ પણ રીતે વધારે કૃપાની યાચના જેવાં નથી. આ વિનતી પત્રો હકોને માટે અથવા ન્યાયને માટે અથવા સુધારાઓ માટે–અમુક વિષય વિષે લોકમત કેવો છે તે પાર્લામેંટને દર્શાવી તેનાપર અસર કરવાને અને દબાણ કરવાનો દાવો કરવા માટે છે. આપણે આજ સુધી વધતે ઓછે અંશે નિષ્ફળ થયા છીએ તેનું કારણ આપણે અતિ ઘણાં વિનતિપત્રો લખ્યા છે તે નથી, પણ આપણે ઘણા થોડા વિનતિપત્રો લખ્યા છે. અમુક વિષયમાં લાભ ધરાવનારા લોકો ખરેખરા આતુર થયા છે એની ખાતરી પાર્લામેંટમાં વજનદાર થઇ પડનારા કારણોમાંનું એક છે......આપણી માંગણીઓ માટે પૂરતી રીતે આપણે અરજીઓ કરી નથી કે ચળવળો કરી નથી. દરેક અગત્યની બાબતમાં આપણે સેંકડો અને હજારો વિનતિપત્રો–હિન્દુસ્તાનના સઘળા ભાગોમાંથી લાખોની સહી સાથે પાર્લામેંટને મોકલવાં જોઇએ......આખાં હિન્દુસ્થાનની ચારે દિશાઓમાં–એકે એક ખુણા ખોચરામાં–શાંત રીતે–જો આપણે જોન બુલ પાસેથી ન્યાય મેળવવાનો ખરેખરો હેતુ ધરાવતા હોઇએ તો ચળવળ કરો–બસ ચળવળ

કરો. તેને એવો સંતોષ આપો કે આપણે તે વસ્તુ માટે આતુર થયા છીએ."
"આતુર અંગત કામ કરવાનો અને નાણાંનો ભોગ આપવાનો પાઠ આખા હિંદે શિખવાનો છે. ચળવળ કરો–ચળવળ કરો એટલે જાગ્રત રહો, જાગૃત રહો. હિંદના લોકોને તેઓના હકો શા છે અને શા માટે અને કયી રીતે તેઓએ તે મેળવવા જોઇએ તે વિષે સમજાવો, અને હિંદના લોકોના હકો વિષે અને તે શા માટે હિંદના લોકોને આપવા જોઇએ તે વિષે બ્રિટીશ લોકોને જણાવો. જો આપણે બોલીશું નહિં તો તેઓ માનશે કે આપણે સંતુષ્ટ છીએ. જો આપણે બોલીશું તો આપણે ચળવળ કરનારા બનીશું. જ્યારે હિંદનો વહીવટ બીનધોરણસર ( અનકૉન્સ્ટીટયુશનલ ) અને આપ-ખુદ રહ્યો છે ત્યારે હિંદના લોકોને કાયદેસર ધોરણસર વર્તવાનું કહેવામાં આવે છે !"

## આપણો મહાન્ યોદ્ધો ગયો!

માતા હિન્દ ! આપણો રાજદ્વારી રણક્ષેત્રનો પિતામહ ગયો. જ્યાં અનેકાનેક મનુષ્યો ગયા છે ત્યાં તારો માનીતો પુત્ર આલોકનાં જીવનની યાત્રા સફળ કરીને ગયો. આખાં ભારતવર્ષની જય ઘોષણા વચ્ચે પોતાના દેશબાંધવોને પરતંત્રતાની બેડીમાંથી મુક્ત કરી, સ્વરાજ મંત્રની દીક્ષા આપી, આખું જીવન માતાની ઉન્નતિના વિચારોમાં ગાળીને ગયો. શનિવારની સંધ્યાએ ૧૦૭૩ અષાડ સુદી દશમ–૧૯૧૭ ૩૦ મી જુને ભારતીમાતાનો વહાલો પુત્ર ગયો. રાજદ્વારી યુદ્ધના પરિણામ માટે શંકાશીલ બનનારા, નિરાશ થનારા, ગભરાટમાં પડનારાઓને ધૈર્ય આપનાર, આશા આપનાર, રાજદ્વારી રણક્ષેત્રમાં સ્વરાજ મંત્રની હાક વગાડનાર મહાત્મા વીર ગયો. જુવાન હિન્દીઓનાં હૃદયોમાં આશા, ઉત્સાહ, હિમ્મત, સાહસના જુવાળોના જુસ્સા પ્રેરનાર વીર, જાતે રાજદ્વારી રક્ષક્ષેત્રમાં નિડરતાથી ઘુમી ઢીલાઓને તેજ કરનાર, પાનો ચઢાવનાર વીર માતૃભૂમિને ૯૨ વર્ષે છોડી પોતાને ઉત્પન્ન કરનાર જગતપિતા પાસે ગયો. સૌઓને સાચી સલાહથી સન્માર્ગે દોરનાર સાથી ગયો. પ્રકૃતિનો પુત્ર પ્રકૃતિમાં લય પામ્યો. માણેકબાઇનું માણેક ગુમ થઇ ગયું. હિન્દીઓને પ્રકાશ આપનાર દીવો ગુમ થઇ ગયો. રાજ્યનું હિત દેશનાં વહીવટને

વિદેશમય ન બનાવવામાં પણુ દેશમય કરવામાં છે-બ્રિટીશ વહીવટ હિંદમય કરવામાં રાજ્યનું અને દેશનું હિત છે એમ માનનારો-વિદેશમય વહીવટની છાયા પણુ હાનિકર છે એમ માનનારો ગયો. બ્રિટીશ છત્ર નીચે ૧૯ મા સૈકાના દ્વિતીય મધ્યકાળમાં બ્રિટીશે આપેલાં શિક્ષણથી સંસ્કૃત થયેલો હીરો ગુમ થઇ ગયો. એકપક્ષે હિંદી લોકોના દાદાપદને, રાજદ્વારી હિંદીઓના મહર્ષિપદને પામેલા સ્નેહી અને પૂજ્ય પુરૂષના દર્શનના અદર્શનની ખબર હિન્દમાતાને આપતાં અંતર ચચરે છે; તેનું દર્શન હવે ન થશે એ વિચારે હૃદયમાં શેરડો પડે છે. બીજે પક્ષે કર્તવ્યપરાયણુ વૃદ્ધ મહાત્મા આલોકમાં પ્રાપ્તવ્ય સર્વે મેળવીને જગતપિતાની પાસે સર્વ શાંતિમાં ગયા છે તે મનને વાળનારૂં છે. મહાપુરૂષોના અદર્શન માટે રૂદન કરવાનું નથી. તેઓ સદા ચિરંજીવ છે. જગતપિતાએ તેને પોતાને ખોળે લીધા છે, મહાપુરૂષોનાં નામની તો જપ માળા જપવાની છે, તેનાં જીવન ચારિત્ર્યનાં રહસ્યોનું અધ્યયન કરવાનું છે, અને તે મહાપુરૂષોની કૃપાથી તે રહસ્ય પ્રમાણે, શિક્ષણુ પ્રમાણે આપણાં ચારિત્ર્યોને ઘડી મહા પુરૂષો પ્રતિ પ્રેમ, ભક્તિભાવ, પૂજ્યભાવ, દાખવવાનો છે, કે જેથી જગતપિતાને ખોળે બેઠેલા-જગતપિતામાં સાયુજ્ય થયેલા મહા આત્માને સંતોષ મળે. તથાસ્તુ.

દેશભક્ત, કુળતિલક, સ્વરાજ્યનો સતત પ્રયાસી, ઇંગ્લાંડની ઉદાર રાજ્યનીતિનો પક્ષપાતી અને હિતચિંતક, હિંદનો ઉદ્ધારક દાદાભાઇ નવરોજજીના નિધનથી સમસ્ત હિન્દુસ્તાનને અને એક રીતે ઇંગ્લાંડને જે મહાન ખોટ ગઇ છે, હિંદુસ્તાનને મહર્ષિ દાદાભાઇના મૃત્યુથી જે ખોટ ગઇ છે તે કલ્પનાતિત છે. ફ્રાન્સને ગેમ્બેટાથી, ઇટલીને કાવુરથી જે આઘાત થયો હતો તેવોજ આઘાત સર્વેજનને પૂજ્ય પ્રાતઃસ્મરણીય મહાત્માના નિધનથી થાય એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી.

જે સમયે હિંદુસ્તાનમાં રાજકીય ચળવળ શું એ લોકો સમજતા ન હતા, જે વખતે રાજ્યદ્વારી બાબતમાં લોકોનું ઝાઝું લક્ષ પ્રેરાયું ન હતું તે સમયે તે રાજદ્વારી વિષયમાં આદિ નાયકે લોકોની ઘોર નિદ્રા કાઢી જાગૃતિ ફેલાવવા યત્ન આદર્યો હતો. સ્વ. મહાત્માના એ યત્નનું પરિણામ કંઇક અંશે જોવા તેઓ ભાગ્યશાળી નીવડયા હતા.

સ્વ. મહાત્માનો જન્મ ઈ. સ. ૧૮૨૫ ના સપ્ટેમ્બરની ૪થી તારીખે થયો હતો. આ સમય હિંદના ઇતિહાસમાં ચિર સ્મરણીય રહેશે. ઇગ્લાંડે કેળવણીનો પ્રકાશ આ દેશપર નાંખવા માંડયો હતો. જુની ભાવનાઓ નષ્ટ થવા માંડી હતી. નવીન વિચારોની ઝાંખી શરૂ થઇ ચુકી હતી. ખરેખર આ સમય સંધિ પ્રકાશનો હતો. સમાજ સેવા, દેશ સેવાના વિચારોનું સ્ફુરણ તે વખતના આંગ્લ વિદ્યાના પલ્લવગ્રાહી યુવકોને થતાં હતાં. આ નરોમાં દાદાભાઈ એક હતા. દાદાભાઇને ઉચ્ચ કેળવણીના સંસ્કાર મૂળરૂપ હતા. બ્હોળા વાંચકને તેનો વિકાશ થયો અને અભ્યયને તેને નવપલ્લવિત અને કુસમિત કર્યા. સ્વ. હાવર્ડનું જીવન ચરિત્ર વાંચ્યા પછી મહર્ષિ પોતેજ કહે છે કે **"જેમ જેમ પ્રસંગ મળે તેમ તેમ લોકસેવા કરવી એજ મ્હારા જીવનની તૃષ્ણા રહી."** આ લોકસેવાનું વ્રત તેમણે ભીષ્મ પ્રતિજ્ઞાવત જીવન અવસાન સુધી પાળ્યું.

દાદાભાઇએ કેળવણી ખાતામાં નોકરી લીધી, અને મુંબઇમાં તેમણે લોકોની ઉન્નતિને માટે ચારે દિશામાં પ્રયત્ન ચાલુ કર્યો. તેમના પ્રયત્નથી મુંબઇની કેટલીક જન હિતકારીણી સંસ્થાઓ સ્થપાઇ. ધી ઓમ્બે એસોસીએન', ધી ફ્રામજી ઇન્સ્ટીટયુટ, વિકટોરીયા આલ્બર્ટ મ્યુઝિયમ વગેરે. આ ઉપરાંત તેમની પ્રવૃત્તિને તેજસ્વી કરવાને માટે અને લોકોમાં પોતાના વિચારોને ફેલાવા માટે ઈ. સ. ૧૮૫૧ માં 'રાસ્ત ગોફતાર' નામના સાપ્તાહિક પત્રની સ્થાપના થઇ, અને તેમણે પોતાના રાજકીય વિચારો જન સમક્ષ મુકવા માંડયા અને સાથે સાથે ગુજરાતી સાહિત્ય સેવા પણ શરૂ કરી.

પ્રસગોચિત કારણને લીધે દાદાભાઇ કેળવણી ખાતાંમાંથી મુક્ત થયા. ૩૦ મા વર્ષે દાદાભાઇ એક પેઢીમાં જોડાઇ વિલાયત ગયા. ત્યાં જતાંની વાર તેમની રાજકીય પ્રવૃત્તિ બળવત્તર થઇ ગઇ. વિલાયતથી પાછા આવ્યા પછી તેઓ વડોદરાના પ્રથમ પંક્તિના દેશી રાજ્યના દિવાનપદે નિમાયા, પરંતુ **સેવાધર્મ परम गहनो योगिनामप्यगम्य"** યોગીઓને પણ અગમ્ય એવી નોકરીને તિલાંજલી આપી અને તેઓ સ્વતંત્ર લોક સેવામાં નિમજ્જિત થયા.

જે સમય બાદમાં તેમણે મુંબાઇમાં વ્યતિત કર્યો તે દરમિયાન તેમણે સ્થાનિક સ્વરાજ્ય, રાજકીય પ્રવૃત્તિ લોક સેવાના પ્રયત્નો એવા તો સબળ આદર્શો કે દાદાભાઇની નીડરતા, સ્વાર્થ ત્યાગ, અપ્રતિમ બુદ્ધિમતા અને લોક લાગણીની સાક્ષ સર્વને પડી.

ઇંગ્લાંડ જવાથી દાદાભાઇની દષ્ટિમર્યાદા રાજકીય વિષયમાં ઘણી બહોળી થઇ ગઇ. જ્યાં સુધી રાજકીય પ્રવૃત્તિ મંદ છે ત્યાં સુધી બીજી પ્રવૃત્તિઓ શિથિલ રહે છે, એમ ઘણા રાજનીતિજ્ઞોની માન્યતા છે. રાજકીય સુધારણા શાંત થતાં ઇતર સુધારણાનો માર્ગ સરળ થાય છે. આના દષ્ટાંત ઘણા છે. દાદાભાઇએ ઇતર પ્રવૃત્તિમાં પોતાનું લક્ષ મંદ કરી પોતાનું સર્વ સામર્થ્ય રાજકીય દિશામાં પ્રેર્યું.

ઇંગ્લાંડમાં ગયા પછી દાદાભાઇને જણાયું કે ઇંગ્લાંડના લોકોમાં હિંદુસ્તાન સંબંધી ગાઢું અજ્ઞાન છે. એ અજ્ઞાન તિમિરને દૂર કરી, ઇંગ્લાંડ આગળ ઇંગ્લાંડના ઉદારચિત રાજ્યદ્વારી આગળ, હિંદની ખરી હકીકત મૂકવી એ પ્રથમ કર્તવ્ય જણાયું. ઇંગ્લાંડના લોકોને એક શાસક પ્રજા તરીકે શાસિત હિંદજનો તરફ શાં કર્તવ્ય છે તેનું ભાન થાય તો નિઃસંદેહ હિંદને લાભ થાય. આ હેતુ ફલિભૂત કરવા માટે તેમણે સ્વ. દેશભક્ત ડબલ્યુ. સી. બોનરજીની મદદથી લંડનમાં 'ઇંડિયન સોસાઇટી' નામે સંસ્થા સ્થાપી. તે પાછળથી ફેરવાઇ અને હજી પણ તે ફેરફાર સાથે અસ્તિત્વમાં છે. ઇંગ્લાંડની સ્વતંત્ર હવામાં રહી સ્વાતંત્ર્ય પ્રિય બ્રિટનો આગળ હિંદની ખરી સ્થિતિ સ્વતંત્ર રીતે જણાવવા માંડી. રાજ્ય વહિવટમાં થતું લખલુટ ખર્ચ, ઇંગ્લાંડમાં જતું હિંદનું અઢળક દ્રવ્ય, હિંદના વતનીઓને રાજની નોકરીમાં મોટા પગારની નોકરીના દારબંધ વગેરે બાબતો ઇંગ્લાંડમાં તેમણે લોક નજર આગળ આણવા માંડી, આનું પરિણામ શું આવ્યું તે અત્યારે આપણને વિદિત છે.

દાદાભાઇને ગણિત અને અર્થશાસ્ત્રનો બારીક અભ્યાસ હતો. તેમણે લખેલી "ગરિબાઇ અને બ્રિટનને અણછાજતું હિંદ પરત્વે રાજ્યધોરણ" નામના પુસ્તકમાં તેમણે સબળ અને સચોટ પુરાવાથી એમ સિદ્ધ કરી આપ્યું કે હિંદુસ્તાન ઘણોજ દરિદ્ર દેશ છે. આજ સિદ્ધાંત સ્વ. લોર્ડ ક્રોમરે પણ સ્વતંત્ર ગણનાથી જાહેર કર્યું હતું કે હિંદમાં દરેક જનની માથાદીઠ

વાર્ષિક આવક માત્ર ૨૭ રૂપિયા છે. એટલે કે હિન્દ દુનિયાના દરિદ્ર દેશોમાં પણ દરિદ્ર દેશ છે! હિંદના દારિદ્રયની બીના શાને અંગે છે? હિંદના રાજ્ય વહીવટમાં અખત્યાર કરેલી કેટલીક રાજનીતિને લીધે. જો હિંદના પ્રતિ ધારણ કરેલી રાજનીતિમાં ફેરફાર યોજવામાં આવે, અધિકારીઓની સત્તાને મર્યાદિત કરવામાં આવે, રાજ્ય વહિવટમાં હિંદિવાનોને વધારે દાખલ કરવામાં આવે તો હિંદ અને બ્રિટનનો સંબંધ સુદ્રઢ અને સબળ થાય એમ તેમની માન્યતા હતી. આ માન્યતા તેઓ નિર્ભિકતાથી જાહેર કરતા હતા, અને જો કે તે વખતે આમ બોલવું ઘણાને કડક લાગતું હતું પરંતુ દાદાભાઇએ કોઇના ઉપહાસની કે ભયની પર્વા કરી નહોતી.

દાદાભાઇ ઇંગ્લાંડની ઉદાર રાજનીતિના પક્ષપાતી હતા. ઘણા ઇંગ્રેજ રાજ્યદ્વારીઓ પ્રતિ તેમને ઉચ્ચ માન હતું. જે પ્રજાએ કરોડો રૂપિયા ખર્ચી ગુલામોને મુક્ત કર્યા છે, જે પ્રજાએ સ્વાતંત્ર્ય માટે લડાઇ ઉઠાવેલી છે, સ્વાતંત્ર્ય એજ જેનો જીવન પ્રાણ એવી ઉદાર મતાવલંબી બ્રિટીશ પ્રજા પ્રત્યે તેમને વિશ્વાસ હતો કે ખરા કારણો વિદિત થતાં ઇંગ્લાંડ હિંદને તેના આત્મોદ્ધારના પ્રયત્નને સહાય આપશે.

પાર્લામેંટમાં ૧૮૯૨ માં વિરાજનાર દાદાભાઇ પ્રથમ હિંદી હતા. પાર્લામેંટના સભ્ય થઇ હિંદના કષ્ટ નિવારણને માટે તેમણે પ્રયત્ન આદર્યો. પ્રયત્નને પરિણામે કેટલાક કમીશનો નિમાયા. જેમાં સ્વર્ગસ્થે સાક્ષીદાર તરીકે અને કેટલાકમાં સભ્ય તરીકે હિંદ સંબંધી ખરા વિચાર નિડરતાથી જણાવી કેટલાએક પક્ષપાતી સભ્યોની જાળ તોડવા તેમના મત વિરૂદ્ધ જુદી મિનીટ રૂપી કાતર વાપરી!

આમ તેમના પ્રયત્નનું પરિણામ ભાગ્યેજ જોઇએ તેટલે અંશે લાભદાયી આવતું હતું. તેમના એકલાના હાથે ઇંગ્લાંડના અજ્ઞાન આવરણ ઢળે એ અશક્ય હતું. છતાં તેઓ કદી પણ પોતાના પ્રયત્ન શિથિલ કરતા નહિ. પોતાના સંદેશ—mission—પ્રતિ અશ્રદ્ધા લાવતા નહિ. રાતદિવસ સ્વાર્થત્યાગ અને પરાક્રમથી અસંભવિત સંભવિત કરવા રત રહેલા.

દાદાભાઇને ત્રણ વખત રાષ્ટ્રીય પરિષદના પ્રમુખપદનું માન હિંદીપ્રજાએ આપ્યું છે. આ ત્રણે ભાષણો દરેક હિંદીવાને લક્ષપૂર્વક અધ્યયન કરવા જેવાં

છે. છેલ્લીવાર તેઓ પ્રમુખપદે વિરાજ્યા ત્યારે તેમણે જે દેશ કલ્યાણ કર્યું તે અનન્ય છે. એ બિના હિંદની ઉન્નતિના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાઇ રહેશે. કોન્ગ્રેસના લક્ષ્યે દેશમાં લોકમતને બે ભાગમાં વિભક્ત કરી નાંખ્યો હતો. કડવાસના બી રોપાયાં હતાં. ઉદ્દામપક્ષ વિનિત પક્ષને કડવી દ્રષ્ટિથી જોતા હતા. આ બન્ને પક્ષનું સમાધાન કરવાનું પગલું કે મંડાણુ તે મહર્ષિને હાથેજ થયું હતું, અને સ્વરાજ અથવા સેલ્ફ ગવર્મેન્ટને હિંદી ચળવળનું લક્ષ્ય બનાવ્યું હતું. મહાન પુરૂષોનું એક લક્ષણ એ છે કે તેઓ ગહનદૃષ્ટિ હોય છે. દેશની પરિસ્થિતિ બદલાઇ હતી. દેશ-દેશના લોકો રાજકીય પ્રવૃત્તિમાં આગળ વધ્યા હતા. ઇંગ્રેજી કેળવણીએ લોકોમાં રાજકીય હકને યોગ્યતા આણી હતી, તે દાદાભાઇના સમકાલિન દેશભક્તોમાંના ઘણા જોઇ શકતા નહતા, પરંતુ ઇંગ્લાંડના અનેક વર્ષોના વસવાટે તેમને ઘણું શિખવ્યું હતું. ઇંગ્લાંડના રાજ્ય વહિવટના અભ્યાસે તેમની બુદ્ધિને સતેજ કરી હતી. તેઓ જોઇ શક્યા કે દેશોદ્ધારનો મંત્ર એકજ છે, અને તે એ કે **સ્વરાજ્ય—બ્રિટનની સહાનુભૂતિ અને સહાય્યથી—સ્વરાજ્ય.**

સ્વરાજ્ય મંત્રની દિક્ષા આપનાર અધ્વર્યુ કહો—સ્વરાજ્ય મિમાંસાના કણાદ કહો, સ્વરાજ ફિલ્સોફીના સંસ્થાપક કહો, સ્વરાજ્ય ધર્મના બુદ્ધ કહો—જે કહો તે એજ પૂજ્ય મહાત્મા હતા.

આવો મહાત્મા, પરમવંદનીય હોય એમાં નવાઇ શી છે? દેશભક્તિ એજ જેના જીવનનું વ્રત હતું, હિંદની લોકોન્નતિ એજ જેને મોક્ષ હતો, એ નર હવે નથી. એ મહર્ષિની ઇચ્છા, હિંદને ફળીભુત હો. તેમણે વાવેલાં બી પલ્લવિત હો, તેમણે આદરેલો યત્ન ચાલુ રહો. એજ ઇચ્છી પરમકૃપાળુ પિતા તેમના આત્માને ચિર શાન્તિ આપો એટલુંજ અમે ઇચ્છીએ છીએ.*

"ગુજરાતી."

---

* લો. મા. ડા. દાદાભાઈ નવરોજીનાં મરણને લીધે ઓન. મી૰ મહમદઅલી જીન્નાને ત્યાં મુસ્લીમ વિદ્યાર્થી મંડળનો મેળાવડો તા. ૧૭ ની સાંજનો હતો તે મુલતવી રાખવામાં આવ્યો હતો. એ સિવાય ઘણે સ્થળે દુકાનો, આફિસો બંધ રહી હતી અને સર્વત્ર શોક પ્રવર્ત્યો હતો.

## ( આદર્શગૃહસ્થ. )—અનુક્રમણિકા.



## ( જાપાની જાસુસ. )—અનુક્રમણિકા.

ज्या मार्गांत येतात ते ते भाग कोरड्या डोळ्यांनी वाचणें कठीण जातें. याशिवाय नायक मनोहर, त्याचे वडील आप्पासाहेब दिवाण आणाराव, विश्वनाथ, नाना, नायिका विमला, शालिनी या साऱ्यांचींच स्वभावचित्रें चातुर्यानें रंगविलीं आहेत. "

सारांश, एका गृहिणीला " **होमरूल** " न मिळाल्यानेंतीं कशा भग्न-हृदय झाली आहे व तें " **स्वराज्य** " ( गृहराज्य ) मिळविण्यासाठीं तिला किती अपूर्व स्वार्थत्याग करावा लागला, याचें अत्यंत उदात्त व करुणपूर्ण चित्र या हृदयंगम कादंबरींत रेखाटलें आहे प्रत्येक **होमरूलर गृहिणीनें** ही कादंबरी आवश्य वाचावी.

गुजराथेस स्वातंत्र्य देणारा **रणवीर अनहील** याचें वीररस प्रधान हृदयंगम चित्र १६ वें पुस्तक " **रणवीर अनहील** " मध्यें प्रसिद्ध होईल.

| | |
|---|---|
| (१) **विहंगवृंद** (शिल्लक नाहीं); | (९) **रत्नकंकण-कृपणकन्या** १।=रु. |
| (२) **स्वर्गीय प्रेम** किं. १॥ रु. | (१०) **शापित महाराष्ट्र** २ रु. |
| (३) **वनज्योत्स्ना-सुमेदार** किं१॥रु. | (११) **तीन शिलेदार** ३ रु. |
| (४) **जीवनलता** किं. १। रु. | (१२) **दुर्गादास-प्रेमशृंखला** २ रु. |
| (५) **गृहलक्ष्मी-शरयू** किं २ रु. | (१३) **अल्ला हो अकबर** २ रु. |
| (६) **रणरंग बंड-सौदामिनी** १॥रु. | (१४) **प्रेमळ सवत** किं. २॥ रु. |
| (७) **ताजमहाल काव्यरत्न** २।-रु. | (१५) **गुर्जरवीर अनहिल** किं २। रु. |
| (८) **पतित-अभिमनाश** २। रु. | (१६) **नंदनवन, शोणित तर्पण** १० |

**एक रुपाया** प्रवेश फी भरून या मालेचें **कायम ग्राहक** होणारांस हें व मालेचीं वरील सर्व पुस्तकें व पुढील सर्व पुस्तकें **निम्मे** किंमतीस मिळतात. खालील पत्त्यावर नांवें नोंदवून मागणी करावी.

**तात्या नेमिनाथ पांगळ.**

## प्रोप्रायटर–सरस्वतीवाङ्मयप्रसारक मंडळी.

**डॉ. भालचंद्र यांचे समोरील, भांडारे यांचे दगडी बंगल्यांत**

**ट्रामटर्मिनस–गिरगांव, मुंबई.**

જાણે ભૂલતાં જાય છે ! પ્રત્યેક મનુષ્યોના નેત્ર ઉપર નવા જમાનાનાં ચક્ષ્માં જણાઇ રહ્યાં છે ! ગો, ગંગા, ગાયત્રી અને ભક્ત, ભાગવત તથા ભગવાનનું રહસ્ય તેઓ ભૂલીજ ગયા છે ! તેવા સમયમાં પતિતપાવન **ઇશ્વરાવતાર શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનું જીવનચરિત્ર ચાતુર્વર્ણ્ય ઉપરાંત અન્ય ધર્મની પ્રજાને પણ પોતાના સનાતન ધર્મશાસ્ત્રનું ગૂઢ રહસ્ય અને મર્મ સમજાવી પ્રત્યેકને સન્માર્ગે દોરશે અને તેમના હૃદયમાં ધર્મ વિશ્વાસ ઉત્પન્ન કરશે.** જે સમયે બંગાલીઓ સ્વધર્મ ભૂલી ખ્રિસ્તી ધર્મ ઉપર મોહ પામ્યા હતા, તેમની રહેણી કરણી બદલાઈ જવા લાગી હતી, અને ત્યાંનો સનાતન ધર્માભિમાની બ્રાહ્મણ-પંડિત વર્ગ ખળભળી ઉઠયો હતો તે સમયે ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનો જન્મ થયો હતો. **તેમના આદર્શ જીવન અને ઉપદેશામૃતથી લાખો બંગાલીઓ સનાતન ધર્મ તરફ વળ્યા છે, અને આજે ઘેરેઘેર તેમની પુજા થઇ રહી છે.** અમારી ખાત્રી છે કે: આ પુસ્તક વાંચ્યાથી **મનુષ્યમાત્રને સંસારધર્મમાં રહીનેજ ઇશ્વરોપાસના કરવાની રીત, ઇશ્વર દર્શન કરવાના માર્ગો અને મુક્તિ પામવાની સહેલી કુંચી પ્રાપ્ત થશે એમાં જરા પણ શંકા નથી.** મહાપુરૂષોનો જન્મ ધાર્મિક ઉદ્દેશ્ય પૂર્ણ કરવા માટેજ થાય છે. તેજ પ્રમાણે ભગવાન્ શ્રીરામકૃષ્ણદેવનો જન્મ, ભારતવર્ષમાં ધર્મની ગ્લાનિ થતી અટકાવી સનાતન ધર્મની જાગૃતિ કરવાનેજ થયો હતો અને તે કાર્ય માટેજ તેમણે **સ્વામીશ્રી વિવેકાનંદને** પોતાના શિષ્ય બનાવી, **તેમને સાક્ષાત્ ઇશ્વરદર્શન કરાવી,** યોગની ક્રિયાઓ શિખવી બ્રહ્મનિષ્ઠ બનાવી, જગત્ ઉપર-ઠેઠ અમેરિકા પર્યંત-ધર્મ-પ્રચાર કરવા કેવી રીતે પ્રેર્યા હતા તે સર્વે બનાવોનું સરલ અને હૃદયગ્રાહી ભાષામાં વર્ણન કરવામાં આવ્યું છે. શ્રી પરમહંસદેવનાં જીવનચરિત્રમાં બનેલા સર્વે બનાવો, ગુરૂભાવ અને સાધકભાવ વખતે થયેલા સર્વે ચમત્કારો, શિષ્યોને કેવી રીતે પોતાની ઇશ્વરાવતાર સંબંધી પ્રતીતિ કરાવી, અને કેવી રીતે **વિવેકાનંદ જેવા નાસ્તિકને આસ્તિક બનાવ્યો**-તેને કેવી આ-શ્ચર્યકારક રીતે ઇશ્વરનાં દર્શન કરાવ્યાં તે સર્વે બનાવો આ ગ્રંથમાં લખ-

વામાં આવ્યા છે. વાંચતાં વાંચતાં તલ્લીન થઇ જવાશે; અને જાણે આપણે સાક્ષાત્ ઇશ્વરનાં દર્શન કરી રહ્યા હોઇએ એટલો આનંદ પ્રાપ્ત થશે. ટુંકમાં કેઃ આ પુણ્યપ્રદ ગ્રન્થમાં લખાયેલું પતિતપાવન, જીવોદ્ધારક ભગવાન શ્રી **રામકૃષ્ણ પરમહંસદેવનું જીવનચરિત્ર વાંચવાથી ગમે તેવા મોહ-માયામાં ફસાઇ ત્રયતાપથી તપેલાં, અને કલેશ દુઃખથી દુઃખી થઇ સંસારથી કંટાળેલા મનુષ્યોને અવશ્ય શાંતિ-સુખ પ્રાપ્ત થશે, એટલું જ નહિ પણ વાંચક સ્ત્રી, પુરૂષ સર્વ જીવોને વેદ, દર્શન શાસ્ત્રો, ઉપનિષદ અને પુરાણાદિ સર્વ ધર્મગ્રન્થો વાંચ્યા જેટલુંજ ફળ પ્રાપ્ત થશે.**

ભાગ્યેજ એવો કોઇ મનુષ્ય હશે કે જે આ ગ્રંથ વાંચ્યા પછી પાપ અને મોહ માયાથી દૂર નહિ થાય. આ ગ્રંથ મનુષ્યને અભિમાન, લોભ, ઇર્ષા અને મદથી દૂર રહેતાં શીખવે છે. ધર્માચાર્યોને તેમના ધર્મ શીખવે છે. સ્ત્રી એ વિલાસની પુતળી નહિ પણ સાક્ષાત્ જગદંબા છે એવું ભાન કરાવે છે. આ ગ્રન્થ વાંચ્યાથી ગુર્જર પ્રજાના હૃદયમાં નવું તેજ પ્રકાશી રહેશે અને તેમના હૃદયમાંથી રાજસ્, તમાસ્ ભાવ દૂર થઇ, શુદ્ધ સત્વ બનાવી તેમના મનમાં જ્ઞાન-ભક્તિ, શ્રદ્ધા, વિશ્વાસ, ઉદય પામી આલોક-પરલોકમાં મોક્ષનું સાધન પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા ઉત્પન્ન થશે. **વાંચક માત્રનું કલ્યાણ થશે-તેઓ સુખી થશે-તેમને ઇશ્વરદર્શન થશે. તેમના જીવન-મરણનો ફેરો ટળશે. આ અમૂલ્ય ધર્મ-ગ્રંથ માટે ભાદરવા માસ સુધીમાં નામ નોંધાવી શકાશે.**

**હિંદના ગ્રાહકો માટે હાલ ભાદ્ માસ સુધી રૂ.બે.** પોસ્ટેજ જુદું.

**આફ્રિકાના ગ્રાહકોએ**—૩ શીલીંગ ૪ પેન્સનો પોસ્ટલ ઓર્ડર અગાઉથી મોકલવો. **ગ્રાહક થનાર** સજ્જનોએ એક પોસ્ટકાર્ડ ઉપર પોતાનું નામ, ઠામ, ઠેકાણું, જીલ્લો વગેરે સ્પષ્ટ લખી મોકલવું.

**મનીઓર્ડર વગેરે સર્વ પત્રવ્યવહારઃ—**

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**

**વ્યવસ્થાપક-સસ્તી વાર્તામાળા, હાજા પટેલની પોળ-નવોવાસ-અમદાવાદ.**

# आदर्श गृहस्थ साधु

## ( महात्मा दुर्गाचरण नाग. )

### પ્રકરણ ૧ લું.

#### જન્મ અને બાલ્ય જીવન.

જે મહાપુરૂષનું જીવન વૃત્તાન્ત લખવા હું પ્રવૃત્ત થાઉં છું તેમને વિષે જગપ્રસિદ્ધ પૂજ્યપાદ સ્વામી શ્રી વિવેકાનંદ કહે છે કેઃ " જગતમાં હું બહુ ફર્યો પણ નાગ મહાશય જેવો સાધુ પુરૂષ મ્હેં કોઇ ઠેકાણે જોયો નથી. "

પૂર્વ બંગાળામાં નારાયણ ગંજથી અર્ધો ગાઉ દૂર દેવભોગ નામે એક નાનું ગામ છે. અહીં સને ૧૮૪૬ ના ઑગસ્ટની ૨૧ મીએ *નાગમહાશયનો જન્મ થયો હતો. નાગમહાશયના પિતાનું નામ દીનદયાલ અને માતાનું નામ ત્રિપુરાસુંદરી હતું દીનદયાલના પિતાનું નામ પ્રાણકૃષ્ણ અને માતાનું નામ રૂકિમણી હતું. આ કુટુંબનો મૂળ નિવાસ તિલારદિમાં હતો, પણ એ ત્રણ પેઢીથી તેઓ દેવભોગમાં આવી રહ્યાં હતાં. દીનદયાલ સિવાય પ્રાણકૃષ્ણને બે કન્યા હતી. તેમાંની જ્યેષ્ટા ભગવતી નવ વર્ષની વયે વિધવા થઇ મરણ પર્યંત પિતાને ત્યાં રહ્યાં હતાં. કનિષ્ટ ભારતી દેવી સંબંધી કાંઇ હકીકત મેળવી શકાઇ નથી. સાંભળ્યું છે કે તે પિતૃ ગૃહે બહુ આવતાં નહિ અને ભગવતીની પહેલાં તે મરણ પામ્યાં હતાં.

---

* નાગમહાશયનું પૂર્ણ નામ દુર્ગાચરણ નાગ હતું, પણ પુસ્તકમાં વાચકને નાગમહાશય એજ નામથી પરિચય આપ્યો છે.

નાગમહાશયના જન્મ પછી ચોથે વર્ષે તેમનાં બ્હેન સારદામણિનો જન્મ થયો હતો. સારદામણી પછી બે વર્ષે દીનદયાળને ત્યાં એક પુત્રીનો જન્મ થયો હતો પણ તે માત્ર ચાર માસજ જીવી હતી. બે વર્ષ પછી ફરીથી ત્રિપુરાસુંદરીએ એક પુત્રને જન્મ આપ્યો હતો. સુવાવડમાંથી ઉઠયા પછી તુરતજ ત્રિપુરાને સુવારોગ લાગુ પડયો અને તેથી તે થોડા વખતમાં મરણ પામ્યાં. માતાના મરણ પછી એક મહિને બાળક પણ મરી ગયું.

પોતાની નણંદ ભગવતીને એક પુત્ર અને એક કન્યા સોંપી ત્રિપુરાસુંદરી આ લોક છોડી ગયાં. નાગમહાશયનું વય તે સમયે માત્ર આઠ વર્ષનું હતું. પિતાએ ફરીથી લગ્ન કર્યું નહિ. ભગવતી બાળ વિધવા હતી. ઘણીજ માયાથી તે પોતાના ભાઇનાં બાળકોને ઉછેરતી. ભગવતી સંબંધે કાંઇ વાત નીકળતાં નાગમહાશય કહેતા કે: " ભગવતી ફોઇજ મ્હારાં જન્મ જન્મનાં માતા હશે. એમના અત્યંત પ્રેમને લીધે મ્હને મ્હારી માતા કદી સાંભરી નથી."

દીન દયાલ એક શ્રદ્ધાળુ અને આચારવાન્ હિંદુ હતા. તે કલકત્તામાં રાજકુમાર અને હરપ્રસન્ન પાલ ચોધરીની પેઢીમાં સાધારણ નોકરી કરતા. કલકત્તામાં દીનદયાલનું એક નાનું ઘર હતું.

પાલબાબુ અને દીનદયાલ વચ્ચે શેઠ નોકરનો સંબંધ ન હતો પણ તેઓ દીનદયાલને પોતાનો કુટુંબી હોય એવોજ ગણતા. સત્યનિષ્ટ નિર્લોભી અને ધર્મભીરૂ દીનદયાલ ઉપર પાલ બાબુનો અત્યંત વિશ્વાસ હતો. દીનદયાલને કોઇ દિવસ તેઓ ઉંચે સ્વરે કહેતા નહિ. એક વખત વર્ષ આખરે હિસાબ ગણતાં પાંચ સાત હજાર રૂપિઆની ભૂલ આવી. દીનદયાલ ગોટાળો કરે નહિ એવો પાલબાબુને પૂર્ણ વિશ્વાસ હતો. તેમણે દીનદયાલને ખુટતી રકમ ખર્ચ ખાતે લખી દેવા કહ્યું. દીનદયાલને આ રૂપિઆ બાબત બહુ લાગતું. એક વર્ષે ખુટતા રૂપિઆનો હિસાબ મળ્યો. આથી પાલબાબુને દીનદાયળપર દૃઢ વિશ્વાસ બેઠો અને દીનદયાલ કાંઇક પૈસા કમાય અને પૈસે ટકે સુખી થાય એવી ગોઠવણ કરવા લાગ્યા. નિર્ધન પણ ધર્મપરાયણ દીનદયાલબાબુના નિર્લોભપણાનું એક દૃષ્ટાંત અત્ર આપું છું.

પાલબાબુ જથ્થાબંધ માલ બહારગામ મોકલતા. કોઇક વખત તેમને

નારાયણ ગંજ પણ માલ મોકલવો પડતો. તે વખત નારાયણ ગંજ જતાં રસ્તામાં ચોરનો પણ બહુ ભય હતો. માલ હોડી માર્ગે મોકલવો પડતો. પાલબાબુને દરેક હોડીની સાથે પોતાનો એક વિશ્વાસુ નોકર મોકલવો પડતો, એક વખત દીનદયાલને પણ હોડીની સાથે જવું પડયું. સહી સલામત સ્થાને પહોંચ્યા પહેલાં સંધ્યાકાળ થઇ ગઇ. તે દિવસે દીનદયાલ હાથમાં લાકડી લઇ આખી રાત જાગતા બેસી રહ્યા. રાત પૂરી થતા આસરે પાંચ વાગે દીનદયાલ શૌચ ગયા. ત્યાં આગળ એક ખાડામાં તેમણે મ્હોરોથી ભરેલો એક ઘડો જોયો. દીનદયાલે મ્હોર હાથમાં લઇ તપાસી જોઇને પાછી ત્યાંજ નાખી દીધી. શૌચકર્મ ઝટપટ પરવારી દીનદયાલ બાબુ પાછા હોડીપર ચાલ્યા, અને માછીઓને હોડી છોડવા હુકમ કર્યો. માછીઓએ દાતણ પાણી પરવાર્યા પછી છોડવાનું કહ્યું પણ દીનદયાલે તે માન્યું નહિ.

" આ સ્થાન ભયંકર છે, હોડી એકદમ છોડો. " એવી દીનદયાલ બાબુએ આજ્ઞા કરી. હોડી બેચાર ગાઉ ગયા પછી દીનદયાલે માછીઓને હોડી લંગારવા કહ્યું. દીલદયાલ કહેતા કે " ગુપ્તધન જોતાં મ્હને લોભ થયો હતો પણ શાસ્ત્રોની " **पर द्रव्येषु लोष्टवत्** " એ આજ્ઞા સાંભરી આવી અને મ્હને પાપ કરતાં બ્હીક લાગી. ફરીથી કદાચ લોભ ઉત્પન્ન થાય માટે દીન દયાલ બાબુએ તુરતજ માછીઓને હોડી છોડવા આજ્ઞા કરી હતી.

નાગ મહાશયના બાલ્ય જીવનની સંપૂર્ણ હકિકત મળી શકી નથી. બાલપણુથીજ તે મિષ્ટ ભાષી, સુશીલ અને નમ્ર સ્વભાવના હતા. બાલપણુમાં તેમનું શરીર હૃષ્ટપુષ્ટ અને મનોહર હતું. માથાપર લાંબા વાળ હોવાથી તે વધારે સુંદર લાગતા. નિર્ધનનું બાળક એટલે તેમના શરીરપર રૂપાના બે છડા સિવાય બીજી કાંઇ પણ જ્યાુસ હતી નહિ તો પણ જ્યારે આ સુંદર મનોહર બાળક નાચ કરતું ત્યારે સર્વે પાડોશીઓ તેમના તરફ એકી નજરે જોયા કરતાં. પાડોશની સ્ત્રીઓ આ બાળકને જોતાંજ કેડે લઇ લેતી અને તેને કાંઇક ખાવાનું આપતી પણ બાળક કાંઇ લેતુંજ નહિ.

નાગ મહાશય બાલપણુથીજ બહુ શાંત હતા. સંધ્યા વખતે એકલા બેસી તે આકાશ તરફ જોયા કરતા. આકાશ, ચંદ્ર અને તારા જોઇ તેમને

બહુ આનંદ થતો. તે કોઇ વખત ભગવતીને કહેતા કેઃ "મા ! અહીં તો ગમતું નથી. ચાલો, આપણે આ તારા દેખાય છે તે દેશમાં જતાં રહીએ." ચંદ્રને જોતાં નાગ મહાશય નૃત્ય કરવા મંડી જતા. ભગવતી દેવી બાળકનો આનંદી સ્વભાવ જોઇ બહુ આનંદ પામતાં અને બાળકને વારંવાર ચુંબન કરતાં.

ભગવતી દેવી પુરાણની વાતો કહેવામાં બહુ નિપુણ હતાં. બાળકને ઉંઘાડવા માટે તે મહાભારત અને રામાયણમાંથી બહુ વાતો કહેતાં. ઘરમાં બહુ કામ હોય તો ભગવતી દેવી વાત કહેતાં નહિ, પણ બાળક વાત સાંભળ્યા વિના ઉંઘેજ નહિ એટલે ગમે તેમ કરી ભગવતીને વાત કહેવી પડતી. ભગવતી જે જે વાતો કહેતાં તેનાં બાળકને રાત્રે સ્વપ્ન આવતાં. રાત્રે દેવદેવીનાં દર્શન થતાં ચમકી ઉઠતા. તે ભગવતીને ઉંઘમાંથી જગાડતા નહિ, પણ પથારીમાં શાંત બેસી રહેતા. રાત્રિ પૂરી થતાં નાગ મહાશય પોતાના સ્વપ્નની વાત કહેતા. ભગવતી સર્વે વાતો સાંભળી આશ્ચર્ય પામતાં.

ન્હાનપણમાં નાગ મહાશય બહુ રમતિયાળ નહતા, પણ બીજાં બાળકના આગ્રહથી કોઇ કોઇ વાર રમવા જતા. રમતમાં જો કોઇ જુઠું બોલતું તો નાગમહાશય તેની સાથે વાત કરવાનું બંધ કરતા અને જ્યાં સુધી તે "હવે જુઠું નહિ બોલું" એવી પ્રતિજ્ઞા ન કરે ત્યાં સુધી તેની સાથે મિત્રતા કરતા નહિ. કોઇ બે બાળકો લડતા તો નાગમહાશય બન્નેનું સમાધાન પણ કરી આપતા. દરેક બાળકને નાગમહાશય પર બહુ પ્રેમ હતો. રમતમાં અથવા હસવામાં પણ નાગમહાશય કદી જુઠું બોલતા નહિ. નાગમહાશયનું આવું સચ્ચરિત્ર જોઇ આખા ગામને તેમના પર અત્યંત પ્રિતી થતી હતી.

માતાના મૃત્યુ પછી નાગમહાશય ભગવતી દેવીના લાડમાં ઉછરવા લાગ્યા. વય વધતાં તેમને જ્ઞાનલાલસા ઉત્પન્ન થઇ. હાલની પેઠે તે વખતે સ્થળે સ્થળે નિશાળો નહોતી. નારાયણગંજમાં માત્ર એકજ બંગાળી નિશાળ હતી. નાગમહાશયે તે નિશાળમાં પોતાનો અભ્યાસ શરૂ કર્યો. આ નિશાળમાં ફક્ત ત્રણજ ધોરણ હતાં. એટલું ભણી નાગમહાશયને અભ્યાસ છોડવો પડયો તેથી તેમને બહુ દિલગીરી થઇ. દિવાળીપર દીનદયાળ પોતાને ત્યાં આવ્યા ત્યારે નાગમહાશય તેમની સાથે કલકત્તે ભણવા જવા તૈયાર થયાં.

પણ દીનદયાળે ના પાડી. દીનદયાળે કહ્યું કે: "શીધારણું આવકમાં તને ભણાવી શકાય નહિ." એ ઉત્તર સાંભળી નાગમહાશય બહુ ખિન્ન થયા. તેમની કલકત્તે જવાની આશા ભંગ થઇ! તેમણે હવે નૈજીકમાં કોઈ સ્કુલની તપાસ કરવા માંડી. તપાસ કરતાં સાંભળ્યું કે ઢાકામાં ઘણી નિશાળ છે. ઢાકા ત્યાંથી પાંચ ગાઉ દૂર છે. ત્યાં ભણવા જવાથી દરરોજ દશ ગાઉ ચાલવું પડે. ભગવતીદેવીએ નાગમહાશયને ત્યાં ભણવા જવાની ચોખ્ખી ના કહી, પણ નાગમહાશયે તેમનું માન્યું નહિ. એક દિવસ કોઇને કહ્યા વિના તેઓ ઢાકા ચાલ્યા ગયા. આખો દિવસ નિશાળના શોધમાં ફર્યા. છેવટે એક બંગાળી નિશાળ જોઇને ઘેર પાછા ફર્યા. ઘેર પાછા ફરતાં રાત પડી ગઇ. ભગવતી ફાનસ લઇ તેમને શોધવા નીકળ્યાં. ગામમાં ઘેરેઘેર શોધી વળ્યાં. કોઇ ઠેકાણે માલુમ નહિ પડવાથી ભગવતી ઘરમાં બેસી રડતાં હતાં, એટલામાં નાગમહાશય આવી પહોંચ્યા. ભગવતીએ તુરતજ તેમને ખાવાનું આપ્યું, અને "સવારનો ક્યાં ગયો હતો?" એમ પૂછતાં નાગમહાશયે સર્વ હકિકત તેમને કહી દીધી અને કહ્યું કે: "આવતી કાલથી નિશાળે ભણવા જવું છે. સવારે આઠ વાગે ખાવાનું કરી આપજો." નાગમહાશયનો અભ્યાસ માટે આગ્રહ જોઇ ભગવતીએ બિલકુલ આનાકાની કરી નહિ.

બીજે દિવસે નિશાળમાં દાખલ થવા માટે જોઇતા પૈસા લઇ નાગમહાશય ઢાકા ગયા અને ત્યાં નૉર્મલ સ્કુલ ( Normal School ) માં દાખલ થયા. નિશાળમાં તે પંદર માસજ ભણ્યા. પંદર માસમાં ફક્ત એજ દિવસ તે ગેરહાજર હતા. વરસાદના દિવસમાં પણ તે એક દિવસ ગેરહાજર રહ્યા નહોતા. એ પરિશ્રમથી તેમનું શરીર કાંઇક ક્ષીણ થયું હતું. તે કહેતા કે: "ઢાકા ભણવા જતાં મ્હને કોઇ દિવસ કંટાળો આવ્યો નથી, જંગલની ઝાડીમાં પણ હું નિર્ભયપણે ચાલ્યો જતો. જો મ્હને ભૂખ લાગતી તો એક પૈસાના ચણા લઈ ખાતો."

ઢાકાથી ઘેર આવતી વેળા તેમણે એક પ્રેત જોયું હતું. એ સંબંધમાં તે કહેતા કે: "ભૂત, પ્રેત વગેરે સર્વ સત્ય છે. શ્રીરામકૃષ્ણ પરમહંસ મ્હારા ગુરૂદેવ છે તે પણ ભૂત, પ્રેત સત્ય માને છે. ઢાકાથી જ્યારે ઘેર આવતો હતો

ત્યારે એક દિવસ મ્હેં ભૂત જોયું હતું. એક પીપળાના ઝાડની નીચે તે ઉભું હતું. હું ઘેર આવતો હતો તે વખત મ્હારી નજર તેનાપર પડી. હું ચમકી ઘણા વખત સુધી ત્યાં ઉભો રહ્યો, પણ તે આકૃતિ ત્યાંથી ખસી નહિ; પછી મ્હેં જરા હિંમત રાખી અને મ્હેં તેનું કાંઇ બગાડયું નથી, મ્હને તે શા માટે નુકશાન કરશે? એવું ધારી હું ચાલવા લાગ્યો. હિંમત ભેર હું તે ઝાડ આગળથી પસાર થઇ ગયો. પસાર થઇ ગયા પછી મ્હેં એક ભયાનક હાસ્ય સાંભળ્યું, પણ મ્હેં પાછું ફરી જોયું નહિ. એ પછી બે ત્રણ વખત મ્હારે આવું બન્યું હતું. પણ મ્હને તે પ્રેતે કાંઇ નુકસાન કર્યું નથી."

નિશાળના એક શિક્ષકનો નાગમહાશય ઉપર બહુ પ્રેમ હતો. રોજ ચાલીને આવતા જોઇ તેમણે નાગમહાશયને પોતાને ત્યાં રહેવા કહ્યું હતું, પણ નાગમહાશયે તેમ કરવા ચોખ્ખી ના પાડી. નાગમહાશયની ખંત અને દ્રઢતા જોઇ તે શિક્ષકે કહ્યું હતું કેઃ "આ બાળક કોઈ મહાન્ પુરૂષ થવાનો છે." એવું ભવિષ્ય કથનાર શિક્ષક હાલ જીવિત નથી, નહિ તો પોતાની ભવિષ્યવાણી સત્ય ઠરેલી જોઇ તેમને અતિ આનંદ થાત.

ઢાકા નૉર્મલ સ્કુલમાં એ થોડો વખતજ ભણ્યા છે, પણ એટલા સમયમાં તેમણે બંગાળી ભાષાનો બહુ સારો અભ્યાસ કર્યો હતો. તેમના અક્ષર બહુ સુંદર હતા. તે બંગાળીમાં લેખ પણ લખી શકતા. તેમણે ચારિત્ર્ય અને ધર્મ ઉપર કેટલાક નિબંધ પોતાની નોટમાં લખ્યા હતા. કલકત્તે ડૉકટરી અભ્યાસ કરવા આવ્યા ત્યારે તે બધા નિબંધ પુસ્તકાકારે છપાવી તેને "બાળકોને ઉપદેશ" એવું નામ આપ્યું હતું. આ પુસ્તક હજી પણ દેવભોગમાં કોઇ કોઇ ઘેર જોવામાં આવે છે.

નાગમહાશયના પરમભક્ત હરપ્રસન્ન મજુમદારનાં પત્નીએ નાગમહાશયના મુખથી તેમના બાલ્યજીવન વિષે કેટલીક હકીકત સાંભળી છે. તેમણે કૃપા કરી આ લેખક ઉપર તેમના બાલ્ય જીવન વિષે એક પત્ર લખ્યો છે. તે પત્ર અત્રે પ્રકટ કરવામાં આવે છે.

**પૂજ્ય બંધુઃ—**

મ્હને બાબાના (નાગમહાશયના) બાલ્યજીવનની હકિકત બરાબર મળી

નથી; તેમણે સ્વમુખથી મ્હને જે કહ્યું છે તે અત્રે લખું છું. કેટલીક બાબતો તમને પણ માલુમ હશે. સત્ય વચન માટે તેમને કેટલું ખમવું પડયું છે એ વિષે તેમણે વાત કરી હતી. એક વેળા સ્વગ્રામમાં છોકરાઓ સાથે તેઓ રમવા ગયા. રમતમાં બે પક્ષ પડયા હતા. રમતમાં કાંઇ તકરાર પડી. સામા પક્ષવાળાએ નાગમહાશયને સમાધાન કરવા કહ્યું. નાગમહાશયે પોતાના પક્ષનું હિત ન સાચવતાં સત્ય જોઇ ન્યાય કર્યો, તેથી નાગમહાશયનો પક્ષ હાર્યો. નાગમહાશયના પક્ષવાળા તેમના પર બહુ ગુસ્સે થયા અને તેમને ત્યાં ને ત્યાંજ ખૂબ માર માર્યો. એમનાં કપડાં પણ લોહીવાળાં થઇ ગયાં. એટલું બધું વાગ્યું છતાં તેમણે ભગવતીદેવીને બિલકુલ વાત કરી નથી; કારણ કે તે જાણતા હતા કે જો ભગવતી દેવી જાણશે તો પેલા છોકરાઓના માબાપ સાથે લડવા જશે. બીજી કેટલીક હકિકત જાણવા જેવી નથી. અમારા આદર્શ ત્યાગી ગુરૂનું જીવનચરિત્ર તમે જનસમાજ સમક્ષ મૂકવા ધારો છો તેથી અમને આનંદ થાય છે. લી.

ભગિની.

નાગમહાશયનું વય દિનપર દિન વધવા લાગ્યું. હવે તે બાળક મટી યુવક થયા હતા. ભગવતી દેવીએ તેમને માટે કન્યાની ગોઠવણ કરી દીન દયાલને કલકત્તે પત્ર લખ્યો. વિક્રમપુર પાસેના રાઇજદિયા ગામ નિવાસી શ્રીયુત્ જગન્નાથદાસની પુત્રી પ્રસન્નકુમારી સાથે નાગમહાશયનો વિવાહ થયો. પ્રસન્નકુમારીને ત્રણ ભાઇ હતા. મહેશ, હરેન્દ્ર અને ભગવાનચંદ્ર. જગન્નાથદાસ એક વયોવૃદ્ધ ગૃહસ્થ હતા.

નાગમહાશય અને તેમની બ્હેન સારદામણીનાં લગ્ન એકે દિવસે થયાં. નાગમહાશયનાં લગ્ન દિવસે થયાં હતાં. વિવાહ પછી પાંચ માસે નાગમહાશય કલકત્તે આવ્યા.

## પ્રકરણ ૨ જું.

### કલકત્તે આગમન.

કલકત્તે આવી નાગમહાશય કેમ્પબેલ મેડીકલ સ્કુલ (Campbell Medical School) માં દાખલ થયા. એ સ્કુલમાં તે દોઢ વર્ષ કરતાં વધુ રહ્યા નથી. નાગમહાશયે મેડિકલ સ્કુલ શા કારણથી છોડી તે માલુમ પડયું નથી.

કેમ્પબેલ સ્કુલ છોડી નાગમહાશયે બંગાલાના સુપ્રસિદ્ધ ડૉક્ટર વિહારીલાલ ભાદુડીની પાસે હોમીઓપથી શીખવાનું શરૂ કર્યું. નાગમહાશયના સચ્ચરિત્રને લીધે ભાદુડી મહાશય એમના પર બહુ પ્રેમ રાખતા અને બહુ કાળજી પૂર્વક શીખવતા હતા. તેમને પ્રેકટીકલ જ્ઞાન આપવા પોતાની સાથે દરદીને ત્યાં પણ લઇ જતા. નાગમહાશય સાંજ સવાર ભાદુડી ડૉક્ટરને ત્યાં જતા અને ઘેર આવી હોમીઓપથીનાં પુસ્તકો વાંચતા. આવી રીતે એ વર્ષ વીતી ગયાં.

ડૉક્ટરનું કામ બરાબર જાણવા માટે હવે નાગમહાશયને કલકત્તેજ રહેવાનું હતું. એમનાં પત્ની હજી સુધી પિયરમાંજ હતાં, એટલે નાગમહાશયને પોતાનાં પત્ની સાથે બિલકુલ પરિચય થયો નહતો. કોઇ વખત પરિચય થવાનો સમય આવતો તોપણ નાગમહાશય ત્યાંથી છટકી જતા. દીનદયાલના ઘરમાં યોગમાયા નામની એક છોકરી હતી. તે ઘણી વખત દીનદયાલ સાથે કલકત્તે આવતી. તેણે સુરેશ બાબુને એ વાત કરી હતી.

ભગવતી દેવીને પણ એ વાતની ખબર હતી, પણ તેમને એથી બહુ લાગતું નહિ. " હમણાં એની સ્ત્રી પર પ્રિતી નથી તો પાછળથી થશે. " એમ બોલી ભગવતી દેવી મન વાળતાં, પણ દુષ્ટ કાળ રાક્ષસે ભગવતીની સર્વે આશાઓ ધૂળમાં મેળવી. આમાશયથી પ્રસન્નકુમારી મરણ પામવાના

સમાચાર કલકત્તે આવ્યા. નાગમહાશયને દિલગીરી જો થઇ પણ "ભગવાને મ્હને સંસાર બંધનથી મુક્ત કર્યો." એવા વિચાર આવવાથી કંઇક શાંતિ થઇ. દીનદયાલને એ સમાચારથી બહુજ ફટકો લાગ્યો. તેમણે ફરીથી દેશમાં જઇ પુત્રનો વિવાહ કરવાનું નક્કી કર્યું પણ થોડા વખતમાં મનગમતી કન્યા મળી શકી નહિ એટલે વિવાહનો ભાર પોતાના જમાઇ પર મૂકી પોતે નાગમહાશયને લઇ કલકત્તે આવ્યા.

નાગમહાશયે હવે પોતાનું હોમીઓપેથીક દવાનું કામ શરૂ કર્યું. એક નાની પેટી ખરીદી તેમાં દવાની શીશીઓ ગોઠવી નાગમહાશય ફળીએ ફળીએ ફરી ગરીબ દુઃખીને દવા આપવા લાગ્યા. ભાદુડી ડૅાક્ટર કહેતા કે; "ગંભીર રોગ પણ નાગ મહાશયના પ્રીસ્ક્રિપ્શન ( Prescription ) પ્રમાણે દવા આપવાથી સારો થતો હતો. રોગની પરીક્ષા કરી દવા આપવામાં નાગમહાશય બહુ હોશિયાર હતા." એક વખત નાગમહાશયનાં સાસુ કલકત્તે આવ્યાં હતાં. તે પણ પોતાના જમાઇનાં બહુ વખાણ કરતાં. ધીમે ધીમે નાગ મહાશય કલકત્તામાં પ્રસિદ્ધ થવા માંડયા. હજી તો તે ભણવા પણ જતા. પોતાની વિદ્યાર્થી અવસ્થામાં પણ નાગમહાશય ગરીબ અને દુઃખી માણસોના આશ્રયદાતા થયા. ઇચ્છા હોત તો નાગમહાશય અત્યારથી પૈસા કમાઇ શકત પણ તેમણે કદી તેમ કર્યું નહિ. તે ધંધા તરીકે કોઇને દવા આપતા નહિ. માત્ર ગરીબનેજ આપતા.

નાગમહાશયનો સ્વભાવ બહુ પરોપકારી હતો. પરોપકાર કરવાની તક મળતાં તે કદી ચૂકતા નહિ. પારકાને માટે હલકું કામ કરતાં પણ અચકાતા નહિ. તેમના પિતાના મિત્રો તેમની પાસે બજારમાંથી કેટલીક ચીજો મંગાવતા ! નાગમહાશય તેમનાં ચોખાદાળનાં મોટાં પોટલાં પણ ઉંચકી લાવતા ! એક સારા ડાકટરને મજુરી કરતાં પણ શરમ આવતી નહિ !

વિપત્તિમાં આવી પડેલા ગમે તેવા મનુષ્યને મદદ કરવામાં નાગમહાશય તૈયાર રહેતા હતા. તેમની પોળમાં પ્રેમચંદ મુન્સી નામનો એક મહા કૃપણ ગૃહસ્થ રહેતો હતો. તેની પાસે ઘણા પૈસા હતા, છતાં પ્રેમચંદ ચાકર રાખતા નહિ. પોતાના એક પિત્રાઈ ભાઇ પાસે રંધાવતા અને પાણી પણ તેની પાસે

ભરાવતા. પૈસા ખર્ચવાના જમને લીધે પ્રેમચંદ મુન્શી પોળમાં કોઇ સાથે સંબંધ રાખતા નહિ.

પ્રેમચંદ મુન્શીનો પિત્રાઇ ભાઇ થોડા વખત પછી અચાનક મરણ પામ્યો. પ્રેમચંદ પોળમાં ઘેર ઘેર ફરી આવ્યા પણ કોઇ એની સાથે સ્મશાન જવા કબુલ થયું નહિ. આખરે પ્રેમચંદ નાગમહાશય પાસે આવ્યા. નાગમહાશય અને તેમના પિતા બન્ને શબ દાહ કરવા સ્મશાન ભૂમિમાં ગયા.

ભાદુડી મહાશયને ત્યાં એક વર્ષ થયા પછી નાગમહાશયને સુરેશબાબુ સાથે પરિચય થયો. સુરેશ તેમને 'મામા' કહેતો. સુરેશ હાટખોલાના પ્રસિદ્ધ દત્તવંશનો હતો. શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવનો પરિચય થતા પહેલાં સુરેશ બ્રહ્મસમાજી હતો. સુરેશ નિરાકાર બ્રહ્મવાદી, દેવ દેવી કાંઇ માનતો નહિ. આ બાજુ નાગમહાશય અત્યંત શ્રદ્ધાળુ, હિંદુ, દેવ દેવી તો શું પણ બ્રાહ્મણ સુદ્ધાંને અતિશય માન આપતા. કોઇ કોઇ વખત બન્ને વચ્ચે ઘોર વાકયુદ્ધ થતું. નાગમહાશય કહેતા કે " હિંદુના દેવ દેવી પણ સત્ય અને તમારૂં બ્રહ્મ પણ સત્ય. અનેક સાધન ભજનના પ્રભાવથી અનેક જન્મે બ્રહ્મજ્ઞાન થાય છે; અને તે પણ લાખમાંથી એક એનેજ. વેદ, પુરાણ, તંત્ર, મંત્ર, એ બધું તમે જુઠું કહો છો ? બ્રહ્મજ્ઞાન એ મનુષ્ય જીવનનું પરમ લક્ષ્ય ખરૂં પણ આ બધા બ્રહ્મજ્ઞાનનાજ રસ્તા છે. મહામાયાની કૃપા વિના કોણ બ્રહ્મજ્ઞાની થઇ શકે એમ છે ?" સુરેશ ધીમેથી ઉત્તર આપતો; " મામા ! અમે તો તમારા દેવી દેવીઓને બિલકુલ માનતા નથી." સુરેશ ગમે તેમ બોલતો પણ નાગ મહાશયની શ્રદ્ધા અને દઢતા જોઈ તે બહુ આશ્ચર્ય પામતો.

સુરેશ દરરોજ સંધ્યા કાળે નાગ મહાશયને ત્યાં જતો. બન્નેને દરરોજ વાદવિવાદ થતો પણ કોઇ પોતાનો મત છોડતું નહિ. એવા વિરૂદ્ધ પ્રકૃતિના અને વિરૂદ્ધ મતના બે પુરૂષોને કેવી રીતે મૈત્રી થઇ તે કહી શકાતું નથી. સુરેશ અને નાગમહાશયની મૈત્રી સાધારણ મૈત્રી ન હતી. તેઓ ઇશ્વર સિવાય બીજી વાતો ભાગ્યેજ કરતા. બન્નેની મૈત્રી જીવન પર્યંત ટકી રહી હતી.

સુરેશ કોઇ કોઈ વખત નાગમહાશયને કેશવચંદ્ર સેનની સમાજમાં લઇ જતો. કેશવની ભક્તિ અને ભાષણ જોઈ તેમને બહુ આનંદ થતો પણ સમા-

જનો આચાર વ્યવહાર તેમને પસંદ પડતો નહિ; બ્રહ્મસમાજે પ્રકટ કરેલાં “ચૈતન્ય ચરિત, મુસલમાન સાધુનાં જીવન” ઇત્યાદિ પુસ્તકો તે બહુ પ્રેમથી વાંચતા. સમાજનું,* “આમાર દે મા પાગલ કરે, આર કાજ નહિ જ્ઞાન વિચારે.” એ ભજન તે ઉન્મત્ત ભાવથી ગાતા. તેમનો કંઠ બહુ સારો હતો.

સુરેશ કહે છે કે: “તેને પ્રથમ પરિચયથીજ નાગમહાશય સંસાર આસક્તિશૂન્ય છે એવું લાગ્યું હતું. તે બાલ્યાવસ્થાથીજ સદાચારી અને ધર્મનિષ્ટ હતા.” નાગમહાશય આ જીવન, લોકાચાર, દેશાચાર અને ગૃહસ્થાચાર માનતા. પૂર્વ બંગાલમાં એક માણસ નાસ્તિક મતનાં કેટલાં પુસ્તકો વાંચી લોકોમાં તે વિચાર ફેલાવતો હતો. નાગમહાશયનો તેની સાથે મેળાપ થયો. નાગમહાશય સાથે તેણે તર્કથી વાત કરવા માંડી. નાગમહાશય તર્કમાં હાર્યા તોપણ તેમણે ઉચ્ચ સ્વરે કહ્યું: “તમે ગમે તેમ કહો પણ ઇશ્વરના અસ્તિત્વ સંબંધી મ્હને બિલકુલ સંશય નથી. ઇશ્વર છે તે છેજ.” પોતે ઉચ્ચ શ્રેણીના સાધુ થયા પછી પણ કહેતા કે: “ઇશ્વર છે કે નહિ તે વિષે શા માટે વિચાર કરો છો? તમે સાધન કરી જુઓ, એટલે જરૂર માલુમ પડશે. ઇશ્વર છે એની સાબીતીની જરૂર નથી. ઇશ્વર સ્વતઃ પ્રકાશજ છે.”

હવે નાગમહાશયનું મન ડૉક્ટરી શીખવામાં રહ્યું નહિ. હવે એમનું ચિત્ત ધર્મ પર ગયું હતું. પિતાને દુઃખ થાય એમ ધારી તે ભાદુડીને ત્યાં જતા. નાગમહાશય સંસ્કૃત જાણતા નહોતા તેથી તેમણે પુરાણ, તંત્રાદિ પુસ્તકોનું બંગાળી ભાષાંતર વાંચવાનું શરૂ કર્યું. કોઇ પંડિત નજરે પડતાં તેઓ તુરતજ તેમની પાસે જતા અને શાસ્ત્રની બાબતો પૂછતા. નિત્ય ગંગાસ્નાન કરતા અને એકાદશીનું વ્રત નિયમિતરૂપે કરતા. દરરોજ સાયંકાળે તે કાશીમિત્રના સ્મશાનઘાટ પર ફરવા જતા. કોઇ કોઇ વખત રાત પડતી તો પણ ચિંતાતુર હૃદયે ત્યાંજ બેસી રહેતા. રાત્રિ ગંભીર! મનુષ્ય શબ પોતાની છાતી પર લઇ ચિતા સળગે છે! સ્મશાનવાસી વૃક્ષો સાથે એક તાર મિલાવી સ્મશાનવાહિની ગંગા જીવન મરણનું ગાન ગાય છે. એ ગાન સ્પષ્ટ સમ-

* હે મા! અમને તારા પ્રેમમાં પાગલ (ગાંડા) બનાવી દે. અમારે જ્ઞાન-વિચારનું કામ નથી.

જાતું નથી. પણ હૃદયસ્પર્શી છે! આવે સ્થળે બેસી નાગમહાશય વિચાર કરતા કે: "અનિત્ય! સર્વે અનિત્ય! સંસાર અનિત્ય! સત્ય માત્ર ભગવાન! તેને ન જાણ્યો—ન જોયો તો જીવન વ્યર્થ! એ ભગવાનને કેવી રીતે જોવા? મ્હને એ માર્ગ કોણ બતાવે?"

કાશીમિત્રના સ્મશાન ઘાટપર કોઇકોઇ વેળા, સાધુ, સંન્યાસીઓ અને સાધકો આવતા. નાગ મહાશય દરેકને અનેક સવાલો પૂછતા. કોઇ તેમને બરાબર ઉત્તર આપતા નહિ. નાગમહાશયે જાણ્યું કે: "સાધકનો મ્હોટો ભાગ સિદ્ધિમાંજ ભટકે છે. પરાભક્તિ તેમના જીવનનો ઉદ્દેશ નથી." એ ઘાટ પર તેમને એક તાંત્રીક સાથે મેળાપ થયો. નાગમહાશયે તેને વામાચાર વિષે કેટલીક હકિકત પૂછી. તેણે નાગમહાશયને કેટલીક બીભત્સ ક્રિયા બતાવી. નાગમહાશય એકદમ ચમકયા! તેમણે તાંત્રીકને કહ્યું: "તમે ધર્મને નામે બહુ પાપ કરો છો. તમે તંત્રનો ખરો મર્મ સમજ્યાજ નથી." તાંત્રીક ત્યાંથી એકદમ ચાલ્યો ગયો. એવા સાધુ અને સંન્યાસીનો મેળાપ થવાથી નાગમહાશયને કોઇ વખત ધર્મમાં અશ્રદ્ધા ઉત્પન્ન થતી હતી. તેમને એક વૃદ્ધ બ્રાહ્મણ પર બહુ શ્રદ્ધા હતી. એ બ્રાહ્મણ તાંત્રીક મત પ્રમાણે સન્યાસ લઇ સ્મશાનમાં સાધન કરતો હતો. બ્રાહ્મણ બહુ સદાચારી અને સાત્વિક હતો. તેનામાં ભેદ બુદ્ધિ બિલકુલ હતીજ નહિ. બ્રાહ્મણે તંત્ર સાધનાનો ગૂઢ મર્મ અને ષટ્ચક્ર રહસ્ય નાગમહાશયને બતાવ્યું. નાગમહાશયે તંત્ર મત પ્રમાણે સાધન કરવા ઇચ્છા બતાવી. પેલા બ્રાહ્મણે કહ્યું; "ભાઈ! અત્યારે આપણા દેશમાં તંત્રને નામે માયામુગ્ધ જીવો બહુ પાપ કરે છે. મ્હેં તને તેનું ખરૂં રહસ્ય સમજાવ્યું છે. એ પ્રમાણે સાધન કરજે. મા જગદંબા જરૂર ત્હારૂં કલ્યાણજ કરશે. ત્હારી ઇશ્વર દર્શનની લાલસા પણ પૂર્ણ થશે." આ બ્રાહ્મણ માટે નાગમહાશય કહેતા કે: "એ બ્રાહ્મણ સાધન માર્ગમાં ઘણો આગળ વધેલો હતો. તેને સહેજે જ્ઞાન થયું હતું."

એ વૃદ્ધ બ્રાહ્મણના ઉપદેશ અનુસાર નાગમહાશયને કોઇ કોઇ વખત અર્ધ રાત્રે સ્મશાનભૂમિમાં જઇ જપ કરવા પડતા. એક દિવસ ધ્યાન કરતાં કરતાં તેમને શુભ્ર જ્યોતિનાં દર્શન થયાં. ત્યારથી તે નિયમિતરૂપે રાત્રે સ્મશાનમાં જઇ જપ અને ધ્યાન કરતા.

એ વાત દીનદયાલે જાણી ત્યારે તેમને પોતાના પુત્ર માટે ચિંતા થવા લાગી. પોતાનો યુવાન પુત્ર સંસારવાસના ત્યાગ કરવા સાધન કરે છે એવું જાણી ક્યા સંસારમુગ્ધ પિતાને શોક ન થાય? તેમણે તુરતજ પોતાના જમાઈ ઉપર પુત્ર માટે કન્યાની ગોઠવણ કરવા પત્ર લખ્યો. દીનદયાળ ધારતા કે: "પુત્ર યુવાન છે, સંસાર બંધન નથી એટલે શ્મશાનમાં જઇ સાધુ સંન્યાસી સાથે બેસે છે. લગ્ન થયા પછી તે બધું છોડી દેશે." પણ મનુષ્યની ધારણા ક્યારે સફળ થાય છે?

તેમના જમાઇએ તુરતજ એક કન્યા શોધી કહાડી. એ કન્યાનું નામ શરત્કામિની હતું. તેના પિતા દેવભોગમાંજ રહેતા હતા. કન્યાની ખબર કલકત્તે આવી. પિતાએ નાગમહાશયને વિવાહ સંબંધી વાત કહી પણ નાગમહાશયે પુનઃ લગ્ન કરવા ચોખ્ખી ના પાડી. દીનદયાલે તેમને બહુ સમજાવ્યા, પણ નાગમહાશય બિલકુલ સમજ્યા નહિ. એક દિવસ રીસમાં દીનદયાલ બાબુએ ઉપવાસ કર્યો. નાગમહાશયે પણ તેમ કર્યું. બન્નેનો આખો દિવસ અશાંતિમાં ગયો. દીનદયાલે ક્રોધમાં આવી કહ્યું: "ત્હારે માટે અમારે જુઠું દરવું? મ્હેં નક્કી કર્યું તે હવે ના કેમ કહેવાય?"

નાગમહાશય: "એકવાર તો પરણ્યો હતો. તે બિચારી મરી ગઇ. હવે બીજી પરણાવી તેને શા માટે મૃત્યુમુખમાં સોંપો છો?"

દીનદયાલ: "તેનું નશીબ એવું હતું કે તે મરી ગઇ! તેં તો નથી મારી નાંખીને? વિધાતાએ જે નિર્માણ કર્યું હશે તે થશે, પણ જો તું મ્હારૂં કહ્યું નાહ માને તો ત્હારૂં કશું ભલું થવાનું નથી. તું એમ ધારે છે કે મ્હારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી તું ધર્મમાં ઉન્નત થઇશ?"

મહા વિપદ! એક બાજુ પિતાની આજ્ઞા! બીજી બાજુ ધર્મ માર્ગમાં વિઘ્ન! સ્ત્રી સંગ નરકનું દ્વારા છે, તેમાં દાખલ થવા પિતાની આજ્ઞા! અરે ભગવાન! શું થશે! એક દિવસ નાગમહાશયે પિતાને કહ્યું; "જુઓ, લગ્ન કરવાથી માણસને બહુ કષ્ટ સહન કરવું પડે છે. લગ્ન કર્યા પછી ધર્મ માર્ગમાં વધવું બહુ કઠણ છે. તમે આગ્રહ છોડીદો અને મ્હને આ બંધનમાં ન નાખો. મ્હારૂં શરીર છે ત્યાં સુધી હું તમારી સેવા કરીશ. ઘેર પુત્ર વધુ આવી સેવા

કરશે તેના કરતાં હું ત્હમારી વધારે સેવા કરીશ. મ્હને કૃપા કરી બંધનમાં ન નાખો."

પુત્રનું વિષાદપૂર્ણ વદન જોઇ અને તેના શબ્દો સાંભળી વૃદ્ધને બહુ દુઃખ થયું. તેઓ વિચાર કરવા લાગ્યા કેઃ "એના સુખને માટે હું એને પરણુવા આજ્ઞા કરૂં છું, પણ જો લગ્નથી તે દુઃખી થતો હોય તો મ્હારે શા માટે એને આગ્રહ કરવો? હે મન! લગ્ન કરાવવાના વિચાર માંડી વાળ." દીનદયાલના મનને તેમનો આ વિચાર ગમ્યો નહિ. દુર્ગાચરણ લગ્ન કરી પુત્રવાન્ થાય અને દીનદયાલનો વંશ જગતમાં કાયમ રહે એવું જ તેમના મનને તો ગમતું હતું. તે વખત વૃદ્ધ કાંઈ બોલ્યા નહિ. એક દિવસ વૃદ્ધ એકલા બેસી રૂદન કરતા હતા. નાગમહાશય તે વખત ઘરમાં નહતા. ઘરમાં આવતાં પોતાના વૃદ્ધ પિતાને રૂદન કરતા જોયા. નાગમહાશયને પોતાની જાતપર તિરસ્કાર આવ્યોઃ વિચાર કરવા લાગ્યા, "પિતા સિવાય આ જગતમાં મ્હારૂં ખરૂં સગું અન્ય કોઇ નથી! અરે! મ્હારા તરફથી તેમને આટલું દુઃખ! નાગ! ત્હારા ધર્મને નાખ ખાડામાં! અને આજથી જ પિતાની આજ્ઞા પાલન કરવાનું વ્રત લે. જો વિવાહ કરવાથી પિતાને શાંતિ થતી હોય તો, તું તેમ કર." આવો વિચાર કરી નાગમહાશય પિતા પાસે આવ્યા અને કહ્યું; "પિતાજી! હું લગ્ન કરવા તૈયાર છું."

દીનદયાલને પુત્રના વચન પર શ્રદ્ધા બેઠી નહિ. ત્હેમણે ખિન્ન હૃદયે અને અશ્રુપૂર્ણ નેત્રે પુત્રના મુખ સામું જોયાં કર્યું. નાગમહાશયે ફરીથી કહ્યું:- આપ દેશમાં ત્વરાથી પત્ર લખો અને લગ્નની તારીખ નક્કી કરવા સૂચવજો."

દીનદયાલ બહુ પ્રસન્ન થયા. તેમણે ગદ્‌ગદ્ સ્વરે કહ્યું: "તેં મ્હારૂં માન રાખ્યું તે બહુ સારૂં કર્યું. વિવાહ કર, પછી ત્હારે જેમ કરવું હોય તેમ કર્યા કરજે. હું ત્હને બિલકુલ કંઇ કહીશ નહિ. હું આશીર્વાદ આપું છું કે ભગવાન ત્હારી વાસના પૂર્ણ કરશે." દીનદયાલ બાબુ તુરતજ પાલ બાબુને ત્યાં ગયા, અને તેમને શુભ સમાચાર કહ્યા. પાલ બાબુએ લગ્નનો અર્ધખર્ચ પોતાને શિર રાખ્યો.

સર્વે આનંદમાં છે પણ જેનાં લગ્ન છે તેના હૃદયમાં તો દારૂણ

અગ્નિ ! પિતાને વચન આપી નાગમહાશય બ્હાર ચાલ્યા ગયા. તેમણે આખો દિવસ એકાંતમાં રૂદન કીધું અને આખી રાત ગંગાના કિનારા ઉપર બેસી રૂદન કર્યું. " અન્ય રોગીને માટે વૈદ છે પણ મ્હારા રોગનો વૈદ ક્યાં હશે? મ્હારૂં દુઃખ હું કોને કહું ? " આવા આવા અનેક વિચારો કરી આખી રાત તેમણે રૂદન કરવામાં કહાડી. દિનદયાલને એ વિષે કાંઈ માલુમ પડયું નહિ. તેમણે તો વિવાહની તારીખ નક્કી કરવા ઘેર પત્ર લખ્યો અને લગ્ન સામગ્રી ખરીદવા લાગ્યા.

ધીમે ધીમે સર્વે વસ્તુઓ દીનદયાલ બાબુ લઇ આવ્યા. વરને માટે કપડાં લાવવાનાં બાકી રાખ્યાં. દીનદયાલે નાગમહાશયને પોતાને મન પસંદ કપડાં લઇ આવવા કહ્યું. નાગમહાશયે પોતાના પિતાનેજ એ કામ

•

આજે દેશમાં જવાનું છે. દીનદયાલ સામાન તૈયાર કરવામાં રોકાયા છે. નિયમ પ્રમાણે આજે પણ નાગમહાશય ગંગા તીરે ગયા. ઘેર આવતી-વેળા તેમણે ગંગાને પ્રણામ કરી કહ્યું: "મા ! સાંભળ્યું છે કે તું પતિતપાવની છે ! સંસાર આશ્રમમાં જવાથી જો મ્હારા શરીરે મલિનતાનો કાદવ લાગે તો કૃપા કરી ધોઇ નાખજે. મ્હને હરનિશ ત્હારા ચરણમાં રાખજે. " નાગમહાશય ઘેર આવ્યા એટલે પિતા પુત્ર સ્ટેશનપર ગયા.

## પ્રકરણ ૩ જું.

### પુનઃ લગ્ન અને ડૉકટરનો ધંધો.

લગ્ન સંબંધી વાત નીકળતાં નાગમહાશય કહેતા કે: " માત્ર ઉત્તમ પ્રજા વાસનાથી લગ્ન કરવામાં કાંઇ દોષ નથી, પણ હાલના જમાનામાં તેમ થઇ શકતું નથી. પૂર્વના ઋષિમુનિઓજ એ કામ કરી શકતા. વ્યાસ, શુકદેવ, સનક અને સનત્કુમાર જેવા પુત્રો જગતને સોંપી તેઓ વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરતા. આ જમાનામાં ભાગ્યેજ કોઇ

તેમના જેવું કરી શકે એમ છે. હાલનાં લગ્ન તો એક જાતનો વ્યભિચારજ છે! " તે પછી પોતાના પુનઃ લગ્ન માટે બોલતા કેઃ " શું કરૂં? પિતૃ આજ્ઞાને માન આપી મ્હારી ઇચ્છા વિરૂદ્ધ મ્હારે પરણવું પડ્યું. "

લગ્ન પહેલાં પાંચ છ દિવસ અગાઉ પિતા પુત્ર દેશમાં આવી પહોંચ્યા. જોત જોતામાં શુભ દિવસ આવી પહોંચ્યો. કન્યાનું ઘર ગામમાંજ હતું. લગ્ન પ્રસંગે દીનદયાલે બહુ ધામધૂમ કરી હતી. નિર્વિઘ્ને શુભ કાર્ય સમાપ્ત થયું. સંસારબદ્ધ ન થતાં ઇશ્વર દર્શનને માટે પુરૂષાર્થ કરવાની નાગમહાશયની આશા ભાંગી પડી! પોતે વિચાર કરવા લાગ્યાઃ "શું હવે હું સંસારમાં પડ્યો! પૈસા કમાવા પડશે. મ્હારે અન્યની ગુલામગીરી કરવી પડશે? નહિ, હું તો જીવન પર્યંત કોઇની નોકરી નહિ કરૂં." ડૉક્ટરનો ધંધો કરવાનું નક્કી કરી પિતાપુત્ર પાછા કલકત્તે આવ્યા. સુરેશ કહે છે કેઃ ત્યાંથી આવીને તુરતજ નાગમહાશયે પોતાનો ડાક્ટરી ધંધો શરૂ કર્યો. તે દરદીને ત્યાં વિઝીટ (visit) કરવા પણ જતા.

ધાર્મિક પુસ્તકો વાંચવામાં, રોગીની સારવાર કરવામાં, ભગવાન વિષે વાતો કરવામાં નાગમહાશયના દિન આનંદમાં જતા હતા, તેવામાં એકાએક ભગવતી દેવીની માંદગીના સમાચાર આવ્યા. નાગ મહાશય તુરતજ પાછા દેશમાં ગયા. નાગમહાશયને જોતાંજ વૃદ્ધ બોલી ઉઠયાં: " દીકરા! તું બિલકુલ ડરીશ નહિ. રામજી જે કરશે તે ખરૂં. હવે તું મ્હોટો થયો છે. હવે સંસારમાં મ્હારૂં કાંઇ કામ નથી. ત્હારૂં મુખ જોયું. હવે હું મરીશ તેની મ્હને ફીકર નથી." નાગમહાશયે તેમને પોતાની દવા ચાલુ કરી પણ દવાએ કાંઇ અસર કરી નહિ. ભગવાનને હવે તેમને વધારે વખત સંસારમાં રાખવાં નહતાં. મૃત્યુ પૂર્વે તેમણે નાગમહાશયને પોતાની પાસે બોલાવ્યા, અને બધાંએ ભોજન કર્યું કે નહિ તે વિષે પૂછી જોયું. મરણ કાળ પહેલાં પંદર મિનિટ પર તો તે જપ કરતાં હતાં. તેમણે નાગમહાશયને કહ્યું: " હવે વિલંબ નથી. રામજી મ્હને બોલાવે છે. " નાગમહાશયને માથે હાથ મૂકી ડોશીએ કહ્યું: " બેટા! ત્હારા બાપે ત્હારા જીવન વિષે મ્હને કાંઇક કહ્યું છે. તું પુરૂષાર્થ કરજે. પરૂષાર્થ કરવામાં કદી પાછો ન પડીશ. ત્હારાં લગ્ન થવાથી ત્હને કાંઇ

વિઘ્ન નહિ આવે. ઇશ્વરની કૃપા માટે પ્રાર્થના કરજે. ઇશ્વર તને જરૂર સહાય કરશે." આટલું બોલી ડોશી પડી ગયાં. મુખમાંથી 'રા' શબ્દ નીકળતાંજ એમનો પ્રાણવાયુ નીકળી ગયો! નાગમહાશયના બીજી વારનાં લગ્ન પછી સાત વર્ષે ભગવતી દેવીનું મરણ થયું.

અત્યાર સુધી શોક શું વસ્તુ છે તે નાગમહાશય સમજતાજ નહિ. તેમને પોતાની પત્ની સાથે હજી સ્નેહ બંધાયો ન હતો. માતા ન્હાનપણમાં મરી ગયાં હતાં, પણ ભગવતી દેવીના સ્નેહે તે વખતે તો તેમનો શોક ભૂલાવી દીધો હતો, છતાં ભગવતીના મરણથી નાગમહાશયને બહુ આઘાત થયો. તેમનાથી ઘરમાં રહી શકાતું નહિ. કોઈ કોઈ વખત તે ભગવતી દેવીની ચિતાભૂમિમાં જઇ આખી રાત ત્યાં બેશી જપ કરતા. કોઇ કોઇ વેળા જંગલમાં ચાલ્યા જતા. તેમની ન્હાની બ્હેન સારદા કહે છે કે: "એ વખતે મ્હારો ભાઇ ઉન્મત્ત (ગાંડા) જેવો થઇ ગયો હતો. અમે એને પરાણે ખવડાવતાં. કોઇ કોઇ વખત અમારા ઘરની પાછળના મેદાનમાં તે શબની માફક પડી રહેતા. એમની આવી દશા જોઇ અમે કલકત્તે પત્ર લખી અમારા પિતાશ્રીને તેડાવ્યા હતા."

ભગવતી દેવીની મરણ ક્રિયા પરવારી નાગમહાશય પિતા સાથે કલકત્તે આવ્યા. શોકનો વેગ કાંઇક ઓછો થયો પણ તેના બદલામાં તેમને એક બીજી ચિંતા પેઠી. નાગમહાશય રાત દિવસ એજ વિચાર કરતા કે: "મનુષ્ય જગતમાં શા માટે જન્મે છે? શા માટે મરે છે? મૃત્યુ પછી તેની શી સ્થિતિ થતી હશે? ભગવતી દેવી ક્યાં હશે? તે કયા લોકમાં વસતાં હશે? મ્હારૂં માથું દુઃખતાં ફોઇબાનો જીવ નીકળી જતો તે હવે પાછું ફરીને જોતાં પણ નથી? શું મરણ થતાં બધો સંબંધ તુટી જતો હશે? જો એમજ હોય તો પછી લોકો દુનિયામાં "મ્હારૂં મ્હારૂં" કેમ કરતાં હશે? જન્મ, જરા અને મૃત્યુનું રહસ્ય શું? મ્હારૂં કર્તવ્ય શું? મ્હારો ગુરૂ ક્યાં હશે?" નાગ મહાશય આખો દિવસ એવા એવાજ વિચારમાં મગ્ન રહેતા.

નાગ મહાશય પૈસા લઇને દવા આપતા પણ કોઇ પાસે પૈસા માગી શકતા નહિ. દરદી પોતાની ઇચ્છાથી જેટલા પૈસા આપતો તે લઇ નાગ મહાશય સંતોષ

પામતા. એથી તેમનું કામ દિવસે દિવસે વધવા લાગ્યું.

નાગમહાશય બિલકુલ બાહ્ય આડંબર રાખતા નહિ. તેમણે નિયમિત દવાખાનું પણ ચલાવ્યું નથી. તેમને દૂર વિઝિટ કરવા જવું હોય તોપણ ગાડીમાં બેસતા નહિ. પગે ચાલીનેજ જતા. દરદી તરફથી ગાડી મળે તોપણ તે ના કહેતા. તે હમેશાં સાધારણ પોષાકમાં રહેતા. પોતાનો એકનો એક પુત્ર સાધારણ મોજશોખથી વિરક્ત રહેતો તે દીનદયાલને બિલકુલ ગમતું નહિ. તેમણે એક દિવસ નાગ મહાશયને કોટ પાટલુંન પહેરવા પણ કહ્યું હતું. જવાબમાં નાગ મ્હાશયે કહ્યું કે: "મ્હારે સારા પોષાકની શી જરૂર છે? એટલા પૈસા કોઇ ગરીબને આપ્યા હોય તો તેનું અને આપણું બન્નેનું ભલું થાય." એ સાંભળી દીનદયાલે એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો અને કહેવા લાગ્યાઃ "મ્હેં ત્હારા ઉપર મ્હોટી મ્હોટી આશાઓ બાંધી હતી, પણ હું છેતરાયો. તું તો ઘણોજ વિચિત્ર નીવડયો!" સંસારજ્ઞાન શૂન્ય નાગમહાશયનો વ્યવહાર સંસારથી જુદોજ હતો! પોતાની પોળમાં કોઇ દુઃખી અથવા ભૂખ્યું હોય તો તેનું દુઃખ દૂર કર્યા વિના તે કદી પણ જમતા નહિ. તે ગરીબ પાસે પૈસા ન લેતા એટલુંજ નહિ પણ કોઇ કોઇ વેળા તો દરદીને ખરચવા માટે પૈસા આપી આવતા. રસ્તામાં કોઇ નિરાધાર રોગી માલુમ પડતો તો તેને પોતાને ઘેર લાવી મફત દવા આપતા.

એક દિવસ નાગમહાશય કોઇ ગરીબને ત્યાં વિઝિટ કરવા ગયા. ત્યાં જોતાંજ રોગીની અવસ્થા ભયંકર જણાઇ. ત્રણ ચાર કલાક ત્યાં બેસી રહ્યા અને દરદીને દવા આપી. શિયાળાના દિવસ. રોગીની પાસે ફક્ત એક ફાટલી બનાત હતી. તેની સ્થિતિ જોઇ નાગમહાશયને બહુ દયા આવી. તેમણે પોતાને શરીરે ઓઢેલી શાલ દરદીને ઓરાડી દીધી, અને તુરતજ ઘર તરફ ચાલવા માંડયું.

દરદીએ બહુ બૂમો પાડી પણ નાગમહાશય પાછા ન ફર્યા. તેમણે તો બ્હાર નીકળી બૂમ પાડી કહ્યું: "ડરશો નહિ, હું પાછો કાલે આવીશ," તેઓ બીજે દિવસે દરદીની પાસે ગયા. રોગી માણસ તેમનો ઉપકાર માનવા લાગ્યો અને કાલે જતા રહેવાનું કારણ પૂછ્યું. નાગમહાશયે કહ્યું: "મ્હારા

કરતાં ગરમ કપડાંની તને બહુ જરૂર હતી. તેથી હું ગરમ કપડું આપી ચાલ્યો ગયો.” નાગમહાશય પાસે શાલ ન જોવાથી દીનદયાલે પૂછપરછ કરી. નાગમહાશયે સત્ય વાત કહી દીધી. દીનદયાલ ખૂબ બબડિયા. એ તકરારમાં પિતા પુત્ર બન્નેએ ખાધું નહિ. બીજે દિવસે દીનદયાલ બીજી ગરમ બનાત ખરીદી લાવ્યા. દરદી સારો થયા પછી રોજ નાગમહાશય પાસે આવતો અને તેમને પ્રણામ કરી ચાલ્યો જતો. કોઇ કોઈ વખત તે વળી બીજા કોઇ ગરીબ દરદીને પોતાની સાથે તેડી લાવતો. નાગમહાશય તેને ખુશીથી દવા આપતા.

વળી એક દિવસ નાગમહાશય એક દરદીને જોવા ગયા. તેના ઘરમાં બહુ ભેજ હતો. દરદી સાધારણુ પથારીમાં પડી રહ્યો હતો. નાગમહાશયે પોતાનો સવાનો ખાટલો તેને ઘેર લઇ જઇ તેના પર તેની પથારી કરી આપી. એ માટે પણ દીનદયાલ તેમને ખૂબ લડયા હતા!

એક ન્હાના બાળકને વાવરીનો રોગ થયો હતો. નાગમહાશયે આખો દિવસ પાસે બેસી ચિકિત્સા કરી પણ બાળક બચ્યું નહિ. સુરેશ કહે છે કે: “હું ધારતો હતો કે તે દિવસે નાગમહાશયને ખૂબ પૈસા મળ્યા હશે. પણ ઘેર આવ્યા ત્યારે તેમનું ગજવું ખાલી હતું. તેમની આંખમાંથી આંસુ નીકળતાં હતાં. “અરે! બીચારાનું એકનું એક છોકરું! મ્હારાથી તેને ન બચાવાયું! તેનું ઘર શૂન્ય થઇ ગયું.” એવું બોલી મ્હારી પાસે રડવા લાગ્યાં. રાત્રે તેઓ જમ્યા પણ નહિ. પારકા બાળક માટે એટલી બધી દિલગીરી!”

નાગમહાશયના આવા વર્તનને લીધે એમનું નામ પ્રસિદ્ધિમાં આવવા લાગ્યું. પાલબાબુએ તેમને પોતાના કુટુંબ-વૈદ્ય ( Family Doctor ) તરીકે નીમ્યા. બાબુ હરલાલપાલ કહે છે કે: “જ્યાં સુધી અમારા ઘરમાં નાગમહાશય ચિકિત્સક હતા ત્યાં સુધી અમારા ઘરમાં એક પણ અકાળ મૃત્યુ થયું નથી. એક વખત પાલબાબુને ત્યાં એક સ્રીને કાંઇ ભયંકર રોગ લાગુ પડયો. નાગમહાશયે દવા શરૂ કરી પણ તેથી કાંઇ ફેર ન પડયો. નાગમહાશયે ગભરાઇ જઇ બાહુદી ડૉક્ટરને બોલાવવા ભલામણ કરી. બાહુદી

ડાક્ટરે 'આવી દરદીને તપાસી જોઇ ઔષધમાં શું આપ્યું છે તે નાગમહાશયને પૂછ્યું. નાગમહાશયે પોતે આપેલી સર્વે દવાનું પ્રિસ્ક્રીપ્શન કહી દીધું ! ભાદુડીએ કહ્યું: " હું એ કરતાં બીજી સારી દવા આપી શકું એમ નથી. એ દવા જરૂર અસર કરશે. " પાલબાબુએ બહુ કહ્યું પણ ભાદુડીએ બીજી દવા ન આપી. ઇશ્વર ઇચ્છાથી નાગમહાશયની દવાથી ધીમે ધીમે દરદીને સારૂં થયું. પાલબાબુનો નાગમહાશય ઉપર ખૂબ વિશ્વાસ બેઠો. તેમણે એક ચાંદીના નમુનેદાર લોટામાં અઢીસો રૂપિઆ ભરી નાગમહાશયને ઇનામ આપવા માંડયું. નાગમહાશયે તે પૈસા લેવા ચોખ્ખી ના પાડી. પાલબાબુએ બહુ દબાણ કર્યું, ત્યારે તેમણે ફક્ત તેમાંથી વિશ રૂપિઆ લીધા અને તુરતજ ત્યાંથી ચાલ્યા ગયા. પાલબાબુએ એ રૂપિયા દીનદયાલને ખાતે પોતાને ત્યાં જમા કર્યા.

નાગમહાશયની એવી વર્તણુકથી પિતા દીનદયાલને ખૂબ ક્રોધ ચ્હડયો. પોતે પૈસાને માટે વૃદ્ધ વયે નોકરી કરે અને પુત્ર આવી મોટી રકમ મળતા છતાં પાછી વાળે એ તેમને બિલકુલ ગમ્યું નહિ ! તેમણે નાગમહાશયને બોલાવી ઉપદેશ આપવા માંડયો. નાગમહાશયે કહ્યું: " તમેજ મ્હને ધર્મપરાયણ થવા ઉપદેશ આપ્યો છે. હું જાણું છું કે મ્હારી દવાની કીમત ફક્ત ૭ રૂપિયાજ છે. મ્હેં સાત દિવસજ મહેનત કરી. સાત દિવસની મહેનતના ચૌદ રૂપિયા અને ૭ રૂપિયા દવાના એમ ગણી મ્હેં વિશ રૂપિયા લીધા છે. હું વધારે લઉં તો તે અધર્મ ગણાય. આપ પણ એ પૈસા ન લેશો."

દીનદયાલઃ " પાલબાબુ ખુશી થઇને ઇનામ આપે તે લેવામાં શી હરકત ? તું આવું કરીશ તો ત્હારો વ્યવહાર કેવી રીતે ચાલશે ? "

નાગમહાશયઃ " ચાલે કે ન ચાલે તેની મ્હને દરકાર નથી, પણ હું પ્રાણાંતે પણ અન્યાયથી કદી વર્તનાર નથી. ભગવાન ન્યાય સ્વરૂપ છે. અન્યાય કરવાથી આપણું કદી ભલું નહિ થાય. "

નાગમહાસયનો ઉત્તર સાંભળી દીનદયાલ સમજી ગયા કેઃ પુત્રનું મન સંસારવ્યવહાર તરફ છેજ નહિ. નાગ મહાશય પિતા પાસેથી જઇ પોતાના ઓરડામાં બેઠા, અને વિચાર કરવા લાગ્યા કેઃ "શું આનુંજ નામ સંસાર ?

-મે તેવો અન્યાય કરી પૈસા કમાઇએ તોજ સંસારમાં આબરૂ અને માન વધે ! શાસ્ત્રકારો એને સાગરની ઉપમા આપે છે તે યથાર્થ છે. મ્હને તો આવા સંસારની બિલકુલ દરકાર નથી. જેને હું અન્યાય ગણું છું એવું કર્મ કરી પૈસા કમાઇ દેહનું પોષણ કરવું તેના કરતાં ભિક્ષા માગવી એ હું હજાર દરજ્જે સારૂં માનું છું. ” કેમ વાંચક ? આજ ક્યો ડૉક્ટર, વૈદ, વકીલ વ્યાપારી કે નોકર આવા વિચારો કરે છે! આજ તો પૈસા માટે લોકોનાં ગળાં રેહેંસતાં પાછું વાળીને કોઈ જોતુંજ નથી! જુઠ્ઠાણાની તો હદજ નથી!

હવે નાગમહાશયનું કામ એટલું બધું વધી ગયું હતું કે જો તેમનામાં લોભ બુદ્ધિ હોત તો પોતે સારા પૈસા પેદા કરત. મહિને ત્રણસો ચારસો રૂપિયા કમાય એટલું કામ એમની પાસે આવતું પણ નાગમહાશય તો ફક્ત ત્રિશ કે ચાલીશ રૂપિયા કમાતા. વીઝીટ કરવા જતા તોપણ દરદી પાસેથી તેના પૈસા માગતા નહિ. જે આપે તે આનંદથી લઇ લેતા. વધારે પૈસા આપે તો તુરતજ પાછા આપી દેતા. કેટલાક લુચ્ચા લોકો એમને ઠગતા પણ ખરા ! કોઇક તો એમને વીઝીટ કરવા માટે બિલકુલ પૈસા આપતાજ નહિ. સુરેશ કહે છે કેઃ “ મામા જ્યારે વીઝીટ કરી ઘેર આવતા ત્યારે ચાર પાંચ માણસો એમને ત્યાં બેઠેલાંજ હોય. ” અનેક ગરીબ દરદીઓ એમને ત્યાં આવતા. નાગ મહાશય એમને દવા આપી વીઝીટમાં કમાઇ લાવ્યા હોય તે પણ કોઇ વખત આપી દેતા. કોઇ કોઇ દિવસ તો એમને પોતાને માટે ખાવાનું પણ ન હોય. આવે વખતે તે બે ચાર પૈસાના ચણા ખાઇ ચલાવી લેતા. નાગ મહાશય પોતાની પાસે પાઇ પણ રાખતા નહિ. ખરચતાં બાકી રહે તે દીનદયાલને આપી દેતા. પોતાને કાંઇ કપડાં લેવાં હોય તો તે પણ પિતાને કહી પૈસા લેતા. ધનસંચય સંબંધમાં તે કહેતા કેઃ “ જેને જે વસ્તુ જોઇએ છીએ તે તેને ભગવાન જરૂર આપે છે. આપણે ચિંતા કરવી નિરર્થક છે. ભગવાન પર વિશ્વાસ રાખવાથી સર્વ આશા પૂર્ણ થાય છે. મ્હને અનુભવ થયો છે કે આપણે અહંબુદ્ધિથી જે કાર્ય કરીએ છીએ તેમાં બહુ ઠગાઇએ છીએ ! ”

નાગમહાશય અધર્મી, કપટી અને દુરાચારી માણસને બિલકુલ આશ્રય

આપતા નહિ. એક દિવસ કોઇ વેષધારી વૈષ્ણવ સાધુ એક ભરયુવાન સ્ત્રી સાથે એમની પાસે ભિક્ષા માગવા આવ્યો. નાગમહાશય તે વખત ભગવાનના ધ્યાનમાં મગ્ન હતા. બારણા પર "રાધે! રાધે!" શબ્દ સાંભળી નાગમહાશય બહાર આવ્યા. સાધુને જોઇ તેમને બહુ ક્રોધ વ્હડયો. તે બોલી ઉઠયાઃ "ઢોંગ કરી "રાધે, રાધે," બોલવાથી ભિક્ષા ન મળે. ખરા સાધુ થઇ ભિક્ષા માગશો તોજ તમને મળશે." નાગમહાશયના વચન સાંભળતાં સાધુ સ્ત્રી સાથે ત્યાંથી ચાલ્યો ગયો. નાગમહાશય મનમાં બબડવા લાગ્યાઃ "હાય! આર્યાવર્તમાં કેટલો અધર્મ! હિંદુઓની આ શી દશા! આજે મ્હેં કલિયુગનું મહાત્મ્ય પ્રત્યક્ષ જોયું!"

વૈષ્ણવ સાધુની પેઠે એક દિવસ એક ભૈરવ કોઇ સ્ત્રીને ભૈરવી બનાવી એમને બારણે ભિક્ષા માટે આવ્યો. નાગમહાશયને જોતાં તેણે ગાંજાને માટે તેમની પાસે પૈસો માગ્યો. નાગમહાશયે કહ્યું: "તમે ગમે તેમ કરો, પણ હિંદુ સ્ત્રીને ભૈરવી બનાવી બજારમાં ફેરવવાનું કયા શાસ્ત્રમાં લખ્યું છે?" ભૈરવને ખુબ ગુસ્સો વ્હડયો. તેણે કહ્યું: "ન આપવું હોય તો ન આપો પણ આટલું બધું શામાટે બોલો છો?" એટલું બોલી ભૈરવ ભૈરવી ત્યાંથી ચાલ્યાં ગયાં! નાગમહાશય પોતાના ઓરડામાં ચાલ્યા ગયા અને પોતાના મન સાથે બોલવા લાગ્યાઃ "પૂર્ણ ગુરૂ મળ્યા વિના લોકોની આવી દશા થાય છે. પોતે ડુબે છે અને બીજાને ડુબાવે છે!" તે કહેતા કેઃ "અજાણમાં પાપ કર્યું હોય તેની માફી મળે છે પણ જે માણસ ધર્મને નામે પાપ અને દુષ્કર્મ કરી લોકોને ઠગે છે તેનો ઉદ્ધાર તો કદીજ થતો નથી!"

એક વખત તેમને કોઇએક અપરિચિત ગૃહસ્થને ત્યાંથી વિઝિટને માટે બોલાવવા માણસ આવ્યું. નાગમહાશય ત્યાં ગયા. પેલા માણસે એક સુંદર યુવાન વિધવાને લાવી તેમની સામે ઉભી રાખી અને તેનો ગર્ભ નષ્ટ કરવા માટે દવા આપવા કહ્યું. નાગમહાશય તો એ બધું જોઇ સ્તબ્ધ થઇ ગયા. થોડીવાર પછી બોલ્યાઃ "કોઇ સારા માણસના કુળમાં કલંક લગાડી તમે આ પાપ કર્મ કર્યું છે. હવે એનો ગર્ભપાત કરી બીજું પાપ શામાટે કરો છો?" નાગમહાશયે બહુ ઉપદેશ આપ્યો પણ પેલા ગૃહસ્થે માન્યું નહિ,

અને નાગમહાશયને પૈસાની લાલચ બતાવવા માંડી. નાગમહાશય ત્યાંથી એકદમ ચાલ્યા ગયા. તેમણે મનમાંજ કહ્યું: "હાય ! આ મહાપાપ નિવારણનો ઉપાય શો ? તેમણે બ્રહ્મસમાજના શિવનાથ બાબુનું નામ સાંભળ્યું હતું. નાગમહાશય તેમની પાસે ગયા, અને વિધવાના ગર્ભની વાત કહી. શિવનાથે તેમને બે બ્રહ્મસમાજીનાં નામ આપ્યાં. ત્રણેએ મળી બહુ પ્રયાસ કર્યો પણ પેલા ગૃહસ્થે માન્યું નહિ. બીજે દિવસે નાગમહાશય ફરીથી ગયા ત્યારે ઘરમાં કોઇ ન હતું. પાડોશમાં પૂછતાં ખબર મળી કે એ લોકો તો રાતની ટ્રેનમાં જાત્રા કરવા કાશી મથુરાં તરફ ચાલ્યાં ગયાં છે ! એક બાળકનો જીવ ન બચાવી શક્યા તેથી નાગમહાશયને ઘણો સંતાપ થતો !

દીનદયાળ પૈસે ટકે સુખી થયા પણ ઘરમાં એક રસોઇઓ રાખ્યો ન હતો. પોતેજ પોતાને હાથે રાંધતા. કોઇ વખત નાગમહાશય પણ રાંધતા. હવે નાગમહાશયે પોતાની પત્નીને કલકત્તે રાખવાનું નક્કી કર્યું. નાગમહાશયે દેશમાં પત્ર લખ્યો. તુરતજ એમનાં પત્ની કલકત્તે આવ્યાં. કલકત્તામાં તેમનું આ પ્રથમ આગમન હતું. દેશમાં એમણે નાગમહાશયને નહોતા જોયા એમ નહતું, પણ હાલ તેમનું સ્વરૂપ જુદું હતું. પ્રથમ તે વધુ હતાં. કલકત્તે આવ્યા પછી તે ગૃહિણી થયાં. તેમણે તુરતજ પોતાના ઘરના વ્યવહારનો ભાર પોતાને શિર ઉપાડી લીધો, અને યત્નપૂર્વક સ્વામી અને શ્વસુર સેવા કરવાનું શરૂ કર્યું. પુત્રવધૂનું શુદ્ધ અને માયાળુ વર્તન જોઇ દીનદયાળને ઘણો આનંદ થયો, પણ કોઇ પણ પ્રકારથી નાગમહાશયનું ચિત્ત તેમના તરફ આકર્ષાયું નહિ. નાગમહાશયને શાસ્ત્રાધ્યયનમાં અને ધ્યાન ભજનમાં જેટલો પ્રેમ હતો તેનો શતાંશ ભાગ જેટલો પ્રેમ સ્ત્રીપર નહતો. પોતાનું કામ કર્યા પછી જે વખત મળતો તેમાં નાગમહાશય પુસ્તકો વાંચ્યા કરતા અને ભગવાનનું ધ્યાન કરતા. કોઇ વખત દીનદયાળને પુરાણની વાતો કહેતા. એ જોઇ તેમનાં પત્નીને દિવસે દિવસે ચિંતા વધવા લાગી.

ભાગવતમાં લખેલું ભવાટવીનું વર્ણન અને જડભરતનું વૃત્તાંત નાગમહાશયના મન પર અધિકાર મેળવવા લાગ્યું. જડભરતની કથા વાંચતાં વાંચતાં તેમનું હૃદય દ્રવી જતું. તે વિચાર કરતા કેઃ "સામાન્ય મૃગબાળકપર માયા

રાખવાથી જડભરત જેવા મુક્ત પુરુષને જન્મ લેવો પડયો તો પછી સાધારણ જીવોની શી ગતિ !" અનિર્વચનીય અને અચિન્ત્ય માયાની શક્તિ વિષે વિચાર કરતાં કરતાં તેમની આંખમાં અશ્રુ આવી જતાં અને વ્યાકુલતાથી "મા ! મા !" બોલી ઉઠતા. ધીમે ધીમે તેમને બહુ ચિંતા થવા લાગી. કેવી રીતે મહામાયાની જાળમાંથી બચાય, સંસારબંધનમાંથી કેવી રીતે છૂટાય, આખો દિવસ એજ વિચાર તેમના મનમાં થતો. "લગ્ન કર્યું, પૈસા કમાઉં છુ, બંધન ઉપર બંધન થતાં જાય છે, હવે મુક્તિનો ઉપાય શો ? ગરીબ દુઃખીનાં સંકટ નિવારણ થશે એવા ઉદ્દેશથી ડૉક્ટરનો ધંધો શરૂ કર્યો. રોગીની સેવા કરી, દુઃખીને દાન આપ્યું, ક્ષુધાતુરને મ્હોડામાંથી કાઢી અન્ન આપ્યું, તોપણ સંસારમાંથી કેટલું દુઃખ ઓછું થયું ? ત્યારે હું આ દુઃખપૂર્ણ સંસારમાં શા માટે આવ્યો ? હું શા માટે પરણ્યો ? ધિક્ પૈસા ! ધિક્ કામિની ! શું એ બેના મોહમાંજ જીવન ગુમાવવું ? કદી નહિ બને. ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરી આ નરજન્મ સાર્થક કરીશ ! ભગવાનનાં દર્શન કરવા માટે કયા પ્રકારનાં સાધન કરવાં ? કોને શરણે જાઉં તો ભગવાનનાં દર્શન થાય ?" આવા આવા અનેક વિચારોને લીધે નાગમહાશયનું મન નિરંતર ઉદાસીન અને અશાંત રહેતું.

આ સમયે સુરેશ અને કેટલાક બ્રહ્મસમાજી એકઠા થઇ ગંગા તીરે ધ્યાન કરતા. નાગમહાશય ત્યાં એક બાજુમાં બેસી ધ્યાન કરતા. ધ્યાનાંતે બ્રહ્મસમાજી કેટલાંક ભક્તિપૂર્ણ પદ ગાતા અને નદી કિનારે કીર્તન પણ કરતા. કીર્તન સાથે નાગમહાશય નૃત્ય કરતા. ભાવાવેશમાં નૃત્ય કરતાં એક દિવસ નાગમહાશય પડી પણ ગયા. તેમને શરીરે નુકસાન પણ ઘણું થયું. સુરેશ અને બ્રહ્મસમાજીઓ કહે છે કે: ભાવાવેશ વખતે ઇશ્વરપ્રેમનાં સર્વ લક્ષણ તેમના શરીર પર સ્પષ્ટ માલુમ પડતાં હતાં.

"ગમે તેવી શ્રદ્ધા અને પ્રેમ હોય પણ જ્યાં સુધી વિધિપૂર્વક દીક્ષા લઇ સાધન કર્યું નથી, ત્યાં સુધી ઇશ્વરદર્શન થાય નહિ." એક સાધુનું આવું કહેવું સાંભળી નાગમહાશય કોઇ ગુરુની શોધ કરવા લાગ્યા. તેમનું મન બહુજ વ્યગ્ર થવા લાગ્યું. "ગુરુ ક્યાં મળશે ? મ્હને મંત્ર કોણ આપે ?"

એજ વિચાર નિરંતર કરતા. ગંગા કિનારે ઘણા સંત આવતા, તેમાંથી કોઇ એમને દીક્ષા આપે એવી આશાથી લાંબી રાત સુધી ત્યાં બેસી રહેતા. આમ ઘણા દિવસ વીતી ગયા. એવામાં એક દિવસ કુમારટુલીનાં ઘાટ પર સ્નાન કરતાં કરતાં તેમણે એક ન્હાની હોડી પોતા તરફ ચાલતી જોઇ. હોડીમાં ફક્ત એકજ માણસ હતું. હોડી કિનારે આવતાંજ નાગમહાશય કુતુહલને ખાતર ત્યાં ગયા. ત્યાં જતાંજ હોડીમાં પોતાના કુલગુરૂ કૈલાસચંદ્ર ભટ્ટાચાર્ય પર નજર પડી. નાગમહાશયે તુરતજ સ્નાન કરી ગુરૂને પ્રણામ કર્યાં અને એકાએક કલકત્તે આવવાનું કારણ પૂછ્યું. કૈલાસચંદ્રે કહ્યું;* "ભાઇ ! મહામાયાના આદેશથી તને મંત્ર દીક્ષા આપવા આવ્યો છું." જગજ્જનનીએ તેમની પ્રાર્થના સાંભળી છે એવી નાગમહાશયને ખાત્રી થઇ. નાગમહાશય કુલગુરૂને પોતાને ત્યાં લઇ ગયા. દીનદયાળ પણ ગુરૂને જોઇ આનંદ પામ્યા. પોતાનો ધર્મઘેલો પુત્ર કુલગુરૂ પાસે દીક્ષા લઇ કંઇ ડાહ્યો થશે એવું એમનું માનવું હતું. બીજે દિવસે નાગમહાશયે સપત્ની શક્તિમંત્રની દીક્ષા લીધી. કૈલાસચંદ્ર દીક્ષા આપી તુરતજ જતા રહ્યા. દીનદયાળે પોતાને ઘેર રહેવા માટે ગુરૂને ઘણો આગ્રહ કર્યો પણ ગુરૂ રહ્યા નહિ. નાગમહાશયનાં પત્ની કહે છે કે: "કૈલાસચંદ્ર સન્યાસી હતા. નાગમહાશયને દીક્ષા આપ્યા પછી એક વર્ષે તેમણે દેહત્યાગ કર્યો."

દીક્ષા લીધા પછી નાગમહાશય સાધનરૂપી સમુદ્રમાં ખૂબ ડુબકીઓ મારવા લાગ્યા. જપ અને ધ્યાનમાં આખી રાત પણ વીતી જતી. અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરી આખી રાત ગંગા કિનારે બેસી જપ કરતા. જપ કરતાં કરતાં કોઇ વખત તેમને બાહ્યજ્ઞાન પણ રહેતું નહિ. એક દિવસ તે ગંગા કિનારે જપ કરતા હતા, ભરતી આવવાથી પાણી એમના દેહ સુધી આવ્યું, તોપણ એમને જાગૃતિ આવી નહિ. જ્યારે પાણી ઉપર ફરી વળ્યું ત્યારે એમને દેહભાન આવ્યું એટલે તરીને બ્હાર નીકળ્યા. નાગમહાશય કોઇ વખત ચાંદ્રાયણ વ્રત પણ કરતા. સુરેશ કહે છે કે: "નાગમહાશય

---

* "When the desciple is ready the master appears." એ સૂત્ર સત્યજ છે.

તંત્રમત પ્રમાણે પણ સાધન કરતા. તે કદી ફૂલ, અર્ચન ઇત્યાદિ લઇ પૂજન કરતા નહિ. દીક્ષા દીધા પછી હમેશાં ધ્યાન જપ કરતા પણ એમની સ્વાભાવિક પ્રવૃત્તિ પ્રેમલક્ષણા ભક્તિ તરફ હતી.' આ અવસ્થામાં નાગમહાશયે કેટલાંક "જગદંબા" સંબંધી ભજન રચ્યાં છે. જપ અને ધ્યાન કરી રહ્યા પછી તે કોઇ વખત ઉચ્ચ સ્વરે ભજન પણ ગાતા.

ધીમે ધીમે તેમનો ધંધો ભાંગી પડવા લાગ્યો. લોકો ઘેર આવે તે વખત ડૉક્ટર સાહેબ મળેજ નહિ, એટલે તેઓ બીજા ડૉક્ટરને ત્યાં જતા. તેમનો કમાવાનો રસ્તો ધીમે ધીમે બંધ થવા લાગ્યો.

દીનદયાલથી એ સહન થતું નહિ. તેમને લાગ્યું કે; પુત્ર હાથે કરીને બધું બગાડે છે. સુરેશ જેવો તેનો મિત્ર હતો તેથી દીનદયાલ કાંઇક નિશ્ચિન્ત હતા. ભગવતીના મરણનો શોક દૂર થવાનું કારણ સુરેશની મિત્રાચારીજ છે એમ દીનદયાલ સમજતા હતા. સુરેશ ધાર્મિક અને ગૃહસ્થ છે. આવા માણસની મિત્રાચારી છે છતાં નાગમહાશયનો ધર્મ ઉન્માદ નહિ જાય એવું દીનદયાલને લાગતું નહિ. દીનદયાલ કોઇ કોઇ વખત સુરેશને નાગમહાશયને સમજાવવા કહેતા. હવે તેમને લાગ્યું કે સુરેશ પણ કાંઇ કરી શકતો નથી. નિરૂપાયે તેમણે પુત્રવધુને સંસારધર્મનો ઉપદેશ આપવા માંડયો. તેમણે પુત્રવધુને નાગમહાશયનો ઉન્માદ દૂર કરવા કહ્યું, પણ તે બિચારી શું કરી શકે? સતીને પોતાના પતિનાં મનોબળ અને ત્યાગવૃત્તિની બરાબર માહિતી હતી. વૃદ્ધ સસરા જે કહેતા તે મૌનપણે તે સાંભળતાં પણ બિલકુલ ઉત્તર આપતાં નહિ. ધન્ય સતી!

નાગમહાશય વૃદ્ધ પિતાને તકલીફ આપતા નહિ. બજારનું અને બીજાં સાંસારિક કાર્યો તે પોતે કરતા, પણ પ્રાણહીન પૂતળી જેમ યંત્રની શક્તિથી નાચ કરે તેવીજ રીતે નાગમહાશય સર્વ કાર્ય કરતા. તેમનું મન સંસારના કોઇપણ કાર્યમાં લાગતું નહિ. ખાતા, પીતા, અને સાધારણ ડૉક્ટરનો ધંધો કરતા, પણ તે બધું દીનદયાલને લીધે. સસરાનો ઉપદેશ સાંભળી પુત્રવધૂ મનમાંજ વિચાર કરતાં કે: આ સંસારી સન્યાસીને મોહમાં નાખે એવી સ્ત્રી તો કોઇજ નહિ હોય. પ્રીતિ માયિક સ્નેહ ન હતો છતાં નાગમહાશય

નિરંતર પોતાની સ્ત્રીનું કલ્યાણ ઇચ્છતા. નાગમહાશય કોઇ વખત પોતાની સ્ત્રીને કહેતા કેઃ "કાયિક અને માયિક સંબંધ ચિરકાળ ટકતો નથી. જગતમાં જન્મ લઇને જે મનુષ્ય ઇશ્વર સાથે પ્રેમ કરે છે તેનુંજ જીવન સાર્થક! મનુષ્ય દેહ મળ્યા છતાં માયિક વસ્તુમાં જે લુબ્ધ થાય છે તે જન્મ જન્માંતરમાં પણ ભગવાનનાં દર્શન કરી શકતો નથી. તેને વારંવાર સંસારમાં અવતરવું પડે છે. જો! તું આ મ્હારા હાડમાંસના પુતળામાં મોહ ન રાખીશ. મ્હને ભૂલી મહામાયાને શરણે જા. ત્હમારો આ જન્મ સફળ થશે. મહામાયાની કૃપાથી તમારી સ્વાભાવિક કામવાસના પણ નષ્ટ થશે." તપસ્વીની પત્નીએ પણ હવે સંસારનો મોહ દૂર કરી તપ કરવાનું નક્કી કર્યું.

નાગમહાશયનાં પત્ની કલકત્તે આવ્યા પછી પણ સુરેશ તો હંમેશાં તેમને ઘેર આવ્યાંજ કરતો. કોઇ કોઇ વખત તે નાગમહાશયને ત્યાંજ જમતો. સુરેશ કહે છે કેઃ "સ્ત્રી આવ્યા પછી પણ નાગમહાશયના ધર્મ ઉન્માદમાં કાંઇ ફેરફાર થયો નથી. તે દેવતા તે દેવતાજ. ગમે તેવી પ્રતિકુળ સ્થિતિમાં પણ દેવનું દેવત્વ નષ્ટ થતું નથી. નાગમહાશય પણ દેવના જેવાજ હતા. સ્ત્રી પાસે છતાં તેમને કોઇ દિવસ કામ વાસના થઇ નથી. ધન્ય એમનો ગૃહસ્થાશ્રમ!"

નાગમહાશય ક્રમે ક્રમે ઉગ્ર સાધન કરવા લાગ્યા. આ બાજુ દીનદયાલ પણ શરીરે અશક્ત થતા હતા. વૃદ્ધ વયમાં પણ તે પાલબાબુને ત્યાં નોકરી કરતા. નાગમહાશયને એ બિલકુલ ગમતું નહિ. વૃદ્ધ પિતા દેશમાં જઇ નિશ્ચિંતપણે ભગવાનની ભક્તિ કરે એવી એમની ઇચ્છા હતી. પિતાને બદલે પાલબાબુને ત્યાંની નોકરી નાગમહાશય કરી શકે એમ હતું. દીનદયાલ ઘણી વખત માળા લઇ જપ કરતા પણ જપ કરતી વેળા કોઇ માણસ આવે તો તેની સાથે વાત પણ કરતા. નાગમહાશયને એથી બહુ ખોટું લાગતું. પિતાને કહી દેતા કેઃ "આટલી વયે પણ તમે *વિષયચિંતન ત્યાગ કરતા નથી. ભગવાનનું નામ લેતી વખત પણ વિષયની વાત." કોઇ કોઇ વખત પિતા પુત્રને વાદવિવાદ પણ થતો. આખરે નાગમહાશયે પિતાની નોકરીનો ભાર

* સંસારના વિષયો.

પોતાને શિર ઉઠાવી પિતાને દેશમાં મોકલવા નક્કી કર્યું. પોતાનાં પત્નીને પણ તેમની સાથે શ્વસુરની સેવા કરવા દેશમાં મોકલ્યાં.

દીનદયાલ અને પત્નીના ગયા પછી નાગમહાશય ગંગા કિનારે એકાંત વાસ કરવા લાગ્યા. સુરેશ પણ ત્યાં જતો અને બન્ને મિત્ર ધર્મની વાતો કરતા, પણ નાગમહાશયને માત્ર વાતોથી તૃપ્તિ થતી નહિ. તે કહેવા લાગ્યા કેઃ "વાતોમાં જીવન ચાલ્યું જાય છે. ઇશ્વરને પ્રત્યક્ષ ન જોયો તો પછી જીવન નિરર્થક!" એક દિવસ સુરેશે કેશવની સમાજમાં સાંભળ્યું કેઃ "દક્ષિણેશ્વરમાં એક સાધુ છે. તે કામિની અને કાંચનના ત્યાગી છે અને નિરંતર ભગવત્ પ્રેમમાં મસ્ત રહે છે. વળી તેમને ઘડી ઘડી ભાવ–સમાધિ આવે છે." એ સાંભળતાંજ નાગમહાશયને લઇ ત્યાં જવાની સુરેશને ઇચ્છા થઇ. પણ કાંઇક કારણને લીધે તેનાથી નાગમહાશયને એ વાત થઇ નહિ. આમ બે માસ વીતી ગયા, પછી એક દિવસ વાત સાંભરી આવવાથી સુરેશે નાગમહાશયને કહ્યું કેઃ "દક્ષિણેશ્વરમાં કોઇ ઉત્તમ સાધુ છે. જોવા જઇશું? અમારા આચાર્ય કેશવચંદ્ર પણ તેમને નમન કરે છે." નાગમહાશય તુરતજ તૈયાર થઇ ગયા. બન્ને જણ દક્ષિણેશ્વર જવા ઘરમાંથી બ્હાર નીકળ્યા. તેમણે સાંભળ્યું હતું કેઃ "દક્ષિણેશ્વર કલકત્તાની ઉત્તરે છે." તેથી તે દિશામાં ચાલવા માંડ્યું. તે વખતે ચૈત્ર માસ હતો આકાશમાંથી અગ્નિ વરસતો હોય એવો તાપ પડતો. તોપણ તાપની દરકાર કર્યા વિના બન્ને જણ ચાલવા લાગ્યા. કોઇ અદસ્ય શક્તિજ તેમને તે તરફ ખેંચતી હતી! દક્ષિણેશ્વર કેટલું દૂર છે તે પણ કોઇ જાણતું નહિ. બન્ને ઉત્તરમાં ચાલવા લાગ્યા બહુ દૂર ગયા પછી એક મુસાફરને પૂછી જોયું. મુસાફરે કહ્યું: "તમે દક્ષિણેશ્વરનો રસ્તો છોડી આવ્યા છો." એ સાંભળી બન્ને જણ પાછા વળ્યા અને મુસાફરના કહ્યા પ્રમાણે દક્ષિણેશ્વરના રસ્તા તરફ ગયા. બન્ને જણ આશરે બે ને સુમારે દક્ષિણેશ્વરમાં રાણી રાસમણિના કાલી મંદિરમાં આવી પહોંચ્યા.

કેવું મનોહર સ્થાન! જાણે દેવની લીલા ભૂમિ! સંસારનો કોલાહલ નહિ! ગુલાબ અને મોગરાનાં પુષ્પની સુવાસથી આખો બાગ સુવાસિત થઇ રહ્યો હતો. કેવો મધુર પવન! કેવું સુંદર સરોવર! કોઇ કોઇ ઠેકાણે ઉંચા

ઉંચા દેવળ! કોઇ સ્થળે નવપલ્લવિત વૃક્ષ સમૂહ પોતાની ડાળીઓ નમાવી ધીરા સ્વરે કહે છે: "આવ, ભાઇ આવ! સંસાર તપ્ત મનુષ્ય! અહીં આવ! આજ ત્હારો વિષયાગ્નિ શાંત કરવાનું સ્થાન છે."

ત્યાંના મંદિર અને બાગ જોતા જોતા બન્ને જણ ભગવાન શ્રી રામકૃષ્ણના આશ્રમના પૂર્વ દિશાના બારણા આગળ આવી પહોંચ્યા. દ્વાર આગળ એક માણસ ગળામાં રુદ્રાક્ષની માળા પહેરી ઉભો હતો. નાગમહાશયે તેને પૂછ્યું: "અહીં એક સાધુ રહે છે તે ક્યાં છે?" પેલા માણસે કહ્યું: "અહીં એક સાધુ રહે છે ખરા, પણ આજે તે ચંદનનગર ગયા છે. તમે વળી કોઇ બીજે દિવસ આવજો.

આટલું દુઃખ અને તાપ વેઠી આવેલા અને આવો ઉત્તર મળ્યો તેથી બન્ને ખૂબ નિરાશ થયા. આપણા ભાગ્યમાં સંતનાં દર્શન નહિજ હોય એવું વિચારી તે પાછા ફરવાની તૈયારી કરતા હતા, એવામાં નાગમહાશયની નજર ઓરડીની અંદર પડી. ત્યાં કોઈ માણસ આંગળીના સંકેતથી તેમને અંદર બોલાવતો હતો. પેલા માળાધારીએ કહ્યું કે: "એજ તમારો સાધુ!" બન્નેજણ અંદર ગયા.

માળાધારીનું નામ પ્રતાપચંદ્ર હાજાર હતું. નાગમહાશય કહેતા કે: "ભગવાનની માયા કેવી વિચિત્ર છે! પરમહંસદેવ પાસે તેઓ બાર વર્ષ રહ્યા તોપણ હાજરા મહાશયે તેમને ઓળખ્યા નહિ. સંત જેના પર કૃપા કરે તેજ તેમને ઓળખી શકે. સોવર્ષ જપ–ધ્યાન કરીએ પણ જો તેની દયા ન હોય તો આપણે તેને કદી ઓળખી શકીએ નહિ."

શ્રી રામકૃષ્ણના જીવનમાંથી એક વાત સ્વામી સુબોધાનંદે મ્હને કહી હતી કે, "એક વખત શ્રી રામકૃષ્ણ હૃદય મુખોપાધ્યાય સાથે *ગંગા પર જતા હતા. કાલી મંદિરની પૂર્વ દિશામાં એક સરોવર છે. તે વખતે આ સરોવર પાસે બહુ ઝાડ હતાં. શ્રી રામકૃષ્ણે જોયું કે: ત્યાં શ્રી જગદંબા એક લાલ સાડી પહેરી કુમારિકાના વેશમાં કેટલીક કુમારિકાઓ સાથે રમત રમતાં હતાં.

*દક્ષિણેશ્વર પાસે પણ ગંગાજી છે. શ્રી રામકૃષ્ણની ઓરડીમાંથી ગંગાજીનાં દર્શન થઇ શકતાં.

એ જોતાંજ ભગવાન શ્રી રામકૃષ્ણ "મા–મા" બોલી સમાધિસ્થ થયા. સમાધિ ભંગ થયા પછી તુરતજ તેઓ કાલીમંદિરમાં ગયા, તો ત્યાં પણ કુમારિકાના વેશમાં જે સાડી તેમણે પહેરેલી જોઇ હતી તેજ સાડી જગન્માતાને પહેરાવેલી જોઇ. પરમહંસદેવના મુખથી એ વાત સાંભળી હરયે કહ્યું: "તે વખત કહેવું હતું ને! માને તુરતજ જઇને પકડી લેત!" રામકૃષ્ણદેવ હસીને કહેવા લાગ્યા: "એવું કદી બને! માની ઇચ્છા અને કૃપા સિવાય તેને ઓળખે એવું કોણ છે? તેની કૃપા સિવાય તેનાં દર્શનજ ન થાય."

હાજરા મહાશયના પ્રથમ મેળાપથીજ નાગમહાશયને તેમને માટે ખોટો અભિપ્રાય બંધાઇ ગયો હતો. તે કહેતા કે: "પરમહંસદેવની પાસે રહેવા છતાં પણ તેમનામાં સત્ય તો હતુંજ નહિ. અસત્ય બોલી તેમણે અમને પહેલેજ દિવસે છેતરવાનો પ્રયત્ન કર્યો હતો; પણ દયામય ભગવાન શ્રી રામકૃષ્ણે અમને ઓળખ્યા અને પોતાના ચરણકમળમાં આશ્રય આપ્યો."

## પ્રકરણ ૪ થું.

### શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવનાં દર્શન.

નાગમહાશય અને સુરેશ ઓરડામાં ગયા. ભગવાન શ્રી રામકૃષ્ણ ઉત્તર તરફ મ્હોં કરી એક લાકડાની પાટ પર લાંબા પગ કરી બેઠા હતા. તેમનું મુખકમળ હસતું હતું! સુરેશ હાથ જોડી પ્રણામ કરી ત્યાં પાથરેલી સાદડી પર બેઠો. નાગમહાશયે સાષ્ટાંગ પ્રણામ કરી ચર્ણરજ લેવા માંડી, પણ શ્રી રામકૃષ્ણે તેમ કરવા દીધું નહિ. પોતાનો પગ ખેંચી લીધો. નાગમહાશયે વિચાર્યું કે: "હું પોતે હજી પવિત્ર સાધુના ચર્ણસ્પર્શ કરવા યોગ્ય નથી." નાગમહાશય ઉઠી એક ખૂણામાં જઇ બેઠા.

શ્રી રામકૃષ્ણદેવે મ્હને "નામ શું! ઘર ક્યાં છે? શું કરો છો? સંસારમાં કોણ કોણ છે? લગ્ન થયાં છે કે નહિ?" ઇત્યાદિ વ્યવહારિક પ્રશ્નો

પૂછયા, પછી વાતો કરતાં કરતાં શ્રી રામકૃષ્ણુદેવ કહેવા લાગ્યા કે: "સંસારમાં ખાબોચીયાની માછલીની પેઠે રહો, પછી સંસારમાં રહેવાથી કાંઇ દોષ નથી. માછલી કાદવમાં રહે છે પણ તેને શરીરે કાદવ લાગતો નથી. તેમ તમને પણ સંસારમાં રહેવા છતાં સંસારની મલિનતા લાગશે નહિ."

"મ્હોટા માણસને ત્યાં આયા હોય છે, હમેશાં આયા શેઠના છોકરાને, "મ્હારો હરિ, મ્હારો રામ," કહી પ્રેમથી રમાડે છે પણ તેને નિરંતર સ્મરણ હોય છે કે આ રામ અથવા આ હરિ મ્હારો નથી પણ મ્હારો છોકરો તો બીજોજ છે. સંસારમાં રહો પણ **"મ્હારૂં કાંઇ નથી, મ્હારો તો માત્ર ઇશ્વર છે."** એવી ભાવના રાખી સંસારમાં રહો તો સંસાર તમને દૂષિત નહિ કરે."

"પણ દુધ અને પાણી ભેગાં કરીએ તો તે મળી જશે. તેને કદી છૂટાં નહિ પડાય. દુધનું દહીં બનાવી તેને વલોવી ઘી બનાવીએ અને એ ઘીને પાણીમાં નાખીએ તો તે ઉપરજ તર્યા કરશે. સંસાર પાણી જેવો છે અને મન દુધ જેવું છે. પ્રથમ સાધન કરી મનને ઘી જેવું બનાવી પછી સંસારમાં રહો. એટલે તમને સંસારથી કાંઈ નુકસાન નહિ થાય."

ભગવાન શ્રી રામકૃષ્ણુ આ પ્રમાણે બોલ્યા જતા હતા. નાગમહાશય એક દષ્ટે તેમના મુખ તરફ જોયા કરતા હતા ! શ્રી રામકૃષ્ણે પૂછ્યું ! "શું જોયા કરે છે ?" નાગમહાશયે ઉત્તર આપ્યો: "આપને જોવા આવ્યો છું એટલે જોયા કરૂં છું." પછી કેટલીકવાર સુધી વાતો કરી શ્રી રામકૃષ્ણે કહ્યું: "જાઓ ! પંચવટીમાં જઇને ધ્યાન કરો."

આશરે અર્ધો કલાક ધ્યાન કરી સુરેશ અને નાગમહાશય પરમહંસદેવ પાસે આવ્યા. તેઓ તેમને સાથે લઈ જઈ સઘળાં દેવમંદિર દેખાડવા લાગ્યા.

શ્રી રામકૃષ્ણુ આગળ અને સુરેશ તથા નાગમહાશય પાછળ ચાલતા. શ્રી રામકૃષ્ણુના ઓરડાની સાથેજ બાર દેવળ છે. શ્રી રામકૃષ્ણુ દરેક મંદિરમાં જઇ શિવલિંગની પ્રદક્ષિણા અને પ્રણામ કરવા લાગ્યા. નાગમહાશય પણ તેમ કરવા લાગ્યા. સુરેશ બ્રહ્મસમાજી હતા, તે દેવદેવીઓને માનતો નહિ, તેથી તે સ્તબ્ધ થઇ જોવા લાગ્યો, પછી વિષ્ણુમંદિરનાં દર્શન કરી પરમહંસદેવ

ભવતારિણી જગન્માતા કાલીના મંદિર તરફ જવા લાગ્યા. નાગમહાશય અને સુરેશે જોયું કે: શ્રી રામકૃષ્ણને મંદિરમાં પ્રવેશ કરતાંજ સમાધિ થઈ. થોડો વખત ત્યાં જઇ પરમહંસદેવ સ્તબ્ધ જેવા ઉભા રહ્યા. પછીથી એક બાળક જેવી રીતે પોતાની માનો છેડો ઝાલી આમતેમ ઘૂમે તેમ તેઓ ભવતારિણીની મૂર્તિની પ્રદક્ષિણા કરવા લાગ્યા. દર્શન કરી બન્નેને લઇ તેઓ પાછા પોતાને સ્થાને આવ્યા.

આશરે પાંચ વાગે સુરેશ અને નાગમહાશયે પરમહંસદેવ પાસે રજા માગી. તેમણે કહ્યું: "ફરીથી આવજો. આવવા જવાથી સારો પરિચય થાય છે."

રસ્તામાં નાગમહાશય તેમનાજ વિચાર કરવા લાગ્યા તે સુરેશને કહેવા લાગ્યા: "એ કોણ હશે ? સાધુ, સિદ્ધ કે કોઇ દેવ હશે ?"

સુરેશ કહે છે: "મ્હને હજી તે ભાવભક્તિપૂર્ણ મુખનું સ્મરણ થાય છે." ઘીની આહુતી મળતાં જેમ અગ્નિ સળગી ઉઠે તેમ શ્રી રામકૃષ્ણનાં દર્શન થતાંજ નાગમહાશયના હૃદયમાં ઇશ્વરદર્શનની તીવ્ર લાલસા પ્રકટ થઇ. ખાવાનું કરવાનું પણ છોડી દીધું. ધંધો પણ છોડવા માંડયો. આખો વખત જપ, ધ્યાન અને સુરેશ સાથે શ્રી રામકૃષ્ણની વાતો કરવામાંજ ગુમાવતા.

એક અઠવાડીયા પછી બન્ને પુનઃ શ્રીરામકૃષ્ણનાં દર્શન કરવા આવ્યા. ધર્મોન્મત્ત નાગમહાશયને જોતાંજ શ્રીરામકૃષ્ણને સમાધિ થઇ. થોડીવાર પછી મૃદુ હાસ્ય કરી બોલ્યા: "તમે આવ્યા તે બહુ સારૂં થયું ! હું પણ તમારી રાહ જોયા કરતો હતો." પછી નાગમહાશયને પોતાની પાસે બોલાવી કહ્યું: "શોક શેનો કરે છે ? ત્હારી અવસ્થા ઘણી ઉંચી છે." તે દિવસે પણ પરમહંસદેવે નાગમહાશયને અને સુરેશને પંચવટીમાં જઇ ધ્યાન કરવા આજ્ઞા કરી. તેઓ ધ્યાન કરવા ગયા; કેટલાક વખત પછી પરમહંસદેવ તેમની પાસે ગયા. તેમણે નાગમહાશયને પાન તમાકુ તૈયાર કરી લાવવા કહ્યું. નાગમહાશય તુરતજ ઓરડીમાં ગયા. શ્રીરામકૃષ્ણે સુરેશને કહ્યું; "તું જાણે છે કે? આ માણસને થોડાજ વખતમાં સાક્ષાત્કાર થશે.' નાગમહાશય તમાકુ તૈયાર કરી લાવ્યા, પછી પરમહંસદેવે તેમને પાણીનો લોટો લાવવા આજ્ઞા કરી.

શ્રીરામકૃષ્ણની સેવા કરવાનો અધિકાર મળ્યો તેથી નાગમહાશયને ઘણો આનંદ થયો.

બીજી વખત જ્યારે નાગમહાશય શ્રીરામકૃષ્ણ પાસે ગયા ત્યારે તેઓ એકલા હતા. સુરેશ કાંઇ કામમાં પડી જવાથી તે જઇ શક્યો નહિ. તે દિવસ પણ નાગમહાશયને જોઇ તેમને સમાધિ થઇ* હતી. સમાધિની અવસ્થામાં બોલતાં બોલતાં તેઓ એકદમ ઉભા થયા. નાગમહાશય પણ જરા ગભરાયા. શ્રીરામકૃષ્ણે તેમને કહ્યું: " તું ડૉક્ટર છે ! મ્હારે પગે શું થયું છે તે જરા જો ! " નાગમહાશયે પગે હાથ ફેરવી જોવા માંડ્યું, પણ કાંઇ માલુમ પડ્યું નહિ. નાગમહાશયે કહ્યું: " પગે તો કાંઇ દરદ માલુમ પડતું નથી. " શ્રીરામકૃષ્ણે તેમને ફરીથી ખૂબ ધ્યાનપૂર્વક તપાસવા કહ્યું. નાગમહાશય શ્રીરામકૃષ્ણનો મનોભાવ સમજી ગયા. શ્રીરામકૃષ્ણે પોતેજ તેમનાપર કૃપા કરી ચરણરજ આપી તેથી નાગમહાશયને બહુ આનંદ થયો. તેમણે તેમનો ચરણ પોતાના મસ્તકે અડકાડ્યો. નાગ મહાશય કહેતા કેઃ "પરમહંસદેવને આપણી ઇચ્છા કહેવાની જરૂર પડતી નહિ. તે આપણા મનનો ભાવ સમજી જતા, અને યોગ્ય લાગે તો આપણા મનોર્થ પૂર્ણ કરતા. "

આજથી નાગમહાશયને ખાત્રી થઇ કેઃ શ્રીરામકૃષ્ણદેવ કોઇ સાધારણ સાધુ નથી પણ સાક્ષાત્ નારાયણ ભગવાન છે. તે કહેતાકેઃ "પરમહંસદેવ પાસે કેટલીક વખત ગયો એટલે મ્હને ખાત્રી થઇ કે તે સાક્ષાત્ નારાયણજ હતા." કેવી રીતે જાણ્યું ? એમ પૂછતાં તે કહેતાઃ " તેમની કૃપાને લીધેજ હું તેમને ઓળખી શક્યો છું. "

પછી એક દિવસ શ્રી રામકૃષ્ણે પોતાનું શરીર ખુલ્લું કરી તેમને બતાવ્યું અને કહેવા લાગ્યા કેઃ " આ કોણ હશે ? " નાગમહાશયે હાથ જોડી નમ્ર ભાવે તેમને કહ્યું: " પ્રભો ! હવે મ્હને બધી સમજ પડી છે. મ્હને પૂર્ણ શ્રદ્ધા થઇ છે કે તમે જ સ્વયં નારાયણ ભગવાન છો. " તેઓ તુર-

* શ્રી રામકૃષ્ણ પરમહંસ ઘણી ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યા હતા. જ્યારે તે કોઈ પણ શુદ્ધ સાત્વિક મનુષ્યને જોતા કે તુરત તેમને સમાધિ થતી. તેઓ મનુષ્ય માત્રનું શાંત હૃદય પણ જાણી શકતા.

તજ સમાધિસ્થ થયા. નાગમહાશયના મસ્તકપર પોતાનો હસ્ત મૂક્યો. હાથનો સ્પર્શ થતાંજ નાગમહાશયને સમાધિ થઇ. તેમણે જોયું કે: "સમસ્ત સ્થાવર જંગમ અને દરેક વસ્તુમાં એક દિવ્ય જ્યોતિ વ્યાપક છે."

નાગમહાશય વારંવાર કહેતા કે: "શ્રી રામકૃષ્ણ પરમહંસ પૂર્ણ બ્રહ્મ સનાતન છે. એમનામાં સર્વ અવતારોનો ભાવ છે. એમને હાથે ઘણા જીવોનો ઉદ્ધાર થશે.*

એક દિવસ નાગમહાશય દક્ષિણેશ્વર ગયા ત્યારે પરમહંસદેવ જમીને સુતા હતા. તે વખત જ્યેષ્ટ માસ હતો તેથી ઉકળાટ બહુ થતો. નાગમહાશયના હાથમાં પંખો આપી તેઓ સુઇ ગયા. પંખો નાખતાં નાખતાં નાગમહાશયનો હાથ દુઃખી ગયો, પણ મહારાજની આજ્ઞા સિવાય તેમણે પંખો નાંખવાનું બંધ ન કર્યું. ધીમે ધીમે હાથ એટલો બધો દુઃખી ગયો કે પંખો આપોઆપ બંધ થવા માંડ્યો. એટલે તુરતજ શ્રી રામકૃષ્ણે બેઠા થઈ નાગમહાશયનો હાથ ઝાલી લીધો. નાગમહાશય કહે છે કે: "ભગવાન શ્રીરામકૃષ્ણની નિદ્રા સાધારણ મનુષ્યના જેવી ન હતી. તે નિરંતર જાગ્રતજ રહેતા."

એક દિવસ નાગમહાશય શ્રી રામકૃષ્ણ દેવની ઓરડીમાં એક ખૂણામાં બેઠા હતા. ત્યાં "**चिदानंद रूपो शिवोऽहंशिवोऽहं**" બોલતો બોલતો નરેન્દ્ર (પાછળથી સ્વામી વિવેકાનંદ) અંદર દાખલ થયો. પરમહંસદેવે નાગમહાશય તરફ આંગળી કરી નરેન્દ્રને કહ્યું: "આ બહુ દીન છે. એના હૃદયમાં પ્રેમ પણ બહુ છે." નરેન્દ્રે કહ્યું: "આપ કહો છો ત્યારે તો ખરુંજ હશે." પછી બન્ને જણ વાત કરવા લાગ્યા. વાતમાં નાગમહાશયે કહ્યું: "માની ઇચ્છા પ્રમાણે સર્વે કાંઇ બને છે. માણસ નકામો હું" અને "મ્હારૂં" કરે છે." નરેન્દ્ર બોલ્યો: "હું તો એવું કાંઇ જાણતોજ નથી. હુંજ પરમાત્મા! મ્હારી અંદર અસંખ્ય બ્રહ્માંડ ઉદ્ભવે છે, સ્થિર થાય છે અને પાછાં સમાઇ જાય છે."

---

* નાગમહાશયનું કહેવું સત્ય થયું છે, શ્રી રામકૃષ્ણ પરમહંસનું પવિત્ર નામ અમેરિકા આદિ પાશ્ચાત્ય દેશમાં પણ પ્રસિદ્ધ છે, તેમના શિષ્ય સ્વામિ વિવેકાનંદે અમેરિકા પર્યંત સનાતન હિન્દુ ધર્મનો ફ્ફરો કર્યો છે.

નાગમહાશય: " એક ક્ષુદ્ર કીડી બનાવવાની શક્તિ પણ તમારામાં ક્યાં છે ? ત્યાં પછી બ્રહ્માંડની તો શી વાત ! તેની ઇચ્છા સિવાય ઝાડનું પત્ર પણ હાલી શકતું નથી. "

નરેન્દ્ર: " મ્હારી ઇચ્છા સિવાય સૂર્ય ચંદ્ર પણ ચાલી શકે એમ નથી. મ્હારી ઇચ્છાનુસારજ આ બ્રહ્માંડ યંત્રવત્ ચાલે છે."

શ્રીરામકૃષ્ણ પાટપર બેસી બન્નેની વાત સાંભળતા હતા. તેમણે હસતાં હસતાં નાગમહાશયને કહ્યું: "તમારા બન્નેની વાત સત્ય છે. વેદાંત મત પ્રમાણે નરેન્દ્ર ખરો છે પણ નરેન્દ્રનો મત સાધારણ મનુષ્યોને માટે નથી. નરેન્દ્ર જન્મસિદ્ધ છે એટલે એને માટે એ માર્ગ સારો છે. " શ્રી રામકૃષ્ણનાં વચન સાંભળી નાગમહાશય શાંત થયા અને નરેન્દ્રને પ્રણામ કરવા લાગ્યા. એક વખત તેમને એક ગૃહસ્થે પ્રશ્ન કર્યો કે: " તમે કોઇ મુક્ત પુરૂષ જોયો છે ? " તેમણે ઉત્તર આપ્યો કે: " શ્રી રામકૃષ્ણ પરમહંસ અને તેમના પટ્ટ શિષ્ય સ્વામિ વિવેકાનંદ મુક્તજ છે. મ્હેં તેમને પ્રત્યક્ષ જોયા છે. "

શ્રી રામકૃષ્ણ જે કહેતા તે નાગમહાશય વેદવાક્ય ગણી સ્વીકારતા. શ્રીરામકૃષ્ણે પોતાના કોઇ ભક્તને કહ્યું: "ડાક્ટર, વકીલ, દલાલ અને એવા ખટપટના બીજા ધંધા કરનારાઓને ઇશ્વર સાક્ષાત્કાર ભાગ્યેજ થાય!" આ વાત નાગમહાશયને કાને આવી. દિવસે ધ્યાન કરવા બેસતાંજ તેમની સમક્ષ રોગી મનુષ્યોનું ચિત્ર ખડું થવા માંડયું. શ્રી રામકૃષ્ણનો ઉપદેશ એમને સત્ય લાગ્યો. તેમણે ત્યાંજ સંકલ્પ કર્યો કે; " જે ધંધો કરવાથી ઇશ્વરપ્રાપ્તિના માર્ગમાં અંતરાય આવે છે, એ ધંધો આજથી કરવો નથી. " તેજ દિવસે ઘેર આવી દવાની પેટી અને કેટલીક ચોપડીઓ લઇ જઇ ગંગાજીમાં નાખી દીધી અને નરસિંહ મહેતાનું " નારાયણનું નામજ લેતાં વારે તેને તજીએરે. " એ ભજન બોલતા બોલતા ગંગાસ્નાન કરી ઘેર આવ્યા !

નાગમહાશયના સંકલ્પની વાત તેમના પિતા દીનદયાળે જાણી એટલે તેમને બહુ ખેદ થયો. તુરતજ તેઓ કલકત્તે આવ્યા. દીનદયાળે પાલબાબુને ત્યાં પોતાની જગ્યાએ નાગમહાશયને મૂક્યા અને પોતે પાછા દેશમાં ગયા. કલકત્તે આ એમનું છેલ્લુંજ આગમન હતું.

પાલખાણુને ત્યાં નાગમહાશયને બહુ પરિશ્રમ કરવો પડતો નહિ. એમને કોઇક દિવસ કામ કરવું પડતું. ડાક્ટરનો ધંધો છોડયા પછી જપ કરવાનો પણ વધારે સમય મળતો અને દક્ષિણેશ્વર જવાનું ઘણું સુગમ પડતું. ઘરમાં ગંગાજળ રાખવાને એકાંત સ્થાન હતું ત્યાં બેસી નાગમહાશય ધ્યાન કરતા. પાલખાણુને કામે કાંઇ બહારગામ જવું પડતું તો ત્યાં જંગલમાં અથવા નદી કિનારે જઇ ધ્યાન કરતા. એક દિવસ ધ્યાન કરતાં કરતાં તેમને કાંઇ અદ્‌ભૂત દર્શન થયાં હતાં. તેમણે તે દિવસે ઘેર આવી સુરેશને કહ્યું: "આવો આનંદ ધ્યાનમાં મ્હને પૂર્વે કદિ મળ્યો નથી."

શ્રી રામકૃષ્ણુના સહવાસમાં વારંવાર આવવાથી નાગમહાશયને તીવ્ર વૈરાગ્ય થવા લાગ્યો. સંસાર ત્યાગ કરવાની ઇચ્છા થવાથી શ્રી રામકૃષ્ણુની આજ્ઞા લેવા તેઓ દક્ષિણેશ્વર ગયા, પણ શ્રી રામકૃષ્ણુના ઓરડામાં જતાંજ તેઓશ્રી સમાધિ સ્થિતિમાં બોલી ઉઠયા કે: "સંસાર આશ્રમમાં શું નુકસાન છે? તેના (ઇશ્વર) તરફ મન હોય એટલે બસ! ગૃહસ્થાશ્રમ તો બહુ સારો! કિલ્લાના અંદરથી લડવું બહુ સારૂં! ગૃહસ્થાશ્રમમાં રહી ભજન કરવું એ તો કિલ્લાની અંદર રહી લડવા જેવું છે." નાગમહાશયનું મ્હોડું ઉતરી ગયું. જે શ્રી રામકૃષ્ણુદેવે કામની કાંચનના મોહને બાળીને ભસ્મ કર્યો હતો, અને જેનાં વચન પર તેમને વેદ વાક્ય કરતાં પણ વધારે વિશ્વાસ હતો તેમણે કહ્યું કે: "તું જનકની પેઠે ગૃહસ્થાશ્રમમાં રહી શકીશ. ત્હારૂં જોઇ અન્ય ગૃહસ્થો ખરો ગૃહસ્થાશ્રમ કરતાં શીખશે." નાગમહાશયનું કાંઇ ચાલ્યું નાહ. તે કહેતા કે: "ગુરૂદેવના મુખમાંથી જે વાક્ય નીકળ્યું તે ફેરવવાનું અને તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું સામર્થ્ય મ્હારામાં ન હતું. મ્હારે માટે એજ રસ્તો હશે."

શ્રી રામકૃષ્ણુની આજ્ઞા શિરોધાર્વે માની નાગમહાશય વ્યાકુલ ચિત્તે ઘેર આવ્યા. રાતાદિવસ "હે પ્રભુ! હે ભગવાન!" સિવાય બીજું બોલતાજ નહિ. દિવસે દિવસે ભગવદ્ વિરહાગ્નિ પ્રકટ થવા માંડયો. કોઇ દિવસ રસ્તામાંજ પડી રહેતા! કોઇક વખત 'હા ભગવાન!' બોલી કાંટાની વાડમાં પણ પડી જતા! ખાવાપીવાની તો બિલકુલ દરકાર રાખતા નહિ. સુરેશ

જબરદસ્તીથી ખવડાવે તેજ દિવસે નાગમહાશય જમતા. કોઇ દિવસ રાત્રે એ ત્રણ વાગે ઘેર આવતા. ત્યાં સુધી ગંગા કિનારે બેસી જપ સાધન, કરતા. પાલબાબુની નોકરી પણ એમનાથી થઇ શકી નહિ. તેમને એક રણજીત નામના માણસ સાથે થોડા દિવસ પર પરિચય થયો હતો. રણજીત ગરીબનો છોકરો હતો પણ ઘણો ઉદાર અને ધર્મભીરુ હતો. જે દિવસ નાગમહાશય પોતાની નોકરી પર જઇ શકતા નહિ તે દિવસે રણજીત પાલબાબુને ત્યાં નાગમહાશયના વતી નોકરી કરવા જતો.

વચમાં કાંઇક ખાસ કાર્યને લીધે નાગમહાશયને દેશમાં જવું પડયું. તેમની સ્થિતિ જોઇ તેમનાં પત્નીને કાંઇ શંકા થઇ. તેમને ખાત્રી થઇ કે પતિદેવને ગૃહસ્થાશ્રમપર બિલકુલ રૂચિ નથી. નાગમહાશયે પણ તેમને ચોખ્ખું કહી દીધું કે: " શ્રીરામકૃષ્ણુદેવને અર્પણ કરેલા આ દેહથી સંસારનું આલ્પ-કાર્ય કદી થનાર નથી. તમે પણ વિષય વાસના છોડી દઇ ભગવાનનું ભજન કરો. જુઓ ! એમાં કોઇ અલૌકિક આનંદ છે ! "

નાગમહાશયના વાડામાં એમનાં બ્હેન શ્રીમતી શારદામણીએ શાકના વેલા વાવ્યા હતા. વેલાપર શાક પણ અથાગ ઉગ્યું હતું. ફળીઆમાંનો કોઇ માણસ એમના વાડા પાસે પોતાની ગાય બાંધી ગયો. વાડામાં શાક જોઇ ગાય દોરડું તોડાવી ત્યાં જવા મ્હેનત કરવા લાગી, પણ દોરડું બહુ મજબૂત હોવાથી તૂટી શક્યું નહિ. નાગમહાશય ઉભા ઉભા ગાયનો પ્રયત્ન જોયા કરત હતા. સર્વે પ્રાણીમાં ઇશ્વરનું દર્શન કરનાર શ્રીરામકૃષ્ણુના આદર્શ શિષ્યને ગાયની દયા આવી. પોતે એકદમ ગાય પાસે ગયા, અને "મા, ખાઓ ! સુખેથી ખાઓ." એમ કહી ગાયનું દોરડું છોડી મૂક્યું ! ગાય છૂટતાંજ વાડામાં દોડી ગઇ અને શાક વગેરે ખાઇ તૃપ્ત થઇ અને કેટલાક વેલા ચગદી નાખી બહુ નુકસાન કર્યું. ! દીનદયાળને પુત્રની આવી વર્તણુકથી બહુ ગુસ્સો લાગ્યો અને તેમને લડવા લાગ્યા કે : " પોતે તો કાંઇ કમાવું નહિ ! પોતાનો સંસાર સુખી થાય એવું કરવું તો દૂર રહ્યું પણ ઘરમાં બિગાડ શામાટે કરે છે ? ડૉક્ટરનો ધંધો તો છોડી દીધો, હવે શું ખાઇને જીવશો ! "

નાગમહાશય: " એ ફીકર ભગવાનને છે. તમારે ફિકર કરવાની જરૂર નથી. "

દીનદયાલ: "સંસારમાં નામા ફરશો કે? તમારે ઘાસ ખાવાથી ચાલવાનું નથી!"

નાગ મહાશયે બિલકુલ ઉત્તર આપ્યો નહિ, પણ એકદમ વાડામાં જઈ ઘાસપાલો લઇ આવ્યા. પિતા પાસે આવી ધોતીયું કહાડી નાખ્યું અને ઘાસપાલો ચાવતાં ચાવતાં કહ્યું: "પિતાજી! તમારી બન્ને આજ્ઞા પાલન કરી છે. ખાવા પહેરવા વિષે હવે તમારે ચિંતા કરવાની નથી. તમે હવે નિશ્ચિંત થઇ ફક્ત હરિ નામ જપ કરો. તમારે પગે પડી હું પ્રાર્થના કરૂં છું કે તમારે આટલી ઉમ્મરે સંસારમાં મન રાખવું નહિ. જન્મથી મરણ પર્યંત સંસાર મોહમાં પડ્યા રહેશો તો પછી તમારો ઉદ્ધાર ક્યાંથી થશે! મ્હારી ચિંતા તમારે શામાટે કરવી જોઇએ? મ્હેં ધંધો છોડી દીધો એ ખરૂં, પણ મ્હેં કાંઇ વિષયસુખને લીધે અથવા ખરાબ છંદમાં પડી તેમ કર્યું નથી પણ ઇશ્વર ભજન કરી આજ જન્મમાં ઇશ્વરનાં દર્શન કરવા માટે સર્વ ત્યાગ કર્યું છે."

દીનદયાલ: "ત્હને ઇશ્વર મળશે એવી ત્હને ખાત્રી છે.?"

નાગમહાશય: "હા. મ્હારા સદ્ગુરૂ શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવને ઇશ્વરનો પૂર્ણ સાક્ષાત્કાર થયો છે. તેમણે ધર્મનાં સર્વ તત્ત્વોનો અને આત્મ તત્ત્વનો પણ અનુભવ કર્યો છે. ઇશ્વરનો ઉપકાર માનો કે તમારા પુત્રને તે પરમ કૃપાળુ ગુરૂદેવે સંસાર મોહમાંથી મુક્ત કર્યો છે. શ્રીરામકૃષ્ણદેવે મ્હને કહ્યું છે કે: "તને ઇશ્વર દર્શન થશે." મ્હને એમના વચનમાં વેદવાક્ય જેટલી શ્રદ્ધા છે. મ્હારા સદ્ગુરૂનો મુખ્ય ઉપદેશ: "કામિની કાંચનમાં અનાસક્તિ" છે અને તે ઉપદેશ હું સંપૂર્ણ રીતે અમલમાં મૂકવા માગું છું. તમારામાં અને અમારામાં ફેર એટલોજ છે કે તમે જે માનો છો તે પ્રમાણે સંસારવશ થવાથી કરતા નથી અને અમે તેમ કરીએ છીએ."

નાગમહાશયનાં વચન સાંભળી દીનદયાલ સ્તબ્ધ થઇ ગયા અને ઘરમાં સર્વેને કહી દીધું કે: "દુર્ગાચરણની મરજી વિરૂદ્ધ કોઇએ કાંઇ પણ કામ કરવું નહિ."

નાગમહાશય દેશમાં રહ્યા ત્યાં સુધી દીનદયાલને સાંસારિક બાબતોનો

વિચાર કરવાને અવસરજ આપતા નહિ. હમેશાં તેમની પાસે બેસી શાસ્ત્ર વાંચી સંભળાવતા. ગામના કોઈ પણ માણસ તેમને ત્યાં નકામા ગપ્પાં મારવા આવતા તો નાગમહાશય તેમના પર ખીજવાઇ જતા અને કહી દેતા કે: " તમારે મ્હારા પિતા પાસે સાંસારિક વિષયનાં ગપ્પાં મારવાં નહિ. તમને ગપ્પાં માર્યાવિના ન ચાલતું હોય તો અમારે ત્યાં આવવુંજ નહિ. "

નાગમહાશય કલકત્તે આવ્યા અને સુરેશે દીનદયાલની ખબર પૂછી ત્યારે તેમણે કહ્યું: " જે મનુષ્યને સંસારરૂપી નાગનો દંશ થયો છે તેને માટે ભગવાનની કૃપા સિવાય ઉદ્ધારનો બીજો માર્ગ નથી. " થોડીવાર શાંત રહી એકદમ બોલી ઉઠયા: " જય શ્રીરામકૃષ્ણ ! હે રામકૃષ્ણદેવ ! મ્હારા પિતા પર દયા કરો ! " આટલું બોલતાં બોલતાં નાગમહાશય ગદગદિત થઇ ગયા અને આંખમાંથી અશ્રુ પણ નીકળી પડયાં. થોડીવાર પછી વળી બોલવા લાગ્યાઃ " હજી પણ પિતાને *વિષયાશક્તિ છે ! તેમને હજી સંસારની આસક્તિ જતી નથી ! પોતે વૃદ્ધ થયા છે. અશક્ત થયા છે છતાં પણ ગામના બીજા માણસો આવતાં તેમની સાથે સાંસારિક બાબતોનાં ગપ્પાં મારે છે. "

દેશમાંથી આવી નાગમહાશયે એક દિવસ શ્રી રામકૃષ્ણને કહ્યું: "તેના પર પૂર્ણ શ્રદ્ધા છે એવું શી રીતે કહેવાય ? હજી " હું કરૂં છું " એવો ભાવ તો કાયમ છે. " પરમહંસદેવે પોતાના શરીર તરફ આંગળી કરી કહ્યું. આ તરફ શ્રદ્ધા હશે તો બધું થશે. !" નાગમહાશય કહેતા કે: "શ્રી રામકૃષ્ણદેવમાં કાંઇ અદ્દભૂત શક્તિ હતી. તેઓ ગમે તેવા માણસનું મન ફેરવી નાખતા. ઘણા પાપી જીવો પણ એમનાં દર્શન અને વચન શ્રવણથી પોતાનું જીવન સુધારી દેતા. એવી શક્તિ સાધારણ ઉપદેશકમાં હોયજ નહિ ! "

નાગમહાશયનો તીવ્ર વૈરાગ્ય જોઇ એક દિવસ શ્રી રામકૃષ્ણદેવે કહ્યું: "સંસારમાંજ રહો, ઘર છોડશો નહિ. સંસારમાં રહી ઈશ્વિરદર્શન કરવાં અને બીજા સંસારીઓને પોતાના ચારિત્ર્યદ્વારા ધર્મ માર્ગમાં વાળવા એમાંજ ખરૂં વીરત્વ છે ! "

નાગમહાશય: " ઘરમાં શી રીતે રહેવાય ? પારકું દુઃખ જોઇ શકાતું

*વિષય એટલે સંસાર.

નથી, અને તેથી મનની સ્થિરતા પણ રહેતી નથી."

શ્રી રામકૃષ્ણ: "તું નકામો ડરે છે. ના. હું કહું છું અને મા પણ કહે છે કે તને સંસારમાં રહેવાથી બિલકુલ દોષ નહિ લાગે. ત્હારૂં ચારિત્ર્ય જોઇ અન્ય સંસારીઓ સ્તબ્ધ થઇ જશે!"

નાગમહાશય: "ગૃહસ્થાશ્રમમાં રહી દિવસ કેવી રીતે વીતાવવા?"

શ્રી રામકૃષ્ણ: "ત્હારે ફક્ત સાધુસંગ કરવો. ત્હારે બીજા કશાની બિલકુલ જરૂર નથી."

નાગમહાશય: "સાધુને શી રીતે ઓળખી શકું?"

શ્રી રામકૃષ્ણ: "ત્હારે સાધુ શોધવા જવું નહિ. ત્હારે ઘરમાં રહી માત્ર હરિનામ લેવું. ખરા સાધુ આપોઆપ ત્હારી પાસે આવશે અને ઉલટા તે ત્હારી પાસેથી કાંઇક શીખશે."

દિવસ પર દિવસ જવા લાગ્યા. નાગમહાશય વિચાર કરવા લાગ્યા: "જ્યાં સુધી સંસારના વિષયમાં મન છે ત્યાં સુધી શાંતિની આશા રાખવી વ્યર્થ છે." તેમણે તુરતજ પાલબાબુને ત્યાંનું કામ રણુજીતને સોંપી નિશ્ચિંતપણે ભગવચ્ચિંતન કરવાનું નક્કી કર્યું. યોગ્ય અવસર જોઇ નાગમહાશયે પાલબાબુને પણ એ વાત કરી.

પાલબાબુએ પૂછ્યું: "ત્હારૂં ગુજરાન કેવી રીતે ચાલશે?"

નાગમહાશયે કહ્યું: "રણુજીત્ દયા કરી મ્હને જે આપશે તેમાંથી હું મ્હારૂં ગુજરાન કરીશ."

પાલબાબુ પણ જાણી ગયા કે; નાગમહાશયથી હવે સાંસારિક કામ થવાનું નથી. પાલબાબુએ રણુજીતને બોલાવ્યો અને તેને જે મળે તેમાંથી અર્ધો ભાગ નાગમહાશયને આપવો એવી સરતે તેને પોતાને ત્યાં નોકર રાખ્યો. રણુજીત્ નાગમહાશયને બધા પૈસા આપતો નહિ. તેમને ફક્ત ખચ જેટલું આપી બાકીના પૈસા ટપાલ મારફત દીનદયાલને મોકલાવી આપતો.

આ વાત સાંભળી શ્રી રામકૃષ્ણે કહ્યું: "એ બહુ સારૂં થયું. હવે તું ઇશ્વર ભજનમાં મસ્ત થઇ જા. ત્હારા મનોરથ જરૂર પૂર્ણ થશે."

નિશ્ચિંત થયા પછી નાગમહાશય ઉગ્રતર સાધન કરવા લાગ્યા અને

શ્રી રામકૃષ્ણની પાસે વિશેષ આવજા કરવા લાગ્યા. પહેલાં તે રવિવારે અથવા બીજા રજાના દિવસે શ્રી રામકૃષ્ણ પાસે જતા નહિ, તેઓ કહેતા કે: "વિદ્વાન, બુદ્ધિમાન, અને પ્રતિષ્ઠિત માણસો રવિવારે તેમની પાસે બહુ આવે છે. હું મૂર્ખ માણસ, તેમની વાતોમાં શું સમજી શકું ?" એથી તેમને શ્રી રામકૃષ્ણના બીજા ભક્તો સાથે બહુ પરિચય થયો નહતો પણ હવે ઘણી આવજા થવાથી તેમને બીજા કેટલાક માણસો સાથે પરિચય થવા લાગ્યો.

એક વખત *ગિરિશ પોતાના બે ત્રણ મિત્રો સાથે દક્ષિણેશ્વર આવ્યો. શ્રી રામકૃષ્ણની ઓરડીમાં પ્રવેશ કરતાંજ તેણે એક દીન માણસને બહુ વિનિત ભાવે હાથ જોડી બેઠેલો જોયો ! માણસ શરીરે પાતળો હતો પણ આંખો તારાની પેઠે ચકચકિત હતી ! પરમહંસદેવે તેની સાથે ગિરિશનો પરિચય કરાવ્યો. ગિરિશ કાંઇ શુભમુહૂર્તમાં આવ્યો હતો, કારણ કે એક વખતના પરિચયથીજ બન્નેને ગાઢ સૌહૃદ્ય સંબંધ થઇ ગયો !

નાગમહાશય હજી પણ દરરોજ સંધ્યાકાળે ગંગા કિનારે જતા. એક દિવસ ત્યાં ફરતાં ફરતાં એક તરૂણ વયનો સૌમ્યમૂર્ત્તિ યુવક એમની દષ્ટિએ પડ્યો. તેના પર દષ્ટિ પડતાંજ એમને લાગ્યું કે: "આ કોઇ શ્રી રામકૃષ્ણનો ભક્ત હોવો જોઇએ." એમનું અનુમાન પણ સત્ય હતું. એ સ્વામી તુરીયાનંદ ( તે સમયે હરિરાજ ) હતા. સ્વામી તુરીયાનંદના બ્રહ્મચર્ય વિષે વાત કરતાં નાગમહાશય કહેતા કે: "એમનું બ્રહ્મચર્યબળ અત્યંત છે. એવું ન હોય તો પરમહંસદેવની કૃપા ક્યાંથી થાય !"

હવે નાગમહાશયે બદન અને પગરખાં ( જોડા ) પહેરવાનું પણ છોડી દીધું. તેઓ પોતાની પાસે એક જાડી કામળ રાખતા. આહાર માટે તેમને શ્રી રામકૃષ્ણે કહ્યું હતું કે: "ઇશ્વરઇચ્છાથી જે મળે તે ખાઇ લેવું, ત્હારે વિધિ પાળવાની જરૂર નથી. ગમે તેનું ખાઇશ તોપણ હરકત નથી. ત્હને તેથી દોષ નહિ લાગે." નાગમહાશય પણ આહાર માટે કાંઇ નિયમ રાખતા નહિ. જે મળતું તે ખાતા. અમુક ચીજ ખાવી અને અમુક ચીજ નહિ ખાવી એવું કાંઇ રાખતા નહિ. સાધારણ રીતે તે ખાતા પણ બહુ થોડું. તે

---

* બંગાળાનો પ્રખ્યાત નાટકકાર ગિરિશચંદ્ર ઘોષ.

કહેતા કેઃ "જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી એને થોડું થોડું પોષણ આપવું જોઇએ." સ્વાદ જીતવા માટે મિષ્ટ પદાર્થ અને મીઠાનો ઉપયોગ તેઓ કરતા નહિ.

નાગમહાશયના ઘરમાં બે ઓરડા હતા. એક ભાગમાં કીર્તિવાસ નામનો કોઇ સાધારણ સ્થિતિનો માણસ રહેતો હતો. તેને ત્યાં સ્ત્રીઓ પોતાને ઘેર ડાંગર ખાંડી ચોખા કરતી. એક વખત પડસાળમાં નાગમહાશયે કુસકીની મ્હોટી ઢગલી જોઇ. તેમણે વિચાર કર્યો કેઃ "આ કુસકી ખાઇ ચલાવીએ તો બહુ પીડા ઓછી થાય!" તેમણે તેજ દિવસથી ગંગા પર જઇ કુસકીને પાણીમાં પલાળી, તે ખોરાક લેવાનું શરૂ કર્યું. બેએક દિવસ એમ કર્યું, એટલે કીર્તિવાસને ખબર થઇ. તેણે તુરતજ બધી કુસકી વેચી દીધી અને પછી કોઇ દિવસ કુસકી એકઠી થવા દેતો નહિ. નાગમહાશય કહેતા કેઃ "*કુસકી ખાવાથી તેમને બિલકુલ નુકસાન થયું નથી, પણ શરીર બહુ સુસ્થ રહેતું. રાતદિવસ ખાવાની ચિંતા રાખીએ તો પછી પ્રભુપ્રાર્થના ક્યારે કરીએ અને જપ ક્યારે કરીએ? ખાવા સંબંધી બહુ દરકાર રાખવી એ સારૂં નથી. જે મળે તે ખાવું, ખોરાક અનારોગ્ય ન હોવો જોઇએ." કીર્તિવાસ નાગમહાશય પર બહુ ભાવ રાખતો. તે તેમને એક સંત જેટલું માન આપતો. નાગમહાશય પાસે કાંઇ ન હોય અને કોઇ ભિખારી આવે તો કીર્તિવાસ તેને કાંઇક આપી વિદાય કરતો. નાગમહાશયનું ઘર રસ્તા પર હોવાથી એમને બારણે ઘણા ભિખારી આવતા. એક વખત કોઇ વૃદ્ધ વૈષ્ણવ એમને ત્યાં ભિક્ષા માગવા આવ્યો. તે દિવસે નાગમહાશય પાસે ચાર કેળાં સિવાય આહારને માટે કાંઇ નહતું. કીર્તિવાસ પણ ઘરમાં નહતો. નાગમહાશયે જરાપણ કચવાયા વિના વૈષ્ણવને ચાર કેળાં આપી દીધાં અને પોતે આખો દિવસ ભૂખ્યા રહ્યા.

સુરેશ કહે છે કેઃ "નાગમહાશય સાથેના ત્રિશ વર્ષના સંબંધમાં મ્હેં તેમને કોઇ વખત મિઠાઇ ખાતાં જોયા નથી. ભગવાનના પ્રસાદ સિવાય કદી તે મિઠાઈ ખાતા નહિ. તે કહેતા કેઃ જીભને સ્વાદની ટેવ પડી જાય તો

* આ ઉપરથી બીજા માણસોએ એકદમ આવું કરવાનું શરૂ કરવું ઉચિત નથી.

ઇશ્વરભજનમાં વિઘ્ન આવે. " તેઓ પોતે મિઠાઈ ખાતા નહિ પણ બીજાને ખવડાવવામાં બહુ ઉદાર હતા."

નાગમહાશય કદિ પણ સાંસારિક વિષય વિષે વાત કરતા નહિ, અને જો કોઈ એમની સાથે એવી વાત કરતું તો ધીમે રહીને તે વાત ફેરવી નાખતા.

જો કોઇ વખત પોતાથી એવી વાત થઇ જતી તો તુરતજ બોલી ઉઠતા કે: "સદ્ગુરૂ ! શ્રી રામકૃષ્ણદેવ ! આજે આવી બુદ્ધિ કેમ સુઝાડી ! એટલો વખત ભગવાનનું નામ લીધું હોત તો કેવું સારૂં થાત !" કોઇ કારણસર કોઇના પર ક્રોધ થતો તો તેજ વખતે પોતાની પાસે જે હોય તે લઇ શરીર પર નિષ્ઠુરભાવે પ્રહાર કરતા ! તે કોઇ વખત કોઇની નિંદા કરતા નહિ. એક વખત કોઇ વ્યક્તિના સંબંધમાં તે વિરૂદ્ધ બોલ્યા અને તેની નિંદા કરી પછી તુરતજ તેમને પોતાની ભૂલ જણાઇ. પાસે એક ન્હાનો પથ્થર પડ્યો હતો, તે લઇ પોતાના માથામાં મારવા લાગ્યા. માથુ ફૂટ્યું અને લોહી પણ નીકળ્યું. એ ઘા રૂઝાતાં એક મહિનો થયો. તેઓ કહેતા કે: " ઠીક થયું, પારકી નિંદા કરનારને એવીજ શિક્ષા થવી જોઇએ !" કેમ વાંચક ? તે કદી આવી શિક્ષા ત્હારા શરીરને કરી છે કે ?

કામ જય કરવાને માટે તે ઘણા ઉપવાસ કરતા. કોઇ કોઇ વખત તો પાંચ છ ઉપવાસ સામટા કરી નાંખતા. એકવાર ચાર અપવાસ કર્યા પછી તે ખાવાનું મન કરતા હતા. એવામાં સુરેશ ત્યાં આવી પહોંચ્યો. સુરેશને જોઇ તેમના મનમાં જરા ખિન્નતા થઇ હોવી જોઇએ. કારણ કે: "હજી મ્હારામાંથી સ્વાર્થ ગયો નહિ ?" એવું બોલી ખાવાની તપેલી ફેંકી દીધી, અને સુરેશને વારંવાર પ્રણામ કરવા લાગ્યા. તે દિવસ પણ તેમણે ઉપવાસ કર્યો. ફક્ત અર્ધા પૈસાના ચણા ફાકી ચલાવી લીધું.

માથાના દુઃખને લીધે નાગમહાશયને સ્નાન કરવાનું છોડવું પડ્યું હતું. તેમણે જીવનનાં છેલ્લાં વિશ વર્ષ સ્નાન કર્યું નથી, તેથી તેમનું શરીર કાળું દેખાતું તેમજ કઠોર સાધનાને લીધે એમના અંગેઅંગમાં કાંઇ અલૌકિકપણું જણાઇ આવતું. નાગમહાશય ઘણાજ દીન હતા. ચૈતન્ય ભગવાનનો "**तृणादपि सुनीचेन तरोरिव सहिष्णुना**" ઉપદેશ એમણે બરાબર

અમલમાં રહ્યો હતો. ગિરિશ કહે છે કેઃ “નાગમહાશયમાં અહંકારનો છાંટો પણ હતો નહિ. એમણે ઠોકરો મારી મારીને અહંકારનું માથુ છુંદી નાંખ્યું હતું.” રસ્તામાં ચાલતી વખતે પણ તે કોઇનાથી આગળ નીકળી જવા પ્રયત્ન કરતા નહિ. મજુરને પણ તે માર્ગ આપતા. તે કોઇના બિછાના પર કદી બેસતા નહિ. તે કોઇને ત્યાં પાથરણા પર પણ બેસતા નહિ. બહુ મંડળીમાં તે જતા નહિ અને જો કોઇક વખત અચાનક જઇ પડતા તો પોતે એક ખૂણામાં હાથ જોડી ઉભા રહેતા. કોઇ એમને હુક્કો ભરી આપે તો તે પીતા નહિ પણ પોતે બધાંને હુક્કો ભરી આપતા. પોતાના જેવો કોઇ માણસ મળતો તો તેને ઘડી ઘડી હુક્કો ભરી આપતા અને પોતે પણ પીતા. તે માણસ રજા માગે તો નાગમહાશય આગ્રહ કરી તેમને બેસાડતા અને વળી હુક્કો ભરી આપતા. તે કહેતા કેઃ “હું તો પામર પ્રાણી છું, મ્હારાથી દુનિયામાં બીજો પરમાર્થ થઇ શકે એમ નથી. તમને હુક્કો ભરી આપી એટલી સેવા થાય તો હું મ્હારો મનુષ્ય જન્મ સફળ માનીશ.”

નાગમહાશય રાગમાર્ગના સાધક હતા તોપણ તે વિધિપૂર્વક ભક્તિમાં બહુ શ્રદ્ધા રાખતા. તે બીજાને પણ સાધન કરવા ઉપદેશ આપતા. નાગમહાશય સાથે આઠનવ દિવસ દક્ષિણેશ્વર ગયા પછી સુરેશને કાંઇક કામસર કેનેટા જવાનું થયું. જતા પહેલાં શ્રી રામકૃષ્ણ પાસેથી દીક્ષા લેવા સુરેશને કહ્યું. તે વખત સુરેશને મંત્ર પર શ્રદ્ધા નહતી તેથી બન્નેને ખૂબ વાદવિવાદ થયો. આખરે સુરેશે શ્રી રામકૃષ્ણ કહે તે પ્રમાણે કરવા કબૂલ કર્યું. નાગમહાશય સુરેશને લઇ શ્રી રામકૃષ્ણ પાસે ગયા, અને સર્વ બાબત તેમને વિદિત કરી. શ્રી રામકૃષ્ણદેવે કહ્યુંઃ “સુરેશ ! નાગમહાશય ખરૂં કહે છે. તું એનું કહેવું કેમ માનતો નથી ?” સુરેશે કહ્યુંઃ “મ્હને મંત્ર પર શ્રદ્ધા નથી.” શ્રી રામકૃષ્ણે નાગમહાશયને કહ્યુંઃ “ત્હારે એની ચિંતા કરવાની જરૂર નથી. એને મંત્રની જરૂર નથી. એને ધીમે ધીમે જ્ઞાન થશે. તું એની ચિંતા કર્યા વિના ત્હારા માર્ગમાં આગળ ચાલ્યો જા.”

કેટલોક વખત કનેટામાં રહ્યા પછી સુરેશને દીક્ષા લેવાની જીજ્ઞાસા થઇ. કલકત્તે ગયા પછી દીક્ષા લેવાનું નક્કી કર્યું, પણ તે કલકત્તે પાછો આવ્યો

તે વખત શ્રી રામકૃષ્ણદેવ માંદા હતા. નાગમહાશયની શીખામણ ન માની તેથી સુરેશને પોતાની જાત પર તિરસ્કાર આવ્યો. થોડાજ દિવસમાં શ્રી રામકૃષ્ણદેવે દેહ ત્યાગ કર્યો, તેથી સુરેશને બહુ શોક થયો. તેણે તેજ દિવસથી રાત્રે ગંગા કિનારે જઇ પતિતપાવન માતા આગળ પોતાનું હૃદય ખોલવા માંડ્યું. એક દિવસ આખી રાત તે ગંગા કિનારે પડ્યો હતો. અર્ધ રાત્રી વીત્યા પછી ગંગામાંથી શ્રી રામકૃષ્ણદેવ બહાર આવ્યા. સુરેશ આ જોઇ અત્યંત વિસ્મિત થયો! શ્રી રામકૃષ્ણે પાસે આવી તેના કાનમાં બીજ મંત્ર આપ્યો. સુરેશ ચર્ણરજ લેવા ગયો એવામાં શ્રી મૂર્તિ અંતર્ધાન થઇ ગઇ. સુરેશ કહે છે કે: "આ બનાવ સત્ય છે. હું સ્વપ્નામાં નહોતો." સુરેશ પ્રથમ બ્રહ્મ સમાજી હતો.

નાગમહાશયને સાધન કરતાં કરતાં આશરે ચારેક વર્ષ વીતી ગયાં. શ્રી રામકૃષ્ણદેવની લીલાવસાનનો સમય નજીક આવવા લાગ્યો. દક્ષિણેશ્વરમાં હવે બિલકુલ આનંદ નહતો. શ્રી રામકૃષ્ણ માંદા હોવાથી તેઓ કલકત્તામાં કાશીપુરમાં ગોપાલબાબુને ત્યાં રહેતા. નાગમહાશય જાણતા હતા કે હવે શ્રી રામકૃષ્ણદેવ ઝાઝો વખત આ દુનિયામાં રહેવાના નથી. તે શ્રી રામકૃષ્ણ પાસે જઇ શકતા નહિ. તે કહેતા કે: "પરમહંસદેવ તો લીલાને ખાતર માંદા થયા છે, છતાં પણ મ્હારાથી તેમનું દુઃખ જોઇ શકાતું નથી." તેઓ કોઇ કોઇ વખત તેમનાં દર્શન કરવા જતા. એક વખત નાગમહાશયને જોઇ પરમહંસદેવે કહ્યું: "આવ, મ્હારી પાસે આવ, મ્હારે શરીરે અગન બળે છે. ત્હારા હાથ મ્હારા શરીરે ઘસ. ત્હારા શરીરની શીતળતાથી મ્હને પણ જરા શાંતિ થશે." નાગમહાશય એમની પાસે ગયા. શ્રી રામકૃષ્ણ માંદા હતા તોપણ હસવા લાગ્યા અને નાગમહાશયને આલિંગન કર્યું.

નાગમહાશય એક વખત કાશીપુર ગયા ત્યારે શ્રી રામકૃષ્ણે કહ્યું: "અરે ડાક્તર! બધા ડાક્તરો તો દવા કરીને થાક્યા. હવે તું કાંઇ દવા કર. તને હવે ડાક્તરી આવડે છે કે ભૂલી ગયો?" નાગમહાશય થોડી વાર શાંત થયા, અને વિચાર કરી, તેમનો વ્યાધિ માનસિક શક્તિદ્વારા પોતાના શરીરમાં ખેંચી લેવાની ઇચ્છાં કરી. તે એકદમ આનંદમાં આવી બોલી

ઉઠયાઃ " હા, હું તમારો વ્યાધિ સારો કરી શકું એમ છું." આટલું બોલી તે પરમહંસદેવ પાસે ગયા. પરમહંસદેવ એમનો વિચાર સમજી ગયા. તેમણે નાગમહાશયને દૂર જવા આજ્ઞા કરી અને કહ્યું: " તું મ્હારો રોગ સારો કરી શકે એમ છે; પણ મ્હારે સારા થવું નથી."

પરમહંસદેવ અંતર્ધાન થયા તે પહેલાં પાંચ સાત દિવસ આગમચ નાગમહાશય તેમની પાસે આવ્યા હતા. ઘરમાં પેસતાંજ સાંભળ્યું કે પરમહંસદેવ કહે છે કે: " આ વખત જાંબુ મળશે ? મ્હોડું બેસ્વાદ થઇ ગયું છે. જાંબુ હોય તો ઠીક ! " ત્યાં બેઠેલામાંથી એક જણે કહ્યું: " મહારાજ ! આ જાંબુની મોસમ નથી, હમણાં તો જાંબુ મળેજ નહિ." નાગમહાશય ત્યાંથીજ પાછા વળ્યા. તેમને ખાત્રી હતી કે: "પ્રભુ માગે છે તો તે વસ્તુ અત્યારે હોવીજ જોઇએ." તેમણે દરેક વાડીમાં અને ગામડાંમાં તપાસ કરવા માંડી. ત્રીજે દિવસે નાગમહાશય થોડાંક જાંબુ લઇ પાછા આવ્યા, અને પરમહંસદેવને અર્પણ કર્યા. જાંબુ જોઇ તેમને આનંદ થયો, તેમણે સ્વામી રામકૃષ્ણાનંદ ( તે સમયે શશી બાબુ )ને નાગમહાશયને માટે ખાવાનું કરવા આજ્ઞા કરી. નાગમહાશય પરમહંસદેવ પાસે બેસી તેમને પંખો નાંખવા લાગ્યા. ભોજન તૈયાર થયું, પણ નાગમહાશય ત્યાંથી ઉઠયા નહિ. આખરે પરમહંસદેવે નાગમહાશયને ભોજન માટે નીચે જવા કહ્યું. નાગમહાશય નીચે જઇ આસન પર બેઠા પણ અન્ન સ્પર્શ કર્યો નહિ. સર્વ ભક્તોએ તેમને ભોજન કરવા અનુરોધ કર્યો પણ નાગમહાશયે ખાધું નહિ. તે દિવસ એકાદશી હતી. નાગમહાશયના મનમાં એવું હતું કે જો પરમહંસદેવ કૃપા કરી પ્રસાદ આપે તોજ આજનું વ્રત ભંગ કરવું. નાગમહાશય પોતાના મનની વાત કોઇને કહેતા નહિ. આખરે થાકીને રામકૃષ્ણાનંદ પરમહંસદેવ પાસે ગયા. અને તેમને બધી વાત નિવેદન કરી. પરમહંસદેવે કહ્યુ: " પત્રાળી મ્હારી પાસે લઇ આવ. " આજ્ઞાનુસાર રામકૃષ્ણાનંદ પત્રાળી તેમની પાસે લઇ ગયા. પરમહંસદેવે બધી સામગ્રીમાંથી થોડો થોડો ભાગ લીધો અને કહ્યું: "જા, હવે તેને આપ. તે જરૂર ખાશે." રામકૃષ્ણાનંદ પાછા તેજ પત્રાળી નાગમહાશય પાસે લાવ્યા. નાગમહાશય બોલ્યાઃ " અહા ! પ્રસાદ ! મ્હારા ગુરૂદેવનો પ્રસાદ !

સાક્ષાત્ ભગવાનનો મહાપ્રસાદ!" એમ બોલી પત્રાળીને વારંવાર પ્રણામ કરવા લાગ્યા, અને પછીથી પત્રાળીમાંથી ખાવાનું શરૂ કર્યું. પ્રસાદ મળવાથી નાગમહાશયને અસીમ આનંદ થયો હતો. એ આનંદમાં ને આનંદમાં ખાતાં ખાતાં પત્રાળી સુદ્ધાં ખાઇ ગયા! નીચે પડેલા દાણા પણ વીણી ખાઇ ગયા! ધન્ય એ ગુરૂ પ્રેમ! ધન્ય એ ભક્તિ! રામકૃષ્ણાનંદ કહે છે કેઃ "નાગમહાશયને પ્રસાદ મળવાથી કાંઇ અલૌકિક ભાવ આવ્યો હતો." આ બનાવ પછી શ્રી રામકૃષ્ણના ભક્તજનો તેમને કદી પત્રાળીમાં ભોજન આપતા નહિ. તેમને માટે ખાસ કરીને થાળી વાપરતા. ભગવાન શ્રી રામકૃષ્ણના દેહત્યાગની ખબર મળી તે દિવસે નાગમહાશય આખી રાત્રિ સ્મશાનમાં રહ્યા, અને બીજે દિવસ નિર્જળ ઉપવાસ કર્યો.

શ્રી રામકૃષ્ણ દેવના દેહ ત્યાગ પછી સ્વામી વિવેકાનંદ સર્વ ભક્તોની ખબર રાખતા. તેમણે સાંભળ્યું કેઃ નાગમહાશય આખો દિવસ અનાહાર પડી રહે છે. શૌચાદિ માટે પણ ઉઠતા નથી. ત્યારે સ્વામી અખંડાનંદ (તે વખતના ગંગાધર) ને અને સ્વામી તુરીયાનંદને લઇ સ્વામીજી નાગમહાશય પાસે આવ્યા. ઘણી બુમો પાડી ત્યારે નાગમહાશય ઉઠી બેઠા થયા. સ્વામી વિવેકાનંદે કહ્યું: "અમે આજ તમારે ત્યાં ભિક્ષા કરવા આવ્યા છીએ." નાગમહાશય તુરતજ બજારમાં જઇ કાંઇક ખાવાનું લઇ આવ્યા. ત્રણે અતિથિ સ્નાન કરી આસન પર બેઠા. નાગમહાશયે ત્રણ પત્રાળીમાં ભોજન પીરસ્યું. સ્વામીજીએ ચોથી પત્રાળી નાખી તેમાં પણ પીરસાવ્યું. પછી સ્વામીજીએ નાગમહાશયને જમવા બેસવા આગ્રહ કર્યો, પણ નાગમહાશયે ચોખ્ખી ના પાડી. સ્વામીજી જમવા બેસી ગયા. જમી રહ્યા પછી ફરીથી નાગમહાશયને ભોજન લેવા કહ્યું. નાગમહાશયે કહ્યું: "હવે આ દેહને પોષવાનું ઉચિત લાગતું નથી. ભગવાન શ્રી રામકૃષ્ણની સેવા અર્થેજ હું દેહ પર મમતા રાખી તેને પોષતો હતો. હવે શું કરવા પોષુ?" સ્વામીજીએ કહ્યું: "તમે નહિ જમો તો અમે અહીંથી જવાના નથી. બહુ સમજાવ્યા પછી નાગમહાશયે તે દિવસે ભોજન કર્યું.

શ્રી રામકૃષ્ણ ભગવાનની લીલાવસાન પછી શ્રીયુત્ બલરામબસુએ ના-

ગમહાશયને શ્રી જગન્નાથ પુરીમાં નિવાસ કરવા આગ્રહ કર્યો. પાછળથી તેમને નવદ્વીપમાં જઈ રહેવા કહ્યું. અને જણ તેમનો ખર્ચ વેઠી લેવા તૈયાર હતા. નાગમહાશયે કહ્યું: "ગુરૂદેવ ભગવાનની આજ્ઞા ઘેર રહેવાની છે. તેમની આજ્ઞા હું પ્રાણ જતાં પણ ઉલ્લંઘન કરનાર નથી." કોઇનું કહેવું નહિ માનતાં નાગમહાશય શ્રી રામકૃષ્ણનો આદેશ શિરોધાર્ય ગણી દેશમાં ગયા અને પોતાને ઘેર રહેવા લાગ્યા.

આ સમયે કલકત્તામાં એક બાબુના કુટુંબે એમને માસિક રૂપિઆ પચાસના પગારથી પોતાના કુટુંબ-ડૉક્ટર તરીકે રહેવા બહુ કહ્યું પણ નાગમહાશયે કબુલ કર્યું નહિ.

## પ્રકરણ ૫ મું.

### દેશમાં સ્થિતિ.

ગૃહવાસ કરી નાગમહાશય શુદ્ધ અંતઃકરણથી પિતૃસેવા કરવા લાગ્યા. તેમના પિતા દીનદયાલ હવે વૃદ્ધાવસ્થાને લીધે અશક્ત થયા હતા. નાગમહાશય તેમને ન્હવાડતા અને તેમને શૌચ પણ લઇ જતા. તેમની પથારી પણ બહુ કાળજી પૂર્વક કરતા. તેમને જે ખાવાની ઇચ્છા થતી તે બજારમાંથી લઇ આવતા. દીનદયાલ કોઇ વખત કટાક્ષ કરી કહેતા: "દુર્ગાચરણ! તું પૈસા ન કમાયો. જો, લોકો ઉત્સવાદિ કરી ભગવાનની સેવા કરે છે! મ્હારી પાસે પૈસા હોત તો હું પણ તેમ કરત." નાગમહાશય જાણતા હતા કે ઉત્સવાદિ કેટલેક અંશે બ્હારના આડંબર છે પણ પિતાને સંતોષ આપવા તેમણે દુર્ગા પૂજા, કાલિ પૂજા, સરસ્વતી પૂજા અને કૃષ્ણ પૂજા કરવાનું શરૂ કર્યું; અને ઉત્સવ પણ કરવા માંડ્યા. તેઓ દીનદયાલને ક્ષણવાર પણ સંસાર ચિંત્વન કરવાનો અવકાશ આપતા નહિ. તેમની પાસે બેસી નિરંતર શાસ્ત્ર પુરાણાદિ વાંચતા. પુત્રના પ્રબળ પ્રયત્નથી પિતાનું મન પણ પરિવર્તિત થવા લાગ્યું. નાગમહાશય દરેક વર્ષે શારદા પૂજનની

સામગ્રી ખરીદવા કલકત્તે જતા. આ વખત કલકત્તે આવ્યા ત્યારે સુરેશને કહ્યું: "શ્રી રામકૃષ્ણની કૃપાથી પિતાશ્રીનું મન ક્રમે ક્રમે બદલાય છે. હવે તે નિરંતર નામ સ્મરણ અને ભગવદ્ ચરણનું ધ્યાન કરે છે. સાંસારિક વિષયો તરફ વિરાગ પણ જન્મ્યો છે."

પૂર્વ બંગાળામાં તાંત્રિક મતનો બહુ પ્રચાર હતો. ત્યાં શુદ્ધ ભક્તિ કરતાં સિદ્ધાઇ ઉપર લોકોને વધારે શ્રદ્ધા હતી. આથી વિવેકાનંદે એક વખત મ્હને કહ્યું હતું કે: "પૂર્વ બંગાળામાં માત્ર તાંત્રિક અને વૈષ્ણવનું પ્રધાનપણું છે. એવો બાહ્યાચારી અને સિદ્ધાઇ વાળો દેશ તો મ્હેં કદી જોયો નથી." શ્રીરામકૃષ્ણે એક વખત નાગમહાશયને પૂછ્યું હતું કે: "તમારા દેશમાં સાધુ કવા છે?" નાગમહાશયે કહ્યું: "અમારે ત્યાં શુદ્ધ ભક્ત કોઇકજ હશે." આથીજ શ્રી રામકૃષ્ણદેવે નાગમહાશયને સંસારમાં રહી શુદ્ધ ભક્તિ ધર્મનો પ્રચાર કરવા આજ્ઞા કરી હતી. નાગમહાશય દેશમાં આવ્યા તે પહેલાં થોડા વખતથી શ્રી નટવર ગોસ્વામી અને શ્રી વિજય કૃષ્ણ ગોસ્વામી ત્યાં શુદ્ધ ભક્તિ ધર્મનો પ્રચાર કરતા હતા.

નાગમહાશય જાણતા હતા કે વિજયકૃષ્ણ ગોસ્વામી શ્રી રામકૃષ્ણ પરમહંસના ભક્ત છે. દેશમાં આવ્યા પછી તેમને કાંઇ કામસર ઢાકા જવું પડ્યું. વિજયકૃષ્ણ ગોસ્વામી તે વખતે ત્યાંજ હતા. નાગમહાશય તેમને મળવા ગયા. વિજયકૃષ્ણ નાગમહાશયને ઓળખતા નહતા, પણ સાધન સિદ્ધ વિજયકૃષ્ણ ગોસ્વામીએ પોતાની આંતર શક્તિદ્વારા જાણી લીધું કે આ મેલો ઘેલો માણસ કોઇ મહા પુરૂષ છે. વાત કરતાં માલુમ પડ્યું કે: નાગમહાશય શ્રી રામકૃષ્ણના ભક્ત છે. વિજયસ્વામીના આનંદની સીમા રહી નહિ. તેમણે તેમને ભગવાન જાણીનેજ આલિંગન કર્યું અને તેમને વારંવાર પ્રણામ કરવા લાગ્યા. વિજયસ્વામીનાં દર્શન થવાથી નાગમહાશયને પણ અપૂર્વ આનંદ થયો, પણ તે કહેતા કે: "શ્રી રામકૃષ્ણનાં દર્શન કર્યા પછી પણ તે (વિજયસ્વામી) બીજા સાધુમાં ફસાઇ જતા એ એક આશ્ચર્યની વાત છે." વિજયસ્વામી વારદીના બ્રહ્મચારી પાસે બહુ આવજા કરતા. વળી નાગમહાશય કહેતા કે: "ગોસ્વામી જેવા મહાપુરૂષ પણ સાધુ પરીક્ષામાં ભૂલ ખાઇ જાય

તો પછી સાધારણ માણસનું તો શું ગજું?" વિજયસ્વામી શ્રી રામકૃષ્ણ પાસે જઇ તેમની સામે બેસી ધ્યાન કરતા. એ સાંભળી ગિરિશ ઘોષ કહેતા કેઃ "જેનાં દર્શન કરવાથી તૃપ્તિ થતી નથી એવા માણસની સામે આંખો બંધ કરી બેસે એ કેવો વિચિત્ર માણસ!" ગિરિશ અને નાગમહાશયના વિચારમાં બહુ મળતાપણું હતું. બન્ને શ્રી રામકૃષ્ણ પરમહંસદેવને સાક્ષાત્ ભગવાનનો અવતાર માનતા.

પૂર્વ બંગાળામાં વારદીના બ્રહ્મચારીની બહુ પ્રતિષ્ઠા હતી. બ્રહ્મચારીના શિષ્ય બ્રહ્માનંદ ભારતીના આગ્રહથી નાગમહાશય એક વેળા વારદી ગયા હતા. બ્રહ્માનંદનું પૂર્વાશ્રમનું નામ તારાકાંત ગંગોપાધ્યાય હતું. તારાકાંત વકીલ હતા. મહીને બસો ત્રણસો રૂપિયા કમાતા. તેમને ઇશ્વર ભજનમાં બહુ ઉત્સાહ હતો. ધંધો છોડી દઇ તેમણે ઇશ્વર ભજન કરવાનું શરૂ કર્યું હતું. તારાકાંત હમેશાં નાગમહાશય પાસે આવતા, અને કોઇક વખત દશ પંદર દિવસ સુધી તેમની પાસે રહેતા. કેટલાક દિવસ પછી તેમણે વારદી જવાનું શરૂ કર્યું. તારાકાંત કોઇ વખત બ્રહ્મચારીના શિષ્ય થતા અને કોઇ વેળા એમ પણ કહેતા કેઃ "હું બ્રહ્મચારીનો પૂર્વ જન્મનો ગુરૂ છું." તારાકાંત એક વખત નાગમહાશય પાસે આવી કહેવા લાગ્યો કેઃ "મ્હને પૂર્વજન્મનું સ્મરણ થયું છે. સૂર્ય અને ચંદ્રલોકમાં પણ હું જઈ શકું છું. ધર્મ, કર્મ બધું મિથ્યા છે. સત્ય માત્ર જ્ઞાનજ છે." તારાકાંતનો બાવાંતર જોઈ નાગમહાશય કહેતા કેઃ "પૂર્ણ ગુરૂના આશ્રય વિના ઉત્તમ સાધકો પણ ઉંધે રસ્તે ચ્હડી જાય છે." તારાકાંત નાગમહાશયને બ્રહ્મચારી પાસે જવા બહુ આગ્રહ કરતો. એક વખત તારાકાંતના આગ્રહથી નાગમહાશયે ત્યાં જવાનું કબુલ કર્યું. સાધુદર્શન કરવા જતા હતા એટલે તેમણે નારાયણગંજથી મિઠાઈ અને ફળ લઇ લીધાં. બ્રહ્મચારી પાસે જઇ મિઠાઇ અને ફળ તેમના ચરણમાં મૂક્યાં, પણ બ્રહ્મચારીએ તેને સ્પર્શેજ ન કર્યો. પાસે એક કૂતરૂં ફરતું હતું તેને બોલાવી બધું ખવડાવી દીધું. નાગમહાશયનું મેલું શરીર અને ફાટલાં લુગડાંને લીધે તે તેમની મશ્કરી કરવા લાગ્યા! નાગમહાશય બધું મૌનપણે સાંભળ્યા કરતા હતા. તેમને શાંત જોઇ

બ્રહ્મચારી શ્રી રામકૃષ્ણની નિંદા કરવા લાગ્યા. હવે નાગમહાશયથી સહન ન થયું. તેમના શરીરમાં ક્રોધાગ્નિ પ્રકટ થયો. મસ્તક ઉંચું કરતાંજ તેમણે પોતાની સામે એક ભીષણ મૂર્તિ જોઇ. તે મૂર્તિએ બ્રહ્મચારીને મારવા આજ્ઞા માગી. નાગમહાશયે પાછું નીચું જોયું અને પોતાનો ક્રોધ શાંત કરી મ્હોટેથી બોલી ઉઠયા: "અરે ભગવાન્! તમારી આજ્ઞા ઉલ્લંઘન કરી હું અહીં શા માટે આવ્યો? મ્હને કેમ એવી બુદ્ધિ સૂઝી?" બોલતાં બોલતાં એમની આંખમાં આંસુ આવી ગયાં. ત્યાંથી એકદમ ઉભા થઇ: "ઓ રામકૃષ્ણ! ઓ રામકૃષ્ણ!" બોલતા બોલતા નાસવા લાગ્યા. ઘણે દૂર ગયા પછી તેમણે શાંત થઇ ધીમેથી ચાલવા માંડયું. ઘેર આવી "કોઇ દિવસ સાધુ દર્શન કરવા નહિ જઉં" એવી પ્રતિજ્ઞા કરી. કોઇ સાધુ દર્શન માટે આગ્રહ કરતું તો તે કહેતા કે: "સાધુ હશે તે આપોઆપ મ્હારી પાસે આવશે. મ્હને ભગવાન સિવાય બીજા કોઇનું દર્શન કરવાની ઇચ્છા નથી."

નાગમહાશય કોઇ પણ સાંસારિક વિપત્તિથી પોતાના ચિત્તની શાંતિ છોડતા નહિ, પણ 'ગુરૂનિંદા' સાંભળીને "અક્રોધ, આનંદ સ્વરૂપ" મનુષ્ય દેવતાની સ્થિરતા જતી રહી. નારાયણગંજનો એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ એક દિવસ નાગમહાશયને સાસરે બેસી શ્રીરામકૃષ્ણની નિંદા કરતો હતો. નાગમહાશયે વિનિત ભાવથી તેને ચૂપ રહેવા કહ્યું પણ પેલા ગૃહસ્થે માન્યું નહિ, ત્યારે નાગમહાશયે કહ્યું: "આ ઘરમાં બેસી શ્રી રામકૃષ્ણની નિંદા કરવી નહિ." તો પણ પેલા માણસે બોલવાનું બંધ કર્યું નહિ. નાગમહાશયે ફરીથી ક્રોધપૂર્વક કહ્યું: "તું અહીંથી ચાલ્યો જા. નહિતો તારૂં અનિષ્ટ થશે." છતાં પેલા માણસે પોતાનું કામ જારી રાખ્યું. નાગમહાશયને ક્રોધનો આવેશ આવ્યો. આંખ લાલચોળ થઇ ગઇ. ક્રોધમાં પાસે પડેલું એક પગરખું હાથમાં લઇ તે વડે પેલા ગૃહસ્થને મારવા લાગ્યા, અને કહ્યું: "ત્હને શરમ નથી આવતી! શ્રી રામકૃષ્ણ જેવા આદર્શ ત્યાગી સાધુની નિંદા કર્યાથી ત્હને શું ફળ મળશે? તેમની નિંદાથી તેમને અથવા મ્હને નુકસાન નથી પણ ત્હારૂં શું થશે તેનો તો વિચાર કર." પેલો ગ્રહસ્થ બહુ પ્રતિષ્ઠાવાળો હતો. નાગમહાશયના બે ચાર સપાટા ખાધા એટલે ત્યાંથી ઉઠી ચાલવા

માંડયુ ! જતી વખત કહ્યું: " આજે મારો છો તો ઠીક છે ! પણ તમે કેવા સાધુ છો તે હવે જણાશે. " નાગમહાશય શાંત થયા અને ભગવાનને કહેવા લાગ્યા: " ઓ શ્રી રામકૃષ્ણ ! તમારી નિંદા કરનારને મ્હારી પાસે શા માટે મોકલો છો ? ધિક્કાર છે મ્હારા સંસાર આશ્રમને ! " થોડા દિવસ પછી ફરીથી આ ગૃહસ્થ નાગમહાશય પાસે આવ્યો અને પશ્ચાત્તાપ થવાથી પોતાના ગુન્હાની માફી માગવા લાગ્યો. નાગમહાશયે પણ તેનો બહુ સત્કાર કર્યો અને કેટલાક ઉપદેશ વચન સંભળાવ્યાં. સાધુની શિક્ષાથી પણ મનુષ્યને ચૈતન્ય થાય છે. ગિરિશે પણ આ વાત જાણી. જ્યારે નાગમહાશય કલકત્તે આવ્યા ત્યારે ગિરિશે કહ્યું; " તમે તો પગરખાં પહેરતા નથી ત્યારે તે વખત પગરખાં ક્યાંથી લાવ્યા ? " નાગમહાશયે કહ્યું: " તેનાંજ પગરખાંથી તેને માર્યો. " આટલું કહી " જય શ્રી રામકૃષ્ણ ! જય શ્રી રામકૃષ્ણ ! " બોલી વારંવાર હાથ જોડવા લાગ્યા. ગિરિશ કહે છે કે: " નાગમહાશય ફણાધારી નાગ જેવાજ હતા ! "

એક દિવસ હું તેમની સાથે શ્રી રામકૃષ્ણ પરમહંસવાળા બેલુર મઠમાં જતો હતો. નૌકામાં વિવિધ પ્રકૃતિના માણસ હતા. નાગમહાશય મૌન બેસી રહ્યા હતા. લાલાબાબુના ઘાટે નૌકા પહોંચતાંજ મઠનાં દર્શન થયાં. મ્હને મઠ દેખાડી નાગમહાશય મઠને પ્રણામ કરવા લાગ્યા. તેમની મઠ તરફની શુભ વૃત્તિ જોઇ નૌકામાંનો એક માણસ મઠની નિંદા કરવા લાગ્યો. બીજા બે ત્રણ માણસો પણ તેની સાથે સામેલ થયા. નાગમહાશયથી મઠની નિંદા સહન ન થઇ. નિંદા કરનારની સામે આવી ક્રોધાવેશ લાવી બોલ્યા: " ઓ કામિની કાંચનની ગુલામગીરી કરનારા વિષયલુબ્ધ પ્રાણી ! તમે મઠની મહત્તા શું જાણો ? ધિક્કાર છે તમારી જીભને કે જે અનર્થક સાધુનિંદા કરે છે ! " નિંદા કરનારા નાગમહાશયની વિકાળ મૂર્તિ જોઇ ભય પામ્યા. તેમણે માછીને નૌકા ઉભી રાખવા કહ્યું અને તેજ ઘાટપર ઉતરી પડયા. મ્હારી પાસેથી આ વાત સાંભળી સ્વામી વિવિકાનંદે કહ્યું; " સનાથ ભેદે નાગમહાશયની પેઠે સિંહ થવું જોઇએ. ભસવું નહિ પણ ફુંફાડો તો રાખવો. નાગમહાશયનો ક્રોધ સાત્વિક કહી શકાય. "

વારદીના બ્રહ્મચારીનો એક શિષ્ય ઘણીવાર નાગ મહાશય પાસે આવતો. એક વખત તેણે તેમને કહ્યું: "બ્રહ્મચારીએ તમને શ્રાપ દીધો છે કે તમે એક વર્ષની અંદર મૃત્યુ પામશો." નાગમહાશય હસીને બોલ્યા: "એક વર્ષની અંદર મ્હારો વાળ પણ વાંકો થનાર નથી." એક વર્ષ વીતી ગયું પણ નાગમહાશયને કાંઇ થયું નહિ. પેલો શિષ્ય બ્રહ્મચારીનું શરણ છોડી નાગમહાશયનો શિષ્ય થયો અને ભક્તિમાર્ગનો સાધક થયો. નાગમહાશય કહેતા કે: "વારદીના બ્રહ્મચારી ગૃહસ્થ લોકને વેદાંતનો ઉપદેશ આપી તેમનું મગજ ફેરવી નાખે છે. ગૃહસ્થને માટે ભક્તિમાર્ગજ શ્રેષ્ટ છે. ભક્તિનું યથાર્થ સ્વરૂપ સમજ્યાથી જ્ઞાન પણ થાય છે."

નાગમહાશયને ત્યાં એક દિવસ એક સંન્યાસી આવ્યો હતો. તેનો ત્યાગ માત્ર વસ્ત્રમાંજ હતો. તેને ઇશ્વરાનુરાગ હોય કે ન હોય પણ ગાંજા ઉપર તો બહુજ પ્રેમ હતો. સન્યાસી નાગમહાશય પાસે સિદ્ધાઇની વાતો કરવા લાગ્યો. નાગ મહાશયે કહ્યું: "સિદ્ધાઇ તો મોક્ષ માર્ગે પ્રવાસીને બહુ નુકસાન કરનાર છે." સન્યાસીએ નાગમહાશયનું કહેવું ધ્યાન પર નહિ લેતાં કહ્યું: "હું સાત દિવસ સુધી વિષ્ટા ખાઇને રહી શકું છું!"

નાગ મહાશય: "એમાં શું બહાદુરી? કુતરાં આખી જીંદગી વિષ્ટા ખાઇને રહે છે."

સંન્યાસી. "હું ઘણા કાળ પર્યંત નગ્નાવસ્થામાં રહી શકું છું. ટાઢ, તડકો પણ નગ્ન રહી સહન કરૂં છું."

નાગમહાશય: "ઘણાં પશુ પક્ષી નગ્ન રહે છે અને ટાઢ તડકામાં પણ વસ્ત્ર પહેરતાં નથી."

સંન્યાસી: "હું ફળ મૂળ ખાઇને રહું છું,"

નાગમહાશય: "બકરાં ઘેટાં એવુંજ ખાય છે. તમે એમાં બહાદુરી શી કરી!"

સંન્યાસી બીજી ઘણી વાતો કરવા લાગ્યો. નાગમહાશયનો ભક્ત નટવર તે વખત ત્યાંજ હતો. તેણે સંન્યાસીને ત્યાંથી જતા રહેવા વિનંતિ કરી. સિદ્ધાઇના સંબંધમાં નાગમહાશય કહેતા કે: "સિદ્ધાઇ મેળવવી એ પાંચ

મિનિટનું કામ છે. પાંચ મિનિટ બેસીએ કે સિદ્ધિ! પણ સાધક જો સિદ્ધિપર દૃષ્ટિ રાખે તો તેને કદી મુક્તિ ન મળે!"

તે વખતે પૂર્વ બંગાળામાં આવા સાધુ સન્યાસી ઘણા હતા, અને એવા સાધુઓપર લોકોને પણ બહુ શ્રદ્ધા હતી. નાગમહાશયનો દીન ભાવ, મલિન વેશ અને બીજા લોકોની માફક સંસારકાર્ય કરતા જોઇ પ્રથમ તો તેમને કોઇ સાધુ તરીકે ઓળખતા નહિ, પણ જે માણસ એક વખત તેમની સાથે વાત કરતો તે તુરત જાણતો કે, આ દીન અને મલિન માણસ કોઇ દેવજ છે! મ્હારા મિત્ર દીનબંધુ મુખોપાધ્યાય એક વખત મ્હારી સાથે દેવભોગ આવ્યો હતો. દીનબંધુ બહુ સારો ગાયક હતો. તેના મુખથી પ્રસાદનાં પદ સાંભળી નાગમહાશયને બહુ આનંદ થતો. દીનબંધુ કહે છે કે, એવો બીજો મહાપુરૂષ મ્હેં કદી જોયો નથી. શાસ્ત્રમાં વિદુરાદિ અનેક મહાત્માઓની વાત છે. પણ નાગમહાશય તેમનાથી કાંઇ ઓછા ભક્ત નથી. મ્હને તો એમજ લાગે છે કે કોઈ ભક્તજ ફરીથી નાગમહાશયરૂપે જન્મ લીધો છે."

મ્હારા શ્વસુર શ્રીયુત મદનમોહન વારૂદીએ સાંભળ્યું કેઃ હું (લેખક) નાગમહાશયના સંબંધી સંસાર કાર્યમાં અને ભણવામાં મંદ થયો છું. ખરી બાબત જાણવા માટે મદનબાબુ એક વખત દેવભોગ ગયા. નાગમહાશયને જોતાંજ તેમનો સંશય દૂર થયો. નાગમહાશયનો સરલ વ્યવહાર અને અતિથી પ્રેમ જોઇ મદનબાબુ કહેતા કેઃ "મ્હારો જમાઇ જો આવા મહાપુરૂષનો સંગ કરતો હોય તો પછી તેને માટે ચિંતા કરવાની જરૂરજ નથી."

શ્રી રામકૃષ્ણ કહેતાઃ "ફૂલ ખીલશે એટલે ભ્રમર આપોઆપ આવશે. તેને બોલાવવા જવાની જરૂર નથી." તીવ્ર જીજ્ઞાસુ અને ધર્માનુરાગી મનુષ્યો નાગમહાશય પાસે આવવા લાગ્યાં. ધીમે ધીમે દૂર દેશના માણસો પણ તેમનાં દર્શનાર્થે આવવા લાગ્યાં. કોઇ કોઇ વખત મુનસફ, માજીસ્ટ્રેટ આદિ અધિકારીઓ પણ એમની પાસે આવી ધર્મોપદેશ લઇ જતા. નાગમહાશયે એમનાં પત્નીને કહ્યું: "પરમહંસદેવનો આશિર્વાદ સફળ થયો. જે લોકો અહીં આવે છે તે ખરા જીજ્ઞાસુ હોવા જોઇએ. પરમહંસદેવે મ્હને કહ્યું છે કે ત્હારી પાસે ઘણા સાધુ આવશે. હવે આપણે એમની સેવા કરવાની છે. તમે પણ એમની સેવા કરવામાં ચૂકશો નહિ."

નાગમહાશય અંગ્રેજી રાજ્યના પક્ષપાતી હતા, કારણ કે તેમને શાંતિ પ્રિય હતી. યુદ્ધની વાત નીકળતાં તે કહેતા કેઃ "રજોગુણ પ્રધાન થવાથી જગતમાં યુદ્ધ થાય છે. સાત્વિક પ્રધાનથી શાંતિ રહે છે. અંગ્રેજ રાજ્ય સાત્વિક છે."

જે લોકો મળવા આવતા તેમને નાગમહાશય ભોજન કર્યા સિવાય કદી જવા દેતા નહિ. કેટલાક તો ત્યાં રાત પણ રહેતા. તેમને માટે પથારીની પણ સગવડ કરવી પડતી. તેમણે પોતાના ઘરમાંની એક ઓરડી અતિથિને માટેજ રાખી હતી. એ ગરીબ કુટુંબ અતિથિ સત્કાર કરવામાં બહુ ઉદાર હતું. દીનદયાલ કહેતા કેઃ "આપણે ગરીબ એટલે કોઇને દાન તો નથી આપી શકતા પણ બ્રાહ્મણ આવી આપણે ત્યાં જમે છે એટલું આપણું સૌભાગ્ય!" નાગમહાશય કહેતા કેઃ "એ તો શ્રી રામકૃષ્ણની લીલા છે! પહેલાં તે એક રૂપ હતા. હવે બહુ રૂપધારી મ્હારાપર કૃપા કરવા મ્હારે ત્યાં આવે છે. ધન્ય સદ્‌ગુરૂ! તમારી દયાને ધન્ય છે!" નાગમહાશય નારાયણ ભાવે અતિથિ સેવા કરતા.

એક દિવસ નાગમહાશયને સખ્ત તાવ આવ્યો. ઘરમાં બિલકુલ ચોખા ન હતા. દૈવયોગે તેજ દિવસે આઠ દશ માણસો એમનાં દર્શન કરવા આવ્યાં. આટલું દુઃખ હોવા છતાં તે બજારમાં ગયા. ગાંસડી ઉંચકનારને તે કદી મજુર ન કરતા. બજારમાંથી બધી ચીજો પોતે જાતેજ ઉંચકી લાવતા. આજે ચોખાની પોટલી પોતે માથે લઇ ઘર તરફ ચાલવા માંડ્યું. રસ્તામાં તાવને લીધે બોખા પડી ગયા. ચાલવાની શક્તિ ન રહી. તેમણે કહ્યુંઃ "ઓ શ્રી રામકૃષ્ણ! આજે તમે આ શું કર્યું! ઘેર નારાયણ આવ્યા છે, તેની સેવામાં વિઘ્ન કેમ! ધિક્કાર છે આ હાડમાંસના ખોખાને કે એ દ્વારા યથાર્થ અતિથિ સેવા પણ થતી નથી!" કેટલોક વખત વિશ્રાંતિ લઇ નાગમહાશય માથા પર પોટલી લઇ ધીમે ધીમે ઘેર આવ્યા. ઘેર આવી અતિથિને કહેવા લાગ્યાઃ "માફ કરજો! મ્હને જરા વિલંબ થયો છે."

એક દિવસ રાત્રે પાંચ છ અતિથિ આવ્યા. ઘરમાં બિલકુલ બળતણ નહતાં. દુકાનો પણ બંધ થઇ ગઇ હતી. એમનાં પત્ની પડોશમાં લાકડાં

લેવા ગયાં. એક બે ઘેર ફરવા છતાં મળ્યાં નહિ. આખરે કોઇ ભલા માણસે આપ્યાં. હું આજે હાજર હતો. હું તો નાગમહાશય પર ગુસ્સે થયો. તેમણે કહ્યું: "જેવી શ્રી રામકૃષ્ણદેવની ઇચ્છા! ભગવાનની દયા છે કે મ્હારે એવા પ્રસંગ આવે છે. હું માનું છું કે શ્રી રામકૃષ્ણ મ્હારી પરીક્ષા લે છે."

એક વખત વર્ષાઋતુમાં તેમને ત્યાં બે અતિથિ આવ્યા. વરસાદની હેલી ચાલુ હતી. અંધારૂં પણ બહુ હતું. નાગમહાશયના ઘરમાં ચાર ઓરડી હતી. તેમાં ત્રણ ઓરડીમાં ગળતું હતું. ફક્ત એકજ ઓરડી કોરી હતી. અતિથિને ભોજન તો કરાવ્યું; પણ તેમને સુવાડવા કયાં તેની ફીકર દંપતીને થઈ! નાગમહાશયે એમનાં પત્નીને કહ્યું: "આજે આપણું પરમ સૌભાગ્ય કે આ નારાયણસ્વરૂપ અતિથિને માટે અડચણ વેઠવી પડશે! એમને પેલી કોરી ઓરડીમાં સુવાડ અને આપણે બારણે ઓટલી પર બેસી પ્રભુનામ જપ કરીએ!" અતિથિને અંદર સુવાડી દંપતીએ બહાર ઓટલે બેસી આખી રાત્રી હરિનામ સ્મરણ કર્યું! ધન્ય એ ભક્તિને! ધન્ય એ દંપતિને! ધન્ય એ અતિથિ સત્કારને!

સાધારણ ગૃહસ્થની પેઠે નાગમહાશયનો ખર્ચ નિયમિત નહતો; રણજીત્ તરફથી પણ એમને દરેક વર્ષે સરખી રકમ મળતી નહિ. કોઇ વખત ઓછું પણ મળતું. તેથી તેમને સંસાર ચલાવવામાં ઘણી અડચણ પડતી. નાગમહાશય બધો માલ નારાયણગંજથી ઉધાર લાવતા અને વત્સરાન્તે રણજીત્ તરફથી રકમ આવે ત્યારે યથાસાધ્ય પૈસા ચૂકવતા. ઘણા ધનવાનો કરતાં પણ નાગમહાશયની શાખ સારી હતી. નાગમહાશયનો નિયમ હતો કે દરેક ચીજ એકજ દુકાનેથી લાવતા. તે કહેતા કે: "જેને સત્ય પર પ્રીતિ છે તેનું રક્ષણ સત્યજ કરશે! કસોટીમાં પસાર થયા પછી ભગવાન પણ તેના પર કૃપા કરે છે." જેને ત્યાંથી એ માલ લેતા તે દુકાનદાર પણ એમની પાસેથી બીજા કરતાં ઓછો ભાવ લેતો. તોપણ નાગમહાશય તેને પૂરેપૂરા પૈસા આપતા અને તેને કહેતા કે: બીજા પાસે જે લેતા હોય તેટલાજ પૈસા મ્હારી પાસે લ્યો. મ્હારા પર શા માટે કૃપા કરો છો? શા માટે ઓછા પૈસા લ્યો છો?" નાગમહાશય આપવામાં જેવા ચોક્કસ હતા તેવા

ચોકસ લેવામાં નહતા. એક વખત એમને દૂધની જરૂર પડી. ભરવાડને ત્યાં જઇ દૂધ લીધું અને તેના હાથમાં એક રૂપિઓ આપ્યો. પેલા ભરવાડે બાકીના પૈસા પાછા ન આપ્યા. નાગમહાશય પણ પૈસા ન માગતાં દૂધ લઇ ઘેર આવ્યા. બીજે વખતે પેલા ભરવાડ પાસેથી દૂધ લીધું ત્યારે પણ નાગમહાશયે રોકડા પૈસા આપ્યા, પણ પેલા બાકીના પૈસા સંભાર્યા નહિ. ભરવાડ પણ લુચ્ચો હોવાથી પૈસા લઇ ચાલ્યો ગયો!

હું કોઇ કોઇ વખત નાગમહાશયની સાથે બજારમાં જતો. તે કોઇ દિવસ કોઇની સાથે રકઝક કરતા નહિ. દુકાનદાર જે ભાવ કહેતો તે તેઓ આપી દેતા. નાગમહાશયનાં દર્શન કરવા આવેલો એક માણસ ત્યાંજ અચાનક માંદો થઇ ગયો. નાગમહાશયે તેની બહુ સેવા કરી. સારો થયો એટલે તેને ઘેર પહોંચાડવા માટે એક હોડી ભાડે કરી. મ્હારે પણ એને મૂકવા જવાનું હતું. અમે ત્રણ જણ કાંઠે ગયા. માછીને પૂછતાં તેણે ઘણા પૈસા માગ્યા. મ્હેં તેની સાથે રકઝક કરવા માંડી. નાગમહાશય મ્હને લ્હડવા લાગ્યા અને કહ્યું: "શામાટે રકઝક કરે છે?" આખરે માછીના મ્હો માગ્યા પૈસા આપવાનું ઠર્યું. રોગી ગરીબ માણસ હતો એટલે બધો ખર્ચ નાગમહાશયે આપ્યો. નાગમહાશયે એવા ઘણા માણસોને મદદ કરી હશે!

આવા અનિયમિત ખર્ચથી નાગમહાશયને કંઇક દેવું પણ થયું. તેમનું દેવું ચૂકવવા ઘણાં માણસો તૈયાર હતાં પણ તે કોઇને તેમ કરવા દેતા નહિ. પૂજ્યપાદ સ્વામી વિવેકાનંદ અમેરિકાથી આવી નાગમહાશયના દેવાની વાત સાંભળી ત્યારે તે પણ તેમને મદદ કરવા તૈયાર થયા હતા. નાગમહાશયે ચોખ્ખી ના પાડી અને કહ્યું: "સંન્યાસીઓની કૃપા છે એટલુંજ બસ છે! રઘુજીત તરફથી જે મળે છે તેમાંથીજ અમારો સંસાર સુખ દુઃખે ચલાવીશું." દેવાને માટે અમને ફિકર થતી ત્યારે તે કહેતા કે "નહિ મળે તો નહિ ખાઇએ! પણ અમે ગૃહસ્થનો ધર્મ—અતિથિસત્કાર—કદી ત્યાગ કરીશું નહિ. તમારે એને ખોટું કહેવાનો અધિકાર નથી. શ્રી રામકૃષ્ણને જે કરવું હશે તે કરશે."

નાગમહાશય પોતાને ત્યાં કદી નોકર રાખતા નહિ. ઘરનું છાપરું પણ

જાતે ચણતા. એક વખત એમના ઘરનું છાપરૂં તદ્દન નકામું થઇ ગયું હતું; એટલે એમનાં પત્નીએ તે ચાળવા માટે ખારવા બોલાવ્યા. ખારવાને પોતાને ઘેર જોતાંજ નાગમહાશય દિલગીર થયા. તેમને બેસાડી નાગમહાશયે ચલમ ભરી આપી. કેટલાક વખત પછી ખારવો છાપરા પર ચઢવા લાગ્યો. નાગમહાશયે બહુ નમ્રતાપૂર્વક તેને નીચે ઉતરવા કહ્યું, પણ ખારવાએ માન્યું નહિ. નાગમહાશયથી શાંત ન રહેવાયું. તે બોલી ઉઠ્યાઃ " ઓ ભગવાન ! મ્હને શામાટે ગૃહસ્થાશ્રમમાં રહેવાની આજ્ઞા કરી? મ્હારા સુખને માટે બીજાને મ્હેનત કરવી પડે છે ! ધિક્કાર છે મ્હારા ગૃહસ્થાશ્રમને ! " તેમની વ્યાકુળતા જોઇ ખારવો નીચે ઉતરી પડ્યો. નાગમહાશયે તેને ફરીથી ચલમ ભરી આપી અને તેને પંખો નાખવા લાગ્યા, પછી તેને આખા દિવસના પૈસા આપી વિદાય કર્યો.

નાગમહાશય જ્યારે જ્યારે હોડીમાં બેસતા ત્યારે તેઓ માછીને હોડી હંકારવા દેતા નહિ. પોતે જાતે વાંસ લઈ હોડી ચલાવવા મંડી જતા. બીજા માણસો તેમને બેસી જવા કહેતા પણ તે માનતા નહિ. કેટલાક માણસો તો એમને હોડીમાં પણ બેસવા દેતા નહિ. કારણ કે ડૂબવાની બ્હીક લાગતી. વર્ષાઋતુમાં દેવભોગ ગામમાં બહુ પાણી આવે છે. હોડી વિના એક ઘેરથી બીજે ઘેર પણ જવાય નહિ. નાગમહાશય પાસે પોતાની હોડી નહતી. તેમનાં પત્ની પાડોસીઓની મદદથી આખા વર્ષને માટે બળતણ રેલ વખતે ભરી લેતાં.

પ્રતિદિન સંધ્યાકાળે નાગમહાશય શ્રી રામકૃષ્ણની છબીની આરતિ કરતા. ભક્તો આવતા તો તેમને ત્યાં સંકીર્તન પણ થતું. કીર્તન વખતે નાગમહાશય ભજનમાં બેસતા નહિ પણ બધાને હુકો ભરી આપતા, પણ તેમને લીધે સંકીર્તનમાં કાંઇ અલૌકિક શક્તિનો આવિર્ભાવ થતો. કીર્તનાન્તે નાગમહાશય ઉચ્ચ સ્વરે શ્રી રામકૃષ્ણ નામનો જય ધ્વનિ કરતા.

એક વખત એમને ત્યાં સરસ્વતી પૂજન હતું. હું પણ તે વખતે હાજર હતો. મ્હને શાસ્ત્રોનું સાધારણ ઠીક જ્ઞાન છે. તે કોઇ કોઇ વખત મ્હારે મુખેથી શાસ્ત્રની વ્યાખ્યા સાંભળતા. એકજ શ્લોકની પૃથક્ વ્યાખ્યા સાંભળી તે બોલી ઉઠતા કેઃ-

"આ પણ ખરૂં અને ભક્તિ પણ ખરી. અધિકારી ભેદે મહાત્માઓએ શાસ્ત્રની વ્યાખ્યા કરી છે. ઇશ્વર અનંત છે. તેને લોકો જેવી રીતે જાણે છે તે તેવો કહે છે, તેનું સ્વરૂપ આવુંજ છે, એવું કોઇ કહી શકતું નથી. ઇશ્વરનું સ્વરૂપ બહુરૂપી જેવું છે. જે મનુષ્ય બહુરૂપીને જે વેશમાં જુએ છે તેવું તેનું વર્ણન કરે છે." પછી સિંહાસન તરફ દેવીમૂર્ત્તિ દેખાડી કહેતા કે: "આ પણ સત્ય છે. એની ઉપાસના કરીને પણ મનુષ્યો મુક્ત થઇ શકે છે. મા ! સાક્ષાત્ વિદ્યાસ્વરૂપિણી છે, એની કૃપા વિના અવિદ્યા ક્યાંથી જાય? માએ મ્હને બહુ જ્ઞાન આપ્યું નથી. તમે શાસ્ત્ર શ્રવણ કરાવી મ્હારા પર કૃપા કરો." દેવી દેવતા પર એમની એવી શ્રદ્ધા જોઇ મ્હને એમ થયું કે નાગમહાશયને હજી બ્રહ્મજ્ઞાન થયું નથી. હું આવો વિચાર કરતો હતો એવામાં તે ત્યાંથી ચાલી ગયા. થોડીવાર પછી હું પણ તેમને શોધવા નીકળ્યો. નાગમહાશય તેમના વાડા પછવાડે એક આમલીના ઝાડ પાસે ઉભા હતા. તે વખત પૂર્ણ ભાવાવેશમાં હતા. તે બોલ્યાઃ "શું મ્હારી મા માત્ર આ માટીના પુતળામાંજ છે? ના મા! તું તો અનંત સચ્ચિદાનન્દમયી; મહાવિદ્યા સ્વરૂપિણી છે!" આટલું બોલતાં બોલતાં તે ગંભીર સમાધિમાં નિમગ્ન થઇ ગયા. આસરે અર્ધો કલાક પછી તેમની સમાધિ ભંગ થઇ. મ્હેં એ વાત તેમનાં પત્નીને કહી. તેમણે કહ્યું: "ભાઇ! તેં તો એવું આજેજ જોયું! મ્હેં તો એવું ઘણીવાર જોયું છે. કોઈ કોઈ વખત એમને બેત્રણ કલાક સુધી પણ ચેતન આવતું નથી. એક દિવસ તો એમની એવી સ્થિતિ જોઇ મ્હને એમજ થયું હતું કે તે સંસાર ત્યજી ચાલ્યા ગયા છે."

કોઇ વખત બહુ માણસનો ભરાવો થવાથી તે કહેતા કે: "મા ! આ શું થયું ! મ્હારે માટે દૂર દેશથી લોકો શામાટે ખચૈ વેઠી આવે છે?" તે કોઈ વખત શ્રી રામકૃષ્ણના ભક્તોનાં દર્શન કરવા કલકત્તે આવતા. દુર્ગાપૂજાનો સામાન ખરીદવા તો દરવર્ષે કલકત્તે આવતા. એકવાર સ્વામી તુરીયાનંદ જ્ઞાનાનંદને લઇ નાગમહાશયનાં દર્શન કરવા દેવભોગ આવ્યા. તે વખત વર્ષાઋતુ હતી. દેવભોગમાં બધે પાણી પાણી હતું. ઉભય સ્વામી હોડીમાં બેસી નાગમહાશયને ઘેર આવ્યા. તેમને જોતાંજ નાગમહાશય "જય રામકૃષ્ણ !

જય રામકૃષ્ણ !" કહી પાણીમાં પડયા. ત્યાં તેઓ એકદમ બેભાન થઇ ગયા. બન્ને સ્વામીએ મ્હેનત કરી તેમને પાણીમાંથી બ્હાર કહાડ્યા.

અમેરિકાથી આવ્યા પછી સ્વામી વિવેકાનંદને પણ દેવભોગ નાગમહાશયને ત્યાં જવાની ઇચ્છા થઇ હતી. તેમને ગ્રામ્યજીવનનો અનુભવ લેવાની બહુ ઉત્કંઠા હતી. નાગમહાશયે પણ સ્વામીજીના સત્કાર માટે વ્યવસ્થા કરી રાખી હતી, પણ નાગમહાશય જીવતા હતા ત્યાં સુધીમાં સ્વામીજી ત્યાં જઇ શક્યા નથી.

## પ્રકરણ ૬ ઠું.

### ગૃહસ્થાશ્રમ અને ગુરૂસ્થાન.

નાગમહાશય કલકત્તે આવતા ત્યારે પ્રથમ કાલીઘાટ પર જઇ "મા કાલી"નાં દર્શન કરતા. પછી કુમાર ટુલીમાં પોટલી મૂકી ગિરિશબાબુને ત્યાં જતા. તે કહેતા કેઃ "પાંચ મિનિટ ગિરિશચંદ્રની પાસે બેસવાથી ભવરોગ જતો રહે છે." વળી એમ પણ કહેતા કેઃ "ગિરિશ તીક્ષ્ણ બુદ્ધિનો છે. એકવાર મેળાપ થતાંજ તે માણસનું હૃદય પારખી શકે છે. તેની તીક્ષ્ણ બુદ્ધિને લીધેજ તેણે સર્વેથી પ્રથમ શ્રી રામકૃષ્ણને અવતાર તરીકે ઓળખ્યા હતા." ગિરિશનું નામ સાંભળતાંજ નાગમહાશય આદરપૂર્વક પ્રણામ કરતા. શ્રી રામકૃષ્ણના ભક્તોમાં નાગમહાશય ગિરિશને બહુ ઉચ્ચ સ્થાન આપતા.

નાગમહાશય એક વખત કલકત્તે આવ્યા હતા ત્યારે હું એમની સાથે ગિરિશબાબુને ત્યાં ગયો હતો. નાગમહાશયને જોતાંજ ગિરિશબાબુ ઉપલે માળથી નીચે ઉતર્યા અને આદરપૂર્વક તેમને ઉપર લઇ ગયા. સુંદર બીછાનું પાથર્યું પણ નાગમહાશય બિછાના પર બેસતા નહિ; તેથી તે નીચે બેઠા. બીજા માણસોએ તેમને બિછાના પર બેસવા આગ્રહ કર્યો, પણ ગિરિશબાબુએ કહ્યુંઃ "એમને કાંઇ કહેશો નહિ. એમને ઇચ્છા પ્રમાણે વર્તવા દો.

એમને જેમ ફાવશે તેમ બેસશે." પછી નાગમહાશયને શ્રી રામકૃષ્ણનો પ્રસંગ કહાડવા વિજ્ઞપ્તિ કરી.

નાગમહાશય: "હું પામર મૂર્ખ ! તે ભગવાનને શું ઓળખું ? આપ કૃપા કરો કે જેથી મ્હને તે ભગવાનનાં ચર્ણમાં સ્થાન મળે !"

નાગમહાશયની દીનતા જોઇ અન્ય ગૃહસ્થો સ્તબ્ધ થઇ ગયા. ગિરિશે કહ્યું: "તમારા પર તેમની કૃપાજ છે ! તેમની કૃપા ન હોય તો તમે તેમનાં ચર્ણમાં સ્થાન ક્યાંથી માગો ? જેની કૃપાથી મનુષ્યોની તમારા જેવી અવસ્થા થાય છે તેમને ભગવાન કેમ નહિ જાણવા ?" શ્રી રામકૃષ્ણ સંબંધે ઘણી વાતો કર્યા પછી અમે વિદાય થયા.

એક રવિવારે તે મ્હને અને સુરેશબાબુને લઇ આલમબજારના મઠમાં ગયા. તે દિવસે ત્યાં સ્વામી તુરીયાનંદ, નિર્મલાનંદ, નિરંજનાનંદ, પ્રેમાનંદ, ત્રિગુણાતીત પ્રભૃતિ અનેક માણસો હતાં. નાગમહાશયે સર્વને ભૂમિષ્ટ થઇ પ્રણામ કર્યા. નાગમહાશયના આગમનથી મઠમાં હર્ષ કોલાહલ થઇ રહ્યો. તે વખતે સ્વામી રામકૃષ્ણાનંદ આરતિ કરતા હતા. સંધ્યાકાળની આરતિ વેળા નાગમહાશયે ઘડિયાળ વગાડી, પછી અમે સર્વ પ્રસાદ લેવા બેઠા. કાશીપુરમાં પત્રાળી ખાઇ ગયા ત્યારથી નાગમહાશયને કોઇ કદી પત્રાળીમાં પ્રસાદ આપતા નહિ. જમી રહ્યા પછી નાગમહાશયે જાતે વાસણ માંજી નાખ્યાં. ઘણા માણસોએ રોક્યા પણ કોઇનું કહેવું સાંભળ્યું નહિ. વાસણ માંજી રહ્યા પછી નાગમહાશયે સ્વામી વર્ગને હુક્કો ભરી આપ્યો. તે રાત્રિ અમે મઠમાંજ ગાળી. ઉનાળો હતો તેથી ઉકળાટ બહુ થતો. હું અને સુરેશ તો રવેશમાં જઇને સુતા પણ નાગમહાશયે આખી રાત બેઠાં બેઠાં ગાળી. બીજે દિવસે સવારે અમે ત્યાંથી વિદાય થયા. મઠમાં મ્હારૂં આ પ્રથમ આગમનજ હતું. સ્વામી વર્ગે મ્હને ફુરસદે ત્યાં જવા સૂચના કરી હતી.

નાગ મહાશયે ઘણા દિવસથી દક્ષિણેશ્વરનાં દર્શન કર્યાં નહતાં. એક દિવસ મ્હને અને સુરેશને લઇ ત્યાં ગયા. રસ્તે પરમહંસદેવની અંત્ય લીલા સ્થાન કાશીપુર આવ્યું. સુરેશે મ્હને તે તરફ આંગળી કરી બતાવ્યું. કાશીપુરનું નામ સાંભળતાંજ નાગમહાશયને મર્માઘાત થયો ! તે કંપી ઉઠયા !

આંખમાંથી અશ્રુ પણ નીકળી પડયાં. તેમણે તે બાજુ દૃષ્ટિ સરખી પણ ન કરી. શ્રી રામકૃષ્ણની માંદગીનું સ્મરણ થવાથી તે બોલી ઉઠયાઃ "શ્રી રામકૃષ્ણને રોગ હોયજ નહિ. એતો ફક્ત લીલા! લીલા! ભગવાનની લીલા! જીવ ઉદ્ધારાર્થેજ એમણે રોગ ધારણ કર્યો હતો." આ સમય પછી કદી નાગ મહાશય કાશીપુરને રસ્તે આવ્યા નથી.

અમે દક્ષિણેશ્વર પહોંચ્યા. દરવાજા આગળ જતાંજ નાગમહાશયે સાષ્ટાંગ પ્રણામ કર્યા. મ્હેં દક્ષિણેશ્વર પહેલાં કદી જોયું નહતું. સુરેશે મ્હને "બિલ્વિનું ઝાડ" "પંચવટી" ઇત્યાદિ મહારાજના સાધન સ્થાન બતલાવ્યાં. નાગમહાશય માત્ર યંત્રની માફક અમારી સાથે ફરતા. તેમનું મન ક્યાં હતું તે કહી શકાતું નથી. આખરે અમે પરમહંસદેવની ઓરડી પાસે ગયા. ઓરડીપર દૃષ્ટિ પડતાંજ નાગ મહાશય; "અરે પ્રભુ! ઓ પરમહંસદેવ! હું અહીં શું જોવા આવ્યો?" એટલું બોલી મૂર્છાવશ થયા. અમે ઘણી મહેનતે તેમને જાગ્રત કર્યા. તેમને ઓરડીની અંદર લઇ જવા બહુ પ્રયત્ન કર્યા પણ અમારૂં કાંઇ વળ્યું નહિ. તેમણે કહ્યું: "શું જોવા આવું? શીખ્યું, સાંભળ્યું પૂર્વજન્મ જેવું થઇ ગયું!" આ સમય પછી નાગમહાશય કોઇ દિવસ શ્રી રામકૃષ્ણની ઓરડીમાં દાખલ થયા નથી. જ્યારે દક્ષિણેશ્વર જતા ત્યારે દૂરથી ઓરડીને પ્રણામ કરી પાછા વળતા. આજે પરમહંસદેવનો ભાણેજ હૃદય મુખોપાધ્યાય પણ દક્ષિણેશ્વર આવ્યો હતો. તેની પાસે એક કાપડની ગાંસડી હતી. મુખ વિષાદપૂર્ણ હતું. હૃદય હવે કાપડની ફેરી કરી ઉદરપોષણ કરતો. નાગમહાશય તેને ઓળખતા હતા. બન્ને જણ શ્રી રામકૃષ્ણ સંબંધી વાતો કરવા લાગ્યા.

પરમહંસદેવની ઓરડી પાસે બેસી હૃદયે બે ચાર "મા" સંબંધી ગાયન ગાયાં. નાગમહાશયે કહ્યું: "ગુરૂદેવ આ ભજન બહુ વાર ગાતા." બહુ વાતો કર્યા પછી હૃદયે કહ્યુંઃ "તમે અને નરેન્દ્રાદિ (વિવેકાનંદ આદિ) અનેક માણસો તેમની કૃપાથી કેવા ભક્ત થઇ ગયા છો? પણ મ્હારે તો હજી ફેરી કરવી પડે છે! પરમહંસદેવે મ્હારાપર કૃપા ન કરી!" એમ બોલતાં બોલતાં બાળકની માફક તે રડવા લાગ્યો. દક્ષિણેશ્વરથી પાછા ફરતી વેળા અમે આલમબજારના મઠમાં ગયા અને ત્યાં બપોરે પરમહંસદેવનો પ્રસાદ

લીધો. સ્વામી રામકૃષ્ણાનંદ અમને વળાવવાને થોડે દૂર સુધી આવ્યા, ત્યાંથી વિદાયગીરી માગી અમે ગિરિશબાબુને ત્યાં ગયા, પછી નાગમહાશય પોતાને મુકામે ગયા.

શ્રી રામકૃષ્ણના ભક્તોનાં માતુશ્રી (શ્રી રામકૃષ્ણનાં ધર્મપત્ની) હમણાં બેલુરમાં નીલામ્બર બાબુને ત્યાં રહેતાં હતાં. એક રવિવારે મ્હને લઇને નાગમહાશય માતુશ્રીનાં દર્શનાર્થે બેલુર ગયા. કુમારટુલીમાં એમને મુકામે જઇ જોયું તો નાગમહાશય માતુશ્રીને માટે થોડીક મિઠાઇ અને એક લાલ વસ્ત્ર લઇ આવ્યા હતા. તેને પોતાની નજર સામે રાખી બેઠા હતા અને વચ્ચે વચ્ચે ઉચ્ચ સ્વરે 'મા, મા,' શબ્દનો ઉચ્ચાર કરતા. કુમારટુલીથી આહિરીટાલામાં જઇ એક હોડી ભાડે કરી થોડા વખતમાં બેલુર પહોંચ્યા. ઘાટ પર પહોંચતાં નાગમહાશય કંપવા લાગ્યા: "જય મા—જય મા." બોલતાં બોલતાં તેમનું શરીર શિથિલ થઇ ગયું. સ્વામી પ્રેમાનંદ દૂરથી નાગમહાશયને જોતાંજ અમારી સામે આવ્યા, અને નાગમહાશયને મા પાસે લઇ ગયા. આસરે અર્ધા કલાક પછી તે બહાર આવ્યા. હજી પણ તે ભાવમગ્ન હતા. ભાવાવેશમાં "બાપ કરતાં મા દયાળુ, બાપ કરતાં મા દયાળુ." એવા ભાંગ્યા તુટયા શબ્દોમાં બોલતા. સ્વામી પ્રેમાનંદે કહ્યું; "વાહ! નાગમહાશય ઉપર માતુશ્રીએ બહુ કૃપા કરી! તેમની મિઠાઈ પોતે સ્વહસ્તે ગ્રહણ કરી અને નાગમહાશયને પોતાને હાથે પ્રસાદ ખવરાવ્યો." થોડી વાર પછી અમે પાછા ફર્યા. તે દિવસે આ ભાગ્યહીન લેખકને માતુશ્રીનાં દર્શન પણ થયાં નહતાં.

દેશમાં જતા પહેલાં નાગમહાશય એક વખત મ્હને આલમબજાર મઠમાં લઇ ગયા હતા. આશરે અગીઆર વાગે હું કુમારટુલીમાં એમને મુકામે ગયો. તે હજી સુધી જમ્યા નહતા. હું ગયો કે તુરતજ તે આલમબજાર જવા તૈયાર થયા. પરમહંસદેવને ધરાવવા માટે રસ્તામાંથી એમણે ફળફળાદિ લીધાં. ટોઢેક વાગે અમે મઠમાં પહોંચ્યા. તે વખતે સ્વામી વર્ગ ભોજનાદિથી પરવારી વિશ્રાંતિ લેતા હતા. પરમહંસદેવને પણ શયન કરાવ્યું હતું. નાગમહાશય હજી ભૂખ્યા છે એવું જાણતાંજ સ્વામી રામકૃષ્ણાનંદે અને સ્વામી પ્રેમાનંદે ઝટપટ રોટલી તૈયાર કરી. પરમહંસદેવને ફરીથી ભોગ ધ-

રાખ્યો. નાગમહાશયે ઘણી ના કહી પણ સ્વામીજીએ તેમનું કહેલું માન્યું નહિ. પ્રસાદ મળ્યો તેથી નાગમહાશય "જય રામકૃષ્ણ! જય રામકૃષ્ણ!" બોલી નૃત્ય કરવા લાગ્યા. "મ્હને પ્રસાદ મળ્યો." એ વિચાર આવતાંજ નાગમહાશય આનંદ મગ્ન થઇ જતા. મ્હને પણ પ્રસાદ મળ્યો. મઠના સ્વામી મ્હોટા રાજાધિરાજને માટે પણ પરમહંસદેવની સેવાનો કાર્યક્રમ બદલતા નહિ. શ્રી રામકૃષ્ણના દરેક ભક્ત આદર્શ ત્યાગી પુરૂષો હતા; તોપણ તેમણે નાગમહાશયને માટે પરમહંસદેવની સેવાનો કાર્યક્રમ ફેરવ્યો. નાગમહાશયના પરિચયમાં આવવાથી મ્હને પણ ભક્તિનું ખરૂં જ્ઞાન સમજાવા લાગ્યું. સંધ્યાકાળ થતાં અમે કલકત્તે પાછા ફર્યા. થોડા દિવસ પછી નાગમહાશય પૂજાનો સામાન લઇ દેશ ગયા.

શ્રી રામકૃષ્ણના ભક્તોનાં માતુશ્રીએ નાગમહાશયને એક વસ્ત્ર આપ્યું હતું. એજ વસ્ત્ર માથે બાંધી નાગમહાશય પૂજા સામગ્રી ખરીદવા બજારમાં જતા. રણુજીત તરફથી એમને જે મળતું તેમાંથી તે પૂજાની સામગ્રી ખરીદતા. સર્વ સામગ્રી ખરીદી લઇ નાગમહાશય જવાને તૈયાર થયા. એક ભક્ત એમને સ્ટેશન પર મૂકવા ગયો હતો. નાગમહાશયનો સામાન ગાડીમાં મૂકતી વેળા ભક્તે છત્રી પણ ગાડીમાં મૂકી હતી. ઉતાવળને લીધે ભક્ત જતી વખતે તે છત્રી લેવાની ભૂલી ગયો. પેલા ભક્તની છત્રી રહી ગઇ છે એવું સ્મરણ થવાથી નાગમહાશય તે છત્રી લેવા ગયા, પણ કોઇ ગૃહસ્થે તેમને અટકાવ્યા. નાગમહાશયે તેની સાથે ખૂબ જક કરી પણ કાંઇ વળ્યું નહિ. ગાડી ચાલવા લાગી. પેલો માણસ નિદ્રાવશ થયો. ઉંઘમાં ઉતરવાનું સ્ટેશન જતું રહ્યું. ત્રણ ચાર સ્ટેશન ગયા પછી પેલો માણસ જાગી ઉઠયો. તેની પાસે પૈસા પણ નહતા. સ્ટેશન માસ્તરે તેને અટકાવ્યો. આ વાત નીકળતી ત્યારે નાગમહાશય કહેતા કેઃ "પોતાનાં દુષ્ટ કર્મનાં ફળ પ્રત્યક્ષ મળે છે તો પણ સંસારલુબ્ધ જીવોની આંખ ઉઘડતી નથી!"

નાગમહાશયના ડબ્બામાંજ એક માણસ એક જુવાન કુલટા સ્ત્રીને લઇને બેઠો હતો. નાગમહાશય કહેતા કેઃ એના પર દૃષ્ટિ પડતાંજ મ્હેં જોયું કેઃ એક પિશાચ મૂર્તિ આ એક પુરૂષને શરીરે બાઝી તેનું લોહી ચુસે છે. જોતાં

જોતાં મ્હેં તેને લોહી માંસહીન જોયો. થોડા વખતમાં સાવ હાડકાંનું ખોખું રહ્યું." નાગમહાશય "મા ! મા !" બોલી ચમકી ઉઠયા. તે કહેતા "મ્હેં મ્હારાં ચર્મચક્ષુથી આ બનાવ જોયો છે." આ વેળા પૂજાનું કાર્ય પૂરૂં થતાંજ નાગમહાશય પાછા કલકત્તે આવ્યા.

આ વખત પણ નાગમહાશય મ્હને અને સુરેશને સાથે લઇ આલમબજાર મઠ, દક્ષિણેશ્વર અને ગિરિશબાબુને ત્યાં જતા. એમના કુમારટુલીના મુકામે ઘણા લોકો એમનાં દર્શન કરવા આવતા. એમને કોઈ સન્માન આપતું તો નાગમહાશય અધીરા બની જઇ કહેતા કે: "આ હાડમાંસના શરીરને જોવા આવ્યા છો ? શ્રી રામકૃષ્ણ સંબંધી વાત કરી મ્હને કૃતાર્થ કરો !" ગિરિશબાબુ કોઇ વેળા તેમને જમવાને માટે આમંત્રણ કરતા. તે ઘણી ખુશીથી ગિરિશનું અન્ન ખાતા. કહેતા કે: "ગિરિશબાબુનું અન્ન ખાવાથી મ્હારૂં શરીર અને મન શુદ્ધ થશે." શ્રી રામકૃષ્ણ પરમહંસના કોઇ પણ ભક્તને ત્યાં જમતાં તે અચકાતા નહિ. શ્રી રામકૃષ્ણના ભક્તોની સાથે તે વર્ણાશ્રમ ધર્મ પણ સાચવતા નહિ. તે કહેતા કે "ન્યાત જાત સંસાર લુબ્ધ મનુષ્યો માટે છે ! પ્રેમી ભકત ચાંડાલ હોય તેનું હું અન્ન ખાઇશ પણ ભક્તિહીન બ્રાહ્મણનું નહિ ખાઉં. શ્રી રામકૃષ્ણના ભક્તો સાધારણ મનુષ્યો નથી. દરેક મહાન્ ભક્ત છે. સંસારીના નિયમ તેમને માટે નથી !"

એક દિવસ તે ગિરિશબાબુને ત્યાં જમવા ગયા. તે દિવસે પરમહંસદેવના પ્રસાદને માટે ખીચડી કરી હતી. નાગમહાશયને એક પત્રાળીમાં ખીચડી આપી. શાકને માટે તેમની પાસે બીજી પત્રાળી મૂકી પણ એમણે થોડું શાક લઇ બીજું પાછું આપી દીધું. બહુ આગ્રહ કર્યો ત્યારે પીરસનારને પગે લાગી પડયા અને કહ્યું: "આજે સ્વાદિષ્ટ શાક ખાઉં તો કાલે પાછી તેવીજ ઇચ્છા થાય." અથાણું મૂકવા આવ્યો તે માણસને પણ નાગમહાશયે કાલાવાલા કરી પાછો વાળ્યો. તે કહેતા કે: "સ્વાદિષ્ટ ખાવાથી જીભને એવી ટેવ પડી જાય છે." ગિરિશબાબુ કહેતા કે: "નાગમહાશય એવા નિયમો બીજાને દૃષ્ટાંત આપવા માટે પાળતા. બાકી એ તો નિયમની પાર જ હતા. એમણે તત્ત્વ-

જ્ઞાનનો બરાબર અનુભવ કર્યો હતો. એમને માટે પાછાં પડવાનો સંભવજ નહતો."

નાગમહાશય કલકત્તે આવતા ત્યારે ગિરિશબાબુને ત્યાં ઘણીવાર જમતા. એક દિવસ તે ગિરિશને ત્યાં જમવા ગયા હતા. તે દિવસ ગિરિશને ત્યાં માછલી રાંધી હતી. બંગાળામાં માછલાં ખાવાનો રિવાજજ છે. બ્રાહ્મણો સુદ્ધાં માછલી ખાય છે. નાગમહાશય જમવા બેઠા. ગિરિશબાબુ પણ એમની સાથેજ બેઠા. નાગમહાશય માછલી ઇત્યાદિ વસ્તુ ખાતા નહિ. જમતી વેળા ગિરિશે "જય રામકૃષ્ણ" બોલી એક માછલી તેમના ભાણામાં ફેંકી. નાગમહાશયે પણ "શ્રી રામકૃષ્ણ" નામનો ઉચ્ચાર કરી માછલી ખાઈ લીધી. જમી રહ્યા પછી નાગમહાશયે ગિરિશને એવું કરવા ના કહી. તેમણે કહ્યું: "આપણે કરીએ એ તો ઠીક છે, પણ સંસારલુબ્ધ જીવો આપણું જોઇ ભગવાનને નામે પાપ કરતાં શીખે." નાગમહાશય કહેતા કે: "ભગવાનનું નામ અતિ પવિત્ર છે. એનું નામ લેવાથી અપવિત્ર વસ્તુ પણ પવિત્ર થઇ જાય છે."

શિયાળામાં એક વખત ગિરિશે નાગમહાશયને માટે એક ગરમ કામળ મોકલી. દેવેન્દ્રનાથ મજમુદારે નાગમહાશયને તે કામળ આપી. નાગમહાશયે કામળ લઇ મસ્તકે બાંધી, પણ કોઇ દિવસ તે પોતાના શરીરને અડાડી નહિ. ગિરિશબાબુ જાણતા હતા કે: નાગમહાશય "અપરિગ્રહ" વ્રત પાળે છે પણ જ્યારે દેવેન્દ્ર કામળ આપીને આવ્યો ત્યારે એમને બહુ સંતોષ થયો. આખરે ગિરિશ બાબુએ જાણ્યું કે; નાગ મહાશય કામળનો ઉપયોગ કરતા નથી!

ત્રણ માસ કલકત્તામાં રહી નાગમહાશય દેશમાં ચાલ્યા ગયા. તેમના પિતા દીનદયાલ દિવસે દિવસે શક્તિહીન થતા હતા, તેથી નાગમહાશય વારંવાર કલકત્તે આવતા નહિ.

સ્વામી વિવેકાનંદ અમેરિકાથી આવ્યા ત્યારે હું તેમનાં દર્શનાર્થે ગયો. હું નાગમહાશય પાસે આવજા કરૂં છું એવું સાંભળી તેઓશ્રીએ મ્હને કહ્યું: "वयं तत्त्वान्वेषात् हताः मधुकरत्वं खलुकृती." તત્ત્વ શોધતાં શોધતાં અમારૂં જીવન ચાલ્યું ગયું પણ અમારામાંથી માત્ર નાગમહાશયેજ ખરૂં

તત્ત્વ જાણ્યું છે." પછી સ્વામીજીએ નાગમહાશયનાં દર્શન કરવા તેમને દેશ જવાની ઇચ્છા દર્શાવી અને મ્હને એક પત્ર લખવા આજ્ઞા કરી.

સ્વામી શ્રી વિવેકાનંદના આગમનની વાત સાંભળતાં નાગમહાશય તેમનાં દર્શન કરવા કલકત્તે આવ્યા. તે વેળા બેલુરમઠ તૈયાર થયો હતો અને સ્વામી વિવેકાનંદ ત્યાંજ રહેતા હતા. સવારમાં હું અને નાગમહાશય બેલુર ગયા અને સ્વામીજીને ભૂમિષ્ટ થઇ પ્રણામ કર્યા. સ્વામીજીનું શરીર અસ્વસ્થ છે એવું સાંભળતાં નાગમહાશયે કહ્યું: "પરમહંસદેવ કહેતા કે તમારૂં શરીર મહોરનો ખજાનો છે. તમારા દેહથી જગતનું બહુ કલ્યાણ થવાનું છે." એવી અનેક વાતો કર્યા પછી સ્વામીજીએ નાગમહાશયને મઠમાં રહેવા આગ્રહ કર્યો પણ નાગમહાશયે કહ્યું: "શું કરૂં? પરમહંસદેવની આજ્ઞા કેમ ઉલંઘન થાય? મ્હને તેમણે ઘેર રહેવાની આજ્ઞા કરી છે?" સ્વામીજીએ કહ્યું કે: "નાગમહાશય નામનાજ ગૃહસ્થ છે. ખરૂં જોતાં તો વિરક્ત સન્યાસીજ છે." નાગમહાશયના સન્માનને માટે સ્વામીજીએ તે દિવસે બ્રહ્મચારીઓને પાઠ બંધ રાખવા આજ્ઞા કરી. બધા આવી નાગમહાશયને ઘેરી બેઠા. સ્વામીજીના મુખમાંથી શ્રી રામકૃષ્ણ શબ્દ નીકળતાં નાગમહાશય ઉભા થઇ ગયા અને "જય રામકૃષ્ણ, જય રામકૃષ્ણ," બોલી નૃત્ય કરવા લાગ્યા. તે ભાવાવેશમાં બોલવા લાગ્યા: "તે દિવસે દક્ષિણેશ્વર ગયો ત્યાં ગુરૂદેવનાં દર્શન ન થયાં. હાં ક્યાંથી થાય! તેઓ તો અહીં આવ્યા છે!" નાગમહાશય શાંત થયા ત્યારે સ્વામીજીએ પ્રશ્ન કર્યો: "આ મઠ મંદિરાદિ પ્રવૃત્તિ કરી તે ઠીક કર્યું ને?" નાગમહાશયે કહ્યું: "એ બધું ગુરૂદેવની ઇચ્છાથીજ થાય છે. એથી પણ જગતનું અને અનેક જીવનું કલ્યાણ થશે! તમારા શરીર તરફ જરા નજર રાખજો, કારણ કે એ શરીરથી જગતનું બહુ કલ્યાણ થનાર છે." સ્વામીજી ઉપસ્થિત ભક્તો અને સન્યાસીઓને કહેવા લાગ્યા: "ઇશ્વરની કૃપાથી માણસની કેવી અવસ્થા થાય છે. તેનું જ્વલંત દૃષ્ટાંત તમારી નજર સામે છે. નાગમહાશય સાધારણ મનુષ્ય નથી. ત્યાગ અને ઇંદ્રિયનિગ્રહમાં એ મ્હારા કરતાં પણ શ્રેષ્ટ છે." કેટલીકવાર પછી નાગમહાશયને પરમહંસદેવના મંદિરમાં લઇ ગયા. ગુરૂમંદિર આગળ જતાંજ નાગમહાશય પ્રેમાવેશમાં આવી જઇ નૃત્ય કરવા લાગ્યા.

દરરોજ સ્વામીજી સંધ્યાકાળે મઠની બહાર મેદાનમાં ફરવા જતા. આજે નાગમહાશય પણ તેમની પાછળ પાછળ ચાલતા હતા. નાગમહાશય આજ રાત્રે મઠમાં રહેનાર નથી એવું સાંભળી સ્વામીજીએ કહ્યું: "વખત ઘણો થઇ ગયો છે. હોડીની તપાસ કરો." વિદાય થતી વેળા નાગમહાશયે "જય શિવશંકર, જય શિવશંકર" બોલતાં બોલતાં સ્વામીજીને અનેક વાર દીનભાવે પ્રણામ કર્યો. સ્વામીજીએ તેમને હાથ ઝાલી ઉઠાડ્યા અને કહ્યું: "કોઇ કોઇ વેળા અત્રે આવી અમને દર્શન આપજો. અમે તો તમારી કૃપા અને આશિર્વાદનીજ ઇચ્છા રાખીએ છીએ. ગુરૂદેવ પર તમને જેટલી શ્રદ્ધા અને પ્રેમ છે તેવી શ્રદ્ધા અમને થાય એવો આશિર્વાદ આપો." સ્વામીજીનું નામ સાંભળતાં નાગમહાશયઃ "જય શિવશંકર, જય શિવશંકર." બોલી પ્રણામ કરતા. પાશ્ચાત્ય દેશોમાં સ્વામીના દિગ્વિજયની વાત સાંભળતા ત્યારે નાગમહાશયઃ "મહાવીર! મહાવીર! ગુરૂ જેવા ચેલા," બોલી બહુ ખુશી થતા.

બાગબજારમાં આવેલા બલરામબસુનું ઘર પરમહંસદેવનું અત્યંત પ્રિય સ્થાન હતું. નાગમહાશય તેને શ્રી વાસનું આંગણું+ કહેતા. શ્રી રામકૃષ્ણના સંન્યાસી ભક્તો કલકત્તે આવતા ત્યારે ત્યાંજ રહેતા. નાગમહાશય કોઇ કોઇ વખત ત્યાં જઇ તેમનાં દર્શન કરતા. એક વખત હું તેમની સાથે ત્યાં ગયો. તે દિવસે સ્વામી પ્રેમાનંદ અને સ્વામી બ્રહ્માનંદ ત્યાં હતા. તેઓ બેઠા બેઠા વાતો કરતા હતા. નાગમહાશય જતાંજ વાતો બંધ થઇ અને શ્રી રામકૃષ્ણ વિષે વાત થવા લાગી. અમે પાછા ફરતી વેળા સ્વામી બ્રહ્માનંદે કહ્યું: "નાગમહાશયનું આગમન થતાંજ અમને શ્રી રામકૃષ્ણનું સ્મરણ થયું. બીજી વાતો કોણુ જાણે કયાં ચાલી ગઈ. આવા મહાપુરૂષના અસ્તિત્વને લીધેજ ભારતવર્ષમાં હજી સુધી ધર્મકર્મમાં કંઇક જાગૃતિ છે. ધન્ય છે નાગમહાશય! તમારા ગુરૂબંધુઓપર કૃપાદૃષ્ટિ રાખશો. શ્રીરામકૃષ્ણના ભક્તો

* શ્રી વાસ એ કલિપાવનાવતાર શ્રી ચૈતન્ય મહા પ્રભુના ભક્ત હતા. ચૈતન્ય મહાપ્રભુ શ્રી વાસને ત્યાં જઇ કીર્તન કરતા અને પોતાનો પ્રથમ શિષ્ય પ્રથમ શ્રી વાસનેજ આપ્યો હતો.

સંબંધે નાગમહાશય કહેતા કેઃ " એ બધા મનુષ્યદેહ ધારણ કરી ગુરુદેવની સાથે લીલા કરવા આવ્યા છે. શ્રીરામકૃષ્ણના ભક્તમાં દરેક અમૂલ્ય હીરો છે. જોયોને નરેન્દ્ર! (વિવેકાનંદ) દુનિયામાં હિંદુધર્મનું—વેદાંતનું દુદુંભી વગાડી આવ્યો ! એમને આપણે શું ઓળખીએ ? "

ધીમે ધીમે નાગમહાશયના પિતા દીનદયાલનું શરીર છેક નબળું થઇ ગયું. નાગમહાશયના પ્રયત્નથી દીનદયાળનું મન બહુ શુદ્ધ થયું હતું. તે આખો દિવસ તુલસીની માળા લઇ હરિ નામ જપ કરતા. તેમને હવે સંસારમાં આસક્તિ નહતી. એક દિવસ નાગમહાશય સવારમાં તેમને ઝાલીને બ્હાર લઇ જતા હતા. એવામાં એકાએક તે અધવચ બેસી પડયા. નાગમહાશયે ઉંચકી તેમને પાછા લાવી પથારીમાં સુવાડયા. પથારીમાં નાંખ્યા તે વખતે તેમને ભાન પણ નહતું. નાગમહાશય જાણી ગયા કે હવે પિતાશ્રીનો અંતકાળ નજીક આવ્યો છે. તેમણે ડૉક્ટરને બોલાવવા માણસ મોકલ્યું અને પોતે પિતાના ખાટલા પાસે બેસી તેમને ભગવાનનું નામ સંભળાવવા લાગ્યા. તેમની સાથે દીનદયાલ પણ ભગવન્નામ બોલવા લાગ્યા. ડાક્ટરે આવી નાડી જોઇ કહ્યું: " એમનો કાળ આવી પહોંચ્યો છે. વધારે વખત જીવે એમ લાગતું નથી. " થોડાક કલાક પછી ભગવાનનું નામ લેતાં લેતાં દીનદયાલ એંશી વર્ષની વયે દેવલોક પામ્યા. પિતૃવિયોગથી નાગ મહાશયને બિલકુલ શોક થયો નહિ, પણ સજ્ઞાને તેમનો દેહ ત્યાગ થયો તેથી તેમને બહુ આનંદ થયો.

નાગમહાશયે રીત પ્રમાણે પિતા દીનદયાલને પુણ્ય કરાવ્યું હતું. હજી વૃદ્ધની ઉત્તરક્રિયા કરવાનું બાકી હતું. પિતાનો દિવસ પણ સારી રીતે કરવો એવી નાગમહાશયની ઇચ્છા હતી પણ પૈસા ક્યાંથી લાવવા એ મ્હોટો સવાલ હતો.

નાગમહાશયને સહાય કરવા નારાયણગંજમાં " રાલી બ્રધર્સ " ઓફિસના કલાર્કોએ ગુપ્ત રીતે ઉઘરાણું કરવા માંડયું. નાગમહાશયને ખબર પડતાંજ તેમણે તે લોકોને ના કહેવરાવી અને પોતે ઘર લખી આપી ગામમાંથી પાંચસો રૂપિઆ ઉપાડયા. એમનાં વૃદ્ધ પાડોશીએ પણ એમનાં પત્નીને કેટ-

લાક રૂપિયા આપ્યા હતા. પિતાની ક્રિયા કરવામાં નાગમહાશયને બારસો રૂપિઆનો ખર્ચ થયો.

નાગમહાશયે ગયા જઇ પિતશ્રાદ્ધ સાર્યું અને ત્યાંથી બારોબાર કલકત્તે ગયા. તેમણે સુરેશને કહ્યું હતું કેઃ "પિતાશ્રી છેલ્લી અવસ્થામાં સંસારવાસનાથી મુક્ત થયા હતા. તે નિરંતર ભગવાનનું સ્મરણ કરતા. તેમને મરતાં સુધી ભાન હતું. તે ભગવાનનું નામ લેતાં લેતાં દેહ ત્યાગ કરવા ભાગ્યશાળી થયા છે."

પાલબાબુએ સાંભળ્યું કે નાગમહાશય દેવાદાર થઇ ગયા છે ત્યારે તેમણે પેલા જમે રાખેલા બસો રૂપિઆ વ્યાજ સાથે આપવા માંડયા પણ નાગમહાશયે તે લેવા ચોખ્ખી ના પાડી.

શ્રી માતાજી (શ્રી રામકૃષ્ણનાં પત્ની) આ વેળા કલકત્તે બાગબજારમાં રહેતાં હતાં. એક દિવસ નાગમહાશય એક વસ્ત્ર અને મિઠાઇ લઇ તેમનાં દર્શન કરવા જતા હતા. રસ્તામાં માથામાં બહુ વેદના થવા લાગી. એમનાથી આગળ ચલાયું નાહ. રસ્તામાં એક ધર્મશાળામાં અર્ધ અચેતન અવસ્થામાં પડયા રહ્યા. ધાર્યું હોત તો ગાડી ભાડે કરી પાછા ઘેર આવી શકત પણ જે વસ્તુ "મા" ને માટે ખરીદી છે તે "મા" ને અર્પણ કર્યાં વિના ઘેર પાછા કેમ અવાય? ત્યાં પડયા પડયા "ઓ શ્રી રામકૃષ્ણ! ઓ શ્રી રામકૃષ્ણ!" કરવા લાગ્યા. બે કલાક પછી માથાનું દુઃખ કાંઇક નરમ પડયું એટલે ઉઠી બાગબજાર તરફ ચાલવા માંડયું. તે દિવસે રાત્રે નવ વાગે નાગમહાશય માતાજીનાં દર્શન કરી ઘેર આવ્યા.

આ વર્ષેજ કલકત્તામાં પ્રથમ પ્લેગની શરૂઆત થઈ હતી! નિર્ધન અને ધનવાન સર્વે શહેર છોડી ચાલ્યા જતા હતા! કલકત્તા જેવું મોટું શહેર પણ જન શૂન્ય હતું! પાલબાબુ બંગલો નાગમહાશયને સોંપી દેશમાં ચાલ્યા ગયા; ફક્ત એક રસોઇઓ, એક નોકર અને એક પૂજા કરનાર બ્રાહ્મણને ત્યાં રાખ્યા. હું નાગમહાશયનાં દર્શનાર્થે એક વખત પાલબાબુને ત્યાં ગયો ત્યારે નાગમહાશય ચશ્માં ચઢાવી ગીતા વાંચતા હતા. મને જોઇ તે બોલી ઉઠયા: "હું ગીતામાં શું સમજું? તમે બ્રાહ્મણ છો! એ બધું ત-

મારે મારે છે! હું તો મૂર્ખ છું. કૃપા કરી મ્હને ગીતા પાઠ સંભળાવો!" મ્હેં ગીતાના "कर्मण्य कर्मयः पश्येत्" શ્લોકની પાંચ છ પ્રકારની વ્યાખ્યા કરી બતાવી. બધી વ્યાખ્યામાં તેમણે માત્ર શ્રીધરની ટીકા પસંદ કરી. આ બનાવ પછી ત્રીજે દિવસે પૂજા કરનાર બ્રાહ્મણને પ્લેગ થયો. રોગીને તપાસવા ડૉક્ટર સાહેબ આવ્યા પણ તેની સારવાર કોણ કરે? તે વખત પ્લેગ ગ્રસ્ત રોગીને કોઇ માણસ અડકતું પણ નહિ. છતાં નાગમહાશય તો સર્વને નારાયણ સ્વરૂપ જાણતા. તેમણે નિડરપણે રોગીની સેવા કરવાનું શરૂ કર્યું. દવા પણ પોતે આપતા. આ સમયે હું પણ એક વખત ત્યાં ગયો હતો. નાગમહાશયે કહ્યું: "હમણાં પાંચ સાત દિવસ તમારે અહીં નહિ આવવું." "મ્હેં કહ્યું:" તમે રહ્યા છો તો પછી મ્હને શી ફિકર છે?" નાગમહાશયે કરૂણ સ્વરે કહ્યું: "ભાઇ, લોકાચારને પણ માન આપવું જોઇએ. આ ચેપી રોગ છે. અહિં આવવાથી તને લાભ પણ શું છે? મ્હારો સંગ બહુ વખત કર્યો છે, તો હવે થોડા દિવસ ચલાવી લે."

પેલો બ્રાહ્મણ એજ દિવસે મરી ગયો, અને મૃત્યુ થતા પહેલાં ગંગાતટે જવા હઠ કરી. બીજો કોઇ ઉંચકનાર માણસ નહિ મળવાથી નાગમહાશયે તેને ખાંધે લઇ ગંગાજી તરફ ચાલવા માંડ્યું, પણ ત્યાં પહોંચતાં પહેલાં રસ્તામાંજ તે મરી ગયો. નાગમહાશય પાલખાણના ચાકરને શબ પાસે બેસાડી અગ્નિદાહ કરવા કોઇ બ્રાહ્મણને શોધવા નીકળ્યા. આખરે દરેકને ચાર રૂપિઆ આપવાનું કરી નાગમહાશય પાંચ બ્રાહ્મણ લઇ આવ્યા. લાકડાં વગેરેનો ખર્ચ ગણતાં નાગમહાશયને એ કાર્યમાં પચીશ રૂપિઆનો ખર્ચ થયો. બાબુ સુરેન્દ્રનાથ સેન, આશુતોષ ચૌધરી અને નરેન્દ્રનાથ બસુ નાગમહાશયનાં દર્શનાર્થે ત્યાં આવી પહોંચ્યા. બાબુ સુરેન્દ્રનાથ અને અશુતોષ નાગમહાશયનું કાર્ય જોઇ ચમકી ગયા! પણ નરેન્દ્ર બસુએ કહ્યું: "આતો ખરો ગાંડો છે! આ રોગ કેવો ભયંકર છે તેનું પણ એને ભાન નથી."

એજ દિવસે નાગમહાશય કાલિઘાટ પર ગયા હતા. પાછા આવતી વેળા તેમને એક ભક્તનો મેળાપ થયો. તે ભક્ત આગ્રહ કરી નાગમહાશયને કલકત્તાનો વિખ્યાત "ઇડન ગાર્ડન" જોવા લઇ ગયો. નાગમહાશય બાગ

જોઈ બહુ ખુશ થયા અને બાળકની પેઠે " આ શું ! પેલું શું ! " એવા અનેક પ્રશ્નો પૂછવા લાગ્યા. પાછા ફરતી વખત કહ્યું: " મનુષ્ય મોજવિલાસને માટે આમતેમ ભટકાં મારે છે ! તે મનુષ્ય દેહ ધારણ કરી જન્મ મૃત્યુનું રહસ્ય જાણવા પ્રયત્ન કરતા નથી પણ ઉલટા પોતાનું ખરૂં સ્વરૂપ વિસ્મૃત થઇ જાય છે. મનુષ્યને ભાન નથી કે અહીંથી થોડાજ વખતમાં જવાનું છે ! સંસારમાં સર્વત્ર રજ અને તમનું પ્રાધાન્ય છે ! જ્યાં ત્યાં કામિની અને કાંચનનું દાસત્વ ચાલી રહ્યું છે ! ગુરૂદેવ ! ગુરૂદેવ ! શી તમારી લીલા ! અમે તમારી લીલામાં શું સમજીએ ? "

આ બનાવ પછી નાગમહાશય એક વેળા ગિરિશને ત્યાં ગયા હતા. શ્રી રામકૃષ્ણ સંબંધી વાત કરતાં કરતાં સ્વામી નિરંજનાનંદે તેમને પૂછ્યું: " મહાશય ! શ્રી રામકૃષ્ણ તો કહેતા કે મનુષ્ય પોતાને દીન-પામર-માનતાં માનતાં તેવો થઇ જાય છે ત્યારે તમે કેમ પોતાને દીન-પામર માનો છો ? " નાગમહાશયે કહ્યું: " મ્હને પોતાને એવું લાગે છે કે હું દીન અને અધમજ છું ! હું મ્હને કેવી રીતે શિવરૂપ કહી શકું ? મ્હને હજી ક્યાં બરાબર ભક્તિનું રહસ્ય સમજાયું છે ? તમારી અને ગુરૂદેવની કૃપા થાય તોજ મ્હારૂં તો શ્રેય થાય ! " નાગમહાશય એવા દીનભાવથી બોલતા હતા કે સ્વામી નિરંજનાનંદથી બોલાયું નહિ. ગિરિશબાબુ કહેતા: " યથાર્થ દીનતાવડે માણસનું " અહં " એટલે " અભિમાન " નષ્ટ થાય છે અને નાગમહાશય જેવી અવસ્થા થાય છે. એવા મહાપુરૂષના પાદસ્પર્શથી પૃથ્વી પવિત્ર રહી છે."

નાગમહાશય દેશમાં ગયા તે પહેલાં રામકૃષ્ણપુર નિવાસી નવગોપાલબાબુને ત્યાં રામકૃષ્ણ-ઉત્સવ હતો. " બસુમતિ " પત્રિકાના સંપાદક અને માલીક શ્રીયુત ઉપેન્દ્રનાથ મુખોપાધ્યાયે નાગમહાશયને ત્યાં આવવા આગ્રહપૂર્વક આમંત્રણ કર્યું. મ્હેં નાગમહાશયને ગમે તેમ સમજાવી ત્યાં જવાને તૈયાર કીધા. ઉત્સવને દિવસે પ્રાતઃકાળમાં હું અને નાગમહાશય ઉપેન્દ્રનાથને ત્યાં ગયા. ઉપેન્દ્રબાબુએ બીડન સ્ટ્રીટમાં આવી એક ગાડી ભાડે કરી. નાગમહાશયે કહ્યું: " હું પગે ચાલીને આવું છું. તમે ગાડીમાં જાઓ. " ઉપેન્દ્રબાબુ જાણતા હતા કે ઘોડાને ચાબુક મારતાંજ નાગમહાશયને અંતર્વેદના

થશે. તેમણે ગાડીવાળાને ઘોડાને ચાબુક નહિ મારવાની સૂચના કરી. નાગમહાશયને જેમ તેમ કરી ગાડીમાં લીધા. નવગોપાલના ઘર આગળ ગાડી પહોંચ્યતાંજ નાગમહાશયને દેખી નવગોપાલ "જય રામકૃષ્ણ ! જય રામકૃષ્ણ !" બોલતા બોલતા ગાડી પાસે આવ્યા. નાગમહાશયે તેમને ભૂમિષ્ટ થઇ પ્રણામ કર્યાં. દિવાનખાનામાં જઇ નાગમહાશય એકત્રિત થયેલા બીજા ભક્તોને પંખો નાખવા લાગ્યા. નવગોપાલબાબુએ તેમને બહુ ના કહી પણ નાગમહાશયે તેમનું કહેવું માન્યું નહિ.

રામકૃષ્ણપુરમાં કીર્તનાનંદ થવા લાગ્યો. સર્વ ભક્તો કીર્તન કરવા લાગ્યા પણ નાગમહાશય તો બધાંની સેવા કરતા. પ્રસાદ ખાતી વેળા પણ નાગમહાશય બેઠા નહિ. નાગમહાશયની દીનતા અને શ્રી રામકૃષ્ણ પર અત્યંત પ્રેમ જોઇ સર્વે લોકો એમની પ્રસંશા કરવા લાગ્યા.

પાછા ફરતી વેળા બહુ આગ્રહ કર્યા છતાં પણ નાગમહાશય ગાડીમાં બેઠા નહિ. મ્હારે પણ એમની સાથે ચાલતા કલકત્તે આવવું પડ્યું. આવતાં રસ્તામાં નાગમહાશયે કહ્યું: "નવગોપાલબાબુની સ્ત્રીને રામકૃષ્ણદેવ વિદ્યારૂપિણી સ્ત્રી કહેતા. તેમણે પોતે એના હાથનું ખાધું હતું. એ સાધારણ સ્ત્રી નથી."

કેટલાક દિવસ પછી નાગમહાશય દેશમાં ચાલ્યા ગયા. કલકત્તામાં આ એમનું છેલ્લું આગમન હતું.

ભગવાન શ્રી રામકૃષ્ણ અંતર્ધાન થયા અને નાગમહાશય દેશમાં ગયા ત્યારે તેમનો વિચાર કોઇ નિર્જન સ્થાનમાં પર્ણકુટી બાંધીને રહેવાનો હતો. તેમનાં પત્ની એમનો એવો મનોભાવ સમજી જઇ બોલ્યાં: "મ્હેં તમને કોઇ દિવસ કોઇ પણ બાબત માટે આગ્રહ કર્યો નથી, અને ભવિષ્યમાં કદી કરીશ પણ નહિ; પછી તમારે નિર્જનવાસની શું જરૂર છે?" સાધ્વી સહધર્મિણીના વચન પર વિશ્વાસ રાખી નાગમહાશય સંસારમાં રહ્યા પણ જીવનપર્યંત તેમણે સંન્યાસી ધર્મનું પાલન કર્યું છે. તેમનાં પત્ની કહે છે કેઃ "તેમના (નાગમહાશયના) શરીર અથવા મનને કોઇ દિવસ પાશવ વિકાર થયો નથી. "જયરામકૃષ્ણ" કરતા કરતા તેઓ વિષયાસક્તિને નિર્મૂળ કરીને ચાલ્યા ગયા છે. તે અગ્નિમાં રહેતા પણ તેમના શરીરને આંચ સરખી પણ

લાગી નથી ! અર્થાત્ અગ્નિરૂપી યુવતી પત્નીના સમાગમમાં રહેતા પણ કોઇ દિવસ તેમનો કામ પ્રદીપ્ત થયો નથી !

નાગમહાશ તેમના પ્રધાનભક્ત હરપ્રસન્નને કોઇ કોઇ વેળા કહેતા કેઃ "જો, પશુપક્ષીને પણ મ્હેં આખી જીંદગીમાં ભ્રાતૃ જેવાં જાણ્યાં છે."

નાગમહાશયના ગુરૂકુટુંબના બે એક પુરૂષ એક વેળા તેમનાં દર્શન કરવા દૈવયોગ આવ્યા હતા એમાંનો એક સાધક હતો. તેનું નામ નવીનચંદ્ર ભટ્ટાચાર્ય હતું. દીનદયાલના કહેવાથી નવીનચંદ્રે નાગમહાશયને સંસાર ધર્મનું અવલંબન કરી પુત્રોત્પાદન કરવા અનુરોધ કર્યો. એ સાંભળતાંજ નાગમહાશયે કહ્યું: "તમે સાધક થઇને મ્હને આવો ઉપદેશ આપો છો ?" એટલું બોલી પાસે એક પથ્થર પડયો હતો તે લઇ તેમણે જોરથી પોતાના મસ્તકમાં માર્યો. લોહી પણ નીકળ્યું. એ જોઇ નવીનબાબુ ગભરાયા અને કહ્યું: "તમારે માટે સંસાર નથી ! તમે તો જીવન્મુક્ત જેવા છો. મ્હારો ઉપદેશ તમારે માટે નથી." નાગમહાશયે શાંત થઇ તે ઉભય કુળગુરૂઓની ચરણરજ મસ્તકે ચઢાવી લીધી.

શ્રીયુત હરેન્દ્રચંદ્ર કહે છે કેઃ "દીનદયાલ એક દિવસ નાગમહાશયને ખૂબ લડ્યા અને કહ્યું કેઃ "અન્નવસ્ત્ર વગર કેમ ચાલશે ?" નાગમહાશયે જવાબ આપ્યોઃ "પિતાજી ! મ્હારાં અન્નવસ્ત્રની ચિંતા તમારે શામાટે જોઇએ ? ઝાડ પર બહુ પાંદડાં છે. વળી મ્હેં આ જીવનમાં કોઇ દિવસ સ્ત્રીસંગ કર્યો નથી, માતૃગર્ભમાંથી બ્હાર નીકળ્યો તે વખત જેટલો શુદ્ધ હતો તેટલોજ શુદ્ધ અત્યારે પણ છું. પછી મ્હારે વસ્ત્રની શું જરૂર છે ?"

પુત્રનો સંસાર પ્રતિ વૈરાગ્ય જોઈ દીનદયાલને બહુ ક્રોધ ચ્હડતો. કોઇ સમય બન્ને જણ લડી પડતા. એક વખત વાતવાતમાં પિતાપુત્ર લ્હડી પડ્યા. બોલતાં બોલતાં નાગમહાશય ભાવાવેશમાં આવી ગયા. તેમણે કહ્યુંઃ "મ્હે જીંદગીમાં કદી સ્ત્રીસંગ કર્યો નથી ! મ્હને સંસારની શું જરૂર છે ?" પછી મારૂં મારૂં બોલતા બોલતા ધોતીયું કહાડી નગ્ન થઇ ઘર બ્હાર નીકળી ગયા ! તેમનાં પત્ની બહુ કલ્પાંત કરવા લાગ્યાં. તેમના આગ્રહથી નાગમહાશયનો ભક્ત અન્નદા તેમને બે ત્રણ કલાકથી પાછા તેડી લાવ્યો.

દેવભોગવાસી એક પ્રૌઢા વિધવા દરરોજ નાગમહાશયનાં દર્શન કરવા આવતી અને તેમની ભક્તિ કરતી, પણ નાગમહાશય પોતાની તીક્ષ્ણ અંતદૃષ્ટિવડે તેની દુર્બુદ્ધિ સમજી ગયા. તેઓ કોઇ કોઇ વેળા એ વિધવાની અવગણા કરતા. એ સંબંધી તેમનાં પત્નીને ખબર થઇ એટલે તેમણે તેને આવવાનું બંધ કરી દીધું. નાગમહાશય કહેતા કે: " અરે ! અરે ! કાગડા કુતરાઓ પણ આ હાડમાંસના શરીરને સુંઘતા નથી, પણ એને ક્યાંથી આસક્તિ થઇ ! પરમહંસદેવ કેટલાંરૂપે મ્હારી કસોટી કરે છે ! જય રામકૃષ્ણ ! જય રામકૃષ્ણ." પછી કહેવા લાગ્યા: " માનવજીવનમાં સ્વાદ અને કામ એ બે જીતવાં બહુ કઠણ છે. ભગવાનની કૃપા થાય તોજ એ બન્ને ઈંદ્રિયો વશ થાય છે." તેઓ વાતવાતમાં કોઈ વેળા મહાન્ સત્યો પ્રકટ કરતા. તે કહેતા કે: "કામ છોડયો કે રામ થાય અને રતિ છોડી કે સતી થાય."

કામિનીની પેઠેજ નાગમહાશયને કાંચન ઉપર પણ અનાસક્તિ હતી. એક વખત નારાયણગંજમાં પાલબાબુનો કોઈ ખાસ મિત્ર ભયંકર રોગથી પીડાતો હતો. બહુ દવા કરતાં પણ તેને મટ્યું નહિ. આખરે પાલબાબુએ નાગમહાશયને લખ્યું. પાલબાબુના આગ્રહથી નાગમહાશયે ઉપચાર કરવાનું શરૂ કર્યું. ઇશ્વર ઇચ્છાએ નાગમહાશયની દવાથી તેને દરદ મટી ગયું. આથી પેલા માણસે ખુશી થઇ નાગમહાશયને ત્રણસો રૂપિઆ આપવા માંડયા, પણ નાગમહાશયે પૈસાને સ્પર્શ પણ ન કર્યો. પાલબાબુએ બહુ આગ્રહ કર્યો ત્યારે નાગમહાશય ખીજવાઇ જઇ કહેવા લાગ્યા: " હાય ! ભગવાન ! મ્હને આ અધમ ધંધો શા માટે શીખવ્યો ? ધંધાને લીધે મ્હારે કેટલું દુઃખ ભોગવવું પડે છે ? " તેમનો આવો વ્યવહાર જોઇ પાલબાબુએ કહ્યું: " દીનદયાલનો છોકરો માણસ નથી. તે તો કોઈ દેવજ છે."

એ ત્યાગી મહાપુરૂષનું આચરણ કાંઇ અલૌકિકજ હતું. પાલબાબુના આગ્રહથી એક વખત તે ભોજેશ્વર આવ્યા હતા. કલકત્તે પાછા જવા માટે પાલબાબુએ તેમને આઠ રૂપિઆ સ્ટીમર ભાડું અને એક કામળ આપી. ભોજેશ્વરથી ત્રણેક ગાઉ દૂર સ્ટીમરનું સ્ટેશન હતું. ત્યાં જઇ ટીકીટ ઑફિસ આગળ ગયા. એવામાં એક કંગાલ સ્ત્રી ચાર છોકરાં લઇ એમની પાસે ભીખ

માગવા આવી. તેનું દુઃખ જોઇ નાગમહાશયનું હૃદય દ્રવી ગયું. તેમણે પોતાની પાસેના આઠ રૂપિઆ અને કામળ તેમને આપી દીધી અને કહ્યું:–"મા—જા—લઇ જા અને હવે કાંઇ ધંધો મજુરી કરી ત્હારાં છોકરાંનું પૂરૂં કરજે." આશીર્વાદ લઇ ભિખારિણી ચાલતી થઇ. તેઓ તો ચાલીને આવ્યા હતા એટલે નાગમહાશયે સ્ટેશનપર બેસી કેટલોક વખત વિશ્રાંતિ લીધી. સ્ટીમર ઉપડી ગયા પછી પોતે પગરસ્તે કલકત્તા તરફ ચાલવા માંડ્યું. માર્ગમાં રાત પડતી ત્યાં રહી જતા અને ગામમાં મંદિરમાં જઇ પ્રસાદ લેતા. પાસે ફક્ત સાડા સાત આના હતા. તેમાંથી હોડીમાં બેસી ઉતરવું પડતું તો હોડીવાળાને ભાડું આપતા. પાણી થોડું હોય તો તે તરીને પણ જતા. એમ કરતાં કરતાં તે ઓગણત્રિશ દિવસે કલકત્તે આવી પહોંચ્યા! દીનદયાલ તો પુત્રનાં આવાં કાર્ય જોઇ બહુ દિલગીર થતા! નાગમહાશય "સર્વ ભૂતે નારાયણ" જોતા. અને તેથી અનાયાસે તેમનાથી આવાં કાર્ય થઇ જતાં. છે કોઇ વૈદ કે ડાક્ટર આવો પરોપકારી!

નાગમહાશયના ઘરની નજીક એક તળાવમાં તેમની તેર ચૌદ વર્ષની ઉમ્મર હતી ત્યારે નાગમહાશય દરરોજ જમ્યા પછી થોડો ભાત લઇ તે તળાવપર જતા. તળાવનાં બે ચાર માછલાં તેમણે પાળ્યાં હતાં. તેઓ ત્યાં જઇને જરા બોલતા કેઃ તુર્ત માછલાં કાંઠે આવી તેમના હાથમાંથી ભાત લઇ જતાં. તે કલકત્તે ભણવા આવ્યા ત્યાં સુધી એવું કર્યા કરતા. નાગમહાશય કહેતા કેઃ "બીજાં સાધારણ પ્રાણીઓમાં પણ જ્ઞાનનો વિકાસ થતો માલુમ પડે છે. જન્મ જન્માંતરમાં તેઓ પણ ઉચ્ચ ગતિને પામી આખરે મુક્ત પદે પહોંચતાં હશે."

શ્રીયુત હરેન્દ્રચંદ્ર કહે છે કેઃ "હું ઘણી વખત નાગમહાશયને ઘેર જતો. એક દિવસ હું તેમની પાસે ગયો ત્યારે તેઓ ઘરની ઓસરીમાં બેઠા બેઠા હુક્કો પીતા હતા. થોડી વાર પછી બે જંગલી પક્ષીઓ ઉડતાં ઉડતાં એમની પાસે આવ્યાં, પણ નાગમહાશયે હુક્કો પીવાના ધ્યાનમાં તેમના તરફ દૃષ્ટિ કરી નહિ. નાગમહાશયનું ચિત્ત આકર્ષવા પક્ષીઓ ચીં ચીં કરવા લાગ્યાં. નાગમહાશયે તુરતજ તેમના તરફ દૃષ્ટિ કરી અને હુક્કો મુકી દઇ તેમને

હાથમાં લઇ શરીરે હાથ ફેરવતાં ફેરવતાં બોલ્યાં; "આવ્યાં મા ! બેસો, હું તમારે માટે ખાવાનું લઇ આવું." એટલું બોલી નાગમહાશય ઉઠી ઘરમાંથી થોડા ચોખા લઇ આવ્યા અને તેમને ખવડાવવા લાગ્યા. આટલાથી પક્ષીઓને સંતોષ ન થયો એટલે પૂંઠ કરી નાગમહાશયની આજુબાજુ ફરવા લાગ્યાં. નાગમહાશય ફરીથી થોડું પાણી અને બે મુઠી ચોખા લઇ આવ્યા. પંખીઓ નાગમહાશયના હાથ પર બેસી દાણા ખાવા લાગ્યાં. તેમને તૃપ્તિ થઇ એટલે નાગમહાશય તેમના શરીરને ફરીથી હાથ ફેરવી કહેવા લાગ્યાઃ "હવે જાઓ મા! વનમાં જઇને આનંદ કરો. ઇચ્છા થાય તો વળી કાલે આવજો." બન્ને પંખીઓ ઉડી ગયાં! પછી મ્હારા તરફ જોઇ નાગમહાશયે કહ્યું: "શ્રીરામકૃષ્ણ કેટલાં રૂપે લીલા કરે છે! તેમની લીલા અનંત છે! હું શું કળી શકું?"

ગિરિશબાબુ કહે છે કે: "**अहिंसा परमोधर्मः**" એનું જ્વલંત દ્રષ્ટાંત નાગમહાશય હતા. નારાયણગંજના યુરોપીઅન ઑફિસર કોઇક વેળા દેવભોગ શિકાર કરવા આવતા. એક વખત કોઇ યુરોપીઅને ત્યાં આવી બંદુકનો અવાજ કર્યો તે સાંભળી નાગમહાશય પેલા યુરોપીઅન પાસે દોડી ગયા અને આવું નિર્દય કામ નહિ કરવા વિનંતિ કરી. તેણે નાગમહાશયને ગાંડા ગણી કાઢ્યા, અને એક પંખી પર બંદુક તાકી. નાગમહાશયે તુરતજ સાહેબના હાથમાંથી બંદુક લઇ લીધી. પેલા સાહેબે બંદુક ન ઝુંટાવી લેવા બહુ પ્રયત્ન કર્યો પણ નાગમહાશયમાં કોણ જાણે ક્યાંથી અદ્દ્ભુત બળ આવ્યું કે પેલા સાહેબનું કાંઇ વળ્યું નહિ! આખરે બંદુક લઇ નાગમહાશય ઘેર આવ્યા. ઘેર આવી બંદુક એક ખુણામાં મૂકી અને ઘાતક અસ્ત્ર સ્પર્શ કર્યો તેથી સ્નાન કર્યું! બીજે દિવસે નારાયણગંજની કોર્ટના એક કારકુન સાથે તે બંદુક પાછી મોકલી. સાહેબે પેલા કારકુનને નાગમહાશયનું નામ ઠામ પૂછ્યું. કારકુનદ્વારા નાગમહાશયનું સાધુ ચરિત્ર અને તેમણે બતાવેલી હિંમત જોઇ સાહેબ ખુશી થઇ ગયા અને ત્યારથી દેવભોગ શિકાર કરવા જવાનું તેમણે બંધ કરી દીધું. અદ્યાપિ કોઇ પણ યુરોપીઅન ઓફિસર દેવભોગ શિકાર કરવા જતો નથી.

નાગમહાશયને ત્યાં દર વર્ષે દુર્ગા પૂજા થતી પણ તેઓ કોઇ વેળા પશુ બલિદાન આપતા નહિ. તેઓ સાપને પણ મારતા નહિ. એક દિવસ એમના ઘરમાં મ્હોટો સાપ નીકળ્યો. તેમનાં પત્નીએ સાપને મારી નાંખવા કહ્યું, ત્યારે નાગમહાશયે કહ્યું. "સાપને શું કરવા મારીએ? વનનો સાપ તો કદી નથી કરડતો પણ મનનો સાપ કરડે છે. તેને કેમ મારી નથી નાખતાં?" પછી સાપ સામે આવી તેને હાથ જોડી કહેવા લાગ્યાઃ "મા! તમે જંગલમાં રહેનારાં! અમારા ગરીબની ઝુંપડીમાં શું કામ આવ્યાં? તમારા સ્થાને જાઓ!" આટલું બોલી સાપ પાસે જઇ લાકડી ઠોકતા ઠોકતા ઘરમહાર નીકળ્યા. સાપ પણ તેમની લાકડીને આધારે તેમની પાછળ ચાલ્યો. નાગમહાશય આમ કરતા કરતા સાપને દૂર જંગલમાં મૂકી આવ્યા. આ બનાવ વિષે વાત નીકળતી તો નાગમહાશય કહેતા કેઃ "આપણે કોઇનું અનિષ્ટ ન કરીએ તો જગતમાં કોઇ પણ આપણું અનિષ્ટ કરી શકે એમ નથી. મનુષ્ય જેવો વ્યવહાર કરે છે તેજ પ્રમાણે જગત્ પણ તેના તરફ તેવોજ વ્યવહાર કરે છે. જગત્ તો દર્પણ જેવું છે. એની અંદર તમે જુઓ છો અને અનુભવો છો તે તમારૂં પ્રતિબિંબજ છે. તમે જેવા ચાળા કરશો તેવાજ ચાળા તમારૂં પ્રતિબિંબ કરશે."

જ્યારે રામકૃષ્ણ મઠ વરાહ નગરમાં હતો ત્યારે એક દિવસ ત્યાં સાપ નીકળ્યો. ગિરિશ કહે છે કેઃ "સર્પ જોઇ અમે બધા તો તેને મારી નાખવા તત્પર થયા, પણ નાગમહાશય તો "નાગરાજ, નાગરાજ." કહી તેને પ્રણામ કરવા લાગ્યા. તે તુરતજ સાપ તરફ જોઇ મઠ બ્હાર નીકળી ગયા. સાપ પણ તેમની પાછળ પાછળ નીકળી ગયો." તે કહેતા કેઃ "આપણે બુદ્ધિદોષને લીધે પાપ કરી અનેક દુઃખ ભોગવીએ છીએ. જ્યારે મનુષ્યની બુદ્ધિ ઇશ્વર પાદપદ્મમાં સ્થિર થાય છે ત્યારે તેને કોઇ પણ બનાવ અશુભ લાગતોજ નથી."

એક દિવસ તેમને પોતાને સાપ કરડયો હતો. તે તળાવપર બેસી પગ પાણીમાં રાખી મ્હોં ધોતા હતા એવામાં સાપે આવી તેમના ડાબા પગના અંગુઠાપર દંશ કર્યો. નાગમહાશયે તે જાણ્યું તોપણ તેઓ સ્થિર બેસી રહ્યા

થોડી વારમાં સાપ ત્યાંથી ચાલ્યો ગયો. તેમનાં પત્નીએ તે જાણ્યું એટલે તે હાહાકાર કરવા લાગ્યાં. નાગમહાશયે કહ્યું: "તમે શા માટે ગભરાઓ છો? મ્હને કશું થનાર નથી. બિચારા સાપે ભક્ષ્ય જાણી દંશ કર્યો, પછી ચાલ્યો ગયો! મ્હને ઝેર નહિ ચ્હડે. તમે ચિંતા ન કરો!"

તે કહેતા કે: "દરેક જીવમાં એક ભગવાનજ વિરાજમાન છે." "તમે હમેશાં હાથ કેમ જોડી રાખો છો?" આવા પ્રશ્નના ઉત્તરમાં તે કહેતા કે: "દરેક ભૂત પ્રાણીમાં હું તેને (ઇશ્વરને) પ્રત્યક્ષ જોઉં છું." ઝાડનું પાંદડું તોડતાં પણ નાગમહાશયને વેદના થતી! તેમના રસોડાની પાછળ એક આંબાનું ઝાડ હતું. એક દિવસ કોઇ ભક્તને પાંદડું તોડતાં જોઇ તેમણે કહ્યું: "ભાઇ, પાંદડાં શા માટે તોડે છે? એને પણ સુખદુઃખનું ભાન છે."

નાગમહાશય ચાંચડ માંકડને પણ મારતા નહિ. ગાય પ્રત્યે પણ તે બહુ ભક્તિભાવ રાખતા. તેમણે શાસ્ત્ર વિધિ અનુસાર ગોદાન કર્યું હોય એમ જણાતું નથી. પણ સુરેશ કહે છે કે: "મ્હેં તેમને ઘણી વાર ગાયને પ્રણામ કરી ગૌમુત્રનું ચરણામૃત લેતા જોયા છે."

નાગમહાશય શક્તિ ઉપાસક હતા, પણ તે કહેતા: "અમુક મતમાં જવાથી માણસનું કાંઇ શ્રેય થતું નથી. કોઇ પણ મતમાં અડગ શ્રદ્ધા થાય તો સ્વયં ભગવાન સાધકને માર્ગ દેખાડે છે." તેમનામાં બિલકુલ ભેદબુદ્ધિ હતી નહિ. શૈવ, વૈષ્ણવ, તાંત્રિક, સર્વને તે સન્માન આપતા. હિંદુ, મુસલમાન, ક્રિશ્ચિયન તેમજ બીજા કોઇ પણ ધર્મની નિંદા તેઓ કરતા નહિ. મસજીદ અથવા પીરની દરગાહ જોઇ નાગમહાશય સલામ કરતા અને 'ચર્ચ' જોતાં 'જય ક્રાઇસ્ટ' બોલી ક્રાઇસ્ટનાં વખાણ કરતા.

સાધન સંબંધી તેઓ કહેતા કે: "ઇશ્વર દર્શન કરવાને માટે સાધનની ખાસ આવશ્યકતા છે. સાધનના ફળની આશા તો રાખવીજ નહિ. ફળ તો જ્યારે ઇશ્વરની કૃપા થાય તોજ મળે. જ્યાં સુધી ઇશ્વર કૃપા ન થાય ત્યાં સુધી તેનું સ્વરૂપ જાણી શકાય નહિ. ઇશ્વર તો કલ્પવૃક્ષ જેવા છે. એની પાસે મનુષ્ય જે માગે તે મળે છે, પણ જેથી જીવને વારંવાર જન્મ મરણના ચક્રમાં આવવું પડે એવી વાસના રાખવી ઉચિત નથી. ભગવાન પાસે

શુદ્ધ ભક્તિ કે શુદ્ધ જ્ઞાનની પ્રાર્થના કરવી જોઇએ. એ બેમાંથી એક વસ્તુ મળે તોજ જીવ સંસારબંધનમાંથી મુક્ત થાય. સંસારની કોઇ પણ વસ્તુની વાસના કરવાથી જીવને તે વાસનાનો ઉપભોગ કરવોજ પડે, પણ જે માણસો નિરંતર ભગવાનનું નામ સ્મરણ અને તેના ગુણાનુવાદનું ગાન કરી પોતાના વખતનો સદુપયોગ કરે છે તેમના ત્રિવિધ રોગ નષ્ટજ થાય છે. ”

સિદ્ધિ સંબંધમાં તેઓ કહેતા હતા કેઃ “ યથાર્થ સાધુભાવ આવતાં શક્તિ, સિદ્ધિઓ સાધકને સર્વેદા લોભાવે છે. યથાર્થ સાધુના હૃદયમાં જગત્ની સર્વ વસ્તુનું પ્રતિબિંબ પડે છે—જેમ સ્ફટિક પથ્થરમાં પડે છે તેમ—પણ જો સાધકનું લક્ષ્ય સિદ્ધિઓ તરફ ગયું તો પછી સાધક પોતાના લક્ષ્ય સ્થળે ( ઇશ્વર દર્શને ) પહોંચતો નથી ! ”

કોઇ બાબત વિષે કોઇ ભક્તને સંદેહ થતો તો નાગમહાશય વગર પૂછે તેનો જવાબ આપી દેતા. તે મનુષ્યના મનનો ભાવ તેનો ચ્હેરો જોઇને જાણી જતા. નાગમહાશયમાં ઘણી સિદ્ધિઓ હતી. મ્હને ઘણીવાર અનુભવ થયો છે, પણ તે સર્વ સિદ્ધિઓ જન સમાજ સમક્ષ મૂકવાની જરૂર જણાતી નથી. નાગમહાશય ઇચ્છા પૂર્વક કદી સિદ્ધિનો ઉપયોગ કરતા નહિ.

એક વાર ચૈત્ર માસમાં ચૌધરીબાબુના ઘરમાં આગ લાગી. પવનના જોરને લીધે આગ બહુ વધવા લાગી. ચૌધરીબાબુનું ઘર નાગમહાશયના ઘરથી ત્રિશેક હાથ દૂર હતું. શેરીમાંનાં માણસો આગ હોલવવા મંડી પડયાં. ફક્ત નાગમહાશય આગની સમક્ષ હાથ જોડી ઉભા રહ્યા. તેમનાં પત્ની ઘરમાંથી કપડાં ઇત્યાદિ વસ્તુ બહાર કહાડવા મંડી ગયાં !

નાગમહાશયે કહ્યું: “ હજી તમને ભગવાન પર પૂર્ણ વિશ્વાસ નથી ? આ કપડાં બળી જશે તો શું થયું ? તમને કેમ શાંતિ રહેતી નથી ? ગમે તેવા સંકટમાં પણ મનની શાંતિનો ભંગ ન થાય ત્યારેજ જપ કર્યો સાર્થક ! નહિ તો ઘણાએ પોપટ રામ રામ કરે છે ! ” આટલું બોલી નાગમહાશય તો “ જય રામકૃષ્ણ ! જય રામકૃષ્ણ ! ” ધ્વનિ સાથે નૃત્ય કરવા લાગ્યા. અગ્નિ પણ ચૌધરીનું ઘર ભસ્મ કરી શાંત થઇ ગયો !

એક વર્ષે બે ચાર પર્વ સાથે હતાં. ચારેક દિવસ પહેલાં નાગમહાશય કલકત્તેથી દેશમાં ગયા. નાગમહાશયને જોઈ દીનદયાલે કહ્યું: "હજારો લોકો ગંગાસ્નાન કરવા હજારો પૈસા ખરચી નાખે છે ત્યારે તું ગંગાસ્નાન છોડી અહીં આવ્યો! ત્હારો ધર્મ કેવો છે તે કાંઇ સમજાતુંજ નથી! બધી બાબતોમાં તું દુનિયાથી ઉંધોજ છે! હવે ત્રણ દિવસ બાકી છે. મ્હને ગંગાસ્નાન કરવા લઇ જા." ઉત્તરમાં નાગમહાશયે કહ્યું: "મનુષ્યને ગંગા દર્શનની તીવ્ર લાલસા હોય તો ગંગાજી ઘેર બેઠાં દર્શન દે છે. તેને શોધવા જવાનું કાંઇ પ્રયોજન નથી. તમે જાણતા નથી કે ભગીરથની દૃઢ ઇચ્છાથી ગંગાજી સ્વર્ગે છોડી પૃથ્વી પર આવ્યાં.! તમે પણ તમારી ઇચ્છા એટલી તીવ્ર બનાવો. માયાના કીડા માટે ગંગાજી ઘેર ન આવે! અને ત્યાં જઇ સ્નાન કરે તો પણ કીડા તે કીડાજ!"

ક્રમે ગંગા સ્નાનનો દિવસ આવી પહોંચ્યો. તે દિવસે શ્રીમતિ હરકામિની, કૈલાસ પ્રભૃતિ અનેક ભક્તો દૈવજોગ આવ્યા. પર્વ યોગ સમયે શ્રીમતિ હરકામિનીએ નાગમહાશયના ઘરની પરસાળની અગ્નિ કોણમાં જમીન ભેદીને નીકળતી એક ઉર્ધ્વગામી જળ ધારા જોઇ. ક્રમે ક્રમે જળ વધી પડયું અને નાગમહાશયના આંગણામાં પ્રવાહ વહેવા લાગ્યો. નાગમહાશય ઘરમાં હતા, તે લોકોના કલરવથી એકદમ બ્હાર આવ્યા અને "મા ગંગે! ભાગીરથી!" બોલી પ્રણામ કરવા લાગ્યા. એક અંજલીમાં જળ લઇ નાગમહાશયે પોતાને શરીરે લગાડયું અને આચમન પણ કર્યું. તુરતજ નાગમહાશય ત્યાંથી ચાલ્યા ગયા, પછી ઘરનાં બધાં માણસોએ તે પ્રવાહમાં સ્નાન કર્યું. ગામનાં માણસો પણ એક પછી એક આવી લાગ્યાં અને નાગમહાશયને ધન્યવાદ તથા આશીર્વાદ આપવા લાગ્યાં. પ્રવાહ આશરે એક કલાક રહ્યો અને પછી ધીમે ધીમે જળ ત્યાંજ અદૃશ્ય થઈ ગયું. હજી પણ એ ગંગાજીમાં સ્નાન કરનાર માણસો દૈવજોગમાં હયાત છે અને તે આ બનાવની સાક્ષી પૂરે છે. નાગમહાશયે મ્હને કદી આ વાત કહી નથી. આ બાબત વિષે એમને કોઇ પૂછતું તો કહેતા કે: "લોકો તો બહુ ભોળા છે. કાગને હોલો બનાવી દે છે." આ બનાવની વાત સાંભળી સ્વામી વિવેકાનંદે કહ્યું કે: "નાગમહાશય જેવા મહા પુરૂષની ઇચ્છા કાંઇ પણ કાર્ય કરી

શકે છે, એમને માટે કશું અસંભવિત નથી. એમની અમોઘ શક્તિના બળ વડે પાપી જીવનો પણ ઉદ્ધાર થઇ જાય એમ છે !"

નાગમહાશય દરેક કાર્યમાં પોતાના સદ્‌ગુરૂદેવ ભગવાન શ્રી રામકૃષ્ણનો હાથ જોતા. એક વખત રાત્રે હું તેમને ત્યાં સુતો હતો. કાંઇક અવાજ થવાથી મ્હારી આંખ ઉઘડી ગઇ. નાગમહાશય રસોડામાં સૂતા હતા. હું તુરતજ ત્યાં ગયો. તપાસ કરતાં માતાશ્રીએ (નાગમહાશયનાં પત્નીએ) રડતાં રડતાં રડતાં કહ્યું કે: "હમણાં અહીં એક જંગલી બિલાડો આવ્યો હતો. તે એકાએક એમના શરીર પર કૂદી પડ્યો અને તેથી તેના પંજા એમની આંખમાં વાગ્યા. આંખ સહજમાં બચી ગઈ છે." મ્હેં અંદર જઇ જોયું તો નાગમહાશયના નેત્ર આગળથી લોહીની ધારા વહેતી હતી. માતુશ્રીને રડતાં જોઇ નાગમહાશયે કહ્યું: "એમાં શું થયું! આ દેહ માટે શો શોક? શ્રી રામકૃષ્ણની ઇચ્છા વિના આવું કંઇ બનતું નથી. એતો ભગવાનની કૃપા હશે ! આપણી અલ્પબુદ્ધિથી આપણે કાંઇ સમજી શકતાં નથી." જંગતને નાગમહાશય શ્રી રામકૃષ્ણમય જોતા. અમે બહુ કાલાવાલા કર્યાં ત્યારે તેમણે ઘા પર ભીનું ચીંથરૂં મૂક્યું.

તેમને જ્યારે શૂલ વેદના થતી ત્યારે પણ મ્હેં તેમને એવું બોલતા સાંભળ્યા છે કે: "જય શ્રી રામકૃષ્ણ ! જય ગુરૂદેવ ! આ હાડમાંસના ખોખાથી તમારી સેવા નથી થતી તેથી તમે આવો વ્યાધિ મૂક્યો છે. તમે જે કાંઇ કરો છો તે અમારા પર દયાજ છે ! એ બ્હાને તમે મ્હારી પાસે સ્મરણ કરાવો છો ! તમારી દયાને ધન્ય છે! ધન્ય તમારી દયા ! ગુરૂકૃપાહિ કેવલં ! ગુરૂકૃપાહિ કેવલં ! તમારી દયા સિવાય અમારો ઉદ્ધાર ક્યાંથી થાય ?"

નાગમહાશય કદી કોઇને ઉપદેશ આપવા ઇચ્છતા નહિ. કોઇ પૂછે તો કહેતા કે: "કોઇ કોઇને શું સમજાવે ? વખત જતાં-સાધન ભજન-કરતાં-ભગવાનની કૃપાથી મનુષ્યનાં અંતઃચક્ષુ એની મેળે ખુલી જાય છે, પછી જ્યાં જુવે ત્યાં કૃષ્ણ ! સર્વ વસ્તુ નવીન રંગથી રંગાયલી માલુમ પડે છે !" વળી કોઇને કહેતા કે: "છેલ્લો જન્મ હોય તેજ માણસને ભગવાનના

નામ પર શ્રદ્ધા બેસે ! **ભગવાન પર યથાર્થ વિશ્વાસ અને પ્રેમ હોય તો કદી માણસનો પગ અનુચિત કર્મમાં પડેજ નહિ. ભગવાન પર પ્રેમ થાય તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પુરૂષાર્થ સાધ્ય થાય છે.** ”

ગિરિશ કહે છે કે: “ નરેન્દ્ર ( સ્વામી વિવેકાનંદ) અને નાગમહાશયને માયાપાશમાં બાંધવા જતાં મહામાયાને બહુ દુઃખ થયું હશે. માયાએ આખરે થાકી બન્નેને પોતાના પાશમાંથી મુક્ત કર્યા. નાગમહાશય તો માયામાં રહ્યા પણ તદ્દન શુદ્ધ બહાર નીકળ્યા. ધન્ય છે એવા મહાત્માઓને ! અમારી ભારતભૂમિ આવા મહાત્માઓના પ્રતાપેજ હજી પોતાનો સનાતન ધર્મ જાળવી શકી છે. ”

## પ્રકરણ ૭ મું.

### નાગમહાશયનો અપૂર્વ ભક્તિભાવ.

નાગમહાશયના ભક્તિભાવ સંબંધી સ્વામી શ્રી વિવેકાનંદ અને તેમના શિષ્ય વચ્ચે થયેલો વાર્તાલાપ અત્રે પ્રકટ કરવામાં આવે છે.

સ્વામિ વિવેકાનંદનો શિષ્ય આજે નાગમહાશયને સાથે લઇને બેલુડ મઠમાં આવ્યો છે. સ્વામીજીએ નાગમહાશયને પ્રણામ કર્યાં અને પૂછ્યું કે: “ આનંદમાં છો ને ? ”

નાગમહાશય: “ આપનાં દર્શન થયાં તેથી બહુ આનંદ થયો. જય ! શંકર ! જય ! શંકર ! બસ, આજે સાક્ષાત્ શિવનાં દર્શન થયાં. ” એટલું કહીને બે હાથ જોડી નાગમહાશય ઉભા રહ્યા.

સ્વામીજીએ પુછ્યું: “ શરીરે કેમ છે ? ”

નાગમહાશય: “ હાડ, માંસ, લોહીની વાત ન પૂછો ! આપના દર્શનથી આજે કૃતાર્થ થયો ! મ્હારાં અહોભાગ્ય કે મ્હને આપનાં દર્શન થયાં.”

**એટલું કહેતાં નાગમહાશયે સ્વામીજીને સાષ્ટાંગ પ્રણિપાત કર્યો. સ્વામીજીએ નાગમહાશયનો હાથ પકડી ઉભા કરતાં કહ્યું: “ એ શું કરો છો ? ”**

નાગમહાશય: "હું મ્હારી દ્રષ્ટિથી જોઇ શકું છું કે: આજે બસ, સાક્ષાત્ શિવનાં દર્શન થયાં ! જય ગુરૂદેવ ! જય રામકૃષ્ણદેવ !"

સ્વામીજીએ શિષ્યની તરફ દૃષ્ટિ કરીને કહ્યું: "જુએ છે કે ? ભક્તિમાન પુરૂષ કેવા હોય તે કાંઇ સમજાયું ? નાગમહાશય આખો દિવસ (ભગવાનના નામમાં) તન્મયજ રહ્યા કરે છે. એમને દેહ બુદ્ધિ બિલકુલ છેજ નહિ, એમ કહીએ તોપણુ ચાલે. આવા મહાત્મા ભાગ્યેજ બીજા કોઈ હશે. (પ્રેમાનંદ સ્વામીને ઉદ્દેશીને કહ્યું કે) "નાગમહાશયને માટે પ્રસાદ લઇ આવ?"

નાગમહાશય: "પ્રસાદ ! (સ્વામીજી સામે બે હાથ જોડી) આપનાં દર્શનથી મ્હારી ભવક્ષુધા આજે દૂર થઇ ગઇ !"

મઠમાં બાળબ્રહ્મચારીઓ તથા સંન્યાસીઓ ઉપનિષદ્‌નો પાઠ કરવા બેઠા હતા. સ્વામીજીએ તેમના તરફ લક્ષ્ય કરીને કહ્યું કે:

"આજે આપણા મઠમાં ગુરૂદેવના એક મહાન ભક્તરાજ પધાર્યા છે. નાગમહાશયના શુભાગમન નિમિત્તે તમારો પાઠ આજે બંધ રહેશે." આથી સર્વ સન્યાસીઓ પોતપોતાનાં પુસ્તકો બંધ કરી નાગમહાશયની આસપાસ ટોળે વળી બેસી ગયા. સ્વામીજી પોતે પણ નાગમહાશયની સામે આવીને બેઠા.

સ્વામીજી (સર્વને ઉદ્દેશીને) બોલ્યા: "જુઓ છોને ? નાગમહાશય તરફ એકવાર દ્રષ્ટિપાત કરો. તેઓ પોતે ગૃહસ્થ છે છતાં જગત છે કે નહિ તેનુંજ તેમને જ્ઞાન નથી. આખો દિવસ (ભગવાનના નામમાં) તન્મયતામાં ધ્યાનમાંજ પસાર કરે છે, (નાગમહાશય તરફ લક્ષ્ય કરીને) આ સવ બ્રહ્મચારીઓને અને અમને ગુરૂદેવ સંબંધી કંઇક વાર્તા સંભળાવો."

નાગમહાશય: "એ આપ શું કહો છો ? હું આપને સંભળાવું ? હું તો માત્ર આપને જોવા-દર્શન કરવા આવ્યો છું. ગુરૂદેવની લીલામાં જેઓ હનુમાનરૂપે સહાયક છે, તેમનાં ((વિવેકાનંદ સ્વામીજીનાં) દર્શન કરવા હું તો આવ્યો છું. હવેજ ગુરૂદેવની લીલાની વાતો લોકો સમજી શકશે. જય રામકૃષ્ણ ! જય રામકૃષ્ણ !"

સ્વામીજી: "શ્રી રામકૃષ્ણદેવને તો આપજ યથાર્થ રીતે સમજી શક્યા છો. અમે તો ખાલી માથું ચલાવીએ છીએ એટલુંજ."

નાગમહાશયઃ " નહીં—નહીં—છી—એ આપ શું બોલ્યા ? જેને આંખો છે, તે તો સ્પષ્ટ રીતે જોઈ શકે છે કેઃ આપ તો ગુરુ દેવની છાયા સમાનજ છો. "

સ્વામીજીઃ " આ મઠ-મંદિરની સ્થાપના કરી તે ઠીક કર્યું ને ? "

નાગમહાશયઃ " મ્હારા જેવો ક્ષુદ્ર મનુષ્ય, તેમાં શું સમજી શકે ? આપ જે કાંઇ કરશો તેનાથી જગતનું કલ્યાણજ થશે, એમાં કોઇ જાતનો શક નથી. આપનાથી જગત્‌નું મંગળજ થવું જોઇએ. "

અનેક શિષ્યો નાગમહાશયની ચરણરજ લેવા લાગ્યા. નાગમહાશય ગભરાયા જેવા બની ગયા અને આમતેમ નાસવા લાગ્યા ! તેથી સ્વામીજીએ સર્વને કહ્યું કેઃ " એમને કષ્ટ થાય તેવું કામ રહેવા દો. " શિષ્યો સર્વ ચુપાચુપ બેસી રહ્યા.

સ્વામીજીઃ " આપ આ મઠમાંજ આવીને રહો તો ? આપનાં દર્શનથી મઠના વિદ્યાર્થીઓને ઘણુંજ શીખવાનું મળશે. "

નાગમહાશયઃ " ગુરુદેવને મ્હેં એકવાર એ વિષે પૂછ્યું હતું. તેમણે માત્ર એટલીજ આજ્ઞા કરી કેઃ " ઘરમાંજ રહે. " તેથી ઘરમાં પગ બાંધીને રહ્યો છું. પ્રસંગોપાત આપનાં દર્શન કરીને કૃતાર્થ થઉં છું. "

સ્વામીજીઃ " એક વખત આપના દેશમાં આવવાનો મ્હારો વિચાર છે. " એ સાંભળી નાગમહાશય આનંદથી ઘેલા જેવા બની ગયા, અને કહ્યું કેઃ " વાહ, વાહ ! એવો અપૂર્વ દિવસ ક્યારે આવશે ? સમસ્ત દેશ કાશી સમાન પવિત્ર-તીર્થરૂપ બની જશે ? આપની ચરણરજ અમારા દેશમાં પડે એવાં અમારાં ભાગ્ય ક્યાંથી હોય ? "

સ્વામીજીઃ " મ્હારી તો ઇચ્છા છે, પણ માતાજી ( દેવી કાલીમાતા ) ની કૃપા થાય ત્યારે ખરી. "

નાગમહાશયઃ " આપને કોણ ઓળખી શકે એમ છે ? આપના યથાર્થ સ્વરૂપને કોણ જાણી શકે ? દિવ્ય દૃષ્ટિ ઉઘડે નહિ, ત્યાં સુધી આપને સંપૂર્ણ રીતે કોઇ ઓળખી શકે નહિઃ એક માત્ર ગુરુદેવજ આપને ઓળખી શક્યા હતા. બીજાઓ તો તેમની વાતમાં વિશ્વાસ રાખી માની લેતા હતા

એટલુંજ. કોની શક્તિ છે કે આપને ઓળખી શકે ? ”

સ્વામીજીઃ “ મ્હારી એવી ઇચ્છા છે કે સમસ્ત દેશને એક વખત જાગ્રત કરવો. મહાવીર ( હનુમાન ) ને અત્યારે પોતાની શક્તિની ખબર નથી તેથી જડવત્ ઉંઘમાં ઘોરે છે. તેને જગાડવા માટે મ્હેં કમર કસી છે. સહજ પણ સનાતન ધર્મભાવ હરકોઇ પ્રકારે જાગ્રત કરી શકીશ તો સમજીશ કે ગુરૂદેવનો ને મ્હારો અવતાર છેક નિષ્ફળ નથી ગયો. દેશને જાગ્રત કરી–પ્રબુદ્ધ કરી કૃતાર્થ થવું એજ ઇચ્છા અત્યારે તો બળવાનપણે મ્હારા ચિત્તમાં વર્તે છે. મુક્તિ તેની પાસે સરખામણીમાં તુચ્છ જણાય છે. આપ આશીર્વાદ આપો કે મ્હારો ઉદ્દેશ સફળ થાય. ”

નાગમહાશયઃ “ ગુરૂદેવનો આશીર્વાદ છે. આપની ઇચ્છાને કામ કરતી કોણ રોકી શકે તેમ છે ? આપનો મનોરથ સફળજ થવો જોઈએ. ”

સ્વામીજીઃ “ મ્હારી ઇચ્છા તો કાંઇ સફળ થતી નથી. જે કાંઇ થાય છે તે ગુરૂદેવની ઇચ્છા અને કૃપાને આભારી છે. ”

નાગમહાશયઃ “ તેમની ઇચ્છા અને આપની ઇચ્છા એક બની ગઇ છે. આપની ઇચ્છા તે ગુરૂદેવની ઇચ્છા સમજવી. જય રામકૃષ્ણ ! જય રામકૃષ્ણ ! ”

સ્વામીજીઃ “ કામ કરવા માટે શરીર ખૂબ મજબુત જોઇએ, અહિં આ દેશમાં આવ્યા પછી શરીરજ સારૂં રહેતું નથી. તે દેશમાં ( યુરોપ–અમેરીકામાં ) શરીર બહુ સ્ફુર્તિમાં રહેતું. ”

નાગમહાશયઃ “ ગુરૂદેવ કહેતા કે: શરીર ધારણ કર્યું એટલે ઘરનો ટેકસ (ભાડું) આપવોજ જોઇએ. રોગ–શોક એ શરીરના ટેક્સ છે. આપ તો મહોરોની બૉક્સ (પેટી) છો. આપની ( શરીરની ) તો ખૂબ સંભાળ રાખવી જોઇએ, પણ આપને કોણ સમજી શકે કે આપની યોગ્ય સંભાળ રાખે ? ગુરૂદેવ એક માત્ર આપને ઓળખતા હતા. જય રામકૃષ્ણ ! જય રામકૃષ્ણ ! ”

નાગમહાશયનો ભક્તિભાવ સમજવા માટે ઉપરોક્ત વાર્તાલાપ બસ છે.

## પ્રકરણ ૮ મું.

### ભક્ત સમાગમ.

નાગ મહાશયનો કોઇ મંત્ર શિષ્ય હોય એવું મ્હારા જાણવામાં નથી. શાસ્ત્ર વિધિનું તેઓ કદી ઉલ્લંઘન કરતા નહિ. કોઇને તેમ કરતાં જોતા તોપણ દુઃખિત થતા. શુદ્રને મંત્ર આપવાનો અધિકાર નથી એવું શાસ્ત્રમાં કહ્યું છે તેથી તે કોઇને મંત્ર આપતા નહિ. તેમની કૃપાથી અનેક મનુષ્યોમાં જાગ્રતિ આવી છે, અનેક અધર્મી જીવોમાં પરિવર્તન થયું છે પણ તેમણે કદી ગુરૂપદ લીધું નથી. કોઇ તેમને ગુરૂ શબ્દથી સંબોધન કરતું તો તેના આગળ દીનભાવથી કહેતા કેઃ "મ્હને શા માટે ગુરૂ કહો છો? હું શુદ્ર! તમેજ મ્હને પવિત્ર કરવા અત્રે આવ્યા છો. તમારાં દર્શન થયાં એતો હું ભગવાનની કૃપાજ માનું છું!"

નાગમહાશયના એક ભક્તે પોતાને મંત્ર આપવા તેમને બહુ આગ્રહ કર્યો. તેમણે કહ્યું: "તમે બ્રાહ્મણ અને વળી સુશિક્ષિત છો. તમે મનમાં મંત્ર લેવાનો કદી વિચાર કરશો નહિ, સમાજ મર્યાદા અને શાસ્ત્ર નિયમનું ઉલ્લંઘન કરવાથીજ ભારતભૂમિમાં અધર્મનો સંચાર થયો છે. મ્હને ગૃહસ્થાશ્રમમાં રહેવા ગુરૂદેવે આજ્ઞા કરી છે. હું તો ગૃહસ્થાશ્રમના નિયમથી લેશ પણ વિરૂદ્ધ નહિ ચાલું!" એ સાંભળી ભક્તને ખેદ થયો. તેનું વિષાદપૂર્ણ વદન જોઇ તેમણે આશીર્વાદ રૂપે કહ્યું: "તું શાંતિ રાખ, સાક્ષાત્ સદાશિવ ત્હારા મંત્રદાતા ગુરૂ થશે." કેટલાક દિવસ પછી નાગમહાશયે જાણ્યું કેઃ ઉપરોક્ત ભક્તે સ્વામિ વિવેકાનંદ પાસેથી મંત્ર દીક્ષા લીધી છે. એ ખબર જાણી નાગમહાશય બહુ ખુશી થયા અને કહ્યું: "મ્હને મંત્ર આપવાનો અધિકાર નથી. ગુરૂદેવના સંન્યાસી ભક્તોજ જગતને મંત્રદીક્ષા આપવા સમર્થ છે. એમની પાસે દીક્ષા લેશે તેમને જરૂર લાભ થશે."

નાગમહાશયનો કોઈ મંત્ર શિષ્ય નથી તોપણ તેમના ભક્તો ઘણા છે. ગિરિશ કહે છે કે: "નાગમહાશય તેમના ભક્તો ઉપર સ્નેહમયી માતાના જેટલો સ્નેહ રાખતા. નાગમહાશય પોતાના ભક્તોની બહુ સંભાળ રાખતા. એક વેળા તેમનો એક ભક્ત તેમને મળવા માટે ઢાકાથી નીકળ્યો. ઢાકાથી રેલવે માર્ગે નારાયણગંજ આવ્યો ત્યારે સંધ્યાકાળ થઇ ગઇ. ઋતુ વર્ષાદની હતી એટલે સર્વત્ર પાણી પાણી હતું. રાત્રિ અંધારી, આકાશ મેઘાચ્છાદિત અને વર્ષાદ પણ પડતો હતો. નારાયણગંજથી દેવભોગ જવાનો રસ્તો પણ નહતો. વરસાદમાં તો હોડી માર્ગેજ ત્યાં જવાનું હતું. નારાયણગંજમાં લક્ષ્મી-નારાયણના મંદિર આગળ આવી જોયું તો ત્યાં હોડી પણ નહતી. ભક્ત પ્રથમ તો ગભરાયો પણ તેણે ગમે તેમ કરી દેવભોગ જવાનો નિશ્ચય કર્યો. નાગમહાશયનું સ્મરણ કરી તે પાણીમાં દી પડયો અને તરતો તરતો રાત્રે સાડાનવ વાગે નાગમહાશયના ઘર પાસે આવી પહોંચ્યો. માણસના હાથનો અવાજ થતાંજ નાગમહાશય બહાર આવ્યા અને મ્હને જોઇ બોલી ઉઠયા: "અરે! આ શું કર્યું? તને ખબર નથી કે આ વખત પાણીમાં અસંખ્ય સાપ હોય છે? વરસાદમાં આવવાનું શું પ્રયોજન?" ભક્ત તો નીચે મસ્તકે તેમની પાછળ પાછળ ઘરમાં ગયો.

ઘરમાં જતાંજ માતુશ્રીએ (તેમનાં પત્નીએ) તેને એક સૂકું વસ્ત્ર આપ્યું, અને જરા ઠબકો પણ દીધો. માતુશ્રીનો ઠપકો સાંભળી ભક્તે કહ્યું: "એમનાં દર્શન કરવાની મ્હને ઉત્કટ ઇચ્છા થઇ હતી. અહિં આવ્યા વિના શાંતિ થાય તેમ નહતું!" ભક્ત દર શનિવારે કૉલેજમાં રજા પડતી એટલે દેવભોગ આવતો. ભક્તને માટે રસોઇની તૈયારી કરવા માંડી પણ ઘરમાં એક પણ સુકુ લાકડું નહતું. નાગમહાશયે તુરતજ પોતાના છાપરામાંથી બે ચાર વળીઓ કહાડી; ભક્તે બહુ ના કહી પણ તેમણે માન્યું નહિ. માતુશ્રીએ તેમને વળીઓ કાઢવા ના કહી ત્યારે તેમણે કહ્યું: "જે આપણે માટે પ્રાણની દરકાર કરતો નથી અને આટલી રાત્રે સાપનો ભય રાખ્યા વગર જળમાં તરીને આવ્યો તેને માટે આપણે આટલી ઘરની વળીઓનો પણ ત્યાગ ન કરીએ! એવા જીવાત્માને માટે તો પ્રાણ આપીએ તોજ આપણું જીવન

સાર્થક થાય !" ભગિની નિવેદિતાના "Master as I saw him." નામના પુસ્તકમાં આ વિષયનું ઠીક વર્ણન કર્યું છે. ભક્ત કહે છે કેઃ "નાગમહાશયની કૃપાને લીધેજ હું તે દિવસે બચવા પામ્યો એમાં જરા પણ સંદેહ નથી."

વળી એક વખત એજ ભક્તને નાગમહાશયે આત્મહત્યાનું મહાપાપ કરતાં બચાવ્યો હતો. એ ભક્ત તે વેળા કલકત્તામાં વિદ્યાસાગરની કૉલેજમાં બી. એ. નો અભ્યાસ કરતો હતો. ભક્ત કહે છે કેઃ "એક વખત હું રાત્રિ છાત્રવાસ ( Boarding ) ની અગાશીમાં ફરતો હતો. રાત અજવાળી હતી. જગત્ શાંત હતું. માત્ર મ્હારા હૃદયમાંજ અશાંતિ હતી. નાગમહાશયનો પ્રેમ અને દેવભોગની સ્મૃતિ મ્હારા હૃદયમાં જાગૃત થઇ, તે વખત શ્રી રામકૃષ્ણ પરમહંસના અન્ય ભક્તો સાથે મ્હારો પરિચય પણ નહતો કે તેમની પાસે જઇ નાગમહાશયની વાત કરી મ્હારો વિરહાગ્નિ શાંત કરૂં. નાગમહાશય દર વર્ષે પૂજા સામગ્રી ખરીદવા કલકત્તે આવતા, પણ ત્યાં સુધી રાહ જોવાની ધીરજ મ્હને ન રહી. મ્હારા મનમાં એજ વિચાર આવતા કેઃ "હાય ! આવા મહાપુરૂષનો સંગ છોડી હું શામાટે અહીં આવ્યો ? હવે આ જીવન ધારણ કરવાની શી જરૂર છે ?" વિચાર કરતાં કરતાં અગાશીમાંથી ભૂસકો મારી આત્મહત્યા કરવાનું નક્કી કર્યું. ભૂસકો મારવાની તૈયારી કરૂં છું એટલામાં "કાલે નાગમહાશય અહીં આવશે." એવો મ્હેં એક ગેબી અવાજ સાંભળ્યો. કોણ બોલ્યું તે હું કહી શકતો નથી. હું કંપી ઉઠયો. મ્હારા અયોગ્ય કર્મનું મ્હને ભાન થયું. તુરતજ હું નીચે દોડી ગયો અને મ્હારી ઓરડીમાં જઇ સૂઈ ગયો. બીજે દિવસે સવારમાં ઉઠી મ્હોં ધોતો હતો તે વેળા કોઇ માણસ મ્હારૂં નામ પૂછતો પૂછતો અમારી બૉર્ડીંગમાં આવ્યો. અવાજ થતાં મ્હેં એકદમ બારણું ઉઘાડી જોયું તો નાગમહાશય પોતે હાથમાં એક કાપડની પોટલી લઇ ઉભા હતા. હું તેમને જોઈ ગભરાયો. તેમને મ્હારી ઓરડીમાં લઇ ગયો. થોડીવાર પછી નાગમહાશયે કહ્યુંઃ "કાલે શું કરતો હતો ? એવો વિચાર કદી કરીશ નહિ. હવે તને શું બ્હીક છે ? ભગવાન સિવાય બીજાનાં દર્શન કરવાની ઇચ્છા શામાટે કરે છે ? શાંતિથી

સાધનમાર્ગમાં ચાલ્યો જા અને હમણાં ત્હારા અભ્યાસમાં પણ ચિત્ત રાખ ! તું શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના રાજ્યમાં આવ્યો છે. હવે ત્હારે શી ફિકર છે ? બિલકુલ ગભરાતો નહિ. તને જરૂર શાંતિ થશેજ. " પછી મ્હને તેમની સાથે બેલુરના મઠમાં લઇ ગયા અને શ્રી રામકૃષ્ણના સંન્યાસી ભક્તોનો પરિચય કરાવ્યો. હું પણ શનિવારે ત્યાં જતો અને રવિવારે મઠમાં સંન્યાસીઓ સાથે આનંદ કરતો.

નાગમહાશય પાસે વારંવાર જે ભક્તો જતા તેમને તે કહેતા કે: " મ્હારા શરીર કરતાં પણ તમે મ્હને વધારે પ્રિય છો. આ જીવનદ્વારા તમારૂં ભલું થતું હોય તો તમે એમાંથી જોઇતી સામગ્રી ગ્રહણ કરો. આ શરીરને પણ તમારી સેવામાં લ્હેજો. "

નાગમહાશયને કયા ભક્તો બહુ પ્રિય હતા તે કહી શકાય નહિ. વળી આ લેખકને તેમના બધા ભક્તો સાથે પરિચય નથી અને કેટલાકનાં નામ પણ તે જાણતો નથી. નાગમહાશયના ભક્તમંડળમાં માતુશ્રીને ( તેમનાં પત્નીને ) પ્રથમ સ્થાન આપવું પડે છે.

નાગમહાશયને ઘેર જે ભક્તોએ રાત્રિ ગાળી છે તેઓ જાણે છે કે: માતુશ્રી હમેશાં સૂર્યોદય પહેલાં ઉઠતાં અને ગૃહકાર્યે જલદી પરવારી જતાં. ગૃહકાર્યે પરવારી સ્નાન કરી તે પૂજામાં બેસતાં, પછી રાંધતાં અને પ્રથમ અતિથિ અભ્યાગતને જમાડતાં, પછી નાગમહાશયને જમાડી પોતે જે કાંઇ શેષ રહ્યું હોય તે જમતાં.

ઘરનું બધું કામ માતુશ્રી પોતે જાતેજ કરતાં. પોતાનાં ભગિની હરકામિનીને પણ ઘરકામ કરવા દેતાં નહિ. નાગમહાશયના બધા ભક્તો કહે છે કે: માતુશ્રીની સેવા પરાયણતા, કાર્ય કુશળતા અને સહનશીલતા અન્ય સ્ત્રીઓને દાખલો લેવા જેવી છે. માતુશ્રી તેમના ભક્તો પર પોતાનાં સંતાન જેટલો પ્રેમ રાખતાં. નાગમહાશયનાં સમાધિસ્થાનનાં દર્શન કરવા હજી પણ હજારો લોકો ત્યાં જાય છે અને તેમના ત્યાગનું સ્મરણ કરી પવિત્ર થાય છે.

પતિ સિવાય માતુશ્રી બીજા કોઇને ઇષ્ટ માનતાં નહિ અને હજી પણ તેમજ છે. નાગમહાશયની છબીનું પૂજન કર્યાં વિના તે જળપાન પણ કરતાં

નથી. એક વખત નવરાત્રિની આઠમે માતુશ્રીને નાગમહાશયની ચરણપૂજા કરી ચરણામૃત લેવાનું મન થયું, નાગમહાશયે કહ્યું: "ભગવાનની—મા જગદંબાની—ભક્તભવતારિણી માતું પૂજન કરો, તે તમારૂં કલ્યાણ કરવાને સમર્થ છે." તે દિવસે તો કાંઇ બની શકયું નહિ પણ એક દિવસ તેઓ ઘરમાં કાંઇ વિચારમાં ઉભા હતા. લાગ જોઇ માતુશ્રીએ તેમના ચરણ ધોઇ જળપાન કર્યું અને ચંદન પુષ્પવડે ચરણપૂજન કર્યું. નાગમહાશયે કહ્યું: "મા તમારૂં કલ્યાણ કરો. તમને નિરંતર માતુંજ સ્મરણ રહેજો." માતુશ્રીએ એક નાનું સુવર્ણનું લોકેટ બનાવી તેમાં પતિના ચરણ ઉપરથી ઉતરેલું નિર્માલ્ય પુષ્પ રાખ્યું છે. હજી પણ માતુશ્રી અલંકારમાં પોતાની કોટમાં આટલું લોકેટ પહેરે છે.

હરપ્રસન્ન જ્યારે પ્રથમ નાગમહાશય પાસે ગયા ત્યારે માતુશ્રીને જોઈ તેમના મનમાં થયું કેઃ સાધુને વળી સ્ત્રી શું કરવા જોઇએ ? તેમનો મનોભાવ સમજી જઇ નાગમહાશયે કહ્યું: "એમાં શું દોષ છે ? જનકરાજાની માફક છે !" પાછળથી માતુશ્રીનાં દયા, સ્નેહ, ત્યાગ અને સહનશીલતા આદિ ગુણ જોઇ હરપ્રસન્નબાબુને એમજ થયું કેઃ "સાક્ષાત્ તપસ્યા દેવીએજ મનુષ્યરૂપે અવતાર લીધો છે."

નાગમહાશયનાં દર્શન કરવા કેટલાક ભક્તો નિયમિતપણે દર શનિવારે એમને ત્યાં આવતા. એ ભક્તોની માતુશ્રી પણ બહુ સેવા કરતાં. તેમને માટે મિષ્ટ પદાર્થો બનાવતાં. બ્રાહ્મણ ભક્તોને સ્વહસ્તે રાંધવું પડતું. નાગમહાશય બ્રાહ્મણ તરફ બહુ સદ્દભાવ રાખતા. નાગમહાશયને ત્યાં જનારને એમ નહિ લાગતું કેઃ તે સાધુના આશ્રમે આવ્યા છે ! નાગમહાશય સમાધિસ્થ થયા પછી સ્વામી વિવેકાનંદ તેમની જન્મભૂમિનાં દર્શન કરવા આવ્યા હતા. ત્યાં ફક્ત એકજ દિવસ રહ્યા. જતી વેળા માતુશ્રીએ એમને એક વસ્ત્ર આપ્યું. સ્વામીજીએ પણ તેનો સ્વીકાર કર્યો અને વસ્ત્ર માથે બાંધી ઢાકા તરફ ચાલવા માંડયું. પૂર્વ બંગાળામાં ધર્મ પ્રચાર કરવા આવતા પહેલાં સ્વામીજીએ એક ભક્તને કહ્યું હતું કેઃ "તે દેશમાં જઇ ભાષણ કરવાની ઇચ્છા નથી. ત્યાં ભાષણની જરૂર પણ નથી. જે દેશ નાગમહાશયના પાદસ્પર્શથી કૃતાર્થ થયો છે ત્યાં જઇ હું શું કરવાનો હતો ?" ભક્તે કહ્યું: "નાગમહાશય તો

શુભ યોગ્ય હતા. તેમણે કદી સાધારણ જનસમાજને ઉપદેશ આપ્યો નથી." સ્વામીજીએ કહ્યું: "મુખથી ઉપદેશ નથી આપ્યો તેમાં શું થયું ! ચારિત્ર-દ્વારા બહુજ સારો ઉપદેશ આપી શકાય છે. નાગમહાશય જેવા મહાપુરૂષના વિચારબળ ( Thought force ) થી આખા દેશનું વિચાર વાતાવરણ ( Thought atmosphere ) બદલાઇ જાય છે."

નાગમહાશયની નાની સાળી શ્રીમતી હરકામિની તેમની બહુ ભક્તિ કરતી. હરકામિની ભક્તિભાવવાળી અને બહુ સરળ હૃદયની હતી. હરકામિની જીવનપર્યંત સ્વામી સાથે પિતૃગૃહેજ રહી છે. નાગમહાશય તેને પોતાની પુત્રી જેવી ગણતા અને કોઇ કોઇ વેળા તો તેને મળવા પોતાને સાસરે જતા.

હરકામિનીને ત્યાં સન્તી પૂજા થતી, પણ નાગમહાશય જતા ત્યારે પૂજાનું કાર્ય શરૂ થતું. પુરોહિતને નાગમહાશયની રાહ જોવી પડતી. હરકામિની એમજ માનતી કે: નાગમહાશય આવશે એટલે મૂર્તિમાં દેવીનો આવિર્ભાવ થશે.

હરકામિની સંસારકાર્યમાં ઉદાસિન હતી. સુખ દુઃખમાં અથવા રોગી અવસ્થામાં પણ તે ધૈર્યવાન રહેતી. નાગમહાશયના ભક્તોને તે પોતાનાં કુટુંબી સમાન ગણતી.

નાગમહાશય પોતાની સાસુના ભક્તિ ભાવની બહુ પ્રશંસા કરતા. એક વાર એ વૃદ્ધ ડોશી કલકત્તે આવ્યાં હતાં અને જમાઈને ત્યાંજ ઉતર્યાં હતાં. તે દરરોજ ગંગા સ્નાન કરવા જતાં અને ત્યાં માટીનું શિવલિંગ બનાવી તેની પૂજા કરતાં. એક દિવસ પૂજા કરતાં કરતાં શિવલિંગનો અગ્રભાગ તૂટી ગયો. વૃદ્ધ ડોશી તો ગભરાઇ ગયાં. શિવલિંગ ખંડિત થાય એ તો અશુભ ચિહ્ન છે એવું સાંભળેલું તેથી ડોશી તો ગંગા કિનારે બેશી રડવા લાગ્યાં. સંધ્યાકાળ થઇ પણ ડોસી તો ઘેર આવ્યાં નહિ. નાગમહાશય તેમને શોધવા ગયા ત્યારે ડોશી તો ગંગાના ઘાટ પર એકલાં બેશી રડતાં હતાં. સાસુએ જમાઇને પોતાના દુઃખનું કારણ કહી દીધું. નાગમહાશયે તેમને કહ્યું: "તમારા કુટુંબમાં કમથું કાંઇ અશુભ થવાનું નથી." ડોશીને નાગમહાશયના વચનમાં પૂર્ણ શ્રદ્ધા હતી. નાગમહાશય ડોશીને તેડી ઘેર

લાવ્યા. ડોશીએ તે દિવસે જળપાન પણ ન કર્યું. ડોશીને તે રાત્રે સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેમને વૃષભવાહન પર સદાશિવનાં દર્શન થયાં. સદાશિવે કહ્યું: "હવે ત્હારે પૂજા કરવાની જરૂર નથી. હું તને પ્રસન્ન થયો છું." ડોશીની આંખ ઉઘડી ગઇ. પછી આખી રાત જાગી શંકર નામ જપ કર્યો. બીજે દિવસે ઉઠી તુરતજ તેણે જમાઇને સ્વપ્ન વૃતાંત કહી સંભળાવ્યું. આજથી ડોશીએ શિવ પૂજા છોડી દીધી. કોઇ પૂજા સંબંધી પૂછતું તો કહેતાં કે: "મ્હારો જમાઇ સાક્ષાત્ શિવ જેવોજ છે. હવે બીજા શિવની પૂજા કરવાનું શું પ્રયોજન?" વૃદ્ધ ડોશી નાગમહાશયને ગુપ્ત રીતે નમસ્કાર કરતાં. ડોશીની ઉમ્મર તે વખતે નેવું વર્ષની હતી. હમણાં તો ડોશી જપ ધ્યાન કરીને જીવન કૃતાર્થ કરે છે.

હું એક વેળા સૂત્તી પૂજનમાં નાગમહાશય સાથે એમને સાસરે ગયો ગયો હતો. તે વખત એમનાં સાસુની માતા પણ જીવતાં હતાં. મ્હેં તેમને ગીતાનો પાઠ વ્યાખ્યા સહિત સંભળાવ્યો હતો.

વિવાહ થયા પછી નાગમહાશય કોઇ કોઇ વાર સાસરે જમવા જતા, પણ શ્રી રામકૃષ્ણનું શરણુ લીધા પછી નાગમહાશય સાસરાનું પાણી સરખું પણ નહિ પીતા. એમનાં સાસુ કોઇ કોઇ વેળા એ બાબત સર તેમના પર આક્ષેપ પણ કરતાં.

નાગમહાશયનું નામ સાંભળતાં ડોશી હજી પણ કહે છે કે: 'મ્હારો શિવ જમાઇ જતો રહ્યો અને હું અભાગિની હજી જીવું છું. મ્હારૂં આયુષ્ય તેમને મળ્યું હોત તો લોકોનું બહુ કલ્યાણ થાત."

નાગમહાશયના પિતાના દિવસ પાણીમાં, માતુશ્રીને જે ડોશીએ પૈસા આપ્યા હતા, તે પણ એમની ભક્ત હતા. એ ડોશી ન્યાતે બ્રાહ્મણ હતી. તેને પુત્ર સંતાન કાંઇ પણ નહતું. નાગમહાશય અને માતુશ્રી પર તે બહુ પ્રેમ રાખતી. નાગમહાશયને "દુર્ગાચરણ" અને માતુશ્રી ને "વહુ" કહી બોલાવતી. તે ડોશીને લોકો કંજુસ કહેતા. તેની પાસે પૈસા પણ હતા. નાગમહાશયને પૈસા આપવાની તેને બહુ ઇચ્છા હતી પણ નાગમહાશયે તેની ઇચ્છા કદી પૂર્ણ કરી નહિ. માતુશ્રીને અત્યંત મહેનત કરતાં જોઇ ડોશી

ક્રોધથી કહેતાં: "મ્હારી 'વહુ વૈતરાં કરીને મરી જવાની છે." ડોશી નાગમહાશયને મહાત્મા જાણતી અને તેમની ભક્તિ કરતી.

શ્રીયુત હરપ્રસન્નબાબુની સ્ત્રી વધુ ઠાકુરાણી નાગમહાશયની પરમ ભક્ત હતી. પહેલા પ્રકરણમાં તેના પત્રનો ઉલ્લેખ કર્યો છે. આ સ્ત્રી સંબંધે સ્વામી શ્રી વિવેકાનંદ કહે છે કે: "તે દેશમાં (પૂર્વ બંગાલમાં) મ્હેં એક ઉત્તમ સ્ત્રી જોઇ છે. તે વિદ્વાન અને વળી ભક્તિયુક્ત છે!" નાગમહાશય તેને "મા" કહી બોલાવતા અને નાના બાળકની પેઠે એના હાથમાંથી ખાવાનું ખાતા.

એક વખત નાગમહાશય પાલબાબુને ત્યાં ભોજેશ્વર ગયા હતા. ત્યાંથી વધુ ઠાકુરાણીનાં દર્શન કરવાની ઇચ્છા થવાથી નાગમહાશય હરપ્રસન્નને ત્યાં ગયા. વધુ ઠાકુરાણી પતિના ગુરૂ નાગમહાશયને ઓળખતાં નહતાં. તે ફક્ત એટલુંજ જાણતાં કે: તેનો પતિ કોઇ સાધુને ત્યાં આવજા કરે છે. નાગમહાશયને જોતાં તેમને એમજ થયું કે આ સાધુને ત્યાંજ મ્હારા પતિ જતા હશે. તેમણે તુરતજ ભોજન તૈયાર કર્યું. નાગમહાશયે જરા પણ આનાકાની વિના ત્યાં ભોજન કર્યું. વધુ ઠાકુરાણીનાં ફાટેલાં વસ્ત્ર જોઇ નાગમહાશય બજારમાંથી બે વસ્ત્ર લઈ આવ્યા અને વસ્ત્ર તેમને આપી પાછા ફર્યા, હરપ્રસન્નબાબુ કહે છે કે: "અમારાં સદ્‌ભાગ્યને લીધેજ તે અમારે ત્યાં આવ્યા હશે, તેમણે અમારા કલ્યાણને માટે નરજન્મ ધારણ કર્યો હતો. તેમની કૃપાવડેજ અમે અભય થઇ ધર્મમાર્ગમાં આગળ વધીએ છીએ."

લેખકની જન્મભૂમિ ભોજેશ્વરથી દોઢ ગાઉ દૂર છે, નાગમહાશય ભોજેશ્વર આવ્યા તે વખત હું ઘેરજ હતો. નાગમહાશયના આગમનની વાત સાંભળી હું પણ તેમનાં દર્શન કરવા ગયો. મ્હને જોઇ નાગમહાશયે કહ્યું: "શું કરૂં? એ (પાલબાબુ) અમારા અન્નદાતા છે! એમણે બોલાવ્યો એટલે આવવું પડ્યું." હું તેમને મ્હારે ઘેર લઇ ગયો. મ્હારે ત્યાં કાત્યાયની દેવીની પૂજા જોઇ તેમને બહુ આનંદ થયો. મ્હારે ઘેર પણ એમણે મ્હારી સ્ત્રીનું રાંધેલું અન્ન ખાધું. બીજે દિવસે અમે ભોજેશ્વર પાછા ફરતા હતા. રસ્તામાં એક "તર્કરત્ન" ઉપાધિવાળા મહાપંડિત ધર્મધુરંધર ભટ્ટાચાર્ય મળ્યા!

તેમણે મ્હને કહ્યું : "આ ગાંડા સાથે તું ક્યાં જાય છે ?" મ્હેં કહ્યું : "એ ગાંડા તો છે, પણ આપણે કામિની કાંચનના મોહમાં ગાંડા થયા છીએ અને એ ઈશ્વર પ્રેમમાં તલ્લીન થવાથી ગાંડા થયા છે." પંડિતજી કાંઇ પણ ઉત્તર આપ્યા સિવાય ચાલતા થયા.

વધુ ઠાકુરાણી કોઇ કોઇ વેળા દેવભોગ આવીને રહેતાં. કોઇ કોઇ વખત નાગમહાશય એમને નારાયણગંજ સુધી મૂકવા જતા હતા. એક વખત નારાયણગંજના લક્ષ્મીનારાયણના મંદિર પાસે તેમને એક વૃદ્ધ વૈષ્ણવી મળી. વૈષ્ણવી નાગમહાશયને ઓળખતી હતી. વધુ ઠાકુરાણી તરફ આંગળી કરી વૈષ્ણવીએ પૂછ્યું: "આ કોણ છે?" નાગમહાશયે કહ્યું: "મ્હારી માતા!" વૈષ્ણવીને ખબર હતી કે: નાગમહાશય માતૃહીન છે. તેણે ફરીથી પૂછ્યું: "ત્હારી માતા તો ઘણો વખત થયાં મરી ગઇ છે. બીજી માતા ક્યાંથી આવી." નાગમહાશયે કહ્યું: "હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, એ મ્હારી માતાજ છે." વૈષ્ણવી નાગમહાશયના કહેવાનો ભાવાર્થ સમજી ગઇ. તેણે કહ્યું: "ત્હારા આવા ભાવને લીધેજ દેશવિદેશમાં લોકો ત્હારૂં નામ લઇ પવિત્ર થાય છે. જીવતો રહે અને જીવોનું કલ્યાણ કર."

વધુ ઠાકુરાણી જેવી સ્ત્રીઓ ભારતવર્ષમાં બહુ થોડીજ હશે. મ્હને તેમની સાથે પ્રથમ પરિચય દેવભોગમાં થયો. સાંભળ્યું હતું તે બહુ સારૂં ગાન કરે છે. મ્હેં તેમને એકાદ પદ ગાવા વિજ્ઞપ્તિ કરી. તેમણે જરા પણ શરમાયા વિના "મન શાને છોડ્યું માનું શરણ" એ ભજન ગાયું. સુંદર કંઠ અને વળી તન્મયભાવ એટલે ગાનમાં કોઇ અલૌકિક મઝા પડી. હું પણ એકાગ્ર થઇ ગયો. નાગમહાશય બોલી ઉઠયા: "માના ગુણ મા પોતેજ ગાય છે." "તુંહી સો નાચે તુંહી નચાવે તુંહીજ તાળી બજાવે—મા."

નાગમહાશય વધુ ઠાકુરાણીને વિદ્યામાયા કહેતા. વધુ ઠાકુરાણીના પતિ પુત્ર પણ નાગમહાશયના પરમ ભક્ત હતા.

નાગમહાશયની માતા ત્રિપુરાસુંદરીને એક મ્હોટી બ્હેન હતી. તેનું નામ માધવી ઠાકુરાણી. નાગમહાશય તેને "મા" કહી બોલાવતા. માધવી ઠાકુરાણી ઢાકા પાસે કોઈ ગામડાંમાં રહેતાં. પૂર્વ બંગાળમાં હજી પણ એમનું નામ સંભળાય છે.

સુરેશ કહે છે કેઃ "માધવી ઠાકુરાણી એકવાર કલકત્તે આવ્યાં હતાં અને નાગમહાશયને ત્યાં આશરે ચાર દિવસ રહ્યાં હતાં. તે વખત તેઓ દુધ, અન્ન ફળ પર રહેતાં. આખું જીવન તે બ્રહ્મચારિણી રહ્યાં હતાં. તેમણે પોતાની જીંદગી સાધન ભજન અને અતિથિ સેવા કરવામાં ગાળી છે. નાગમહાશય કહેતા કેઃ "તેમણે માધવી ઠાકુરાણી જેવી ધર્મમાર્ગમાં ઉન્નત થયેલી સ્ત્રી કદી જોઇ નથી." નાગમહાશય કોઇ કોઇ વેળા તેમનાં દર્શન કરવા જતા અને માધવી ઠાકુરાણી પણ દેવભોગ આવતાં. શ્રીયુત હરપ્રસન્ન મજમુદારે માધવી ઠાકુરાણીનું વિસ્તૃત જીવનચરિત "ઉદ્બોધન" માસિકમાં પ્રકટ કર્યું છે.

દેવભોગ પાસે આવેલાં કાશીપુર ગામમાં એક મુસલમાન રહેતો હતો. નાગમહાશય પર તેને બહુ શ્રદ્ધા હતી. નાગમહાશય કહેતા કેઃ "મુસલમાન થયો તેમાં શું? તેના જેવો સાત્વિકભાવ અનેક બ્રાહ્મણોમાં પણ નથી હોતો." તે મુસલમાનની ઉમ્મર આશરે સિત્તેર વર્ષની હતી. તેને ન્હાની વયમાંજ સ્ત્રી વિયોગ થયો હતો પણ તેણે ફરીથી લગ્ન કર્યું નહિ. તેને એક પુત્ર હતો. સંસારનો ભાર તેને સોંપી પોતે નિશ્ચિંતપણે ભગવાનનું ભજન કરતો. તે હમેશાં નાગમહાશયનાં દર્શન કરવા આવતો પણ પોતે મુસલમાન ધર્મનો છે એવું જાણી તે કદી પણ ઘરમાં પ્રવેશ કરતો નહિ. દૂરથી નમસ્કાર કરી ઓસરીમાં બેસતો. તેમ થવાથી નાગમહાશયને પણ ઘણું દુઃખ થતું. તે પણ આ મુસલમાનને પ્રણામ કરતા અને તેની સાથે વાર્તાલાપ કરતા. ભક્ત મુસલમાન નાગમહાશયની સલાહ લીધા વિના કોઇ પણ કામ કરતો નહિ. નાગમહાશયની આજ્ઞાને તે "કુરાનની આજ્ઞા" બરાબર ગણતો અને નાગમહાશયને કોઇ પીર માનતો. મુસલમાનને નાગમહાશયની સેવા કરવાનું મન થતું પણ નાગમહાશય તેને ઉચ્ચ સ્થિતિનો ભક્ત જાણી કદી તેને સેવા કરવા દેતા નહિ.

સુરેશ એક વખત આ મુસલમાન ભક્તનાં દર્શન કરવા દેવભોગ ગયો હતો. નાગમહાશયે તેને એ મુસલમાન ભક્ત વિષે વાત કરતાં કહ્યું કેઃ ભગવાનના રાજ્યમાં જાતિ વર્ણનો ભેદ નથી. ભગવાનને સૌથી સર્વ સરખા જ છે. જે ભગવાનને શરણે જાય છે, તે ગમે તે ભાવે સાધન કરે [illegible] તેને ગમે

તે નામ આપે. ગમે તે રીતે તેને ખરી વ્યાકુળતાથી સાદ કરે તો જરૂર ભગવાનની કૃપા થાય. જગતના જુદા જુદા મત-પંથ ભગવાનના રાજ્યમાં જવાના જુદા જુદા માર્ગ છે. સરલ મન અને દૃઢ ભાવથી ગમે તે ભાવ લઇ સાધન કરવાથી ભગવાનનાં દર્શન થાય છે."

નાગમહાશયની કૃપાથી ઘણા લોકોનાં જીવનમાં પરિવર્તન થઇ ગયું છે. કાલિકુમાર નામનો એક માણસ દેવભોગમાં રહેતો હતો. બાલ્યવસ્થામાં કાલીકુમાર બહુ ગરીબ હતો. એની મા એક બ્રાહ્મણને ત્યાં નોકર હતી. એ બ્રાહ્મણના પ્રયાસથી દેવભોગના ધનાઢ્ય રતનબાબુએ કાલિકુમારને દત્તક લીધો. જુવાનીમાં કાલીકુમાર બહુ ચંચલ મનનો હતો. પોતાના દુરાચરણને વશ થઇ તેણે બધી મિલકત ઉડાવી દીધી અને તદ્દન ભીખારી થઇ ગયો. હવે નાગમહાશયની પાસે આવવા લાગ્યો, તોપણ યૌવનમાં પોષેલા દુર્ગુણો એનાથી છુટ્યા નહિ. નાગમહાશય તેની સામું પણ જોતા નહિ, તોપણ કાલીકુમાર આખો દિવસ નાગમહાશયના ઘરમાં બેસી રહેતો અને પોતાના અપરાધનું સ્મરણ કરતો. એક દિવસ કાલીકુમાર નાગમહાશયના ઘરમાં એક થાંભલા સાથે માથું કુટવા લાગ્યો. તે જોઇ નાગમહાશયે કહ્યું: "જેનાં જેવાં કર્મ તેવું ફળ." નાગમહાશયે હજી પણ એના સામું જોયું નહિ. કાલીકુમાર રડતો રડતો નાગમહાશયને પગે પડ્યો અને તેના પર કૃપા રાખવા પ્રાર્થના કરવા લાગ્યો.

કાલીકુમારને નાગમહાશય સાથે કાંઇક સંબંધ પણ હતો. માથું કુટ્યું તે દિવસથી કાલીકુમારનું જીવન ફરી ગયું. તેણે નાગમહાશયનું અનુકરણ કરવા માંડ્યું. તે પણ આખો દિવસ હાથ જોડી રાખતો. જેની દૃષ્ટિ બહુ બહુ ચંચલ હતી તે માણસ રસ્તામાં હંમેશાં નીચું જોઇ ચાલવા લાગ્યો. નાગમહાશયના કહેવાથી કાલીકુમારે ગળામાં તુલસીની માળા પહેરી લીધી. ધીમે ધીમે તેના દુર્ગુણ જતા રહ્યા એટલે તે વૃંદાવન ગયો. વૃન્દાવનથી પાછો આવ્યો ત્યારે નાગ મહાશયે એને બોલાવ્યો અને પ્રેમપૂર્વક તેની સાથે વાત કરવા લાગ્યા. કાલીકુમાર હજી પણ વારંવાર વૃન્દાવન જાય છે અને નાગમહાશયના પવિત્ર જીવનવેદનું અનુકરણ કરી પોતાનો વખત આનંદમાં ગાળે છે.

"એક સમયે સત્યગોપાલ ઠાકુર ઢાકા કીર્તન કરવા આવ્યા હતા. તેમના મુખથી નાગમહાશયની પ્રશંસા સાંભળી હું અને શ્રીયુત્ હરપ્રસન્ન બાબુ તેમની સાથે દેવભોગ ગયા. દેવભોગ પહોંચતાં અમને સંધ્યાકાળ થઇ ગઇ. સત્યગોપાળ બાબુને જોઇ " જય રામકૃષ્ણ, જય રામકૃષ્ણ, " બોલતા બોલતા નાગમહાશય બહાર દોડી આવ્યા અને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. અમને આ સમયથીજ નાગમહાશયપર શ્રદ્ધા બેઠી. તેમની દીનતા જોઇ અમે બન્ને સ્તબ્ધ થઈ ગયા. હરપ્રસન્ન ઢાકા કલેકટરની ઑફિસમાં કારકુન હતા.

હરપ્રસન્ન દર શનિવારે ઢાકાથી નાગમહાશયનાં દર્શન કરવા આવતા. વર્ષાઋતુમાં બધે પાણી પાણી થઇ રહેતું. આવા સમયે નાગમહાશય એક હોડી લઈ નારાયણગંજના લક્ષ્મીનારાયણના મંદિરે આવતા. નારાયણગંજ સુધી હરપ્રસન્ન રેલ્વે ટ્રેનમાં આવતા અને ત્યાંથી હોડીમાં બેસી દેવભોગ જતા. નાગમહાશય જાતે હોડી હંકારતા. હરપ્રસન્નને બહુ ખોટું લાગતું, પણ નાગમહાશય તેનું કહેવું માનતા નહિ, પછી હરપ્રસન્ન બાબુએ એક છોકરો નોકર રાખ્યો. તે દર શનિવારે નારાયણગંજ આવી તેમને લઇ જતો અને સોમવારે પાછો મૂકી જતો. થોડાક વખત પછી હરપ્રસન્ન બાબુની બદલી નારાયણગંજ થઈ. તે વખત તો તે દેવભોગજ રહ્યા હતા. કેટલાક માસ પછી ફરીથી તેમની ઢાકા બદલી થઇ. તેમ છતાં ઢાકાથી પણ તે નિયમ પ્રમાણે દેવભોગ આવતા.

નાગમહાશય સમાધિસ્થ થયા તે પહેલાં બે ત્રણ દિવસ અગાઉ તેમણે હરપ્રસન્નને કહ્યું હતું કેઃ " યાદ રાખજે ! પરમહંસદેવ ( શ્રીરામકૃષ્ણ )એ ભગવાનના અવતારજ છે. " ભક્તમંડળમાં નાગમહાશયને હરપ્રસન્ન પર બહુ ભાવ હતો. તે કહેતા કેઃ " હરપ્રસન્ન વીર છે ! એની ભક્તિ પણ બહુ પ્રબળ છે. " સ્વામી બ્રહ્માનંદ પણ હરપ્રસન્નની ભક્તિ જોઇ સ્તબ્ધ થઇ ગયા. નાગમહાશયનું આદર્શ જીવન જેટલું હરપ્રસન્ન સમજી શક્યા તેટલું બીજું કોઇ સમજી શક્યું નથી. હરપ્રસન્નની દીનતા, ભક્તિભાવ, પ્રેમ અને સેવાપરાયણતા જોઇ હજી પણ અમને નાગમહાશય યાદ આવે છે. હરપ્રસન્ને કેટલાંક ભજન પણ લખ્યાં છે. ભાવાવેશમાં કોઇ કોઇ વખત તે સ્વરચિત ભજન ગાય છે. હરપ્રસન્ન બાબુ હજી હયાત છે.

શ્રીયુત્ નટવર મુખોપાધ્યાયને નાગમહાશય સાથે તેમની જીંદગીના છેલ્લા ભાગમાં પરિચય થયો. તે દેવભોગમાં રહેતો એટલે વારંવાર નાગમહાશય પાસે આવતો. નટવર પ્રથમ જરા ઉદ્ધત હતો, પણ નાગમહાશયને તો તે ભગવાનનો અવતારજ માનતો. નટવરબાબુએ નાગમહાશયની સમાધિ ઉપર એક મકાન બંધાવ્યું છે અને એક ભીંતમાં નાગમહાશયની ભસ્મ સાચવી રાખી છે. મકાનમાં નાગમહાશયનાં વસ્ત્ર અને બીજાં સ્મરણ ચિહ્નો પણ સાચવી રાખ્યાં છે. નટવર બહુ ઉત્સાહી માણસ છે. નટવર જે કાર્યને સત્ય માને છે તે કાર્ય કરવામાં અનેક વિઘ્નો આવતાં પણ તે ડરતો નથી.

નટવરે એક વખત એક નાટક લખ્યું હતું તેમાં ભગવાન નરદેહ ધારણ કરી પોતાની લીલાદ્વારા અધમ જીવોનો ઉદ્ધાર કરે છે એ વિષય ચર્ચ્યો છે. નટવરે એ નાટક દેવભોગમાં ભજવ્યું હતું. નાગમહાશય પણ એ નાટક જોવા ગયા હતા. નાટકમાં મહાત્માઓની દયાનું ચિત્ર બહુ સારૂં હતું.

નાગમહાશય નટવરને કંઇક શાસ્ત્ર વાંચવા કહેતા. તેની બુદ્ધિ પણ બહુ તીક્ષ્ણ છે. તે કોઇ કોઇ વખત નોકરી કરે છે. થોડો વખત નોકરી કરી છોડી દે છે અને ભગવાનના ભજનમાં લાગી જાય છે. નટવર ઘણુંખરૂં નોકરી નહિ કરતાં દેવભોગમાંજ રહે છે. માતુશ્રી હજી પણ તેની સલાહ વિના કાંઇ કાર્ય કરતાં નથી. નટવર સાથે માતુશ્રી વૃન્દાવન, કાશી આદિ તીર્થ પણ કરી આવ્યા છે. નટવર હજી પણ કોઈ કોઇ વેળા કલકત્તે આવી શ્રીરામકૃષ્ણ પરમહંસના સંન્યાસી ભક્તોનાં દર્શન કરી જાય છે.

શ્રીયુત્ અનદા પણ નાગ મહાશયનો ભક્ત છે. શ્રીરામકૃષ્ણની ભક્ત-સમાજમાં પણ તે સુપરિચિત છે. અનદા બહુ ભણેલો ન હતો પણ ઇશ્વર પર તેને બહુ પ્રેમ હતો. મુન્સીગંજના કોઇ ગામડામાં તેનો જન્મ થયો હતો. અન્નદા ધાર્યું કામ પાર પાડ્યા વિના કદી મૂકતો નહિ. પરમાર્થ કરવા માટે તે અર્પણ કરવા પણ તૈયાર થઇ જાય છે. નાગમહાશય તેની કર્મપરાયણતા, સાહસ અને સરલતાની બહુ પ્રશંસા કરતા.

હરપ્રસન્ન ઢાકા હતા ત્યારે અનદા કેટલીક વખત તેમને ત્યાં રહેલો હતો. ત્યાંના ડેપ્યુટી માજીસ્ટ્રેટ સાથે અન્નદાને ઓળખાણ હતું. કોઇ કોઇવાર અ-

ન્નદા તેને મળવા જતો. આ સમયે ભારતવર્ષના એક છેડાથી બીજા છેડા સુધી સ્વામી શ્રી વિવેકાનંદના વિજય દુદુંભીનો જય ધ્વનિ થતો હતો. સ્વામી વિવેકાનંદ વિષે અનેક બાબતો નાગમહાશયે અન્નદાને કરી હતી. એક દિવસ અન્નદા ડેપ્યુટીને ત્યાં ગયો. ત્યાં સ્વામી વિવેકાનંદની વાત ચાલતી હતી. ડેપ્યુટી સ્વામીજીની નિંદા કરવા લાગ્યો. અન્નદાએ દઢ સ્વરે કહ્યું કે: "તમે ડેપ્યુટી થયા એટલે એમ ન ધારતા કે હું તમારી અયોગ્ય વાતો ગુપચુપ સાંભળીશ. જે મહાપુરૂષની નાગમહાશય પ્રશંસા કરે છે; જે મહાપુરૂષે પોતાના ત્યાગ અને વિદ્યા બળથી આખા અમેરિકાનું વાતાવરણ ફેરવી નાખ્યું છે અને જેણે પાશ્ચાત્ય દેશોમાં તમારી ભારતભૂમિનું ગૌરવ વધાર્યું છે તેની નિંદા કરી શા માટે પાપભાગી થાઓ છો ? " ડેપ્યુટીએ અન્નદાનું બોલવું હસવામાં કાઢી નાખ્યું અને ફરીથી સ્વામીજીના જીવનપર અસત્ય કટાક્ષ કરવા લાગ્યો ! અન્નદાથી તે સહન ન થયું. તે એકદમ ડેપ્યુટીની સામે આવ્યો અને દઢતા-પૂર્વક કહ્યું કે: " One word more against Swamijee and you are done for. " (સ્વામીજીની વિરૂદ્ધ હવે એક શબ્દ પણ બોલશો તો હું તમારૂં ખુન કરીશ. ) અન્નદાની ઉગ્રમૂર્ત્તિ જોઇ ડેપ્યુટી સાહેબ ગભરાઈ ગયા. બા—બા— કરતા બોલ્યા:—" ભાઇ હું તો મશ્કરી કરતો હતો." અન્નદા તુરતજ તેની સાથે જરા પણ બોલ્યા વિના ચાલ્યો ગયો. હજી પણ અન્નદા ડેપ્યુટીને ત્યાં જતો નથી. ડેપ્યુટી સાહેબ જરા અહંકારી અને સંસારલુબ્ધ છે !

નાગમહાશયનો અંતિમકાલ નિકટવર્તી જોઇ અન્નદાબાબુ તેમની પ્રાણ-ભિક્ષા માગવા શ્રી રામકૃષ્ણના ભક્તનાં માતુશ્રી (શ્રીરામકૃષ્ણનાં પત્ની) પાસે ગયો. માતુશ્રી તે વખત જયરામને ઘેર રહેતાં હતાં. તારકેશ્વરથી અન્નદા પગે ચાલીને જયરામને ઘેર ગયો. તારકેશ્વર પાછા આવી ગિરિશબાબુને મળવા કલકત્તે ગયો. જ્યારે અન્નદા દેવભોગ ગામમાં આવ્યો ત્યારે નાગમહાશય આ જગત તજી ચાલી ગયા હતા !

અન્નદાને એક નાનો ભાઇ હતો. તે અત્યંત સંસારલુબ્ધ હતો. તે બહુ આચારી અને વિદ્વાન હતો પણ હૃદયમાં છાંટો પણ ભક્તિ નહતી !

અનદા નાગમહાશયને ઘણી વખત કહેતા કે: " કૃપા કરો કે મ્હારા ભાઇની મતિ સુધરે અને ઇશ્વર ચરણમાં ભક્તિમાન થાય !" નાગમહાશય મૃત્યુશય્યા પર હતા ત્યારે અનદાનો ભાઇ તેમની પાસે આવ્યો હતો. તેણે નાગમહાશયને ઇશોપનિષદ્ વાંચી સંભળાવ્યું હતું. તે બેલુરના મઠમાં પણ ઘણી વાર જઇ શાસ્ત્રચર્ચા કરતો પણ તેની " અહં બુદ્ધિ " મરતાં સુધી ગઇ નહિ. અનદા કહેતા કે: " મ્હારો ભાઇ તેની જીંદગીમાં બહુ દુઃખી થશે " અને થયું પણ તેમજ.

નાગમહાશય પછી નવ વર્ષે અનદાએ દેહત્યાગ કર્યો. મૃત્યુ સમયે તેણે નાગમહાશયના પરમભક્ત હરપ્રસન્નને બોલાવ્યા. હરપ્રસન્નને જોઇ તેને બહુ આનંદ થયો. તેણે કહ્યું: "પ્રાણુ જવાને હવે વિલંબ નથી. આશિર્વાદ આપો કે સત્વર દેહ બદલી શ્રીરામકૃષ્ણુ ભગવાનનું કાર્ય કરવા પૃથ્વી પર પાછો આવું." અનદા આટલું બોલી સ્થિર થઇ ગયા. મુખથી " શ્રીરામ કૃષ્ણુ." " શ્રીરામ કૃષ્ણુ. " બોલતા બોલતા સ્વધામ ચાલ્યા ગયા.

પાર્વતીચરણુ અને તેમનાં પત્ની શ્રીમતી વિનોદિની દેવી નાગમહાશયનાં પરમ ભક્તા હતાં. નાગમહાશય એમને " લક્ષ્મીનારાયણુ " કહેતા. પતિપત્ની ધર્માનુરાગી હતાં. પાર્વતીચરણુ કોઇ માણુસ સાથે ધર્મસંબંધી તર્કવિતર્ક કરતા નાહ. નાગમહાશયનાં વચનને તે વેદવાક્ય ગણુતા. પાર્વતીચરણુ ઘણી વાર નિર્જનમાં જઈ જપ ધ્યાન કરતા. પાર્વતીચરણુ હજી હયાત છે અને માતુશ્રી ( નાગમહાશયનાં પત્ની ) ને હજી પણુ તે અન્ન વસ્ત્ર માટે સહાય આપે છે.

નાગમહાશયના બાલ્યમિત્ર શ્રીયુત્ કામિનીકુમાર દેવભોગમાં બહુજ પ્રતિષ્ઠિત માણુસ છે. તે પણુ નાગમહાશય પર બહુ શ્રદ્ધા રાખતા. તે કોઇ દિવસ બહુ બોલતા નહિ. તે બહુ ગંભીર છે. તેમણે એક દિવસ મ્હને કહ્યું હતું કે: " નાગમહાશય જેવા મહાપુરૂષના જન્મથી અમારૂં દેવભોગ તીર્થક્ષેત્ર જેવું થયું છે." કામિનીકુમાર કોઇ દિવસ નાગમહાશય પાસે આવી "મા" સંબંધી ભજન ગાતા. એક દિવસ કામિનીકુમાર " મા તુમિ સર્વસ્વ આમાર " એ ભજન ગાતા હતા. સાંભળતાં સાંભળતાં નાગમહાશયને ભાવ સમાધિ આવી

ગઇ. જાગૃત થતાં તેમણે કહ્યું કે: "કામિની! મ્હેં માનાં પ્રત્યક્ષ દર્શન કર્યા. ત્હારૂં ભજન સાંભળવા મા આ ખુણામાં ઉભી હતી. આ જન્મમાંજ ત્હારા પર માની કૃપા થશે." કામિનીએ એ વાત માતુશ્રીને કહી. માતુશ્રીએ કહ્યું કે: "બાઇ, એ સમાધિ તો શું પણ એ જે દેવી દેવને બોલાવે તે એમની સમક્ષ હાજર થઇ એમને દર્શન દે છે. માનાં દર્શન તો એમને દરરોજ થાય છે. એમણે સ્વમુખથી મ્હને ઘણી વાર એવું કહ્યું છે."

દેવભોગનાં સર્વ માણસ નાગમહાશયની ભક્તિ કરતાં. તે દરરોજ નાગમહાશયનાં દર્શન કરવા આવતાં. કોઇનો તો એવો નિયમ હતો કે નાગમહાશયનાં દર્શન કર્યા વિના જળપાન પણ કરતા નહિ. બાબુ સત્યગોપાલ ઠાકુરના ભાઈ શ્રીયુત્ મહિમાચરણ અને નારૂદીદત્ત એમના ખાસ ભક્ત હતા.

નાગમહાશયના પુરોહિતનો પુત્ર અશ્વિનીકુમાર ચક્રવર્તી નાગમહાશય પાસે આવતો, અને કોઇ કોઇ વેળા આખી રાત એમની પાસે બેસી શાસ્ત્ર ચર્ચા કરતો. એને સંકીર્તન પર બહુ પ્રેમ છે. કીર્તન કરતી વેળા એ ઉન્મત્ત જેવો બની નૃત્ય કરવા મંડી જાય છે. નાગમહાશયના સમાધિગૃહમાં રાખેલી તેમની છબીની પૂજા હજી તેજ કરે છે.

નાગમહાશયના પડોશી ગોપાલચંદ્ર ચક્રવર્ત્તિ તેમના પ્રથમ ભક્ત હતા. ગોપાલચંદ્રને લીધેજ અનેક જીજ્ઞાસુઓને નાગમહાશય સાથે પરિચય થયો હતો. ગોપાલબાબુ ઘણી વેળા નારાયણગંજમાં કથા કરતા, અને બાકીનો વખત સાધન ભજનમાં ગાળતા. પહેલાં તેમણે એક સ્રીગુરૂ પાસેથી મંત્ર-દીક્ષા લીધી હતી. દીક્ષા લઇ તે માધુર્યભાવથી ભગવાનનું ભજન કરતા. આ સાધનના બળથી તેમનામાં કોઇ અલૌકિક આકર્ષક શક્તિ આવી હતી. ભક્તસમાજમાં તે સત્યગોપાલ નામથી ઓળખાય છે. તે ગામેગામ જઇ કીર્તન કરતા. તેમના કીર્તનમાં એવી મોહિની હતી કે પાષાણુ હૃદય પણ દ્રવી જતું. સત્યગોપાલ ત્રણ વરસ નાગમહાશય સાથે રહ્યા હતા. તેમના સંગથી સત્યગોપાલના જીવનમાં પરિવર્તન થયું અને વૈષ્ણવતંત્રનાં વામાચાર સાધન છોડી તે શુદ્ધ ભક્તિમાર્ગમાં આવ્યા. નાગમહાશયને પણ સત્યગોપાલ પર બહુ પ્રેમ હતો. કોઈ કોઇ વેળા તેમને જંગલમાં લઇ જતા

અને ત્યાં તેમને સાધનક્રિયા શીખવતા. નાગમહાશય કહેતા કે: "એને (સત્યગોપાલને) ખૂબ શ્રદ્ધા અને પ્રેમ છે, પણ ભોગવાસના નિર્મૂળ નથી થઇ." સત્યગોપાલ નાગમહાશયને ગુરૂ માનતા, પણ નાગમહાશયને દુઃખ થવાના ભયથી કદી તેમને તેઓ "ગુરૂ" કહેતા નહિ. નાગમહાશયની કૃપાથી સત્યગોપાલ ધર્મસાધનમાં બહુ આગળ વધ્યા હતા. ભક્તસમાજમાં તેમની બહુ પ્રતિષ્ઠા હતી. તેમણે જીંદગીનાં છેલ્લાં ત્રણ વર્ષ નારાયણગંજની પાસે એક આશ્રમ સ્થાપી ત્યાં ભજનમાં ગાળ્યાં હતાં. સત્યગોપાલનું મૃત્યુ પિંડરોગથી થયું હતું. નાગમહાશયને કૈલાસબાબુ, જગબંધુબાબુ આદિ અનેક ભક્તો છે. તેમનો ભક્ત પરિવાર બહુજ વિશાળ છે. પુસ્તકનો વિસ્તાર થઇ જવાના ભયથી થોડા ભક્તો વિષેજ વિવેચન કર્યું છે. ભક્તોના ચારિત્ર પર અને વ્યવહાર પર નાગમહાશય બહુ દૃષ્ટિ રાખતા. તે ગૃહસ્થ ભક્તોને કહેતા કે: "વ્યવહારમાં સરળતા અને સત્યતા ન હોય તો કદી મનુષ્યની ધાર્મિક માર્ગમાં ઉન્નતિ ન થાય."

# પ્રકરણ ૯ મું.

## મહા સમાધિ.

ઈ. સ. ૧૮૯૯ માં નાગમહાશય પૂજા સામગ્રી લેવા કલકત્તે આવ્યા નહિ. હું પણ કામમાં રોકાયલો હોવાથી દેવભોગ જઇ શક્યો નહિ. આશ્વિન અને કાર્તિક માસ પસાર થઇ ગયા. માગશીર્ષ માસમાં મ્હને માતુશ્રી તરફથી એક તાર મળ્યો. મ્હને તાર શનિવારે બાર વાગ્યા પછી મળ્યો. બીજે દિવસે રવિવારે મ્હારે "રામકૃષ્ણ મિશન" સભામાં "વેદના ધર્મ" વિષે ભાષણ આપવાનું હતું. એ કામ છોડી કેવી રીતે દેવભોગ જવું એ વિચારમાં હતો એવામાં સ્વામી અદ્ભુતાનંદ મ્હારે ત્યાં આવી પહોંચ્યા. ટેલિગ્રામ જોઇ તેમણે કહ્યું: "વેદ ઉપર ભાષણ આપવા માટે બહુ વખત મળશે પણ નાગમહાશય દેહ ત્યજી દેશે તો એમના જેવા મહાપુરૂષનાં

દર્શન કરવાનો સમય જીંદગીમાં નહિ આવે." મ્હેં તેજ દિવસે રાત્રે દેવ-ભોગ ઉપડવાનું નક્કી કર્યું.

શ્રી રામકૃષ્ણના ભક્ત શ્રીયુત હરમોહને મ્હને પૈસાની મદદ આપી તે પૈસામાંથી કેટલાંક ફળફળાદિ લઇ હું તેજ રાત્રે ગાડીમાં બેઠો. રવિવારે સં-ધ્યાકાળે હું દેવભોગ જઇ પહોંચ્યો.

હું ત્યાં ગયો ત્યારે નાગમહાશય ઓસરીમાં એક ફાટી તુટી ગોદડીપર સુતા હતા. તેમના ઘરમાં ગોદડાં તો હતાં પણ તે તેનો ઉપયોગ કરતા નહિ. શિયાળો હતો. ટાઢ પણ ઘણી પડતી પણ નાગમહાશય ફક્ત તૂટીફાટી ગોદ-ડીજ પાસે રાખતા. તેમની એવી સ્થિતિ જોઇ મ્હેં માતુશ્રી સામું જોયું. તેમણે ધીમે ધીમે કહ્યું કેઃ "ભાઇ! જ્યારથી એમનાથી ઉઠી શકાતું નથી ત્યારથી એ ઓસરીમાંજ પડયા રહે છે. ઘરમાં આવતાજ નથી. બહુ કહું છું પણ માનતા નથી. પૂજા પહેલાં એમની શૂલ વેદના વધી પડી છે. દિવસે દિવસે રોગ વધતો જાય છે. એમના કહેવાથીજ તને તાર કર્યો હતો."

મ્હારા આગમન સમાચાર જાણી નાગમહાશયે કહ્યું કેઃ "મ્હારી છેલ્લી વાસના પણ ભગવાને પૂર્ણ કરી." મ્હને જોઇને બેઠા થઇ ગયા અને મ્હારી આંખમાં અશ્રુ જોઇ તેમણે કહ્યું કેઃ "તું આવ્યો છે એટલે હવે મ્હને સારૂં થશે." વળી બોલ્યા કેઃ "હાય! આ દેહવડે તારી સેવા પણ ન થઇ. હશે. ભગવાનની ઇચ્છા!"

નાગમહાશય કોઇ દિવસ પોતાના દુઃખની વાત કરતા નહિ. આખો દિવસ "શ્રી રામકૃષ્ણ" અને "મા." માત્ર એકજ દિવસ તેમણે કહ્યું હતું કેઃ "પ્રારબ્ધ કર્મ ક્ષીણ થઇ ગયાં છે. હવે થોડોજ વખત બાકી છે." બાદ માસથી તેમનું શરીર વધારે લથડી ગયું હતું. દિવસે ફક્ત બે ચાર કોળીઆ અન્ન ખાતા અને રાત્રે તો જમતાજ નહિ. ખોરાકના અભાવે દેહ પણ ક્ષીણ થઇ ગયો. તેમનું હાડપિંજર જોઇ માતુશ્રી નિશ્વાસા નાખતાં ત્યારે નાગમ-હાશય કહેતા કેઃ "આ હાડમાંસના ખોખા માટે શોક શો?"

હું દેવભોગ ગયા પછી તેર દિવસે નાગમહાશયે દેહ ત્યાગ કર્યો. તેમને ઘરની અંદર જવા મ્હેં બહુ કાલાવાલા કર્યા પણ તેમણે ચોખ્ખી ના પાડી.

તે ઘરમાં કેમ નહિ જતા તે આપણાથી કહી શકાય નહિ. કોઇ કોઇ વખત તેમને અતિશય દુઃખ થઇ આવતું. આટલા દુઃખમાં પણ તે પોતાના ગુરૂદેવ "શ્રી રામકૃષ્ણ" વિષે વાતો કરતા.

હું એમની પાસે બેસી કોઈ દિવસ સ્તોત્ર બોલતો. કોઇ વખત ગીતા, ભાગવત, ઉપનિષદ વાંચી સંભળાવતો. "મા" સંબંધી ગાન ગાઇ નૃત્ય પણ કરતો. મ્હારૂં ગાન સાંભળતાં સાંભળતાં તે સમાધિસ્થ થઇ જતા. કેટલીક વખત તો કલાક દોઢ કલાકે ચેતન આવતું. સમાધિ ભંગ થતાં બાળકની પેઠે "મા–મા બોલતા. તેમની આંખમાં પ્રેમાશ્રુ આવી જતાં. એમને શરીરે પ્રેમના અષ્ટ સાત્વિક ભાવ મ્હેં જોયા છે. કોઈ કોઇ સમાધિ ભંગ થતાં: "સચ્ચિદાનંદ અખંડ ચૈતન્ય." વારંવાર બોલતા.

નાગમહાશયની સારવાર કરવા તેમનાં બ્હેન સારદામણી, તેમની સાસુ, કૈલાસબાબુ આદિ ઘણા માણસ આવ્યા હતા, પણ નાગમહાશય કોઇને પોતાની સેવા કરવા દેતા નહિ. ફક્ત માતુશ્રીજ (તેમનાં પત્નીજ) તેમની સારવાર કરતાં.

હું દેવભોગ ગયા પછી નાગમહાશય મ્હારા હાથથીજ ઔષધ લેતા. કલકત્તેથી ફળ લાવ્યો હતો તે પણ હું આપતો ત્યારેજ ખાતા. ખરીદતી વેળા તો મ્હેં એમજ ધાર્યું હતું કે નાગમહાશય ફળ ખાવાના નથી; પણ છેલ્લી વેળા મ્હારાં ફળ ખાઇ મ્હારાપર કૃપા કરી.

નટવર, હરપ્રસન્ન, પાર્વતીચરણ અને અન્નદા વગેરે અનેક ભક્તો દરરોજ એમની ખબર લેવા આવતા. કોઈ કોઇ દિવસ રાત્રે ત્યાંજ રહી જતા. નારાયણગંજના ગૃહસ્થો અને ઓફિસર વર્ગ પણ એમની ખબર લેવા દરરોજ આવતા. સર્વને વિષાદપૂર્ણ દેખીને નાગમહાશય કહેતા કેઃ "આ હાડકાંના પિંજરાનાં દર્શન કરવા શા માટે તસ્દી લો છો? હવે આ બહુ દિવસ રહેવાનું નથી." તેમના મુખથી આવી વાત સાંભળી માતુશ્રીએ રડતાં રડતાં મ્હને કહ્યું કેઃ "ભાઈ, આખા જીવનમાં એમના મુખમાંથી અસત્ય વાત નીકળી નથી. એ કહે છે તે સત્યજ હોવું જોઇએ. હવે જરૂર એ મહા યાત્રા કરી જશે."

આ અવસ્થામાં પણ પોતાને ઘેર આવતા અતિથિનો બરાબર સત્કાર થાય છે કે નહિ તેની તેઓ બરાબર સંભાળ રાખતા. હું નિરંતર તેમની પાસેજ બેસી રહેતો. બે ચાર કલાક ઉંઘતો ત્યારેજ એમનાથી દૂર જતો, તે કહેતા કેઃ "ભગવાન દયાળુ છે! ભગવાન દયાળુ છે!" પણ મ્હને તો એમનું દુઃખ જોઇ એમજ થતું કે ભગવાન નિષ્ઠુરજ છે! એક દિવસ એમની પથારી પાસે બેસી હું એવા વિચાર કરતો હતો એટલે તે બોલી ઉઠ્યા કેઃ "ભગવાનની દયા વિષે જરાપણ સંશય લાવીશ નહિ. તમારી મલિન બુદ્ધિને લીધેજ તમે તેની દયા અનુભવી શકતા નથી. આ દેહથી હવે જગતનું કલ્યાણ થાય એમ નથી એટલે શ્રી રામકૃષ્ણ ભગવાન એ દેહને પંચભૂતમાં મેળવી દેશે. ભગવાન જે કરે છે તે સારૂંજ કરે છે." પછી ધીમે સ્વરે કહેવા લાગ્યા કેઃ "દેહ જાણે ને દુઃખ જાણે, મન તો મ્હારૂં છે આનંદ સાગરે." મ્હને શોકાન્વિત જોઇ તે કહેતા કેઃ "ત્હારાં ગીતા ઉપનિષદ્ શું કહે છે? "**न जायते म्रियते**" વાંચેલું ક્યાં ગયું? '**जीर्णानि वस्त्राणी**' વાળો શ્લોક યાદ કર! મારૂં નામ લે, ગુરૂદેવ શ્રી રામકૃષ્ણ સંબંધી વાતો કર. કળિયુગમાં ભગવાનનું નામ એજ ભવરોગની મહૌષધિ છે." તેમના આ શબ્દો સાંભળી હું આનંદમાં આવી ગયો અને આવેગમાં "આમાય દે મા પાગલ করে, আর কাজ নাহি জ্ঞান বিচারে." એ ભજન ગાવા માંડ્યું. ગાતાં ગાતાં મ્હારૂં બાહ્યજ્ઞાન લુપ્ત થયું. કેટલીક મીનિટ પછી માતુશ્રીએ મ્હને બૂમ મારી. મ્હેં તુરતજ તેમના તરફ જોયું. માતુશ્રીએ નાગમહાશય તરફ આંગળી કરી. મ્હેં પણ નાગમહાશય તરફ જોયું. તેઓ ઉઠી આસન વાળી બેઠા હતા. શરીર સ્થિર હતું. દૃષ્ટિ નાસાગ્ર હતી. આંખમાંથી અશ્રુ ધારા વહેતી હતી. થોડા વખત પર મ્હેંજ એમને એક પાસે સુવાડયા હતા. ગાન સાંભળતાં સાંભળતાં તે ક્યારે બેઠા થયા તેની મ્હને પણ ખબર ન રહી. મ્હને જરા ભય પણ લાગ્યો. થોડા વખત પછી નાગમહાશયની સમાધિ ભંગ થઇ. મ્હેં અને માતુશ્રીએ પાછા એમને સુવાડી દીધા, તે વખત પણ તે "આમાય દે મা પাগল করে" એ ભજન બોલવા લાગ્યા.

વ્યાધિ દિન પર દિન વધવા લાગ્યો. ખોરાક પણ તદ્દન બંધ થયો. હવે રાત્રે પણ તેમની પાસે માણસની જરૂર પડતી. હું અને માતુશ્રી વારાફરતી

જાગી તેમની પાસે બેસી રહેતાં, હું પાછલી રાત્રે જાગી તેમની પાસે બેસતો. એક દિવસ આર્ત્તસ્વરે મેં કહ્યું: "ગુરૂદેવ! મ્હારા પર કૃપા કરીને જાઓ! નહિતો સંસારમાં મ્હારૂં શું થશે?" તેમણે કહ્યું કેઃ "ત્હારે શો ભય છે! અહીં આવ્યો છે તો ભગવાન શ્રી રામકૃષ્ણ ત્હારા પર કૃપા કરશેજ. ત્હારૂં કલ્યાણજ થશે."

આ વખત સ્વામી સારદાનંદ મિશનના કામ સારૂ ઢાકે આવ્યા હતા. તે દરરોજ નાગમહાશય પાસે આવતા અને દવા સંબંધી સૂચના કરી પાછા જતા. નાગમહાશય તેમને સેવા કરવા દેતા નહિ. સ્વામી સારદાનંદ નાગમહાશયને ઘણી વખત ભજન ગાઇ સંભળાવતા અને તેમનું ભજન સાંભળી નાગમહાશય સમાધિસ્થ થઇ જતા. સારદાનંદ સ્વામી એમના કાનમાં "કાલી" નામ કહેતા એટલે તુરતજ નાગમહાશયની સમાધિ ભંગ થતી. સારદાનંદ પણ ઢાકાથી દવા લાવતા છતાં કોઇ પણ ઇલાજથી તેમને નરમ ન પડયું. પણ દિન પર દિન રોગ વધતો ગયો.

મહાયાત્રા કરી તે અગાઉ એમણે "મા રક્ષા કાલી" ની મૂર્તિ ઘરમાં સ્થાપવા આજ્ઞા કરી. અમે મૂર્તિ બનાવરાવી એમની પાસે દેખાડવા લઈ ગયા. મૂર્તિ જોતાં 'મા—મા' બોલીને સમાધિસ્થ થયા. સારદાનંદના કહેવા પ્રમાણે અમે એમના કાનમાં કાલી નામનો ઉચ્ચાર કરવા લાગ્યા, પણ તેમની સમાધિ ભંગ ન થઇ. અમે નાડી તપાસી તો નાડી પણ બંધ હતી. માતુશ્રી તો રડી ઉઠયાં અને કહ્યું કેઃ "હાય! હાય! આપણને મૂર્તિ સ્થાપવાનું કહી એ તો ચાલ્યા ગયા!" હું પણ રડવા લાગ્યો, સ્વામી સારદાનંદે કહ્યું: "તમે શામાટે રડો છો? હજી એ મહાપુરૂષ વ્યવહાર જગતમાં પાછા આવશે." આખરે બે કલાક પછી તે જાગૃત થયા. "મા આનંદમયી, મા આનંદમયી" બોલી તે પ્રેમાશ્રુ વિસર્જન કરવા લાગ્યા. તેમણે મૂર્તિ સ્થાપવા આજ્ઞા કરી. એમના પુરોહિતે આવી વિધિપૂર્વક મૂર્તિનું સ્થાપન કર્યું. રાત્રે હું એમની પાસે બેઠો હતા તે વેળા તેમણે એકાએક કહ્યું: "શ્રી રામકૃષ્ણ પર શ્રદ્ધા રાખજે. હું મૂર્ખ છું તોપણ શ્રી રામકૃષ્ણે મ્હારા પર કૃપા કરી છે. ત્હારા પર તેમની કૃપા જરૂર થશે." એટલું બોલી "જય રામકૃષ્ણ-જય રામકૃષ્ણ" બોલતાં બોલતાં તેઓ સમાધિસ્થ થઇ ગયા.

પિતાના દિવસ પાણીખાં જે ગૃહસ્થે એમને પૈસા આપ્યા હતા તે બીજે દિવસે એમને જોવા આવ્યો. નાગમહાશયે તેને હાથ જોડી કહ્યું કે: "તમારા પૈસા મ્હારાથી અપાયા નહિ. આ દેહ હવે વધુ વખત રહેવાનો નથી. તમારી દયાને લીધેજ મ્હારા પિતાશ્રીનો દિવસ થયો છે. તમે ચિંતા ન કરશો. આ ઘર છે તે તમારૂં જ છે. તમે એ ઘરનો કબજો સુખેથી લેજો. " પછી માતુશ્રી તરફ આંગળી બતાવી કહ્યું કે: "એ હવે એમના પિતાને ત્યાં રહેશે." નાગમહાશયના શબ્દો સાંભળી પેલો ગૃહસ્થ તો શરમાઈ ગયો. તેણે કહ્યું: " હું પૈસાને માટે આવ્યો નથી. હું તો આપનાં દર્શન કરવા આવ્યો હતો." હું ધારૂં છું કે તે ગૃહસ્થ પણ દર્શન કરવા આવ્યો હતો."

ત્રણ દિવસ અગાઉ તેમણે મ્હને પંચાંગ જોઇ મહાયાત્રાને માટે શુભ દિવસ સ્થિર કરવા કહ્યું. હું તેમના કહેવાનો ભાવાર્થ સમજ્યો નહિ એટલે પંચાંગ જોઇ કહ્યું કે: " પોષ શુદ તેરશે દશ વાગ્યા પછી સારૂં છે. " તેમણે કહ્યું કે: " ત્હારી આજ્ઞા હોય તો એજ દિવસે દેહ ત્યાગ કરૂં. " હું તો એમનાં વચન સાંભળી સ્તબ્ધ થઇ ગયો ! રડતાં રડતાં માતુશ્રીને પણ એ વાત કહી. માતુશ્રીએ કહ્યું કે: " હવે શું કરવા રડે છે ? એમનું શરીર હવે રહેવાનું નથી ! ભલે એમને શરીર ત્યાગ કરવા દે. જેવી એમની અને ભગવાન શ્રી રામકૃષ્ણની ઇચ્છા ! એ સજ્ઞાને દેહ ત્યાગ કરે છે એ જોઇ મ્હને આનંદ થશે. "

શુભ દિન નક્કી કરી નાગ મહાશય નિશ્ચિંત થયા. બે દિવસ અગાઉ રાત્રે બે વાગે હું, હરપ્રસન્નબાબુ અને માતુશ્રી એમની પથારી પાસે બેઠાં હતાં. નાગમહાશય આંખો મીંચી પડી રહ્યા હતા. એકદમ જાગૃત થઇ મ્હને કહ્યું કે: " શ્રી રામકૃષ્ણ ભગવાન આવ્યા છે. આજે મ્હને તીર્થ દર્શન કરાવશે. " મ્હેં કાંઇ ઉત્તર આપ્યો નહિ, એટલે ફરીથી બોલ્યાઃ " તેં જે જે તીર્થ જોયાં હોય તેનાં નામ લે. હું અહીં રહ્યાં રહ્યાં તેનાં દર્શન કરીશ. " હું થોડા વખત અગાઉ હરિદ્વાર ગયો હતો એટલે પ્રથમ તેજ નામ લીધું. નાગ મહાશય બોલવા લાગ્યા કે " હરિ દ્વાર–હરિ દ્વાર ! જો, આ ભાગીરથી પહાડપરથી કલકલ કરતી ઉતરી આવે છે. આહા ! માના પાણીમાં ઝાડ કેવાં સુંદર દેખાય છે ! જય શૈલ. હું વિશ્વ વર્ષથી ગયો નથી. આજે

માના પાણીમાં સ્નાન કરી માનવજન્મ સાર્થક* કરવા દે ! ઓ મા ગંગા ! મા ગંગા ! પતિતપાવની " આટલું બોલતાં બોલતાં તે સમાધિમગ્ન થઇ ગયા. સમાધિભંગ થયા પછી મ્હને પણ લાગ્યું કેઃ " તેમણે ગંગામાં સ્નાન કર્યુંજ છે. "

નાગ મહાશયે મ્હને બીજા તીર્થનું નામ બોલવા કહ્યું. મ્હેં પ્રયાગ તીર્થનું નામ લીધું. તે બોલી ઉઠયા કે: "જય યમુને, જય ગંગે !" આટલું બોલી બન્ને હસ્ત જોડી પ્રણામ કરવા લાગ્યા. પછી કહ્યું: " અહીંજ ભરદ્વાજનો આશ્રમ ! તે કેમ દેખાતો નથી ! ગંગા યમુનાનો સંગમ ! હા ! પેલી બાજુ પહાડ દેખું છું ! પણ હાય ! શ્રી રામકૃષ્ણ ભરદ્વાજનો આશ્રમ દેખાડતા નથી." એટલું બોલી શાંત થઇ ગયા. વળી બે ત્રણ મિનિટ પછી બોલ્યાઃ " હાં ! મુનિની ઝુંપડી હવે દેખાય છે !" વળી શાંત થઇ ગયા. મિનિટ એક વિશ્રાંતિ લઇ બોલ્યાઃ " મા ! તું મહાશક્તિનો અવતાર થઇ વનમાં કેમ ફરે છે ? જય રામ, જય રામ. " બોલતાં બોલતાં નાગમહાશયને ગંભીર સમાધિ આવી ગઇ. સમાધિ ભંગ થતાં મ્હેં કાશી જગન્નાથ આદિ મહાતીર્થોનાં નામ લીધાં. નાગમહાશયના બોલવાપરથી એમજ લાગતું કે તે સર્વે તીર્થોને પ્રત્યક્ષ જોતા હતા. આશરે ચાર વાગે તીર્થદર્શન પૂરૂં થયું, પછી નાગમહાશય ઉંઘી ગયા. સવારે સૂર્યોદય થયો પણ નાગમહાશય જાગ્યા નહિ. અમે નારાયણગંજથી ડાક્તરને બોલાવ્યો. ડાક્તરે આવી દવા આપી. મ્હેં એમને જાગૃત કરી દવા આપી અને દૂધ પાયું.

સંવત ૧૯૫૫ પોષ શુદ ૧૩ ને* દિવસે આઠ વાગ્યા પછી તેમની સ્થિતિમાં બહુજ ફેરફાર થઇ ગયો. હું તેમની પાસે બેસી શ્રી રામકૃષ્ણનું નામ બોલ્યા કરતો હતો. ભગવાન શ્રી રામકૃષ્ણની છબી તેમની સમક્ષ મૂકી મ્હેં કહ્યું કેઃ "જેના નામે તમે આખા જગતનો ત્યાગ કર્યો છે અને અમારા જેવાને ત્યાગનો આદર્શ શિખવ્યો છે તેનીજ આ છબી છે!" તેમણે હાથ જોડી પ્રણામ કર્યા. પછી બહુજ ધીમે સ્વરે કહ્યું કે: " કૃપા—એમની કૃપા. " એ એમના છેલ્લા શબ્દો હતા !

* સને ૧૮૯૯ ના ડીસેમ્બરની ૨૮ મી તારીખ.

નવ વાગે મહા શ્વાસ ચાલુ થયો, આંખો કાંઇક લાલ થઇ, હોઠ ધ્રૂજવા લાગ્યા. અર્ધો કલાક પછી એમની આંખો ફરી ગઇ. મૂલાધાર આદિ ચક્રો ભેદી પ્રાણવાયુ હૃદયમાં આવી રહ્યો ! ધીમે ધીમે નાડીઓ બંધ થઇ ગઇ ! દશ અને પાંચ મિનિટે તેમણે હેડકી બાંધી. માતુશ્રીએ કહ્યું કે: "એ ગૃહસ્થ હતા, માટે આ વખતે પણ એમને ગહસ્થાશ્રમના નિયમ પ્રમાણે સંસ્કાર કરો." માતુશ્રીની આજ્ઞાનુસાર હું, કૈલાસબાબુ, પાર્વતીબાબુ વગેરે માણસો ઉંચકીને નાગમહાશયને બહાર લાવ્યા. હજી પણ શ્વાસોશ્વાસ ચાલતો હતો. પાંચ છ મિનિટ પછી તે પણ બંધ થઇ ગયો ! અમારૂં સર્વસ્વ ગયું ! અમને ભવસાગરમાં મૂકી માર્ગ બતાવી ગુરૂદેવ ચાલ્યા ગયા ! ઘરમાં સર્વે માણુસોએ રડવા માંડ્યું. મ્હેં માતુશ્રીને કહ્યું કે: "માતાજી ! રડો છો શા માટે? તમારે આટલાં બધાં સંતાન છે? તેમનાં સાત્વિક મુખ જોઇ શાંત થાઓ." થોડી વાર આક્રંદ કરી બધાં છાનાં રહ્યાં. કૈલાસબાબુ ચંદનકાષ્ઠ લેવા નારાયણગંજ ગયા.

આખા ગામમાં નાગમહાશયના મૃત્યુ સમાચાર ફેલાઇ ગયા. આખું ગામ ત્યાં દોડી આવ્યું. "અમારા ગામનું રત્ન ગયું!" એમ બોલી ઘણાં માણસો રડવા લાગ્યાં. ગામના વૃદ્ધ પુરૂષોએ આવી શબને તપાસ્યું. સર્વે લોકોએ અગ્નિસંસ્કારની તૈયારી કરવા કહ્યું, પણ મ્હેં કહ્યું કે: "નાગમહાશય જેવા મહાપુરૂષનું શબ બાર કલાક સુધી રાખવું જોઇએ." ગામના માણસોએ મ્હારા વિચારને અનુમોદન આપ્યું. રાત્રે દશ વાગે અગ્નિસંસ્કાર કરવાનું નક્કી કર્યું, ત્યાં સુધી તે પવિત્ર દેહ બહારજ રહ્યો. તે વેળા મ્હને વિચાર થયો કે: "થોડા વખત પછી આ પવિત્ર મૂર્ત્તિ ભસ્મીભૂત થઇ જશે ! એક ફોટો લીધો હોય તો સારૂં." વિચાર આવતાંજ નારાયણગંજ માણસ મોકલ્યું. ત્રણ વાગે ફોટોગ્રાફર આવ્યો. જીવિતદશામાં નાગમહાશયની છબી અમે લઇ શક્યા નહતા. અમે છબીને માટે કહેતા ત્યારે તે એમજ કહેતા કે: "આ દેહની છબી લેવાની શી જરૂર છે? મ્હારા ચરિત્રની છબી તમારી સમક્ષ રાખજો." ફોટોગ્રાફરને નાગમહાશયનો ફોટો લેવા કહ્યું. અત્યારે તે મહાત્મા ના કહી શકે એમ નહતું. ફોટોગ્રાફર ફોટો લઇ ચાલ્યો ગયો. એ છબીને બાબુ પ્રિય-

નાથસિંહે એન્લાર્જ કરી નાગમહાશયના સમાધિસ્થાનમાં મૂકી છે અને તેજ છબીની હાલ પૂજા થાય છે.

સૂર્યાસ્ત થતા પહેલાં માતુશ્રીએ પુષ્પનૈવેદ્યદ્વારા નાગમહાશયના ચરણની પૂજા કરી સાત વાર તેમની પ્રદક્ષિણા ફરી પોતાના સુદીર્ઘ વાળવડે નાગમહાશયના પગ લૂછ્યા. અમે નાગમહાશયના દેહને ચંદનપુષ્પવડે શણગાર્યો અને બે ત્રણ હજાર બીલીપત્ર ચ્હડાવ્યાં. સાંજે ગામનું દરેક માણસ નાગમહાશયના પવિત્ર દેહનાં દર્શન કરવા આવ્યું હતું. નારાયણગંજથી પણ ઘણાં માણસો આવી પહોંચ્યાં હતાં.

રાત્રે દશ વાગે અમે ચંદન કાષ્ટની ચિતા બનાવી, તે ઉપર નાગમહાશયનું શબ ગોઠવ્યું. શાસ્ત્રવિધિપૂર્વક ક્રિયા કરી મ્હેં તે દેહને અગ્નિદાહ કર્યો. એટલામાં સ્વામી સારદાનંદ ત્યાં આવી પહોંચ્યા. તેમણે ચિતાને સાષ્ટાંગ પ્રણામ કર્યા. ત્રણ કલાકમાં નાગમહાશયનો દેહ પંચ મહાભૂતમાં મળી ગયો. પિતાના મૃત્યુ પછી ત્રણ વર્ષે, ત્રેપન વર્ષ, ચાર માસ અને સાત દિવસની વયે નાગમહાશય મહાસમાધિસ્થ થયા. રહ્યું માત્ર એમના ચરિત્રની સ્મૃતિ અને શરીરની ભસ્મ !

બીજે દિવસે સારદાનંદના આદેશથી તેમની ભસ્મ એક પિત્તળના ઘડામાં ભરી, તેમાં નાગમહાશયનું રચેલું એક પદ મૂકી તેને ચિતા ભૂમિમાં દાટી. મૃત્યુ પૂર્વે તેમણે જે કાલી માતાની પ્રતિમા કરાવી હતી તે "મા" ની પ્રતિષ્ઠા આ સમાધિ ઉપર કરવા સારદાનંદે આજ્ઞા કરી. સમાધિ ઉપર એક સાધારણ મકાન બાંધ્યું છે.

નાગમહાશયના દેવા સંબંધી કેટલી સૂચના આપી સ્વામી સારદાનંદ ઢાકા જતા રહ્યા. ચોથે દિવસે હું પણ તે શાંતિમય સ્થાન છોડી—તેને છેલ્લા નમસ્કાર કરી કલકત્તે આવ્યો. પ્રભો ! અમને નાગમહાશય જેવા ત્યાગી—ઇશ્વરભક્ત થવાની બુદ્ધિ આપો. પ્રભો ! અમને આ ક્ષણભંગુર સંસારની બાહ્ય ભોગ-વાસનાઓથી વિરક્ત કરી ઇશ્વર દર્શન કરવાનું સામર્થ્ય આપો. હે શ્રી રામકૃષ્ણ ભગવાન ! અમારા ઉપર એવી દયા કરો કે જેથી અમે ભગવાનનાં દર્શન કરી જીવનમરણ મુક્ત થઇએ.

સમાપ્ત.

શ્રી સદ્ગુરુ સમર્થઃ

# जापानी जासुस.

## ભાગ પહેલો.

### પ્રકરણ ૧ લું.

#### ટાસીમા.



જાપાનની રાજધાની ટોકિયો શહેરથી ૪૦–૫૦ માઇલ દૂર સાનો નામક એક ન્હાનું શહેર છે. એ શહેરની પાસે થઇને રેલ્વે લાઇન બરાબર ઉત્તર તરફ ચાલી જાય છે. શહેર બહુ રમ્ય છે. જાપાનનાં લગભગ સઘળાં શહેરો સુંદર છે; પરંતુ તે બધાં કરતાં સાનો શહેરની સુંદરતા–રમ્યતા વધારે છે.

રસ્તા પણ સુંદર પહોળા છે. તેની બન્ને તરફ થોડે થોડે અંતરે વૃક્ષો રોપી રહ્યાં છે. ત્યાંના દરેક ઘર, જાણે રમત–ગૃહોના જેવાં ન્હાનાં અને ઘણેભાગે લાકડાનાંજ છે. ઘણા ઘરની ભીંતો તો કાગળનીજ બનાવેલી હોય છે. એ તો સર્વેને વિદિતજ છે કે જાપાનના ઘરોની કાગળની બનાવેલી સર્વે ભીંતો ઇચ્છા પ્રમાણે ગોઠવાય છે, અને ખસેડી નંખાય છે, તેથી દિવસને સમયે જે ઘર બેસવા ઉઠવાના બેઠકખાના તરીકે વપરાય છે, તેજ ઘર રાત્રિને સમયે ભીંતો ગોઠવી શયન–ગૃહમાં ફેરવી નાંખવામાં આવે છે!

જાપાનનાં દરેક ઘર સુંદર રીતે રંગેલાં હોય છે. ઉપરોક્ત [illegible]

ભીંતો ઉપર અનેક તરેહનાં પક્ષીઓ, કુતરાં, બિલાડાં, ઘેટાં, ગાય, વાછરડાં, ફળ, ફુલ, શહેરના દેખાવો, અને સુંદર મૂર્તિઓ વગેરે બહુ ઉત્તમ રીતે ચિતરેલાં હોય છે. જગતના કોઇ પણ દેશમાં આવાં ન્હાનાં તથાપિ સુંદર ઘર દષ્ટિગોચર થતાં નથી.

જાપાનનાં સ્ત્રી-પુરૂષોને-બન્ને જાતિને-લતાપતાકા, તેમજ પુષ્પગુચ્છ ઉપર બહુ પ્યાર હોય છે, અને તેથી દરેક જાપાનીસના ઘરમાં અકેક ન્હાનો સરખો બગિચો હોય છે. તેની લંબાઇ પહોળાઈ ૨૦-૨૫ હાથથી વધારે હોતી નથી. એ ન્હાનકડા બગિચામાં ઉગેલા ન્હાના છોડવા ઉપર સુંદર ફુલો સર્વદા ફુટેલાં હોય છે. ઘણા ઘરની અંદરના ભાગમાં પણ અનેક પુષ્પ-ગુચ્છો હોય છે. જાપાની રમણીઓ એ સઘળાં ગુચ્છોનું પોતાની સંતતિ પેઠે લાલન-પાલન કરે છે.

સાનો શહેરના એક ન્હાના સુંદર ઘરની પાસેના ક્ષુદ્ર બગિચામાં એક સુંદર ગાલીચા ઉપર બેસી બે સ્ત્રીઓ વાતો કરે છે. બન્ને વૃદ્ધા છે. તેમની સ્હામેજ એક સાધારણ બાજઠ પડેલો છે. આપણા દેશના સામાન્ય બાજઠો કરતાં તે મ્હોટો અથવા ઉંચો નથી. એજ જાપાનીસોનું ટેબલ છે. હાલ યુરોપનાં અનુકરણથી મ્હોટા લોકના ઘરોમાં ખુરસી-ટેબલ દાખલ થયાં છે.

ઉપરોક્ત ક્ષુદ્ર બાજઠ ઉપર ચાહની સઘળી વસ્તુઓ ગોઠવી છે, અને બન્ને વૃદ્ધાઓ સાધારણ ચીની પ્યાલા-રકાબીથી ચાહ પીએ છે. ખરૂં જોતાં આ એક ચાહની દુકાનજ છે, અને વૃદ્ધા ઇચિકિન્ચો તેની માલીક છે. જાપાનના દરેક ગામમાં-દરેક શહેરમાં આવી સેંકડો દુકાનો છે. એ ન હોય તો જાપાનનું અર્ધું સૌંદર્ય નષ્ટ થઇ જાય!

વૃદ્ધા ઇચિકિન્ચો વિધવા છે. ઘણા સમયથી તેનો સ્વામી ગુજરી ગયો છે. તેને પુત્ર-કન્યા કોઈ છે નહિ. ચાહની દુકાનની ઉત્પન્નમાંથી તે પોતાનું ગુજરાન સારી રીતે-સુખ ચેનથી ચલાવે છે.

પરંતુ વૃદ્ધાને કોઇ તેનું નામ દઇને બોલાવતું નથી. આબાળ-વૃદ્ધ સઘળાં સ્ત્રી-પુરૂષો તેને "ડોસીમા" કહીને બોલાવે છે. ડોસીમા સાનો શહેરના દરેક ઘરની ખબર રાખે છે. બીજાના છિદ્રોની યાદી જેટલી એની પાસે હતી, તેટલી બીજા કોઇ પાસે નહિજ હોય! બધાં તેની પાસે એ

સંબંધી વાતો સાંભળવા આવતાં, અને તેથી ડોસીમાની દુકાને ચાહનો પણ ઠીક વકરો થતો !

આજે જાપાનના સમ્રાટ મિકાડોનો જન્મદિવસ છે. મિકાડો જાપાનનો કેવળ સમ્રાટજ નથી, પરંતુ તે ધર્મનો પ્રધાન દેવતા ગણાય છે, અને પૂજ્ય છે. તેના જન્મોત્સવને દિવસે સમસ્ત જાપાન સામ્રાજ્યમાં મહોત્સવ થાય છે. ગામેગામ અને શહેરેશહેર નાના પ્રકારના આમોદ–પ્રમોદ રોશનાઇ વિગેરે થાય છે. આજે સાનો શહેરમાં પણ આમોદ–પ્રમોદ ચાલી રહ્યો છે. ન્હાના ન્હાના બાળક–બાલિકાઓને ભોજન અપાય છે. નાના પ્રકારની રમતોની ગોઠવણ થઇ છે, અને ઇનામો પણ વહેંચાય છે. આત્મીય આત્મીયને, બંધુ બાંધવને, અને પ્રિય પ્રિયાને સારા–મનગમતા–પદાર્થો અર્પણ કરે છે–ભેટ આપે છે.

સાનો શહેરમાં ખુબ આનંદ વર્તી રહ્યો છે. ડોસીમાની દુકાન સ્હામે એક ખુલ્લું મેદાન છે. તેમાં સઘળાં બાલક–બાલિકાઓ એકઠાં થયાં છે. એ પ્રદેશના જમીનદાર કાઉન્ટ ઇટો, અને શહેરના એક આબરૂદાર સદ્‌ગૃહસ્થ કામાકુરાએ બાળકોના આમોદ–પ્રમોદ માટે નાના પ્રકારની તૈયારીઓ કરી છે.

બન્ને વૃદ્ધાઓ ચાહ પીતાં પીતાં મેદાનમાં એકઠાં થયેલાં માણસોની આલોચના કરે છે.

## પ્રકરણ ૨ જું.

### ઇચિયો અને કાયા.



ડોસીમાની પાસે બેઠેલી વૃદ્ધા બોલી: " કામાકુરા છોકરાંઓને બહુ વ્હાલાં દેખાય છે ? "

ડોસી બોલ્યાં: " કામાકુરા છોકરાંઓને ચ્હાય છે ખરાં પરંતુ એમને પોતાને કાંઇ સંતાન નથી. "

" ત્યારે આ ત્રણ ? "

" એ એનાં ન હોય. મેં એમને પહેલાં જોયાં તેજ વખતે સાંભળ્યું હતું કે એ ત્રણે એમનાં નથી. કામાકુરાની સ્ત્રીનો પહેલો સ્વામી આ ત્રણ

છોકરાં અને વિપુલ સંપત્તિ મુકીને મરી ગયો છે. કામાકુરાએ એ સંપત્તિ માટેજ તેની સાથે લગ્ન કર્યાં છે, અને ત્યારથી એ એને ગળે વળગ્યાં છે, અને તેથીજ તે તેમને સંભાળે છે. વ્હાય છે."

બીજી સ્ત્રીએ કામાકુરાને તેની ત્રણ કન્યાઓ સાથે હસતો બોલતો જોઇને કહ્યું: "કામાકુરાને એ ત્રણે કન્યાઓ ઉપર બહુ પ્રેમ દેખાય છે."

ડોસી નસ્કોરાં ચડાવી બોલી: "તમે લોકો મ્હારી ઉપર વિશ્વાસજ રાખતાં નથી. તમને જે દેખાય છે તે સાચું હોય તો તેની સ્ત્રીનું સુખ આટલું બધું મ્લાન કેમ રહે?"

"બધા કામાકુરાને બહુ ભલો–સજ્જન–કહે છે. સાંભળવા પ્રમાણે તે પોતાની સ્ત્રીને પણ બહુ વ્હાય છે."

"પુરૂષ જાતનો હું ભરોસોજ કરતી નથી. જો તે તેને વ્હાલો હોત તો તેનું સુખ આમ રહેજ નહિ. અંદર ખાનેથી કાંઇ પણ કારણ હોવું જોઇએ."

"વારુ, પણ પેલી સુંદર બાલિકા કોણ છે? આ પેલા સદ્ગૃહસ્થ સાથે વાત કરે છે તે?"

"બાલિકા! એની ઉમ્મર ૨૪–૨૫ વર્ષથી એક દિવસ પણ ઓછી નથી. જરૂર એણે પોતાને મ્હોડે રંગ લગાવ્યો છે, અને આંખમાં મેશ આંજી છે. એ તો શયતાની છે! હું હોંઉ તો એક દિવસ પણ તેને શિક્ષિકા તરીકે રાખું નહિ."

"શું એ શિક્ષિકા છે?"

"હા, એનું નામ કાયા છે. છ એક મહિનાથી કામાકુરાએ તેને પોતાની પુત્રીઓને ભણાવવા રાખી છે. શયતાની! જો, જો, છટોને ફસાવવાને તે કેવા કેવા યત્ન કરી રહી છે!"

"અને આ યુવક......કોણ છે?"

"કેવું આશ્ચર્ય, કે એને પણ ઓળખતી નથી! એ આપણો જમીનદાર કાઉન્ટ છટો છે. બે વર્ષથી એને સંપતિ પ્રાપ્ત થઇ છે. જુવે છે કે? તે એ ભીખારણ સાથે કેવો હસે છે? ભીખારણ પણ કેવી નિર્લજ્જ છે!"

આટલું કહેતાં ડોસી કંપી ઉઠી. કાયાની નિર્લજ્જતા જોઇને વ્યાકુળ

થઇ ગઇ; વળી પછી બોલી: " હાય, હાય, આ કોણુ ? એ ભીખારણુ જાણે છે કે ઇટાનો ઇચિઓ સાથે વિવાહ થઇ ગયો છે. અરે, જો તે ખરી, તે બીચારી એકલી રખડે છે–ઝુરાય છે–અને આ રાંડ ભીખારણુ ઇટાને લઇ મોજ માણે છે ! "

" શું ઇચિઓ સાથે જમીનદારનો વિવાહ નક્કી થઇ ગયો છે ?"

" શું હજી જાણુતી નથી. ? તું તો કાંઇ ખબર પણુ રાખતી નથી. જમીનદારના પિતા અને ઇચિઓના પિતા વચ્ચે ગાઢ મિત્રાચારી હતી. તે બન્ને પોતપોતાનાં સન્તાનોનો વિવાહ કરી ગયાં છે. ઇચિઓનો પિતા મરતી વખતે કામાકુરાને તે જણાવી ગયો છે. "

" કાઉન્ટ ઇટાને ઇચિઓ ઉપર પ્રેમ છે ? "

" એ તો કોણુ જાણે? પણુ હું એટલું તો જાણું છું કે તે આ ભ્રમતાનીની મોહજાળમાં પડ્યો છે. "

" કોઇ સાંભળશે. "

" શું હું કોઇનાથી બ્હીઉં છું ? સત્ય વાત કહેવામાં શા માટે બ્હીવું જોઇએ ? હું હોઉં તો આજેજ એ બિલાડીને અહિંથી હાંકી કાઢું. અરે ! બિચારી ઇચિઓ, જોને કેવી મ્લાન મૂખે ભટક્યા કરે છે. ? એ ક્યાં અને આ ભીખારણુ ક્યાં? સિંહણુ ક્યાં ને શિયાળી ક્યાં ? આસમાન જમીનનો ફેર."

ડોસીની આ વાત સાથે વૃદ્ધા એક મત થઇ શકી હોય એમ લાગતું નથી. ખરૂં જોતાં કાયા બહુજ સુંદર–સ્વરૂપવાન્ હતી. તેના જેવી સર્વાંગ સુંદર યુવતી જાપાની રમણીઓમાં મળવી દુર્લભ છે. તેમ ઇચિઓ પણુ કાંઇ સુંદર નથી એમ નથી. તથાપિ તે કાયાની બરોબરી કરી શકે એમ નથી. "

ડોસીનું મ્હોં એક વખત ઉઘડતું તો તે સહજ બંધ થતું નહિ, તેણે વળી પાછું કહેવા માંડ્યું: " કામાકુરાને માથાના વાળ જેટલું દેવું છે. તેણે પોતાની સ્ત્રીના પૈસા તો ક્યારનાએ સ્વાહા કરી નાંખ્યા છે ! ઇચિઓના પૈસા મળશે તો તે પણુ ત્રણુ દિવસમાંજ ફના કરી નાંખશે. "

" ઇચિઓનો પિતા પોતાની પાછળ કાંઇ મુકી ગયો છે ? "

" ના, ઇચિઓનો પિતા બહુ થોડુંજ મુકી ગયો છે. સાંભળ્યું છે કે

તેમાંથી ઇચિઓને દરવર્ષે ફક્ત એક સો "યેન" (જાપાની સીક્કા) મળે છે."

" ત્યારે હવે તેને પૈસા ક્યાંથી મળશે ? "

" ઇચિઓને એક કાકો છે, તે લગ્ન કરતો નથી. તે લાખ્ખો રૂપિયાનો વેપાર ખેડે છે. સાંભળ્યા પ્રમાણે એ પોતાની બધી મીલકત ઇચિઓને આપી જશે. "

ડોસીની વૃદ્ધા સખી ઉઠીને ઉભી થઇ. ડોસી પાસે કોઇને લાંબો સમય સુધી બેસી રહેવાનું ગમતું નહિ. ડોસી પણ ઉઠી અને બોલીઃ " ચાલ, એમની સાથે મળી જઇએ. આજ તો આનંદનો દિવસ છે. "

જાપાનની આબાલવૃદ્ધ વનિતા-ગરીબ-તવંગર-સઘળાં હમેશાં બહુજ પ્રફુલ્લ રહે છે. જાપાન જેવો હસમુખો દેશ જગતમાં એકકે નથી. જાપાનમાં બધાં હમેશાં હસીનેજ વાત કરે છે. ખાસ કરીને યુવતીઓ, બાલિકાઓ, અને શિશુઓનાં મુખ તો સર્વદા હસતાંજ હોય છે, અને તેથી જાણે જાપાન હસવા માટેજ નિર્માણ થયું હોય એમ લાગે છે! જાપાનમાં શોકાતુર નજરે પડતુંજ નથી. વિદેશી લોકો જાપાનમાં જઇ એવું સુંદર દશ્ય જોઇને બહુજ આનંદ પામે છે, અને તેથીજ આપણાં ડોસી પણ " આજે આનંદનો દિવસ છે. " એમ કહેતાં સંભળાય છે.

## પ્રકરણ ૩ જું.

### બે ઉપહાર.

બ ને સ્ત્રીઓએ જે સ્થળે બાળક બાલિકાઓ આનંદોત્સવ કરી રહ્યાં છે તે તરફ ચાલવા માંડ્યું.

તેમણે પાસે જઇને જોયું તો કાચા હાસ્ય કરીને કાઉન્ટ ઇટોને કહે છે; " બુઢ્ઢી! મ્હને બે આંખે જોઇ શકતી નથી, માટે આપ ઇચઓ પાસે જાવો. "

કાઉન્ટ ઇટોએ કહ્યું: " હું ત્હારી પાસે રહેવાનેજ ઇચ્છું છું. ઇચિઓને

હું મ્હારા પ્રાણથી પણ અધિક ચાહું છું, પરંતુ તેની સાથે શી વાત કરવી તે સુઝતું નથી. તેણે તો આ શહેરની બહાર એક ડગલું પણ ભર્યું નથી અને તેં કેટલા બધા દેશ જોયા છે?"

કાયા હસતાં હસતાં બોલીઃ "હું મૂર્ખ-પંડિત છું. દેશ દેશ ફરી છું, છતાં પણ ઇચિઓની ઈર્ષા કરૂં છું!"

"કેમ?"

"કેમ? તે હું જાણતી નથી."

આ પ્રમાણે બોલીને તેણે પોતાના હોઠ દબાવ્યા, અને તેના ગાલ ઉપર જાણે ગુલાબ ફુટી નીકળ્યા હોય એવો રંગ જામી ગયો. થોડી વાર પછી તે વળી પાછી બોલીઃ "મ્હારે મ્હારી શિષ્યાઓ પાસેજ રહેવું જોઇએ. હું તો એક ગરીબ શિક્ષિકા છું."

ઇટો કાંઇપણ બોલે તે પહેલાં તો તે ત્યાંથી ચાલી ગઈ. ઇટો થોડીવાર સુધી ગુપચુપ ઉભો રહ્યો. તેના હૃદયમાં એક તુમુલ આન્દોલન ઉપસ્થિત થયું. તે ઇચિઓ સાથે પરણવાને ધર્મથી બંધાયો હતો. તે ઇચિઓને પોતાના પ્રાણથી પણ અધિક વ્હાલો હતો, છતાં તેને કાયા ઉપર પણ પ્રેમ હતો. પોતાના હૃદયમાંથી કાયાના વિચારો બળાત્કારે કાઢી નાંખી તે ઇચિઓ પાસે આવ્યો, અને ગદગદ સ્વરે બોલ્યોઃ "ઇચિ! આજે તું મ્હારી સાથે બિલકુલ બોલી નથી. તું છોકરાંઓની રમતમાં લીન થઇ ગઈ લાગે છે."

"ના તેમ નહિ, તમે કાયા—"

"કાયાને શું છે?"

ઇચિઓ, ફાટી આંખે ઇટો તરફ જોઇને બોલીઃ "તમે કાયાને ચ્હાઓ છો."

ઇટો બનાવટી હાસ્ય કરતાં કરતાં બોલ્યોઃ "ગાંડી બાલિકા! કાયા સાથે વાત કરતો હતો, એમાં આટલી બધી રીસ?"

ઇચિઓ મરીઅડે મ્હોડે બોલીઃ "ત્યારે બીજી વાત કહું?"

"ત્યારે કહેવું હોય તે કહે, પણ જોજે મ્હોટેથી બોલીશ નહિ."

ઇચિઓએ અચકાતાં અચકાતાં કહ્યુંઃ "ત્યારે સાંભળો. એ જશે તો હું બચીશ. હું એને જોઇ શકતી નથી."

"ત્હારા જેવી ગાંડી કોણ હોય? કાયા ત્હારા ઉપર બહુ પ્યાર રાખે છે."

"લુચ્ચી–ડોસીમા—!"

"એ ભીખારણનું નામ દઇશ નહિ, એ કોને વખાણે છે? ચાલ જવા દે એ વાત. મ્હેં નવી મોટરકાર મંગાવી છે, એક દિવસ ત્હને તેમાં ફરવા લઇ જઇશ."

"શું, મોટર ગાડી? કાલેજ ચાલશે."

"વારૂ, તેમ કરીશું."

"આપણે એકલા જઇશું?"

"ત્યારે, બીજા કોને બોલાવીશું?"

"કાયા?"

એ વખતે કામાકુરાએ ઇચિઓને બોલાવી; એટલે તે તે તરફ ચાલી ગઈ. ઇટો થોડી વાર સુધી ગુપચુપ ઉભો રહી વિચાર કરવા લાગ્યો. તે મનમાં ને મનમાંજ બોલ્યો: "ઇચિઓનો કાંઈ દોષ નથી. મ્હારોજ દોષ છે."

છોકરાંઓને આહાર–ઉપહાર–વ્હેંચાઇ ગયાં, અને બીજાં સઘળાં એક બીજાને ઉપહાર–ભેટ આપવા લાગ્યાં.

ઇટો પોતાના પાકીટમાંથી એક સુંદર હાર બહાર કાઢી ઇચિઓના હાથમાં આપતાં બોલ્યો: "ઇચિ! આશા છે કે આ ક્ષુદ્ર–ભેટ તને પસંદ પડશે."

પસંદ પડવાની વાત દૂર રહી, પરંતુ તે હાર જોઇને ઇચિઓ બહુજ ખુશ થઇ, અને સલજ્જીત સ્વરે બોલી: "તમે આ હાર વેચાતો લીધો?"

"હા, મ્હેં તમારે બન્ને જણ માટે ભેટ આણ્યો છે."

એમ બોલી તેણે કાયા તરફ ફરીને કહ્યું: "આ લો, તમારો..."

કાયાનું મુખ લાલ થઇ આવ્યું, તેણે મસ્તક નમાવી ભેટ સ્વીકારી. બે સુંદર ચુડીઓ—કિંમત બહુ નહિ–પરંતુ આથી ઇચિઓનું મુખ–ગંભીર થયું. તે બીજી તરફ ચાલી ગઇ. ઇટોનું મ્હોં પણ પડી ગયું. તેણે સત્વર ઘર તરફ ચાલવા માંડ્યું.

બન્ને વૃદ્ધાઓ હવે ચાહની દુકાન તરફ પાછી વળી. બીજી ચાલી જતી હતી, પરંતુ ડોસીએ તેને જવા દીધી નહિ. એક પ્યાલો ચાહ પીને જવાનું કહી તે તેને પોતાની સાથે ઘસડી લાવી.

વૃદ્ધાએ જતાં જતાં ડોસીને પુછ્યું: " પેલી ચોરી સંબંધી કાંઇ વધારે સાંભળ્યું ? "

ડોસી બોલી: " આ દેશની પોલીસ આળસુ છે. દરેક બંદરે, અને મ્હોટાં મ્હોટાં ઘરોમાં પંદર પંદર દિવસે ચોરીઓ થાય છે અને પોલીસ હાથ જોડીને બેસી રહી છે. આળસુ–નકામી–તદન નકામી ! "

" ત્યારે શું પોલીસો ચોરને પકડી શકશે નહિ ? "

" પકડી શકશે ! ચોરીઓ બંધજ થતી નથી. એ પ્રમાણે દર મહિને થયાજ કરે છે—અરે બારણા પાસે કોણ છે "

એક માણસ ડોસીના બારણામાં આવીને ઉભો હતો. તે તેને જોઇને બોલી: " ઓકુ મ્હારી સાથે વાત કરવા આવ્યો છે."

" ઓકુ કોણ ? "

" મ્હોટો સરકારી છુપી પોલીસ. આ ચોરી સંબંધી મ્હારી સાથે વાત કરવા આવ્યો છે. એ બધા ખોટા છે. કોઇપણ સંભાળ–ખબર અંતર–રાખતું નથી. ખબર રાખવાની કોઇને પણ દરકાર હોય તો તે આ બુટ્ટી–ડોસીને–જ છે."

ડોસી અહંકાર કરતી ફુલાતી ફુલાતી પોતાના બારણાં આગળ આવી!

ડોસી કાંઇ બહુ જુઠું બોલી નથી. ફક્ત એટલુંજ કહ્યું છે કેઃ કેટલાક મહિનાથી જાપાનના દરેક બંદરમાં મહિનામાં બે વાર નિયમિત રીતે મ્હોટી મ્હોટી ચોરીઓ થાય છે, પરંતુ હજી સુધી પોલીસ ચોરને પકડી શકી નથી, તેમ ચોરીઓ પણ બંધ પાડી શકી નથી. આ ચોરીઓને માટે આખા જાપાનમાં ભારે ચકચાર ચાલી રહી છે !

---



## પ્રકરણ ૪ થું.

### નનામો કાગળ.

રા તે વાળુ કર્યા પછી કાયા પોતાના ઓરડામાં સુતી સુતી આકાશ પાતાલનો વિચાર કરતી હતી. તેણે પોતાના મનને સમજાવવાના બહુ બહુ પ્રયત્ન કર્યા, પરંતુ મન સમજ્યું નહિ. સમાધાન થયું નહિ. પોતે ઇટોને ચ્હાય છે, એ વાત ઉપર પોતાના મનને પણ સહજ વિશ્વાસ મુકવા દેતી નહિ, પરંતુ તે હૃદયને દમન કરવા જીવતોડ ચેષ્ટા કરતી હોવા છતાં આત્મ–સંયમ કરી શકી નહિ. તેની ખાત્રી થઇ ગઇ હતી કે: તે પોતાનું જીવન, મન, પ્રાણ સઘળું ઇટોના ચરણમાં અર્પણ કરી ચુકી છે !

આટલું છતાં તે જાણતી હતી કે તેમ કરવામાં બહુજ અન્યાય છે. ઇટો સાથે ઇચિઓનાં લગ્ન નક્કી થઇ ગયાં છે, ઇચિઓ તેને પ્રાણથી અધિક ચ્હાય છે. જો તે ઇટોને ગુમાવશે તો મરણ પર્યંત દુઃખસાગરમાં નિમગ્ન થશે અને તેનું હૃદય ફાટી પડશે વળી હવે તે કદિ પણ આ કાર્ય કરશે નહિ. તે અહિંથી ન્હાસી છુટશે. હવે અહિં ઘણા દિવસ રહેશે તો તે કાંઇ કરતાં કાંઇ કરી બેસશે ! ”

એકાએક તે ચમકીને બેઠી થઇ ગઇ. એટલામાં તેની પાછળની કાગળની ભીંત ધીમે ધીમે ખસી ગઇ, અને ઇચિઓ તેની પાસે આવીને બેઠી.

થોડીવાર સુધી તો બન્ને શાન્ત રહ્યાં, ત્યાર પછી ઇચિઓ ધીમે રહીને બોલી: “ ઇટોએ તને શું આપ્યું ? મ્હને નહિ દેખાડે ? ’

કાયા તેને તે બતાવવા રાજી ન્હોતી, પરંતુ શું બ્હાનું કહાડી તે ન બતાવવું તે એને સુઝયું નહિ. છેવટે તેણે ચુપચુપ બન્ને ચુડીઓ બહાર કાઢી અને ઇચિઓ તેને દીવા આગળ લઇ જઇ બારીકાઇથી જોવા લાગી. બન્ને

ચુડીઓ સાધારણ હતી. બહુ કિંમતી પણ ન્હોતી. તેની ઉપર ભિકાડોના નામ વાળી બે ન્હાની ન્હાની સુવર્ણ મુદ્રાઓ લટકતી હતી.

બન્ને ચુડીઓ પાછી આપતાં ઇચિઓ પોતાના મનનું સમાધાન કરતાં બોલીઃ "બહુ કિંમતી નથી." પણ તેનું મન થોડીવારમાંજ ફરી ગયું, તે એકાએક બોલી ઉઠીઃ "કાયા, ઇટોને મ્હારી પાસેથી છીનવી લેવાનો તને શો અધિકાર છે ?"

કાયા, વિસ્મિતભાવે તેના મુખ સ્હામું જોઇને બોલીઃ "કેમ ? મ્હેં શું કર્યું છે ? કાઉન્ટ ઇટો ત્હારોજ છે. ત્હારી સાથેજ તેના લગ્ન થશે."

"હા લગ્ન થશે, પરંતુ તેનું મન ત્હેં ચોરી લીધું છે."

"ઇચિઓ જા, સુઇ જા."

"શું હું કાંઇ નથી જાણતી ? મ્હને ચુડીઓ આપો."

"ઇચિઓ–જા, સુઈ જા. ત્હારૂં માથું બગડી ગયું છે. કાલે સ્હવારે જોઇ લઇશું."

"મ્હેં સારી રીતે વિચાર કર્યો છે. ત્હેં ઇટોને ત્હારી ઉપર પ્યાર રાખતાં શીખવ્યો છે, હવે તે મ્હને ચ્હાતો નથી. ત્હનેજ ચ્હાય છે."

"હું સમ ખાઇને કહું છું કે મ્હેં કાંઇ પણ કર્યું નથી."

"ત્હેં અહિં આવીને મ્હારૂં સત્યાનાશ વાળ્યું છે."

"હું તો માત્ર ગરીબ શિક્ષિકા છું."

"શિક્ષિકા ? ના, ના, હું જાણું છું કે તું ખરેખરી શમતાની રાક્ષસી છે. તું મ્હારી પાસેથી ઇટોને ચોરી જવા માટેજ અહિં આવી છે."

"ઇચિ, જો તું મ્હારૂં અપમાન કરવા માટેજ અહિં આવી હોય, તો ચાલી જા."

ઇચિઓ ક્રોધથી ઉન્મત્ત થઇને બોલીઃ "હું જાઉં ? તુંજ અહિંથી દૂર થા. શમતાની–રાક્ષસી !"

ક્રોધથી કાયાનું મુખ લાલચોળ થઇ ગયું. આંખોમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો, અને છેવટે મહાપ્રયત્નતે ક્રોધને દબાવી ગંભીરતાથી બોલીઃ "જો મ્હને ચ્હીડવીશ નહિ. મ્હારી નસોમાં ચીની રક્ત છે. મ્હારો જન્મ ચીનમાં

છે. હવે પછી જો મ્હને ગાળ દીધી—તો—તો—હું ત્હારૂં ખુન કરીશ. ખુન.."

આ સાંભળતાંજ ઇચિઓ ભયભીત નયને બબડતી બબડતી ત્યાંથી એકદમ ન્હાસી ગઇ. કાયાએ પેલી કાગળની ભીંત ખેંચી પોતાનો ઓરડો બંધ કરી દીધો, અને બેચાર દીર્ઘ નિશ્વાસ નાંખી મહામહેનતે આત્મસંયમ કર્યો. આખી રાત તેણે વિચારમાંજ કાઢી. રાતમાં એક વખત પણ તેની આંખો મિંચાઇ નહિ. પથારીમાં સુતેલી હોવા છતાં ફક્ત પથારીમાંજ નહિ, પરંતુ આખા ઓરડામાં આળોટવા લાગી, ધમપછાડ કરવા લાગી. હજી જાપાનમાં ખાટલા પર સુવાનો રીવાજ સાધારણ રીતે પ્રચલિત થયો નથી.

આખી રાત વિચાર કરી છેવટે તેણે હવે આ સ્થાનમાં લાંબો સમય નહિ રહેવાનો નિશ્ચય કર્યો. કોઇ દૂર દેશાવર જવાથી ઇટોને ભુલી જવાશે એમ તેણે ધાર્યું. હમણાં તો હું કામાકુરાની એક સામાન્ય દાસી—દાસી નહિ તો તેના કરતાં કાંઇક ઠીક—તેની પુત્રિઓની શિક્ષિકા છું. પરંતુ તે પણ દાસી જેવીજ. તેથી કાઉન્ટ ઇટો જેવા મહાપુરૂષને મેળવવાની આશા રાખવામાંજ વિટંબના છે—દુઃખ છે. બાલકને ચંદ્ર પકડવાની આશા થાય તેવી એ આશા છે. હું અહિં હઇશ. તો તેના દુઃખમાં પણ વૃદ્ધિ થશે. ના હવે એક દિવસ પણ અહિ રહેવું નહિ. કાલેજ કામાકુરાને કહી દેવું."

પ્રાતઃકાલમાં વળી બીજો જે બનાવ બન્યો તેથી તેને તે સ્થાન તેજ વખતે ત્યજી ચાલ્યા જવાનું આવશ્યક જણાયું.

કામાકુરા ચાહ પીએ છે. તેની સ્ત્રી, કાયા, અને ત્રણે કન્યાઓ પાસે બેઠાં છે. તે સમયે ઇચિઓ પણ ત્યાં આવી પહોંચી, તેને જોઇને કામાકુરાએ કહ્યું: "આટલું બધું મોડું ઉઠવાનું ? આ ત્હારો કાગળ છે."

ઇચિઓ આશ્ચર્ય પામી, બોલીઃ "મ્હારો ?"

"હા, આ ટપાલમાંજ આવ્યો છે."

ઇચિઓએ પત્ર ઉઘાડયો અને વાંચ્યો. વાંચતાંજ તે ચિત્કાર કરી ઉઠી. સઘળાએ કંપીને તેની સ્હામું જોયું, તો તેનું મ્હોં પીળું પડી ગયું હતું. તેનું આખું શરીર કંપતું હતું, અને તે મુર્છિતપ્રાય સ્થિતિમાં આવી ગઇ હતી. કામાકુરાની સ્ત્રીએ એકદમ દોડીને તેને પકડી લીધી. તે અવ્યક્ત સ્વરે બોલીઃ "અરે...મ્હારૂં...મ્હારૂં...ખુન...કરી."

કામાકુરાએ તેના હાથમાંથી પત્ર લઇ લીધો અને વાંચવા માંડયો:
"મહાશય !

આપનો કોઈ એક શુભેચ્છક આપને આ પત્ર લખે છે. કાયાનો વિશ્વાસ કરશો નહિ. લાલ ત્રિમૂર્તિની આજ્ઞાથી તે આપનું ખુન કરશે."

પત્રનું લખાણુ સાંભળીને કાયા અસ્ફુટ શબ્દો કાઢતી બેસી ગઇ. કામાકુરાની સ્ત્રી વ્યાકુલતાથી તેની તરફ જોવા લાગી. ઇચિઓ લગભગ મૂર્છિત થઇ ગઇ હતી. કામાકુરાએ કાયા તરફ જોયું, તે મૃદુસ્વરે ફક્ત એટલુંજ બોલી: "લાલત્રિમૂર્તિ–હવે લાલત્રિમૂર્તિ !"

## પ્રકરણ ૫ મું.

## લાલ–ત્રિમૂર્તિ.



કામાકુરાએ પોતાની ત્રણે કન્યાઓને રમવા જવાની રજા આપી. પોતાની સ્ત્રી, કાયા, અને ઇચિઓને સાથે આવવાની ઇસારત કરી. જે ઓરડામાં તે લખતાં વાંચતાં હતાં, તે ઓરડામાં તેમને લઇ આવી બેસવા કહ્યું.

જાપાનનાં ઘરો ન્હાનાં ન્હાનાં હોય છે. કામાકુરાનું ઘર પણ તેવુંજ હતું. તેમાં એક સુંદર કારપેટ પાથરી હતી, અને બહારના ભાગમાં સુંદર સુંદર રેશમી પર્દા હતા.

ઘરની એક બાજુમાં એક વાંસની "શેલ્ફ" ઉપર કેટલાંક પુસ્તકો અને બીજી વાંસનીજ બનાવેલી સુંદર ચીજો ઘરની શોભામાં વૃદ્ધિ કરતી હતી. જાપાનના જેવી આવી સુંદર કારીગીરીવાળી વાંસની ચીજ બીજે કોઇ પણ ઠેકાણે થતી નથી.

ઘરની ભીંત ઉપર નાના પ્રકારના જાપાનના પ્રાચીન અસ્ત્રશસ્ત્રો લટકતાં હતાં, તેમાં એક હાથીદાંતની નકસીદાર મુઠવાળો ચીની–ચીન દેશનો–છરો પણ લટકતો હતો.

એક તરફ એક બોનઝાઇ ઉપરના એક ન્હાનકડા કુંડામાં કેટલાંક ચીની–લીલી ફુલો ખીલ્યાં હતાં. ઘરના એક ખુણામાં એક લોઢાની સગડી પણ પડેલી છે. જાપાન શીતપ્રધાન દેશ છે. શીતકાળમાં ઘણે ઠેકાણે બરફ પડે છે, અને ઘરમાં સગડી સળગાવ્યા સિવાય રહી શકાતું નથી. અમે જે સ્થાનની વાત કરીએ છીએ, તે જાપાનની રાજધાની ટોકિયો શહેરથી બહુ પાસેજ આવેલું છે. તેથી અહિં પણ સખ્ત ઠંડી પડે છે. બરફ પણ પડે છે. વળી જે સમયની વાત ચાલે છે તે પણ શીતકાળ–શિયાળાનો છે. ગઇ રાત્રેજ આ સ્થળે ખુબ બરફ પડયું હતું.

કામાકુરા સગડીમાંના અગ્નિને જરા સતેજ કરીને–ખ્ખેરીને બેઠો, અને કાયા તરફ જોઈ બોલ્યોઃ "આ બાબતમાં તમારે કાંઇ કહેવાનું છે?"

કાયા, અવનત મસ્તકે બોલીઃ "હું એમાંનું કાંઇ પણ જાણતી નથી."

કામાકુરાની સ્ત્રી બોલીઃ "કાયા, તમે જાણો છો કે હું તમને બહુજ ચ્હાઉં છું, માટે તમારે અમારી પાસે દિલ ખોલીને બધી વાત કહી દેવી જોઇએ."

ઇચિઓ વચમાંજ બોલી ઉઠીઃ "એ બોલવાની નથી–એ કહેવાની નથી."

કાયા ધીમે ધીમે બોલીઃ "શું બોલું? શું કહું? હું કાંઇ પણ જાણતી નથી. શું હું આવો કાગળ લખું?"

ઇચિઓ આ વખતે પણ બોલી ઉઠીઃ "તું ઇટોને ચ્હાય છે–બોલ–"

"હું ઇટોને ચ્હાતી નથી, મ્હેં એ તને કાલે રાત્રેજ કહી દીધું છે."

"અને સાથે સાથે 'હું ત્હારૂં ખુન કરીશ' એમ પણ કહ્યું છે."

કામાકુરા જરા વિસ્મય પામીને કાયા તરફ જોઇ બોલી ઉઠયોઃ "આ–બધું શું?"

કાયા મસ્તક નમાવી કહેવા લાગીઃ "ક્રોધાવેશમાં એવા શબ્દો નીકળી ગયા હતા. ઇચિઓએ મ્હને વિના કારણ ગાળો દીધી હતી."

કામાકુરાની સ્ત્રી બોલીઃ "ભલે, તે ગમે તે હો, પણ આ કાગળનો મતલબ શું? એમાં શું લખ્યું છે?"

"હું કાગળનો મર્મ જાણતી નથી. હું શા માટે આવો કાગળ લખું? મ્હારા કોઇ શત્રુએ આ કામ કર્યું છે. ગઇ રાતે એણે મ્હને વગર કારણે ગાળો

દીધી તેથી મ્હારા ક્રોધને હું દબાવી શકી નહિ, અને મૂર્ખતાથીજ બોલી જવાયું છે. ખરૂં છે કે યચિઓને મ્હારા હૃદયથી ચ્હાઉં છું."

"યચિઓ બોલી ઉઠીઃ "એના શરીરમાં ચીનનું-રક્ત-બળ-છે. એ નક્કી મ્હારૂં ખુન કરશે-ખુન કરશે."

કામાકુરાએ પોતાની સ્ત્રીને કહ્યુંઃ "આને બીજા ઓરડામાં લઈ જાઓ." એ સાંભળતાંજ તે યચિઓને લઈ બીજા ઓરડામાં ચાલી ગઈ.

તેઓ ઓરડાની બહાર નીકળી ગયાં એટલે કામાકુરાએ ગંભીરતાથી કાયાને પુછ્યુંઃ "કાયા, સાચું બોલ, લાલ-ત્રિમૂર્તિ કોણ છે?"

કાયા જરા વિચાર કરીને બોલીઃ "તે હું જાણતી નથી, પરંતુ મ્હારા પિતા ઉપર જે કાગળો આવતા તેની ઉપર ઘણે ભાગે આ લાલ ત્રિમૂર્તિની છાપ આવતી હતી. તેજ પ્રમાણે તેઓ પોતાની ઘડીઆળના અછોડા સાથે પણ સોનાની એક ત્રિમૂર્તિ રાખતા હતા."

"કોની મૂર્તિ?"

"બૌદ્ધ-ત્રિમૂર્તિ-બુદ્ધ, ધર્મ, સંઘ."

"એનો અર્થ શું તે ત્હારા પિતા નક્કી જાણે છે કે? તું તેનો અર્થ તેમને પુછી મંગાવ."

"તે તો ગુજરી ગયા છે. એક વર્ષ ઉપર નાગાસાકીમાંજ તેમનું મરણ થયું છે."

"મ્હને આ બધામાં કાંઇ સમજ પડતી નથી. હવે મ્હારે શું કરવું તે પણ સુઝતું નથી."

"મ્હારે માટે તો અહિંથી ચાલ્યા જવું એજ શ્રેયસ્કર છે. હું એક બે દિવસમાંજ અહિંથી ચાલી જઇશ."

"મ્હને પણ તેજ ઠીક લાગે છે. જો કે મ્હને અને મ્હારી સ્ત્રીને એથી બહુ દુઃખ થશે, અને તમારા જેવી શિક્ષિકા પણ મળી શકશે નહિ, પણ તેમ કર્યા સિવાય છુટકો નથી."

આપ મ્હને જરા મદદ કરશો તો હું બીજી નોકરી મેળવી લઇશ. આપ મ્હને આ કાગળની નકલ આપશો?"

"શા માટે?"

"મ્હારા કયા સત્રુએ આવો પત્ર લખ્યો છે તેની હું તપાસ કરીશ. વળી જેણે આ પત્ર લખ્યો છે, તે મ્હારા પિતાની વાત નક્કી જાણુતો હોવો જોઇએ. નહિ તો તે લાલ ત્રિમૂર્તિની વાત લખે નહિ."

"મ્હને હવે આ બાબતની વધારે ચકચાર કરવી યોગ્ય લાગતું નથી. મ્હને લાગે છે કે આ સંબંધી હવે હું વધારે કાંઇપણ સાંભળી શકીશ નહિ."

"મ્હેં કાલે જ જવાનો વિચાર કર્યો છે. મ્હને જે કાંઇ મળવાનું હોય તે—"

"સંધ્યાકાળે મળશે. હું આશા રાખું છું કે આપણે વળી પાછાં એકઠાં થઇશું."

"છચિઓના લગ્ન પહેલાં તો નહિજ. હું જ્યાં જઇશ ત્યાંથી આપને જણાવીશ. આપે મ્હને બહુ સારી રીતે રાખી છે. આપનો પ્રેમ હું કદી પણ ભુલી શકીશ નહિ."

"વારૂ, જ્યાં જાઓ ત્યાંથી પત્ર લખજો." કાયા ઉઠીને ચાલી ગઇ. કામાકુરા કેટલાક કાગળ પત્રો લઇને જોવા લાગ્યો.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### મંદિરમાં.

આ જે સાનો શહેરના મુખ્ય દેવમંદિરમાં મ્હોટા ઠાઠમાઠથી મિકાડોના કલ્યાણ માટે પૂજા થશે. સાનો શહેરના આબાળવૃદ્ધ વનિતા સઘળાં પૂજા જોવા માટે જશે. રાત્રિના નવ વાગે પૂજાનો આરંભ થશે.

સંધ્યા પહેલાં કામાકુરાએ પોતાની સ્ત્રીને કહ્યું: "જો, સંધ્યા પછી એક માણસ મ્હને મળવા આવશે, તેની સાથે મ્હારે કેટલીક ખાનગી વાતો કરવાની છે. મ્હારા બેસવાના ઓરડામાં કોઇ પણ આવે નહિ. એવું સઘળાંને કહી દેજો."

કામાકુરાની સ્ત્રીએ "કહી દઇશ" એમ કહ્યું ખરું, પરંતુ તે બધાને કહેવાનું ભુલી ગઇ. ત્રણ કન્યાઓને અને દાસીને ના કહી, પરંતુ ઇચિઓ અને કાયાને કાંઇ કહ્યું નહિ. તેઓ કામાકુરાના ઓરડામાં જતા નહિ તેથી તેમને કહેવાનું તેને કારણ જણાયું નહિ.

રાતે આઠેક વાગ્યાને સુમારે એક માણસ કામાકુરાને મળવા આવ્યો. તેણે પોતાનું આખું શરીર મ્હોટા કોટથી ઢાંકી દીધું હતું. કોઈ તેનું મ્હોં પણ બરાબર જોઇ શકતું નહિ, કારણકે તેને પણ મસ્તકપર્યંત એક મ્હોટું વસ્ત્ર ઓઢેલું હતું.

આ પ્રમાણે આખું શરીર ઢાંકવાનું એક કારણ હતું. બહાર ઝરમર ઝરમર બરફ પડતો હતો, અને ઠંડી પણ ખુબ હતી.

રાત્રિના આશરે નવેક વાગ્યાને સુમારે એક પુસ્તક લેવા માટે કામાકુરાના ઓરડામાં કાયાએ પ્રવેશ કર્યો, પરંતુ ત્યાં કાંઇ એવું છે એવી તેને ખબર પણ નથી. કામાકુરા એક બીજા માણસ સાથે તેજ ઓરડામાં વાત કરે છે તે પણ તે જાણતી નહોતી.

તેણે ઓરડામાં પ્રવેશ કર્યો ત્યારપછી થોડી વારે ઇચિઓ પણ તે તરફ આવી. ઇટો તેને પોતાની નવી મોટરકારમાં બેસાડી મંદિરે પૂજન જોવા તેડવા આવ્યો હતો, તેથી તે કામાકુરાની રજા લેવા માટે તે તરફ જતી હતી.

ઇચિઓ દ્વાર આગળ પહોંચી તેજ વખતે કાયા બહાર નીકળતી હતી. તેનું મુખ પીળું પડી ગયું હતું. આંખો બેબાકળી થઈ ગઇ હતી. તે જોતાંજ જાણે તે કશાથી ભય પામી હોય એમ લાગતું હતું.

ઘણું ખરૂં તો કાયાએ ઇચિઓને જોઇ નહોતી. તે તો સત્વર-ઉતાવળે પગલે ચાલીજ ગઇ. તેનો વેશ જોઇને ઇચિઓ સ્તબ્ધ થઇ ગઇ, અને થોડી વાર તેની તરફ જોઇ રહી, ત્યારપછી ધીરે ધીરે ઓરડામાં પ્રવેશ કર્યો.

કામાકુરા એક ઉઘાડી બારી પાસે ઉભો રહી બહાર જોતો હતો. તે ઇચિઓના પગનો શબ્દ સાંભળી ચમક્યો અને પાછો ફર્યો. તેનું મુખ જોઇને ઇચિઓ સમજી ગઇ કે કાંઇ પણ બન્યું છે. તેથી તે પોતેજ બોલી "શું થયું?"

નામાકુરા બોલ્યોઃ "કેમ, શું થયું છે?"

"મ્હને લાગે છે કે કાયા કાંઈ કરી ગઇ છે."

"કાયા સંબંધી હવે એક શબ્દ પણ બોલીશ નહિ. તે હવે રડીને વ્યાકુળ થઇ છે."

"મ્હેં શું કર્યું છે—પેલો કાગળ—શું મ્હને આટલો ભય ન લાગે?"

"એ કાગળ કોઇ પાગલે—એના દુશ્મને—લખ્યો છે. કાયા કાલે ચાલી જશે. મ્હેં એનો પગાર ચુકવી આપ્યો છે."

"જાય તેજ સારૂં."

"ચુપ, એવા શબ્દો બોલીશ નહિ."

"હું મંદિરે જાઉં છું તે કહેવા આવી છું. આપના ઓરડામાંથી હમણાં કોઇ બહાર ગયું?"

"હા, એ મ્હારો મિત્ર હતો."

"પણ તે ક્યાં ગયા?"

કામાકુરાએ વિરક્ત સ્વરે કહ્યું: "જાઓ, જ્યાં જવું હોય ત્યાં જાઓ. બધી વાતની મારે શી પંચાત?"

ઇચિઓ બીજું કાંઇ બોલી નહિ. તે તો બહાર આવી ઇટાની પાસે મોટરકારમાં બેઠી. મોટર છુટી.

બહાર બરફ પડેલું હોવાથી સમસ્ત ઘાસ—પાલાએ જાણે સફેદ વસ્ત્ર પરિધાન કર્યાં હોય એમ લાગતું હતું. જેટલે દૂર દષ્ટિ પહોંચતી તેટલે દૂર બધે સપાટ જણાતું હતું. કેટલેક સ્થાને બરફના ઢગલા થઇ ગયા હતા, અને તે જાણે પુષ્પ પીંજીને રૂનો ઢગલો કરી રાખ્યો હોય એવું મનોહર જણાતું હતું.

જાપાનના મુખ્ય ધર્મને મરણ પામેલા પૂર્વ પુરૂષની પૂજા કહીએ તો તેમાં કાંઇ ખોટું નથી. એટલા માટેજ જાપાનીસો મરેલાં આત્મીય-સ્વજનની કબર ઉપર ન્હાના મ્હોટાં પણ સુંદર સુંદર સમાધિ ચણાવે છે. એ બધી કબરોની દરરોજ ધુપદીપ તથા પુષ્પથી પૂજા થાય છે. ન્હાના ન્હાના ગામડાંઓથી માંડીને મ્હોટાં મ્હોટાં શહેરોમાં સુદ્ધાં સર્વત્ર આવાં અનેક ઘોરસ્થાન—કબસ્થાન છે.

સાનોના મ્હોટા દેવ મંદિરની પાસે પણ એવું એક કબ્રસ્થાન હતું એ કબ્રસ્થાનમાં થઇનેજ રસ્તો જતો હતો. ઇટોની મોટરગાડી બરફ ઉપર થઈ આ કબ્રસ્થાનમાં દાખલ થઇ.

ઇચિઓ ઇટોની પાસે જરા વધારે ખસી. તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. તેને પેલા કાગળની વાત યાદ આવી અને મ્હોંમાંથી એકદમ બોલી જવાયું: "ત્યારે શું મ્હારે પણ આ બધી ઘોરો સાથે સુવું પડશે?"

ક્રમે ગાડી આવીને મ્હોટા મંદિરના દ્વારમાં ઉભી રહી; તે વખતે રાત્રિના નવ વાગી ગયા હતા. પૂજાનો આરંભ થઈ ગયો હતો, વાજીંત્રો વાગી રહ્યાં હતાં, અને હજારો લોકોની ઠઠ જામી ગઇ હતી.

મંદિરના બારણાં આગળ ઇટોનો નોકર પોતાના માલીકની આજ્ઞાની રાહ જોતો હતો; તે બોલ્યો: "સાહેબ, ગાડી અહિંજ રાખું?"

ઇટો બોલ્યો: "આ તરફ રાખ."

હુકમ પ્રમાણે ગાડી ઉભી રહી અને તેમાં બેઠેલાં બન્ને જણ નીચે ઉતર્યાં. ઇચિઓ મંદિરમાંના સ્ત્રીવર્ગના સ્થાન તરફ ચાલી ગઈ. ઇટોએ જોયું કે: કાયા પણ પૂજાનાં દર્શન કરવા આવી છે. તે પણ સ્ત્રીઓની ભીડમાં મળી ગઈ.

## પ્રકરણ ૭ મું.

### ખુન.



જા પાનની સ્ત્રીઓને આપણા દેશની સ્ત્રીઓની પેઠે ઘરમાં ગોંધી રાખવામાં આવતી નથી. તેઓ સ્વતંત્ર રીતે સર્વત્ર જઇ શકે છે. પરંતુ જાપાનના દેવમંદિરોમાં સ્ત્રી અને પુરૂષો માટે જુદાં જુદાં સ્થાન હોય છે. મંદિરની ડાબી બાજુ સ્ત્રીઓ બેસીને પૂજા કરે છે, અને જમણી બાજુ પુરૂષોનું સ્થાન હોય છે. જાપાનના ઘણા ખરા મંદિરોમાં ભગવાન્

બુદ્ધદેવની મૂર્તિ અથવા બૌદ્ધ ધર્મની ત્રિમૂર્તિ ત્રણ ક્રોસ—એટલે બૌદ્ધ ધર્મની મૂખ્ય ભીતિ, બુદ્ધ, ધર્મ અને સંઘ હોય છે. સાનોના મંદિરમાં ઉપરોક્ત ત્રિમૂર્તિ–દેવતા રૂપે હતી. તેની ઉપર નાના પ્રકારનાં અમુલ્ય વસ્ત્રો ઢંકેલાં હતાં, તેમ સુગંધિત પુષ્પો અને પુષ્પહારો ચઢાવેલા હતા. સૌગંધિક ધુપથી આખું મંદિર બ્હેકી રહ્યું હતું.

મંદિરમાં ત્રિમૂર્તિની પાસે બેસી કેટલાક પુંગિ (બૌદ્ધ સન્યાસી) સમસ્વરે મંત્રોચ્ચાર કરતા હતા, અને બીજા બધા બેઠા બેઠા ધ્યાનપૂર્વક ભક્તિ પૂર્ણ હૃદયે મધુર મંત્રોચ્ચાર શ્રવણ કરતા હતા.

ઇટો મંદિરમાં જઇ પુરૂષસ્થાન તરફ એક બાજુ બેઠો. તેણે ત્યાંથી ઇચિઓને જગ્યા નહિ મળવાથી એક ઠેકાણે ઉભેલી જોઇ. તેણે કાયાને પણ જોઇ. તે એક ઠેકાણે બેઠી હતી.

એકાએક હેની પાસેના એક માણસ ઉપર તેની દષ્ટિ પડી. તેણે એક મ્હોટો કોટ પહેર્યો હતો, અને મ્હોડું તથા માથુ એક વસ્ત્રથી ઢાંકી દીધું હતું, તેથી તેનું મ્હોડું બરાબર દેખાતું નહોતું. તેની જોવાની રીતભાત ઉપરથી તે માણસ સાનોનો રહીશ નહોતો, તેમ તે આ મંદિરમાં પહેલવહેલોજ આવ્યો હોય એવું સ્પષ્ટ જણાઇ આવતું હતું.

ઇટોએ મનને સ્થિર કરી મંત્ર–પાઠ સાંભળવાનો પ્રયત્ન કર્યો, પરંતુ કોઇ પણ ઉપાયે તે પોતાનું મન સ્થિર કરી શક્યો નહિ. તેનું મન ઇચિઓ અને કાયા તરફ ખેંચાવા લાગ્યું, અને તેથી તે ધીમે ધીમે તેમની તરફ જોવા લાગ્યો.

ધીમે ધીમે માણસોની ઠઠ વધારે ને વધારે જામતી ગઇ, એકાએક ઇટોએ જોયું કે, ઇચિઓ જે સ્થાને ઉભી હતી તે ત્યાં નથી, પરંતુ કાયા તો પોતાના સ્થાનપરજ બેઠી છે. તેણે વિચાર્યું કે; "ઇચિઓને પૂજા ગમતી નથી, તેથી તે બહાર ચાલી ગઇ હશે. તે ઘેર જતી હશે. માટે મ્હારે હેને ત્યાં પહોંચાડી દેવી જોઈએ." આ પ્રમાણે વિચાર કરી તે ઉઠવાને તૈયાર થયો. ફરીને જોયું તો, તેની પાસે જે પરદેશી ઉભો હતો તે પણ ત્યાં ન્હોતો. તે પણ મંદિરમાંથી બહાર નીકળી ગયો હતો.

ઇચિઓને ઘેર પહોંચાડવા માટે હેણે બ્હાર નીકળવાના બહુ પ્રયત્ન કર્યા, પરંતુ એટલી બધી ભીડમાંથી બહાર નીકળવું કાંઇ સહેલું ન્હોતું. તેથી હેણે જ્યાં કાયા બેઠી હતી, ત્યાં દૃષ્ટિ નાંખી તો તે પણ ત્યાં માલુમ પડી નહિ. તેણે વિચાર કર્યો કેઃ "કાયા પણ તેની સાથેજ બહાર નીકળી ગઇ હશે."

તે પોતાના મન સાથે યુદ્ધ કરવા લાગ્યો. વિચાર્યું કેઃ "જો ઇચિઓ ચાલી ગઈ હશે તો હું એકાંતમાં કાયા સાથે વાતચિત કરી શકીશ અને તે શા માટે અહિંથી ચાલી જાય છે તે પુછી શકીશ—ખરેખર તે મ્હને ચ્હાય છે કે નહિ, તે હું જાણી શકીશ. ના, ના. તેમ નહિ કરૂં. હું ઘેર પાપી છું. ઇચિઓ સાથે મ્હારાં લગ્ન નક્કી થઇ ગયાં છે. શું મ્હારે આ પ્રમાણે કરવું જોઇએ! ના, ના. હું કોઇ પણ કારણસર કાયાને મળીશ નહિ."

આ પ્રમાણે વિચાર કરતો, મહા મહેનતે ભીડ કાપતો ઇટો મંદિર બહાર આવ્યો. બહાર બરફ પડતું હોવાથી કોઇ પણ હતું નહિ. તે ઇચિઓ અને કાયાને પણ જોઇ શક્યો નહિ. તેણે વિચાર કર્યો કેઃ "મ્હને નહિ જોવાથી તેઓ ઘેર ચાલ્યાં ગયાં હશે. ત્યારે પછી ઇટો પોતાના માણસની અને મોટરકારની તપાસ કરવા લાગ્યો. પરંતુ ગાડી પણ નહિ ને માણસ પણ નહિ! તેણે વળી વિચાર કર્યોઃ "શું તેઓ મ્હારી ગાડીમાં બેસીનેજ ચાલ્યાં ગયાં હશે?"

એટલામાં તેનો ચાકર હાંફળો ફાંફળો તેની તરફ આવતો જણાયો. તેને જોતાંજ ઇટોએ જોરથી પુછ્યું; "ગાડી ક્યાં છે?"

ચાકર ચારે તરફ જોઇ, ચમકીને બોલ્યોઃ "અહિંજ હતી."

"અહિંજ હતી તો ક્યાં ગઇ?"

"કામાકુરા શેઠને ત્યાં જે બજાવનારી રહે છે તેણે મ્હને કહ્યું કે આપ ઇચિઓને દેવીના મંદિરમાં પહોંચાડવા ગયા છો, અને મ્હને તેમને મળવાનું કહી ગયા છો. તેણે કહ્યું કેઃ 'ગાડી અહિંજ રાખ. હું જોઉં છું. તેથી હું દોડતો કામાકુરા શેઠને ત્યાં ગયો હતો. હવેજ જાણ્યું કે મ્હને ત્યાં મોકલીને તે ગાડી લઇ ન્હાસી ગઇ છે."

કાથા આ પ્રમાણે ખોટું શા માટે કહે અને ગાડી લઇ શા માટે ન્હાસી જાય. તેની ઇટોને બીલકુલ સમજણ પડી નહિ. તે અને તેનો નોકર બન્ને પરસ્પર વિસ્મિત ભાવે જોઇ રહ્યા!

એકાએક એક ભયંકર ચિત્કારથી તે ચમકી ઉઠયો. જોયું તો એક બાલક ચિત્કાર કરતો કરતો ઉર્ધ્વશ્વાસે ન્હાસે છે. છલંગ મારીને ઇટોએ તેને પકડી લીધો, અને કહ્યું: "શું થયું? ન્હાસે છે કેમ?"

ઇટોએ ત્હેને પકડયો એટલે તે બાલક "મા. મા." કહેતો વધારે ચિત્કાર કરવા લાગ્યો. ઇટો તેને ધમકાવીને બોલ્યોઃ "શું થયું છે. જલ્દી કહે?"

"ભાઇસાહેબ...કાંઈ નહિ...મ્હેં કાંઇ કર્યું નથી."

"ત્યારે શું છે?"

"ઘોર ઉપર પડયું છે—લોહી—લોહી—મા—મા—ભાઇસા'બ મ્હને છોડી દો."

"લોહી—લોહી—" એ શબ્દો સાંભળતાંજ ઇટોએ વિસ્મય પામી તે છોકરાને છોડી દીધો હતો. છોકરો લાગ જોઇ ત્યાંથી મુઠ્ઠી વાળી ન્હાસી છુટયો.

કબ્રસ્થાનમાં કાંઇ થયું છે. એવું અનુમાન બાંધી ઇટોએ પોતાના નોકરને મંદિરમાંથી ફાનસ લઇ આવવા આજ્ઞા કરી.

આ વખતે બાલકના ચિત્કારથી બીજા પણ ચાર પાંચ માણસો એકઠાં થઇ ગયાં હતા. તેમાંથી પણ કોઈ કોઇ ફાનસ લેવા દોડયું.

ઇટોનો નોકર એકદમ એક ફાનસ લઇ આવ્યો. ઘોંઘાટ સાંભળીને ત્યાં આગળ ઘણા માણસો એકઠાં થઇ ગયાં અને સઘળાં એકે અવાજે શું થયું છે-શું થયું છે?" એમ પૂછવા લાગ્યાં.

ત્યાર પછી ઇટો અને બીજા બધાં કબ્રસ્થાન તરફ ગયાં. તેમણે દૂરથી જોયું કે એક ઘોર પાસે એક સ્ત્રી ઘુંટણીએ પડીને બેઠી છે, અને તેનું માથું ઘોર ઉપરના બરફમાં પડી ગયું છે. આ વખતે ઇટોનું હૃદય એટલું બધું ધબકારા મારવા માંડયું કે જાણે તે હમણાંજ ફાટી જશે એમ લાગ્યું. ત્હેના પગ ઉપડી શકયા નહિ, તે છતાં તે અનેક કષ્ટે આત્મ-સંયમ કરીને આગળ ચાલ્યો.

પાસે જતાંજ સઘળાં એકં સાથે વિસ્મયસૂચક ચિત્કાર કરી ઉઠયાં. ઇટોએ જોયું કેઃ તે સ્ત્રીના જમણા ખભામાંથી લોહી નીકળતું હતું. અને તેનાંથી ત્હેની આસપાસનું સફેદ બરફ રંગાઇ ગયું હતું. એ જોતાંજ ઇટોનો કંઠ રૂંધાઇ ગયો. ત્હેણે જોયું કેઃ ઇચિઓજ પોતાના પિતાની ઘોર ઉપર માથું નાંખીને પડી છે. કોઇ ત્હેને પાછળથી છરો મારી ન્હાસી ગયું છે. તે હવે આ જગત્માં નથી–પિતાને મળવા ચાલી ગઇ છે !

## પ્રકરણ ૮ મું.

### ભાંગેલી મોટરકાર.



જોતજોતામાં એ ખુનના સમાચાર મંદિરમાં પસરી ગયા. પૂજામાં ભંગ પડયો, અને ત્યાં બેઠેલાં હજારો માણસો કબ્રસ્થાન તરફ દોડવા લાગ્યાં.

માણસોને એકઠાં કરી ઇટો અભાગિણી ઇચિઓના દેહને કામાકુરાના ઘર તરફ લઇ ચાલ્યો. સેંકડો હજારો મનુષ્યો ત્હેની સાથે સાથે–પાછળ પાછળ–ગયાં.

તેઓ કામાકુરાના ઘર પાસે આવ્યાં, એટલે ઇટોએ આંખો લુછતાં લુછતાં બારણું ઉઘાડી નાંખ્યું. કામાકુરા ઘરમાંથી બહાર આવ્યો અને દૃષ્ય જોતાંજ સ્તબ્ધ થઇ નિશ્વાસ નાખી બોલ્યોઃ “હા. બુદ્ધદેવ ! આ શું કર્યું ?”

ઇટોએ રૂંધાયલે સ્વરે કહ્યુંઃ “અભાગિણી ઇચિઓ—કોઇએ તેનું ખુન કર્યું છે.”

“ખુન કર્યું છે ?”

“હા. ત્હેના ખભામાં છરો માર્યો છે. એ એના પિતાની ઘોર પાસેથી આવી સ્થિતિમાં મળી છે.”

કામાકુરા બેબાકળી આંખે જોતો બોલ્યોઃ “ખુન કર્યું છે ? ખુન કર્યું છે ?–અરે અરે ! પેલી ભીખારણ ક્યાં ગઇ ?”

ઇટોએ પૂછ્યું: "તમે કોની વાત કરો છો ?"

"કેમ—કાયા—મ્હારી—મ્હારી પુત્રીઓની શિક્ષિકાની–હેલેન એનું ખુન કર્યું છે."

"શું ત્હમે ગાંડા થઇ ગયાં છો ?"

"હું ત્હેને મ્હોડે પણ એજ શબ્દો કહીશ. તમે બધી વાત જાણતા નથી. તે ક્યાં છે ?"

ઇટોનો નોકર વચ્ચે બોલી ઉઠયોઃ "તે તો મ્હારા શેઠની ગાડી લઇને ન્હાસી ગઇ છે."

ઇટોએ પોતાના નોકરને ધમકાવ્યો. કામાકુરાએ કહ્યું: "એ સંબંધી આપણે તપાસ કરીશું. હમણાં આ વાત કોઇને કહેશો નહિ."

"હું નિશ્ચયપૂર્વક જાણું છું કે—"

"વારૂ, કાલ સ્હવારેજ પોલીસને ખબર કરીશું."

ઇટોનો નોકર વળી પાછો વચમાં બોલી ઉઠયોઃ "ત્યાર પહેલાં તો તે ક્યાંની ક્યાંયે ન્હાસી જશે."

ઇટોએ ત્હેને આ વખતે પણ ધમકાવ્યો, પરંતુ તે સાથે તે કાયાની વિપદ જાણી ગયો. ત્હેણે નોકરને કહ્યું: "જા. એકદમ બે ઘોડા સજી લાવ. હું હમણાંજ ગાડીની તપાસમાં જાઉં છું. પૈડાનાં ચિહ્ન ઉપરથી બધું જણાઇ આવશે."

કામાકુરા બોલી ઉઠયોઃ "કાંઇ પણ જણાવાનું નથી. બરફમાં બધાં ચિહ્નો ઢંકાઇ જશે."

ઇટોએ જરા વિરક્તભાવે કહ્યું: "નકામી વાતો કરવામાં માલ શો ? હવે બધાને વિદાય કરી દો, પછી કાલે જે થવાનું હશે તે થશે."

મંદિરના પુરોહિત પણ સાથેજ આવ્યા હતા. તેમણે આવેલાં સઘળાં માણસોને ઉદ્દેશીને કહ્યું: "ભાઇઓ ! રાત બહુ ગઇ છે. આપ આપને ઘેર જાઓ. કાલે સ્હવારે જે કરવાનું હશે તે કરીશું."

માણસોમાંથી એક જણ બોલી ઉઠયોઃ "ગાડીની પાછળ જઇશું તો તેને પકડી શકીશું."

ઇટોએ કહ્યું: "હું પોતે હમણાંજ ગાડીની તપાસમાં જાઉં છું."

જમીનદારની વાત સાંભળીને હેના વચન ઉપર વિશ્વાસ રાખી સૌ પોતપોતાને ઘેર ચાલ્યાં ગયાં. ઇટો પણ બરફમાં થઇને ઉતાવળે પગલે પોતાના ઘર તરફ વળ્યો.

બધાં ચાલ્યાં ગયાં, પરંતુ પુંગિ પુરોહિત પાછળ રહ્યા. હેમણે કામાકુરાને કહ્યું: "ઇટો ગાડીને જરૂર પકડી પાડશે."

કામાકુરા: "ના, તે પકડશે નહિ. ઇટો કાયાને ચ્હાય છે. તેથી તે હેને કદિ પણ પોલીસના હાથમાં જવા દેશે નહિ. એટલુંજ નહિ પણ પોલીસ હેને પકડી ન શકે એવા પ્રયત્નો આદરશે."

"ત્યારે શું આપને ખાત્રીજ છે કે કાયાએજ આ બાલિકાનું ખુન કર્યું છે?"

"હા, હા, ખાત્રીજ નહિ પણ પાકી ખાત્રી છે. આવો, બેસો, હકીકત સાંભળશો તો તમારી પણ એવીજ ખાત્રી થશે."

કામાકુરાએ પુંગિને લઇ જઇ પોતાની બેઠકમાં બેસાડ્યા. ત્યાર પછી પેલો કાગળ, કાયા અને ઇચિઓની તકરાર કાયાએ ઇચિને હેનું ખુન કરવા કહ્યું હતું તે સઘળું એક પછી એક સવિસ્તર કહીને બોલ્યો કે: "હવે હું બધું સારી રીતે સમજી શક્યો છું. હતભાગ્ય ઇચિઓ પોતાના પિતાની ઘોર પાસે ઘુંટણીએ પડીને પિતૃ-પૂજા કરતી હતી, તે વખતે રાક્ષસી કાયાએ પાછળથી ધીમે ધીમે આવી હેના ખભામાં છરો ભોંકી દીધો. નક્કી છરો પણ બહુ પાણીદાર હતો. ઇચિઓથી બુમ પણ પડાઇ નહિ. છરાથી હેનું હૃદય એકદમ વિંધાઇ ગયું, અને તેજ વખતે મરી ગઇ."

પુંગિ મહારાજ કંપી ઉઠ્યા અને બોલ્યા: "અરેરે, કેવું ભયાનક!"

કામાકુરાએ બોલવા માંડ્યું: "નક્કી એ ચીનાઇ છરાનુંજ કામ છે. તેના શરીરમાં પણ ચીનનુંજ રૂધીર છે."

"કોણે કહ્યું?"

"એ પોતેજ બોલી ગઇ છે."

આ વખતે કામાકુરા એકદમ બેબાકળો હાંફળો ફાંફળો ઉભો થઇ ગયો.

તેની ચેષ્ટાઓ જોઇ પુંગિ ભયભિત અને વિસ્મિત થઇ બોલી ઉઠયાઃ "કેમ શું છે ?"

કામાકુરા રૂંધાયલે સ્વરે બોલ્યોઃ "સત્યાનાશ વાળ્યું છે ! મ્હારા છરાથીજ ફુચિઓનું ખુન કર્યું છે. મ્હારા ઘરમાં એક ચિનાઇ છરો હતો, તે હમેશાં હું અહિં (આંગળી કરી) લટકાવી રાખતો હતો. સંધ્યા પછી તે અહિં આવી હતી. તે લઇ જઇનેજ ત્હેણે ભયંકર કર્મ કર્યું છે. હાય ! હાય ! આમ ખુન કર્યું ! હું પ્રતિજ્ઞા કરૂં છું કે: ત્હેને દેકાન્ત દંડ થાય એવાંજ પગલાં હવે હું લઇશ–જરૂર લઇશ."

પુંગિ મહારાજ કાંઇ પણ કહી શકયા નહિ, તેઓ બીલકુલ બોલ્યા ચાલ્યા સિવાય મૃદુસ્વરે ઇષ્ટમંત્રનો ઉચ્ચાર કરતા કરતા ચાલતા થયા.

તે રાત્રે કામાકુરાના ઘરમાં કોઇને નિદ્રા આવી નહિ. પરોઢિયામાંજ પરસેવાથી–ફીણથી–પલળી ગયેલા ઘોડા ઉપર ઇટો ત્યાં આવી ઉભો. તેને જોતાંજ કામાકુરા બોલી ઉઠયોઃ "ભીખારણને પકડી ?"

ઇટોએ કહ્યું: "ના, સાનોથી આસરે ૧૦–૧૨ માઇલ ઉપર મ્હારી મોટરગાડી ભાંગી ગયેલી પડી છે, એટલુંજ. બીજી કાંઇ પણ ખબર મળી નહિ."

---

## પ્રકરણ ૯ મું.

### ડિટેકટિવ ઓકુ.



આ વખતે ઓકુ સાનોમાં હતો, તેથી આ ખુનની તપાસનો ભાર ત્હેની ઉપરજ આવી પડયો. ડોસીને તેની ખબર પડી ગઈ હતી. ડોસી જાણે નહિ એવું સાનોમાં કાંઇ બનતુંજ નહિ.

ડોસી આ સંબંધી ઓકુ સાથે વાતચીત કરવા માટે આકુળ વ્યાકુળ થઇ ગઇ હતી, પરંતુ કેટલાક દિવસથી ત્હેમણે ત્હેને દીઠો ન્હોતો. તે ત્હેની તપાસમાંજ હતાં.

આજે તેની ઉપર ભાગ્યદેવી પ્રસન્ન થયાં. હેણે જોયું તો ઓકુ પોતાનાજ ઘર આગળથી ઉતાવળે પગે ચાલ્યો જાય છે. વૃદ્ધાએ હેને રોકી ઉભો રાખી કહ્યું: "ખુન સંબંધી કાંઇ જાણવું છે?"

ઓકુ હેના તરફ જોઇને બોલ્યો: "કોણ જાણે છે?"

"આવ, આવ. એક પ્યાલો ચાહ પી. આવી ચાહ ગામમાં કોઇ પણ તૈયાર કરી શકતું નથી. અરે આવ—આવ—એક જણુસ પણ બતાવું."

ઓકુએ કાંઇ પણ ઉત્તર દીધા વિના ડોસીના ઘરમાં પ્રવેશ કર્યો. ડોસીએ હેને માટે એક ઉંચો બાજઠ આણ્યો. તે બેઠો, ત્યાર પછી વૃદ્ધાએ હેની સ્હામુ બીજો બાજઠ નાંખી તેની ઉપર ચાહનાં બધાં વાસણો ગોઠવી દીધાં. ઓકુએ ચાહનો એક પ્યાલો ઉચકી લીધો.

ડોસીએ હસીને કહ્યું: "ઓકુ! તું છુપી—પોલીસ—ડિટેકટિવ—લાગતો નથી."

ઓકુ પણ હસતાં હસતાંજ બોલ્યો: "તે તો બહુ સારી વાત. લોક મ્હને ઓળખે નહિ તો બધી વાતો મન ખોલીને કહે. મ્હારે જરા હમણાં કામ છે. વધારે વખત રોકાઇ શકાય એમ નથી. તમે ખુન સંબંધી શું જાણો છો?"

ડોસી પોતાની આસપાસ જોઇને બોલ્યાં: "હું એટલુંજ જાણું છું કે કાયાએ ખુન કર્યું નથી."

"તેનો કાંઈ પુરાવો?"

"પુરાવામાં મ્હારી આંખો. મ્હેં હેને જોઇ છે. તમે જોઇ નથી. હેના જેવી છોકરી ખુન કરી શકેજ નહિ."

"કામાકુરાનો મત જુદો છે, હેણે હેનેજ ખુની જણાવી તેના નામનો વારંટ પણ કઢાવી લીધો છે."

"તેમ હોય તો તમારૂં હવે કામ—"

ઓકુ હસીને બોલ્યો: "મ્હારે હમણાં કામ છે. હું જાઉં છું."

"બેસ—બેસ—હું ત્હને ત્હારા કાર્યમાં સહાય કરી શકીશ."

"કઈ બાબતમાં? કાયા કોઇ ઠેકાણે સંતાઇ ગઇ છે તે બાબતમાં?"

"તે જરૂર ચીનમાં જતી રહી છે."

"હવે હું જાઉં છું."

"બેસ-બેસ-મ્હારે ત્હને એક વસ્તુ બતાવવી છે."

"કઈ વસ્તુ? તેને આ મુકદ્દમા સાથે કાંઇ સંબંધ છે?"

"હા, તેનો કાયા સાથે સંબંધ છે."

"દેખાડો."

"ઉતાવળથી કોઇ કાર્ય થતું નથી. બધું યથા સમયેજ થાય છે. હવે મુખ્ય વાત એ છે કે, ત્હમે એ ખુન સંબંધી શો મત બાંધ્યો છે?"

"મ્હેં હજી એકે મત બાંધ્યો નથી. મ્હેં કાંઈ પણ નક્કી કર્યું નથી. તે છતાં કાયા વિરૂદ્ધ ઘણા પુરાવા છે."

"ક્યા પુરાવા છે? કહો તો ખરા."

ઓકુએ ઘણાં માણસો જોયાં હતાં, પરંતુ ડોસીના જેવું કોઇ પણ મળ્યું ન્હોતું. ડોસી પુરેપુરી નહિ તો થોડી ઘણી પણ ડિટેક્ટિવજ છે. ઓકુએ વળી એક પ્યાલો ચાહ લીધી. ત્યાર પછી પોતાના ખીસામાંથી એક નોંધ બુક બ્હાર કાઢી બોલ્યોઃ "મ્હેં જે કાંઇ જાણ્યું છે તે સાંભળો.–સાંભળ્યા સિવાય ત્હમે છોડવાના નથી."

વૃદ્ધા બોલીઃ "અરે એમ હોય? તમે તો મ્હોટા માણસ."

ઓકુ વાંચવા લાગ્યોઃ "કાયા ઇટોને ચ્હાય છે. એટલા માટે કાયા અને ઇચિઓ બન્ને એક બીજાની ઇર્ષ્યા કરતા હતા. કાયા પોતેજ ઇચિઓનું ખુન કરવાનું બોલી ગઇ હતી. ત્યાર પછી જે દિવસ ઇચિઓ ઇટોની સાથે મંદિરમાં ગઇ હતી, તે દિવસે કાયા કામાકુરાના ઓરડામાં ગઇ હતી. સંભવિત છે કે તે વખતે તેણે ત્યાંથી છરો લીધો હોય. વળી તેજ છરો ઇચિઓના પિતાની ઘેર પાસેથી મળી આવ્યો છે. કાયા પણ તે પછી મંદિરમાં ગઇ હતી ત્યાં એક સ્ત્રીએ આવીને ઇચિઓના હાથમાં એક કાગળ આપ્યો હતો, ઇચિઓ તે વાંચવા માટે બહાર ગઇ, તે પછી દશ મિનિટ પછી કાયા પણ બહાર ગઇ હતી."

"એ સ્ત્રી ત્હમને મળી?"

"હા, તે કહે છે કે એક લાંબા કોટવાળો માણસે હેને તે ૫ત્ર ઇચિઓને આપવા કહ્યું હતું. તે હેને એક પરદેશી ધારે છે."

"કાયા ક્યાં હતી ?"

"ઇચિઓ બહાર ગઇ ત્યાર પછી કાયા પણ બહાર ગઇ હતી. થોડીવાર પછી છળ કરી ઇટોના નોકરને વિદાય કરી તે હેનીજ ગાડીમાં બેસી ન્હાસી ગઇ છે."

"કોઇએ જતાં દેખી છે ?"

"ના."

"પેલા લાંબા કોટવાળા માણસનું શું થયું ?"

"તેના સંબંધી કોઇ કાંઇ કહી શકતું નથી."

"ત્યારે શું એજ માણસ કામાકુરાને મળવા આવ્યો હતો ?"

"તે કોણ હતો તે સંબંધી કામાકુરાએ મ્હને કાંઇ પણ કહ્યું નથી."

"કામાકુરા ઘણી વખત જાણીજોઇને કેટલીક વાતો કરતા નથી. મ્હેં હેની દાસી પાસેજ સાંભળ્યું છે. જુવો. ઓકુભાઇ તમે અમારી પાસે આવીને એક નવી ખબર મેળવી."

ઓકુ હસીને બોલ્યોઃ "તમે તો એક જીવતાં જાગતાં–બોલતાં–ચાલતાં–વર્તમાનપત્ર–ગેઝેટ જ છો !"

"ત્યારે એ માણસેજ ઇચિઓને કાગળ લખ્યો હતો ?"

"સંભવિત છે."

"સંભવિત નહિ, નક્કી તેમજ છે. એ માણસેજ ઇચિઓનું ખુન કર્યું છે. ત્યાર પછી કાયાએ કોઇ પણ કારણથી તેને ન્હાસવામાં મદદ કરી છે."

"શું તમે એમ કહો છો કે, તે માણસેજ ઇચિઓનું ખુન કર્યું છે ?"

"હા, કાયા વિરૂદ્ધ જેટલા પુરાવા–પ્રમાણો છે. તેટલા–તેજ હેની વિરૂદ્ધ પણ છે એ માણસ પણ કામાકુરાના ઘરમાં એકલો હતો. એ પણ છરી લઇ શકે. એણેજ કાગળ લખીને ઇચિઓને બહાર બોલાવી હતી."

"હા, કેટલુંક તો મળતું આવે છે, પણ તેમ હોય તો કાયા જરૂર આ ખુન સંબંધી પહેલેથી જાણતી હોવી જોઇએ. તેમ ન હોય તો તે ખુનીને

ન્હાસવામાં શામાટે મદદ કરે? તેમ હોય તોપણ તેને પકડવાની જરૂર છે."

"હું સોગન ઉપર કહી શકું છું કે: કામાએ ખુન કર્યું નથી. શું કોઇએ તે રાત્રે તે ગાડી દીઠી ન્હોતી?"

"ના, અહિંથી ૧૦-૧૨ માઇલ ઉપર તે ગાડી ઉંધી પડી ગઇ હતી. બીજી કાંઇ ખબર મળી નથી."

"તો તે બન્ને જણ ક્યાં ગયા?

"શું ત્હમારી ખાત્રી છે કે તે બન્ને સાથેજ-એકઠાંજ-ગયાં છે."

"હા. જરૂર તેઓ બંદરને રસ્તે જતાં હતાં. તપાસ કરી છે?"

"હા, તપાસ કરી છે. ઘણો ભાગ તેઓ કોઇ વહાણમાં બેસીને બીજા દેશમાં ચાલ્યાં ગયાં છે, પરંતુ તે દિવસે બંદરમાંથી કયું વહાણ હંકારાયું તેનો પત્તો લાગતો નથી."

"પેલા માણસ સંબંધી કામાકુરાને કાંઇ પૂછ્યું હતું?"

"હા, તે કહે છે કે તે એક વકીલનો ગુમાસ્તો હતો."

"ઓકુ ભાઇ! તમને એક ચીજ બતાવવાની કહી છે. તે જુવો."

ઓકુ છલંગ મારી ઉઠીને ઉભો થયો. વૃદ્ધા બોલી: "પેલો પરદેશી જે ઠેકાણે ઉભો હતો, તે ઠેકાણેથીજ આ ચીજ મ્હને મળી છે. તે રાત્રે હું પણ મંદિરે ગઇ હતી."

વૃદ્ધાએ ઓકુને જે ચીજ બતાવી તે એક સોનાની ત્રિમૂર્તિ હતી.

## પ્રકરણ ૧૦ મું.

### ઓકુની તપાસ.



બી જે દિવસે ઓકુ કામાકુરાને મળવા ગયો, તે વખતે ત્હેના ઘરમાં એકદમ ઘણું પરિવર્તન થઇ ગયેલું જોઇને તે આશ્ચર્યચકિત થઇ ગયો. ત્હેને ત્યાં કાંઇ છેજ નહિ એમ લાગ્યું.

જ્યારે તે છેક ઘરમાં આવ્યો, ત્યારે કામાકુરાએ સ્હામા આવી ત્હેનો સત્કાર કર્યો. ઓકુએ ઘરમાં દૃષ્ટિ ફેરવી કહ્યું: "આજ તો આપનું ઘર ખાલી ખાલી જણાય છે."

કામાકુરાએ કહ્યું: "આ દુર્ઘટના પછી મ્હારી સ્ત્રીને આ ઘરમાં રહેવું ગમ્યું નહિ, તેથી મ્હેં ત્હેને થોડા વખત માટે ટોકિયો મોકલી દીધી છે. હું પણ આજે રાતે ત્યાં જનાર છું."

"ત્યારે તો તમે પાછા ફરો ત્યાં સુધી હવે તમારો મેળાપ થશે નહિ, કેમ ?

"હા, પણ કાંઈ વિશેષ ખબર છે ?"

"એક છે. લાલ ત્રિમૂર્તિ સંબંધમાં."

ક્ષણવાર કામાકુરા વિચલિત થઇ ગયો, પરંતુ તુરતજ પહેલાંની માફક બોલ્યો: "મ્હેં પણ ત્હેનોજ વિચાર કર્યો હતો. પેલા પત્રમાં એ મૂર્તિનોજ ઉલ્લેખ હતો."

"અને એવી એક ત્રિમૂર્તિ મ્હેં મેળવી છે."

એમ બોલી વૃદ્ધાને એ ત્રિમૂર્તિ કેવી રીતે મળી હતી તે ઓકુએ કામાકુરાને કહી સંભળાવ્યું.

કામાકુરા બોલ્યો: "કાયાએ કહ્યું હતું કે ત્હેનો બાપ આવી એક ત્રિમૂર્તિ પોતાની ઘડિયાલના અછોડામાં રાખતો હતો."

"તેમ હોય તો કાયાના પિતાના મરણ પછી બીજા કોઇએ ત્હેનો ઉપયોગ કર્યો છે, અથવા ત્હેના પિતાનું મૃત્યુ થયું નથી, અને તેજ ત્હમારી પાસે તે દિવસે આવ્યો હોવો જોઇએ, એમ હોય તોપણ ત્હેનો આ ખુન સાથે સંબંધ છે. હવે એટલુંજ પૂછું છું કે ત્હમે પોતે આ માણસ સંબંધી કાંઇ જાણો છો ?"

કામાકુરા: "તેમ કરતાં મ્હારે મ્હારા ઘરની ગુપ્ત વાત પ્રકાશિત કરવી પડશે. કાંઇ નહિ. કહું છું, પરંતુ એ વાત બહાર લાવશો નહિ."

"ખાસ કારણ સિવાય હું તેમ કરીશજ નહિ."

કામાકુરાએ એક પેટી ઉઘાડી તેમાંથી એક કાગળ લઇ ઓકુના હાથ-

માં આવ્યો. હેણે તે ઉકેલીને જોયા તો તે એક મ્હોટી રકમની ડીકી હતી. હેણે કામાકુરાના મ્હોં સ્હામું જોયું.

તે બોલ્યોઃ " મ્હેં ધીમે ધીમે-સગવડે-આ રૂપિયા આપી દેવાનો વિચાર કર્યો હતો પરંતુ તે કાંઇ સાંભળતો નથી. એ માણસ આ ડિકી બજાવવા માટેજ આવ્યો હતો. "

" હેનું નામ શું ? "

" મ્હેં તે પુછ્યું નથી. ડીકી જોતાંજ મ્હારૂં માથું ફરી ગયું હતું. "

" હા, તેમ બનવા જોગ છે. પછી હેને કોઇ દેખી શકે એટલા માટેજ હમે હેને ગુપ્ત માર્ગે-આડ માર્ગે બહાર કાઢયો હતો, કેમ ? "

" હા, હું હેને આડ માર્ગે બહાર મુકી આવવા હેની સાથે ગયો હતો. ફરી આવીને જોયું તો કાયા નજરે પડી. તે મ્હારી પાસે પોતાનો પગાર લેવા આવી હતી. "

" એ માણસ ઇચિઓને મળવા ગયો હતો, શા માટે તે કહી શકશો ?"

" મ્હારી વાત કરવા માટેજ એમ ધારૂં છું. ઇચિઓનો એક કાકો ચીનમાં મ્હોટો વેપાર ખેડે છે, તે પરણ્યો નથી; અને હેણે પોતાની સઘળી સંપતિ ઇચિઓને આપી જવા કર્યું છે. સાંભળવા પ્રમાણે એ એનો વકીલ છે."

" એટલા માટેજ એ માણસ ઇચિઓને મળવા શા માટે જાય ? "

" કદાચ હું ઇચિઓ પાસેથી પૈસા લઇશ, એમ ધારી તે હેને એમ ન કરવા કહેવા ગયો હશે. "

" એટલા માટેજ એ ઇચિઓને મળવા જાય એમ સંભવતું નથી. "

" મ્હને ખાત્રી છે કે એટલા માટેજ ગયો હતો. વકીલ માત્ર લુચ્ચા-ચોર હોય છે ! જૂઠાની સાક્ષાત્ મૂર્તિ જોવી હોય તો વકીલને જૂઓ. ઇચિઓને મીઠી મીઠી વાતો કહી તેને પોતાના હાથમાં રાખવાની ઇચ્છા છે. તેની ખાત્રી છે કે વહેલાં મોડા એ પૈસા ઇચિઓને મળશે, અને તે વખતે તે બહુ પૈસાદાર થશે. એવા મ્હોટાં ક્લાયંટ-કુળને છોડવાનું કોઇ ઇચ્છેજ નહિ, માટે હું કહું છું તેમજ હોવું જોઇએ. "

" એની પણ તપાસ કરીશ. "

"એણે જે પત્ર ઇચિઓને લખ્યો હતો, તે મળ્યો છે?"

"ના."

"હું તો હજી પણ એમજ ધારૂં છું કે કાયાએજ ખુન કર્યું છે."

"એ માણસ પણ કરી શકે."

"ના. તે ત્હેનું ખુન કરે નહિ. શા માટે કરે?"

"જો કાયાએજ ખુન કર્યું હોય તો તે શા માટે આ પ્રમાણે વકીલના માણસને ગાડીમાં બેસાડી ન્હાસે?"

"તે સંબંધી હું કાંઇ પણ કહી શકતો નથી. ત્હમે વકીલને ત્યાં તપાસ કરશો તો બધું જાણી શકશો."

"ત્હમે આ ત્રિમૂર્તિ સંબંધી શું જાણો છો?"

"એ સંબંધી હું કાંઇ પણ જાણતો નથી. જે માણસ મ્હારી પાસે આવ્યો હતો તેણે એવાં તો કપડાં પહેર્યાં હતાં કે ત્હેની પાસે અછોડો હતો કે કેમ તે પણ જણાય નહિ, તેથી ત્હેના અછોડામાંથી એ પડેજ નહિ. ગમે તેમ હો, પણ કાયાએજ ખુન કર્યું છે."

"એ સંબંધી મ્હેં હજી સુધી કાંઇ નક્કી કર્યું નથી; તે છતાં એ બન્ને જણ સાથે ન્હાસી ગયાં છે એ શંકાસ્પદ છે."

"વકીલને ત્યાં તપાસ કરવાથી એ માણસની કાંઇ પણ બાતમી મળી શકશે?"

"હું ઘણો ભાગ કાલેજ ટોકિયો જઇશ."

"હું હજી પણ કહું છું કે કાયાએજ ખુન કર્યું છે. બીજા કોઇએ કર્યું નથી."

"હું બન્ને જણની તપાસ કરીશ."

એટલું કહી ઓકુ ચાલતો થયો. કામાકુરાએ ટોકિયો જવાની તૈયારી કરવા માંડી.



## પ્રકરણ ૧૧ મું.

### લાલ–ત્રિમૂર્તિ.


ઘોડા ઉપર બેસી આખી રાત બરફમાં પોતાની ગાડીની શોધ કરેલી હોવાથી કાઉન્ટ ઇટોનું શરીર બગડી આવ્યું હતું. કેટલાક દિવસ તો તે પથારીવશ રહ્યો. આજેજ જરા સ્વસ્થ થઇ બહાર આવી બેઠો છે. એટલામાં ત્હેનો એક નોકર આવ્યો, અને નમ્રતાથી સલામ કરી બોલ્યો: "સાહેબ! કામાકુરા આપને મળવા આવ્યા છે."

ઇટોએ કહ્યું: "તે તો ટોકિયો ગયા હતા ને?"

"હા, પણ આજેજ પાછા આવ્યા છે."

"ત્હેને અહિં બોલાવ."

થોડી વાર પછી કામાકુરાએ ઘરમાં પ્રવેશ કર્યો. તેને હર્ષ પ્રફુલ્લિત જોઇ ઇટોએ તિરસ્કારથી કહ્યું: "મ્હને વિશ્વાસ હતો કે તમે ઇચિઓને ચ્હાતા હતા."

કામાકુરા બોલ્યો: "હા, તે મ્હને બહુજ વ્હાલી હતી, પરંતુ ગઇ વસ્તુનો શોક કરવાથી શું ફળ? તે તો ગઇ. રડી રડીને મરી જઇએ તોપણ પાછી મળવાની નથી. ત્હમને કેમ છે?"

ઇટોએ કહ્યું: "ઇચિઓને માટે મ્હેં બહુ વ્યથા સહન કરી છે. કાયા માટે હું બહુ દુઃખી થાઉં છું. જે રહ્યું હોય તેજ ભોગવે."

"ત્યારે ત્હમે કાયાના પ્યારમાં પડયા હતા?"

"કામાકુરા—"

"મ્હને એ વાત ઇચિઓએ પોતેજ કહી છે."

"તે એમજ કરતી હતી. તે કાયાની ઇર્ષ્યા કરતી હતી એ હું જાણું

છું; પરંતુ તેમ કરવાનું તેને કાંઇ પણ કારણ ન્હોતું.”

“જીવી હોત તો તમે ઇચિઓ સાથે લગ્ન કરત ?”

“હા. નકી. હવે એ વાત નકામી છે. હું જાણું છું-મ્હારી ખાત્રી છે કે કાયાએ ખુન કર્યું નથી.”

“ત્યારે તે ન્હાસી શા માટે ગઈ?”

“તે મળશે ત્યારે બધું જણાશે.”

“ત્યારે તમે તેની તપાસ કરશો ?”

“હા, હું જરા સારો થઇશ કે તુરતજ.”

“હું ત્હમને એક બીજી ખબર કહું ?”

“કહો, કઇ ?”

“લાલ-ત્રિમૂર્તિની.”

“કાગળમાં એ વાત હતી ખરી, પણ આ ખુન સાથે એને કાંઇ સંબંધ હોય એમ લાગતું નથી. ઠીક. કહો, આપ એ સંબંધી શી ખબર લાવ્યા છો ?”

“મ્હેં ડિટેક્ટીવ ઓકુ પાસે આજે જે કાંઇ સાંભળ્યું છે તેજ કહું છું. ઓકુને તપાસ કરતાં માલમ પડ્યું છે કે જે રાત્રે કાયા અદ્દશ્ય થઇ તેજ રાત્રે બંદરમાં એક ન્હાની સ્ટીમરે લંગર કર્યું હતું, અને તેનું નામ પણ “લાલ-ત્રિમૂર્તિ” હતું. ઘણેભાગે તેજ રાત્રે તે સ્ટીમર ઉપડી ગઇ હતી, કારણ બીજે દિવસે તે કોઇના જોવામાંજ આવી નહિ.”

“કાયા સાથે એ સ્ટીમરને શું સંબંધ છે ?”

“કેમ ? જોઇએ તેટલો-ચોખ્ખો-સંબંધ છે. પત્રમાં “લાલ-ત્રિમૂર્તિ” નું નામ હતું, મંદિરમાંથી એક સોનાની “લાલ-ત્રિમૂર્તિ” મળી આવી છે, અને આ સ્ટીમરનું નામ પણ “લાલ-ત્રિમૂર્તિ” છે. હું ખાત્રીથી કહું છું કે કાયા અને ત્હેનો સાથી એ સ્ટીમરમાં બેસીનેજ ન્હાસી ગયાં છે.”

“એ તો વકીલનો ગુમાસ્તો હતો. તે શા માટે સ્ટીમરમાં જાય ?”

“એ સંબંધી ઓકુ તપાસ કરે છે; પરંતુ મ્હને તો એમજ લાગે છે કે એ સ્ટીમરમાંજ તેઓ ન્હાસી ગયાં છે.”

"શું હમને એમ લાગે છે કે, એ સ્ટીમર બંદરમાં તેમનીજ રાહ જોતી હતી."

"હા. નક્કી. પહેલેથીજ બધી ગોઠવણુ થઇ ગઇ હતી."

"તેમ હોય તો શું તમે એમ કહેવા માગો છો કે, તે રાત્રે મ્હારી ગાડી મંદિરના દરવાજા પાસે ઉભી રહે, એવી પણ પહેલેથીજ ગોઠવણુ થઈ હતી?"

"તે હું કહી શકતો નથી, પરંતુ કાયા પહેલેથીજ જાણુતી હતી કે તે રાત્રે તમે ઇચિઓને તમારી ગાડીમાં મંદિરે લઇ જશો."

"તેમ હોય તોપણુ હું જાણું છું કે કાયાએ ખુન કર્યું નથી."

"પ્રેમ આંધળો છે."

ઇટો ભ્રમરો ચઢાવી કર્કશ સ્વરે કાંઇ બોલવા જતો હતો, પરંતુ ગમ ખાઇ ગયો.

કામાકુરા તેનો મનોભાવ સમજી ગયો. તેણે વાતને એટલેથીજ દાબવી યોગ્ય ધારી. તે બોલ્યોઃ "હવે એ બધી વાત જવા દો. હું જે વાત કરવા આવ્યો છું તે સાંભળો."

"કહો."

"ઇચિઓ સાથે તમારૂં લગ્ન નક્કી થયું હતું. તેથી તમને એક બાબત જણાવવાની હું મ્હારી ફરજ સમજું છું. તે વકીલેજ મ્હારી ઉપર એક પત્ર લખ્યો છે."

"શી બાબતમાં? પેલી ડિક્રી સંબંધી?"

"ના, ના, તે ઝઘડો તો મ્હેં પાર પાડયો છે. એણે ઇચિઓ સંબંધી લખ્યું છે."

"શું લખ્યું છે?"

"તેનો કાકો મરી ગયો છે, તે પોતાની બધી મિલ્કત ઇચિઓને આપી ગયો છે."

"ઇટોએ દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો; ત્યારપછી ધીરે ધીરે બોલ્યોઃ "એ બધું કર્મફળ."

"નક્કી. કર્મફળજ. જો છોકરી જીવી હોત તો સુખી થાત; પરંતુ તે હવે નથી. તેનું મૃત્યુ થાય, અને પાછળ સંતતિ ન હોય તો તેના કાકાની મિલ્કત હિયાસી નામક એક માણસને મળે એવું મૃત્યુપત્ર-વીલમાં લખ્યું છે."

"હિયાસી કોણ છે?"

"તેનો ભત્રીજો; પરંતુ હિયાસીનો પણ પત્તો નથી. વકીલ તેની તપાસ કરે છે."

"તમને તેણે એ બધું કેમ લખ્યું?"

"હું ઇચિઓનો વાલી હતો તેથી. ઇચિઓ બચી હોત તો તે મ્હને આ બીડમાં જરૂર સહાય કરત. શું મ્હેં તેને સંભાળપૂર્વક ન્હોતી રાખી?"

"એ વાતની કોણ ના કહી શકે એમ છે?"

"શું હિયાસી મ્હને કોઇ પણ રીતે સહાય નહિ કરે?"

"તે કેવો માણસ છે, તે જાણ્યા સિવાય કેમ કહેવાય. પણ ઇચિઓ જીવતી હોત તો હું પણ તેની સાથે પરણુત. મ્હારે ત્યાં પૈસાની ખોટ નથી. મનેજ તમને સહાય કરવાની અનુમતિ આપો."

"ના—ના—ના—હવે તો તે બધું ટળી ગયું છે."

"આપનો—સ્ત્રી—પરિવાર—ક્યારે આવશે?"

"એકાદ માસ પછી હવે તમે શું કરશો?"

"હું કાયાની શોધમાં જઇશ. મ્હારી ખાત્રી છે કે, તે નિર્દોષ છે એવું હું શોધી કાઢી સિદ્ધ કરીશ."

"ગમે તેમ હો, પરંતુ તે તમને જડે તો મ્હને કહેશો નહિ, કારણ કે તેમ થતાંજ મ્હારે પોલીસમાં ખબર આપવી પડશે."

ઇરો કાંઇ પણ બોલ્યો નહિ. કામાકુરા ઉઠયો, જવાને માટે તૈયાર થયો, વળી પાછો ઉભો રહ્યો, અને ઇરો તરફ ફરીને બોલ્યો: "સાંભળ્યું કે? સાંભળ્યું નહિ હોય એમ જણાય છે."

ઇરો બોલ્યો: શું?"

"વળી એક બીજી ચોરી થઈ છે. આજથી પંદર દિવસ પર."

"ક્યાં?"

"મિટો બંદરમાં અને તે પણ તેજ રાત્રે."

"કઈ રાત્રે?"

"જે દિવસે ખુન થયું તેજ—"

"તમે કયાંથી સાંભળ્યું?"

"ઓકુ પાસેથી. તે એટલા માટેજ મિટો ગયો છે. જે ઠેકાણે-જે બંદરમાં એ "લાલ ત્રિમૂર્તિ" સ્ટીમર ગઈ છે. તે દરેક ઠેકાણે આ પ્રમાણે ચોરીઓ થઇ છે, એમ ખબર મળ્યા છે. તે ઉપરથી જણાય છે કે કાયા ફક્ત ખુનીજ નહિ પરંતુ ચોરના ટોળામાં પણ દાખલ છે! કેવું ભયાનક! આવી રાક્ષસીને મ્હેં મ્હારા ઘરમાં સ્થાન આપ્યું હતું!"

ઇટો કાંઇ પણ બોલ્યો નહિ. કામાકુરા પણ બીજું કાંઇ ન કહેતાં ધીમે ધીમે ઘરની બહાર નીકળી ગયો. ઇટો બેઠો બેઠો કપાળે હાથ દઈ વિચાર કરવા લાગ્યો.

## પ્રકરણ ૧૨ મું.

### વકીલનું ઘર.



સાનોથી જાપાનની રાજધાની ટોકિયો સુધી રેલ્વે છે. હવે તો જાપાનમાં સર્વત્ર રેલ્વે થઇ ગઇ છે. કામાકુરાએ કહ્યું હતું કે: ઓકુ ચોરીની તપાસમાં મિટો બંદર ગયો છે, તે વાત ખોટી નથી. સાનોથી મિટો સુધી રેલ્વે હતી.

જાપાનના પ્રત્યેક બંદરમાં દર પંદરે દિવસે મ્હોટા મ્હોટા વેપારીઓના ઘરમાં ચોરીઓ થતી હતી. આસરે એક વર્ષથી એમ થતું હતું પરંતુ હજી સુધી પોલીસ કાંઇ પણ કરી શકી ન્હોતી!

જે રાત્રે અભાગિણી ઇચિઓનું ખુન થયું અને કાયા અદશ્ય થઇ ગઇ, તેજ રાત્રે મિટો બંદરમાં એક ધનવાન વેપારીને ત્યાં ચોરી થઇ છે. કાયાની

શોધ કરતો કરતો ઓકુ મિટો બંદરે ગયો છે. તે ચોરી સંબંધી ખબરઅંતર પણ કાઢી આવ્યો છે.

તે ત્યાંથી રેલમાંજ ટોકિયો આવ્યો. તેણે વકીલનું નામ કામાકુરાને પુછી લીધું હતું. તે પહેલાં તેનેજ મળવા ગયો.

વકીલ હાલમાં બહુ પ્રખ્યાત થયો છે. ટોકિયો વિશ્વવિદ્યાલયમાંથી તેમણે ડિગ્રી મેળવી છે. તે યુવાન છે. ખરી રીતે તેમણે હમણાંજ કાયદાશાસ્ત્રીનું કામ કરવા માંડયું છે. પરંતુ તે ધંધો ત્હેમના ઘરમાં કાંઇ નવો નથી. ત્હેમના પિતાએ ઘણા કાળ સુધી માનભેર વકીલાત કરી ઘણો પૈસો એકઠો કર્યો છે. હવે તે વૃદ્ધ થઈ ગયા છે, અને ખરૂં જોતાં તો પુત્ર વકીલ થવાથી ત્હેમણે પોતાના કાર્યનો સઘળો ભાર ત્હેને માથેજ નાંખી દીધો છે. કોઇ કોઇ વાર કોઈ કેસમાં ઉભા રહે છે.

નવીન વકીલ નિશિતા આધુનિક પ્રથાનુસાર ઇંગ્રેજી પોશાક પહેરે છે. તેવીજ ફેશનના વાળ કતરાવે છે. શરીરે ઠીંગણા ન હોય તો બરાબર ઇંગ્રેજ જેવાજ દેખાય!

તેમની ઓફીસ પણ ઈંગ્રેજી ઢબ પ્રમાણે સજેલી છે. ખુરસી-ટેબલ વગેરે ઇંગ્રેજી ઓફીસોના જેવી દરેક વસ્તુઓ ત્યાં છે. ભીંતે જાપાની રંગ અને ચિત્રકામ, બારીએ જાપાની પર્દો અને બારણે જાપાની આવરણ ન હોય તો એકાએક એ ઘર જાપાની કહેવાય નહિ.

નિશિતા વકીલ ઓકુને ઓળખતા હતા. જાપાનમાં ઘણા ખરા ત્હેને ઓળખે છે. જે ઓળખતા નથી તે ત્હેનું નામ જાણે છે. નિશિતાએ ઓકુને આદરપૂર્વક બેસાડી કહ્યું: "ઓકુ ભાઇ! અમારી ઓફીસમાં કેમ પધારવું પડયું?"

"એક કામ છે."

"અમે ઇચિઓના ખુન સંબંધી સઘળી હકીકત સાંભળી છે. ત્હમે તે ખુનની તપાસ કરો છો તે પણ જાણીએ છીએ. યોગ્ય હાથેજ કામ પડયું છે. નક્કી ખુની પકડાઇ દંડાશે. અભાગિની ઇચિઓ જીવતી હોય તો અત્યારે પૈસાદાર થાત.

"હવે તો તેના કાકાના "વિલ" પ્રમાણે હિયાસી નામનો માણસ એ બધી સંપતિ મેળવશે."

"હા. હિયાસી. ઈચિઓના મરનાર કાકાના મ્હોટા ભાઈનો છોકરો."

"હિયાસીનો કાંઇ પત્તો લાગ્યો ?"

"તમને એ પ્રશ્નનો ઉત્તર દેવો કે નહિ તે વિચારૂં છું."

"ઇચિઓનું ખુન થયું છે, તેના મરણ પછી આ પૈસા–સંપતિ–મેળવનાર કોણ છે તે જાણવાની મ્હારે ખાસ જરૂર છે."

"તમે શું એમ ધારો છો કે આ પૈસા મેળવવાના લોભથી એ હિયાસીએ અથવા એના માણસે એ અભાગિણી બાલિકાનું ખુન કર્યું છે ? ના, તેમ થઇ શકે નહિ, કારણ કે એ વાત હિયાસી અથવા બીજું કોઇ પણ જાણતું નથી. મ્હને તો એમજ લાગે છે કે ઈર્ષ્યાના આવેશમાં કાયાએજ તેનું ખુન કર્યું છે."

"સંભવિત છે. આપને હિયાસીનો કાંઇ પત્તો લાગ્યો છે કે નહિ ?"

"તમારી પાસે અમારે કોઇ વાત ગુપ્ત રાખવી જોઇએ નહિ. હિયાસી ક્યાં છે તે ઇચિઓનો મરનાર કાકો જાણતો ન્હોતો. ઘણા વખતથી તે ક્યાંએ ચાલ્યો ગયો છે. ઇચિઓના મરણ પછી અમે ઘણા ઘણા વર્તમાનપત્રોમાં તેને માટે જાહેર–ખબર આપી હતી, અને પરિણામે કાલેજ તેનો પત્તો મળ્યો છે."

"કેવી રીતે ?"

"તેણે એક પત્ર લખ્યો છે."

"પત્ર બતાવશો ?"

"વકીલ નિશિતાએ એક પત્ર બહાર કાઢયો, અને એોકુના હાથમાં મુકયો. તેમાં લખ્યું છે કેઃ—

"મહાશય !

આપની જાહેરખબર મેં ક્રેટોનમાં જોઇ છે. જોઇને રવાના થયો છું, અને નાગાસાકી પહોંચીને આપને પત્ર લખું છું. હું જ તે હિયાસી છું. એના સઘળા પ્રમાણો સાથે થોડી મુદતમાંજ ત્યાં આવી પહોંચીશ. હિયાસી.

ઓકુએ પત્ર વાંચી નિશિતાના હાથમાં પાછો આપી કહ્યું: “ હવે મ્હારે હિયાસીનું કામ નથી. તે અહિંજ આવ્યો છે. આગળ ઉપર જરૂર પડશે તો મળી લેવાશે. આપનો જે ગુમાસ્તો કાયાની સાથે ગયો છે, તેની તપાસ માટેજ હું આવ્યો છું. ”

વકીલ અતિશય આશ્ચર્ય પામી ઓકુ તરફ જોઇ બોલ્યો: “ અમારો ગુમાસ્તો ? હું તમારી વાત સમજી શકતો નથી. ”

“ તમારો એક માણસ સાનોના કામાકુરા ઉપર હુકમનામું બજાવવા ગયો હતો ને ? ”

“ હા, પણ તે તો એક છોકરો હતો, તે તો અહિંજ છે. ”

ઓકુ થોડી વાર વકીલ તરફ જોઇ રહીને બોલ્યો: “ કોઇ પણ છોકરો હુકમનામું બજાવવા સાનો ગયોજ નથી. એક લાંબો હષ્ટપુષ્ટ માણસ એક મ્હોટો કોટ પહેરીને ગયો હતો. કામાકુરા ઉપર હુકમનામુ બજાવી તે મંદિરમાં પૂજા જોવા ગયો હતો. ત્યાં તેણે ઇચિઓને એક ચીઠ્ઠી લખી હતી. તે ચીઠ્ઠી મળતાંજ તે બહાર આવી હતી, ત્યાર પછી હું એટલુંજ જાણું છું કે તે માણસ અને કાયા બન્ને કાઉન્ટ ઇટાની મોટરકારમાં બેસી ન્હાસી ગયાં છે. ”

નિશિતા આશ્ચર્ય પામી બધું સાંભળતા હતા, ઓકુ બોલતો બંધ થયો એટલે તેણે ટેબલ ઉપર પડેલી એક ઘંટડી—Bell—વગાડી. તુરતજ એક છોકરો ત્યાં આવી ઉભો રહ્યો. બાલકની વય ૧૬–૧૭ વર્ષથી વધારે ન્હોતી.

નિશિતાએ કુદ્ધ-સ્વરે પુછ્યું: “ સાનોના કામાકુરા ઉપરનું હુકમનામું આપી તને મોકલ્યો હતો. તેનું શું થયું ? ”

બાલકનું મ્હોઢું પડી ગયું ! તેણે નીચું જોઇ ધ્રુજતે સ્વરે જવાબ આપ્યો: “ મ્હેં—મ્હેં—તેને—આપ્યું છે. ”

ઓકુ કઠોર સ્વરે વચમાંજ બોલી ઉઠયો: “ જૂઠું બોલે છે ?—ત્હેં આપ્યું નથી. એક મ્હોટા માણસે આપ્યું છે. ”

નિશિતા ક્રોધ કરીને બોલ્યા: “ કોમા, સાચે સાચું બોલી દે. ”

કોમા રડી પડયો.

---



# પ્રકરણ ૧૩ મું.

## ન્હાસનારની શોધ.

નિશિતાએ પુનઃ કહ્યું: " કોમા ! સાચે સાચું કહી દે. "

બાલક હાંફતો હાંફતો બોલ્યો: " ભુલ થઈ ગઇ છે. ત્હેને આપ્યો નથી. "

" ત્હેં તે બીજા કોઇને બજાવવા આપ્યું હતું ? "

" હા, મ્હારા ભાઇુત કાવાયાસીને આપ્યું હતું. "

" કેમ ? "

" તે લગભગ છ મહિનાથી મ્હારા ઘરમાં રહે છે. મ્હારી બહુ સંભાળ રાખે છે. ત્હેણે આ હુકમનામાની વાત સાંભળીને કહ્યું કેઃ " હું સાનો જવાનો છું. તેથી ત્હારે અકળાવાની જરૂર નથી. હુંજ તે બજાવતો આવીશ. " તેથી મ્હેં ત્હેને આપ્યું હતું. "

" અને ત્હને રેલ-ભાડા માટે જે પૈસા આપ્યા હતા તેનું શું કર્યું ? "

બાલક રડતો રડતો બોલ્યો: " હું-હું-તે પૈસા-સર્કસ જેવા ગયો. "

ઓકુએ પૂછ્યું: " તે માણસે પાછા આવી ત્હારૂં હુકમનામું બજાવી આવવાના સમાચાર ત્હને કહ્યા હતા કે ? "

" ના, તે હજી પાછા આવ્યા નથી. મ્હેં બ્હીકને લીધે તે આપને જણાવ્યું નથી.

નિશિતા બહુજ ગંભીર ભાવે બોલ્યા: " કોમા, ત્હેં અમારી ઓફીસને કલંક લગાડયું છે. હવે તું એક ક્ષણપણ અહિં રહી શકીશ નહિ. ત્હારી વૃદ્ધ માતા ઉપર દયા આવે છે તેથી હું ત્હને પોલીસમાં સોંપતો નથી. હમણાં ને હમણાંજ મ્હારી ઓફીસમાંથી બ્હાર નીકળ. "

બાલક, બે હાથે મ્હોં ઢાંકી રડતાં રડતાં બ્હાર નીકળી પડયો. ઓકુ પણ ઉઠયો અને બોલ્યોઃ "મ્હારે હજી તેને એક વાર મળવું છે."

નિશિતા બોલ્યાઃ "જો કાંઇ જણાય તો અમને ખબર કરજો."

"જરૂર કરીશ." કહી ઓકુ બહાર આવ્યો અને જુવે છે, તો બાલક ઉભો ઉભો રડયા કરે છે. બીજા પણ બે ત્રણ ગુમાસ્તાઓ તેની પાસે ઉભા છે; અને શું થયું તે પૂછે છે.

ઓકુ ત્હેની પાસે જઇ ત્હેનો હાથ પકડી જરા આઘે લઇ જઇ બોલ્યોઃ "મ્હારે ત્હારી માને મળવું છે. તે કયાં છે?"

બાલક રડતાં રડતાં બોલ્યોઃ "મ્હારી માને હું શું કહીશ? તે મ્હને શું કહેશે?"

ઓકુ બોલ્યોઃ "હું ત્હેને બધું સમજાવીશ. તું બ્હીતો ના. ચાલ."

તે બાલકનો હાથ ઝાલી રાજમાર્ગે આવ્યો અને બે રિકસા બોલાવી. એકમાં કોમાને બેસાડી બીજીમાં પોતે બેઠો. જાપાનમાં ઘોડા ગાડીનું ચલણ બહુ ઓછું છે. બાકુતી ગાડીઓ ઘણીખરી રિકસા ન્હાની બગી હોય છે, અને એક મજુર તેને તાણી જાય છે.

કોમાને સદ્ભાગ્યે ત્હેની માતા તે વખતે ઘરમાં ન્હોતી. ઘણે ભાગે તે કાંઇ ખરીદવા માટે બજારમાં ગઇ હતી. માતાને ન જોવાથી કોમાને જરા ધીરજ આવી, અને તેણે ઓકુને ઘરમાં લઇ જઇ બેસાડયો. ત્હેનું ઘર અન્યાન્ય મધ્યમ વર્ગના જાપાનીઓના ઘર જેવુંજ હતું—તેવુંજ સુસજ્જિત પુષ્પોદ્યાનવાળું, સુંદર અને મનોહર હતું.

કોમા સત્વર ચાહની તૈયારી કરવા લાગ્યો. આપણા દેશમાં કોઇ આપણે ઘેર આવે તો પાનસોપારી આપવાનો રિવાજ છે. તેજ પ્રમાણે જાપાનમાં ચાહ પાંવડાવવાનો રિવાજ છે. હાલમાં તો એ રિવાજે આપણે ત્યાં પણ પગ પેસારો કર્યો છે, અને સુધરેલા કુટુંબોમાં તો દાખલ પણ થઇ ગયો છે!

ઓકુ ત્હેને અટકાવી બોલ્યોઃ "હમણાં ચાહની જરૂર નથી. પીવી હશે તો ત્હારી માતાના આવ્યા પછી પીશું. હવે હું જે પૂછું તેનો ખરેખરો ઉત્તર આપ."

કોમા ગુપચુપ ઓકુની સ્હામે ઉભો રહ્યો, એટલે ત્હેણે ત્હેને ધીમે ધીમે પૂછવા માંડ્યું: " જે માણસ ત્હારા ઘરમાં રહેતો હતો, તેની પાસે પૈસા હતા ? "

" તે હું જાણતો નથી. ભાડું બરાબર આપતો હતો. પરંતુ સારાં સારાં કપડાં પહેરતો ન્હોતો અને ઘણે ભાગે બહારજ રહેતો હતો. "

" તે ત્હને ત્હારી ઓફીસની બધી વાતો પૂછતો હતો કેમ નહિ વારુ ? "

" હા તે કહેતો કે, 'મ્હારી ઉન્નતિ થશે તો હું ત્હને ખુશી કરીશ.' "

" તું જ ઓફીસના ઘણા કાગળો છાપતો હતો કેમ ?

" હા, મ્હારે હાથેજ ઘણાખરા કાગળો છપાતા હતા. "

" અને જે કાગળો તું છાપતો, તે વાંચતો પણ હતો ને ? "

" હા. વાંચતો હતો. "

" સાનોમી ઇચિઓ નામની બાલિકાને ત્હેનો કાકો પુષ્કળ સંપત્તિ આપી ગયો છે એવો કાગળ ત્હેં વાંચ્યો હતો ? "

" હા મ્હને તે બરાબર યાદ છે. "

" ત્હેં એ વાત કાવાયાસીને કહી હતી ? "

" હા કહી હતી. "

" ત્યાર પછી ત્હેં ઓફીસમાંથી જે હુકમનામું આણ્યું હતું. તે ત્હેણે ત્હારી પાસેથી લીધું હતું કેમ ? "

" હા. "

" ત્હારી માતા આ વાત જાણે છે ? "

" ના. મ્હેં માતાને કાંઇપણ કહ્યું નથી; પેલી માતા આવે છે. "

એમ બોલતાં બોલતાં કોમા રડી પડ્યો. ત્હેની માતાએ આવી પુત્રને રડતો જોઇ વિસ્મય પામી કહેવા લાગી: " કોમા શું થયું છે ? તું અત્યારે ઓફીસમાંથી કેમ આવતો રહ્યો ? "

કોમામાં વાત કહેવાની શક્તિ ન્હોતી. ઓકુ બોલ્યો: " સ્હેજ. હમણાંજ એ બધું ત્હમે સાંભળશો. "

વૃદ્ધા ઓકુ તરફ જોઇને બોલી: " ભાઇ, ત્હમે કોણ છો ? "

ઓકુ: " હું નિશિતા વકીલનો મિત્ર છું."

વકીલનું નામ સાંભળી વૃદ્ધા નરમ પડી, અને બોલી: " હું જાણું છું કે એ મ્હારા જીવનો કાળ છે. કોમા ! ત્હારા ઓરડામાં જા."

કોમા " મા, મા " કહીને રડી ઉઠયો. વૃદ્ધા અતિશય કઠોર સ્વરે ફરીથી બોલી: " કોમા, ત્હારા ઓરડામાં જા."

કોમા બન્ને હાથે પોતાનું મ્હોં ઢાંકી ધીમે ધીમે ત્યાંથી ચાલ્યો ગયો. ત્યાર પછી તેની માતાએ ઓકુ તરફ ફરીને કહ્યું: " ભાઇ, તમે વકીલ સાહેબને મ્હારા છોકરા માટે બે શબ્દો કહેજો. હું બહુ ગરીબ છું."

ઓકુ બોલ્યો: " જરૂર કહીશ. હું તમને એક બે વાત પૂછવા આવ્યો છું."

" બોલો-પૂછો."

" નિશિતાએ એ બધી વાત પૂછવા માટેજ મ્હને તમારી પાસે મોકલ્યો છે."

" શું કોમાએ કાંઇ કર્યું છે ?"

" હા. પણ તે કાંઇ એટલું બધું ગંભીર નથી. પછી કહું છું. તમારા ઘરમાં કોઇ ભાડુત હતું ?"

" ભાઈ, પુરૂં થાય નહિ, એટલે એક ઓરડો ભાડે આપ્યો હતો. ત્હેનું નામ કાવાયાસી છે. તે ચાલ્યો ગયો છે. અને હજી સુધી પાછો આવ્યો નથી."

તે કાંઇ માલ મત્તા મુકી ગયો છે ?

" ના, કાંઇજ નહિ. હું તે દિવસે ઘરમાં ન્હોતી. આવીને જોયું તો તે પોતાનું જે કાંઈ હતું તે સઘળું લઇને ચાલ્યો ગયો હતો."

તેની પાસે તમારૂં કાંઇ નીકળે છે ?"

" ના, તેને આગલે દિવસેજ બધું ચુકાવી ગયો છે, અને તે ઉપરાંત એક મહિનાનું ભાડું અગાઉ આપી ગયો છે. આપતી વખતે બોલ્યો હતો કે, હમણાં હાથમાં પૈસા છે. વળી પાછા ખર્ચાઇ જશે."

" એના વિષે બીજું કાંઇ તમે જાણો છો ?"

" ના, હું બીજાની પંચાત કરતી નથી, અને ઘણું ખરૂં તો તે

ઘરમાં પણ રહેતો ન્હોતો. કેટલોક વખત રાત્રે પણ આવતો નહિ અને કોઇ કોઇ વાર તો ૫-૭ દિવસ સુધી જણાતો નહિ."

"તે ક્યાં જતો હતો, તે તમે તેને પૂછ્યું હતું ?"

"હા, તેણે કહ્યું કે, હું દલાલીનો ધંધો કરૂં છું જેથી ઠેકાણે ઠેકાણે રખડવું પડે છે વળી એટલા માટે તે મ્હોટા મ્હોટા વેપારીઓની પણ ખબર રાખતો હતો."

"વારૂ, ત્યારે તે પૈસાદાર હતો. ?"

"કપડાં લત્તાં તો પૈસાદાર માણસ જેવાં પહેરતો ન્હોતો, છતાં તેની પાસે પૈસા હતા."

ઓકુ ઉઠીને ઉભો થયો, એટલે વૃદ્ધા બોલી: "કોમાએ શું કર્યું છે ?"

"વકીલ સાહેબે તેને એક હુકમનામું બજાવી લાવવા આપ્યું હતું. તે તેણે પોતે ન બજાવતાં કાવાયાસીને આપ્યું હતું. તેથી નિશિતા એની ઉપર ગુસ્સે થયા છે, છતાં હું તેમને કહી એની નોકરી ન જાય એમ કરીશ."

"ભાઇ ! જરૂર કહેજો. હું ગરીબ છું."

ઓકુએ જતાં જતાં વળી પાછું પૂછ્યું: "અરે ! કાવાયાસી પોતાની ઘડિયાલને અછોડે એક "લાલ-ત્રિમૂર્તિ" રાખતા હતા કે ?"

વૃદ્ધા બોલી: "હા તે પોતાની સાથેજ રાખતો હતો."

## પ્રકરણ ૧૪ મું.

### કાયાની શોધ.



કાઉન્ટ ઇટો હવે સંપૂર્ણ રીતે તંદુરસ્ત થઇ ગયા છે. તે રાત દિવસ "ક્યાં જાઉં તો કાયાનો પત્તો લાગે" એનાજ વિચાર કર્યા કરે છે. હજી સુધી કાંઇપણ નિર્ણય નહિ થવાથી. તે ક્યાંય પણ જઇ શક્યો નથી.

એક દિવસ ટપાલમાં તેના નામનું એક પારસલ આવ્યું. તેમાં એક ન્હાનકડી પેટી હતી. દિવાસળીની પેટી કરતાં એ પેટી મ્હોટી ન્હોતી. આ પેટી કોણે મોકલી હશે, તેનો વિચાર કરતાં કરતાં ઈટો તેને પોતાના હાથમાં આમ તેમ ફેરવવા લાગ્યો, અને બારીકાઇથી જોતાં તેની ઉપર નાગાસાકીની ટપાલ ઑફીસની છાપ પડી હતી.

નાગાસાકી સાનો અથવા ટોકિયોથી બહુ દૂર છે. તે જાપાનની છેક દક્ષિણે આવેલું એક મ્હોટું બંદર છે. ત્યાંથી કોઈ તેને શું મોકલે? ઘણો વિચાર કર્યો પરંતુ ત્યાં આગળ પોતાનો કોઇ ઓળખીતો હોય એમ જણાયું નહિ."

તેણે ધીમે ધીમે—વિચાર કરી કરીને–પેટી ઉઘાડી; અને તુરતજ છલંગ મારી ઉઠી ઉભો થયો.

પેટીમાં એક ન્હાનકડી મિકાડોની મૂર્તિવાળી સોનાની મુદ્રા હતી. હેણે સમ્રાટના જન્મોત્સવને દિવસે આવીજ બે સુવર્ણ-મુદ્રાવાળી ચુડીઓ કાયાને ભેટ આપી હતી.

એ મુદ્રા સાથે એક ઝીણો કાગળનો ટુકડો લગાડેલો હતો, અને તેની ઉપર ફક્ત " નિર્દોષ " એટલાજ શબ્દો લખેલા હતા.

એ હસ્તાક્ષર ઈટો કદી પણ ભુલી શકે? તે એકદમ બોલી ઉઠયો: "બસ, કાયા નાગાસાકીમાંજ છે. કાયા, તું નિર્દોષ છે તે શું હું જાણતો નથી? હું આજેજ નાગાસાકી રવાના થાઉં છું."

તે તેજ દિવસે પોતાના એક વિશ્વાસુ અને વહાલા નોકરને લઇ નાગાસાકી રવાને થઇ ગયો.

નાગાસાકી કાંઇ ન્હાનું સુનું શહેર નથી. હાલમાં તેને જાપાનનું બીજા નંબરનું શહેર કહીએ તો તેમાં કાંઇ અતિશયોક્તિ નથી. એ શહેરમાં મ્હોટી મ્હોટી હોટેલો, બંદરમાં પૃથિવીના સર્વ દેશોની હજારો સ્ટીમરો, માર્ગમાં વિજળીની બત્તીઓ અને ઘરરર ઘરરર છુટતી વિજળીને બળે ભિન્ન ભિન્ન રસ્તાઓમાં દોડતી ટ્રામો, મ્હોટી મ્હોટી ઓફીસો અને પ્રચંડ મહાલયો નજરે પડે છે. ખરૂં કહીએ તો હાલમાં તો તે નૂતન જાપાનનું ગૌરવ સ્થળ છે.

ઈટોએ રાત દિવસ પંદર દિવસ સુધી સમસ્ત નાગાસાકીમાં કાયાની

તપાસ કરી, પરંતુ તેનો કાંઇ પત્તો લાગ્યો નહિ. ભયથી તે પોલીસને કાંઇ પણ કહી શક્યો નહિ કારણ કે કાયાના નામનું વારંટ બહાર નીકળી ચુકર્યું હતું તેથી તેનો પત્તો મળતાંજ પોલીસ તેને પકડયા વિના રહેજ નહિ. એક દિવસ ઇટોનો નોકર કંટાળી વિનયથી બોલ્યાઃ "સાહેબ ! હવે અહિં રહેવું નકામું છે. ચાલો, આપણે પાછા ટોકિયો જઇએ."

ઇટોએ કહ્યુંઃ "જ્યાં સુધી કાયાનો પત્તો લાગશે નહિ, ત્યાં સુધી હું અહિંથી ખસવાનો નથી."

"કેવી રીતે પત્તો મેળવશો સાહેબ ? રખડી રખડીને અર્ધા તો થઇ ગયા છો. મ્હેં આપને ન્હાનેથી મોટા કર્યા છે તે પરદેશમાં મરવા દઇશ નહિ. તે અહિં છેજ નહિ. તે નક્કી ટોકિયોમાંજ છે."

"ગાંડા, જાણીજોઇને કોઇ વાઘના મ્હોં આગળ ઉભું રહે ?"

"સાહેબ ! ચાલાક હોય તેજ રહે. ચાલાક હોય તે તો જાણેજ કે બધા એવી જગ્યામાં તપાસજ કરે નહિ. કોણ જાણે છેકે તે સાનોમાંજ સંતાઇ રહી નહિ હોય ?"

ઇટોને પોતાના વૃદ્ધ નોકરની સલાહ છેક હસી કાઢવા જેવી લાગી નહિ. તેણે વિચાર કર્યો; "તે જે કહે છે, તે અસંભવિત નથી. મ્હારે દેશમાંજ જવું જોઇએ. હવે અહિં રહેવું નકામું છે."

તેણે નોકરને કહ્યુંઃ "ઠીક, આપણે કાલેજ પાછા દેશમાં જઇશું."

તેણે વળી પણ વિચાર્યું કેઃ "ઓકુ શું કરે છે તે પણ જાણવાની જરૂર છે. તેણે થોડો ઘણો પણ પત્તો મેળવ્યો હશે, અને તેમ હશે તો હું તેની પાસે રહી કાયાનું રક્ષણ કરી શકીશ."

વળી વિચાર્યુંઃ "કામાકુરાએ કાયાને જેની મારફત બોલાવી હતી, તેને ત્યાં તપાસ કરવાથી પણ કાંઇ નવીન જડશે. હવે અહિં બેસી રહેવું નકામું છે."

આવા અનેક વિચાર કરી ઇટો બીજેજ દિવસે ટોકિયો જવા નીકળ્યો.

"ટોકિયો શહેરમાં નોકરી મેળવી આપનાર (service securing) ઘણી ઓફીસો છે. આદાઆયામા નામની બીની પણ આવી ઑફીસ હતી. આદાઆયામાની ઓફીસનું ઠેકાણું ઇટોએ તેની પાસે પહેલેથીજ લખી લીધું હતું.

ટોક્યિોમાં આવી તેણે એક હૉટલમાં નિવાસ કર્યો, પછી તેજ દિવસે આદ્દામાયાને મળવા તેની ઓરીસમાં ગયો.

આદ્દામાયા જરા જાડી, હસમુખી અને સંપૂર્ણ રીતે જુની ઢબની જાપાની રમણી છે. તેની ઓરીસ પણ સંપૂર્ણ રીતે જાપાની ઢબમાંજ સુસજ્જીત કરેલી છે. ત્યાં કેટલીક ન્હાની વયની ગુણિકાઓ હસ્તે મુખે આમતેમ ફર્યા કરે છે.

આ ગુણિકાઓ જાપાનની એક અદ્દભૂત સૃષ્ટિ છે! પૃથિવીના બીજા કોઇ પણ દેશમાં એવી પ્રથા નથી. તેઓ રૂપમાં, ગુણમાં, વસ્ત્રાલંકાર પહેરવામાં, હાસ્યવિનોદમાં, આદર સન્માનમાં, ગાવા વગાડવામાં અને નાચવામાં બહુજ કુશળ હોય છે. તેઓ વગર જાપાનનું કોઇ પણ કાર્ય થતું જ નથી. એ સારા માણુસોને નિમંત્રણ કર્યું કે એક ગુણિકા તો હોયજ! તેઓ નિમંત્રિત ગ્રહસ્થોને આદર સત્કારથી, સદાલાપથી, હાસ્યવિનોદથી, ગાન તાનથી અને નાચથી મુગ્ધ કરી ખુશ કરે છે. દરેક ચાહની દુકાનમાં, પ્રત્યેક હોટલમાં, આવી બાલ-ગુણિકા હોય છે. તેઓ અવિવાહિતા હોય છે. લોકને આનંદ આપવો એજ તેમનો ધંધો છે! એ ધંધામાં ઘણી ગુણિકાઓ યથેષ્ટ અર્થોપાર્જન કરે છે, અને ઘણી પરણીને ગ્રહલક્ષ્મી પણ થઇ બેસે છે!

આદ્દામાયાની ઓરીસમાં અનેક સારા માણુસોનો સમાગમ થતો હતો, તેથી તેની ઓફીસમાં સુંદર, યુવાન, અને મનોહર વસ્ત્રાભૂષણવાળી કેટલીક બાલ-ગુણિકાઓ હતી.

ઇટાએ પહેલાં એક દાસીને પોતાનું નામ જણાવી આદ્દામાયા પાસે મોકલી, ત્યાર બાદ થોડી વારમાંજ બે ઉપરોક્ત બાલગુણિકા હસતી હસતી તેની પાસે જઇ તેનો હાથ પકડી આદરપૂર્વક ઓરીસમાં લઇ ગઇ.

તેને એક સુંદર સુકોમળ શય્યા ઉપર બેસાડી એક બાલિકા તેની પાસે બેઠી. એક ચાહની તૈયારી કરવા લાગી, અને એક પોતાની શેઠાણીને ખબર આપવા અંદર ચાલી ગઈ. જાપાનનું બધુંજ સુંદર છે અને સર્વેથી સુંદર આ બાલ-ગુણિકાઓ છે!

થોડી વાર પછી આદ્દામાયા હસતી હસતી બહાર આવી, અને ઇટાની

પાસે પ્હોંચી મધુર સ્વરે સન્માન આપી અતિશય નમ્રભાવે આવાગમનનું કારણ પૂછ્યું.

"હું કાયાની તપાસ કરવા આપની પાસે આવ્યો છું." ઇટોએ પણ તેટલીજ નમ્રતાથી જવાબ દીધો.

"આપ સાનોના જમીનદાર કાઉન્ટ ઇટો છો?"

"જી, હા."

આહ્માયાએ ઉપરોક્ત બાલ-ગુણિકાઓને ઇસારત કરી, અને તેઓ ધીમે ધીમે તે ઓરડામાંથી બહાર નીકળી ગઇ, એટલે તે બોલી:—

"અભાગિણી—આપને—"

"મ્હારી સાથેજ ઇચિએનો વિવાહ નક્કી થયો હતો."

"વર્તમાન પત્રોમાં બધું વાંચ્યું છે અને તેથીજ આપ કાયાને શિક્ષા કરાવવા શોધો છો."

"ના, તેમ નહિ. હું તેનું રક્ષણ કરીશ."

## પ્રકરણ ૧૫ મું.

### ચીનની "લોઈ."

આહ્માયા થોડીવાર સુધી તેના મ્હોં સ્હામું જોઇ રહી. ત્યાર પછી ધીમે ધીમે બોલી: "ત્યારે શું આપ કાયાને નિર્દોષ ધારો છો?"

"જરૂર, બધા તેને ખુની ધારે છે, પણ હું તો તેને નિર્દોષજ માનું છું. તે ત્હમારી પાસે હતી, તેથી કદાચ તમે તેનો પત્તો—ત્હેનું ઠેકાણું આપી શકશો, એમ ધારીનેજ હું તમારી પાસે આવ્યો છું."

"મ્હારી પાસે શા માટે?

"તમારી પાસેથીજ કામાકુરાની પત્ની તેને લઇ ગયાં હતાં, વળી મ્હેં કાયાને મ્હોડેથીજ સાંભળ્યું છે કે આપનો તેની ઉપર બહુ પ્રેમ હતો તેથી તે ગમે ત્યાં હશે તોપણ તમને લખ્યા વિના નહિ રહે એમ હું ધારતો હતો."

આદામાયા તેની તરફ વળી થોડી વાર જોઇ રહી બોલીઃ " આપ તેને ચ્હાઓ છો ? "

ઇટોનું મુખ પડી ગયું ! તેણે મસ્તક નમાવી કહ્યુંઃ " તમારી પાસે જુઠું બોલીશ નહિ. હું તેને ચાહું છું. "

આટલું કહી ઇટોએ પોતાના પાકીટમાંથી પેલી સુવર્ણ-મુદ્રા અને કાગળનો ટુકડો બ્હાર કાઢી આદામાયાના હાથમાં મૂક્યાં. તે અક્ષર જોઇને બોલી ઉઠીઃ " આતો કાયાનાજ હસ્તાક્ષર છે. નિર્દોષ ! જરૂર નિર્દોષ. તે કદિ પણ આવું કામ કરેજ નહિ. "

ઇટોએ કહ્યુંઃ " સમ્રાટના જન્મદિવસે આ સુવર્ણ મુદ્રાવાળી ચુડી મ્હેં તેને ભેટ આપી હતી. તે થોડા વખત ઉપરજ મ્હને નાગાસાકીથી ટપાલમાં મળી છે. મ્હેં નાગાસાકીમાં તેની બહુ બહુ તપાસ કરી પરંતુ પત્તો લાગ્યો નહિ. "

" જો મ્હને કાંઈ પત્તો મળ્યો હોત તો જરૂર આપને કહેત, પરંતુ મ્હને અત્યાર સુધી કાંઇ પણ સમાચાર મળ્યા નથી. "

" ત્યારે શું તેનો પત્તો મેળવવાનો કોઇ ઉપાયજ નથી ? " ઇટોએ નિરાશ થઇ પૂછ્યું.

આદામાયા જરા વિચાર કરી બોલીઃ " એક ચીનની સ્ત્રી અહિં રહે છે; કાયા સાથે તેને બહુ સ્નેહ છે. જો તે કદિ કાગળ લખે તો તેની ઉપરજ લખે છે. આપ એક વખત તેને મળી આવો. "

" તેનું નામ ? તે ક્યાં રહે છે ? " ઇટોએ વ્યગ્રતાથી પૂછ્યું.

" તેનું નામ લોઇ છે. તે પોતાની મા સાથે રહે છે. મહેલ પાસે ૧૪૨ નંબરના રસ્તા ઉપર તેનું ઘર છે. તે ચીનની ખાનદાન બાલિકા છે. સમ્રાજ્ઞીનો કોપ થવાથી તેઓ અહિં ન્હાસી આવ્યાં છે.

" તે કાયાની ખબર મ્હને આપશે ? "

" મ્હારું નામ દેજો. બધી વાત એને કહેજો અને આ સુવર્ણમુદ્રા અને કાગળ બતાવજો, એટલે કાયાના હિતકર્તા જાણ્યા પછી તે તમારી પાસે કાંઇ પણ છુપાવશે નહિ. "

ઇટો આદ્રામાયાને ધન્યવાદ આપી ઉભો થયો. તેણે ચાહ પીવાનો આગ્રહ કર્યો, પરંતુ ઇટોએ કહ્યું: "આજે તો કૃપા કરીને માફ કરો, વળી હવે પછી આવીશ ત્યારે પીશ."

તે સત્વર ત્યાંથી બહાર નીકળ્યો, અને વધુ વિલંબ ન કરતાં કાયાની સખી લોઇને મળવા ચાલતો થયો.

તેણે વિચાર્યું: "જરૂર એની પાસેથી કાંઇ ને કાંઇ પણ ખબર મળશેજ, નહિ તો છેવટે કાયાનો પૂર્વ-ઇતિહાસ પણ જણાશે."

ઇટો કાયાને નિર્દોષ ધારતો હતો ખરો, પરંતુ તેના મનમાં તે સંબંધી ઘણી વાતો ડોંળાતી હતી. તે કહેતો કે: "તેના પિતાનું મરણ થયું છે, પરંતુ ઘટના ચક્રમાં તો એમજ જણાય છે કે તે મર્યો નથી. ત્યાર પછી મંદિરમાંથી પણ લાલત્રિમૂર્તિ મળી આવી હતી, અને ખરૂં હોય તો જે સ્ટીમરમાં તે ન્હાસી ગયાં તેનું નામ પણ લાલત્રિમૂર્તિ હતું. જો તે ખુનની વાત ન જાણતી હોય તો ન્હાસે શા માટે?" આ પ્રમાણે નાના પ્રકારના વિચારો તેના મનમાં ઘોળાતા હતા.

તે આદ્રામાયાએ આપેલે ઠેકાણે, એક સુંદર ઘર આગળ આવીને ઉભો રહ્યો. ઘર દેખાવમાં સુંદર હતું અને તેવાજ સુંદર ઉદ્યાનથી પરિવેષ્ટિત હતું.

બારણામાં એક ચીની નોકર ઉભો હતો. તેની પાસે જઇ ઇટોએ પૂછ્યું: "લોઇ દેવીનું ઘર આજ કે?"

નોકર થોડી વાર સુધી તેની સ્હામું જોઇ રહી બોલ્યો: "કેમ?"

"હું આદ્રામાયા પાસેથી આવું છું. મ્હારૂં નામ કાઉન્ટ ઇટો છે. મ્હારે લોઇ દેવીને મળવું છે.

"શા માટે?"

ઇટો જરા ગુસ્સે થયો પરંતુ મનોભાવ દબાવી દઇ બોલ્યો: "ખાસ કામ છે. તેમને કહેવાનું છે."

નોકર વળી પાછો થોડીવાર તેની સ્હામું જોઇ રહી અંદર ચાલ્યો ગયો. ઇટો ગુપચુપ બારણા પાસે ઉભો રહ્યો. તે વખતે સંધ્યાકાળ થઇ ગયો હતો.

થોડીવાર પછી અંદરથી કોઇએ તેને આવવાની ઇસારત કરી. ઇટો

તેની પાસે ગયો, એટલે તેણે ગુપચુપ પાછળ પાછળ આવવાની ફરી ઈશારત કરી તે પ્રમાણે ઇટો પાછળ પાછળ ચાલવા લાગ્યો.

તે સ્હામેનો એક અતિ સુંદર રીતે સુસજ્જીત કરેલો ઓરડો બતાવી પાછો ફર્યો. ઇટોએ તેમાં પ્રવેશ કર્યો.

તેણે જોયું તો એક યુવતી તેની તરફ પીઠ કરી બારીમાં ઉભી રહી પુષ્પોદ્યાન જોતી હતી. અસ્ત પામતાં સૂર્ય ભગવાનના સોનેરી કિરણોથી તે ઉદ્યાન પણ સોનેરી જણાતું હતું.

ઇટો તેને જોતાંજ ચમકીને બોલી ઉઠયો: "કાયા—કાયા—પ્રિય—!"

## પ્રકરણ ૧૬ મું.

### એ સ્ત્રી કોણ?



પેલી સ્ત્રી ચમકીને પાછું ફરી જોવા લાગી, અને સાથે સાથે ઘરમાં સઘળે વિજળીના દીવા થઇ ગયા. ઇટોએ લજ્જીત થઇ જોયું કે, તેણે મ્હોટી ભુલ કરી છે. તે કાયા નહોતી, પરંતુ બન્નેમાં પુષ્કળ મળતાપણું હતું!

તેણે ચીની પોષાક પહેર્યો નહોતો. તેણે સુંદર જાપાની ઢબમાં રેશમી વસ્ત્રોવડે પોતાનું શરીર શણગાર્યું હતું.

તેણે સહાસ્ય વદને પાસે આવી કહ્યું; "આપની ભુલથી મ્હને આશ્ચર્ય લાગ્યું નથી. આપની પેઠે મ્હારા કેટલાક મિત્રો પણ મ્હને કાયા જાણીને ભુલ કરે છે."

ઇટો પોતાની ભુલ સુધારતો બોલ્યો: "સહસા જોવાથી આપ કાયાની બ્હેન જેવાંજ લાગો છો."

"બેસો—બેસો—આપ કાયાનો પત્તો મેળવવા માટે મ્હારી પાસે આવ્યા છો, તે હું જાણું છું."

લોઇએ ત્હેને આદરપૂર્વક બેસાડયો અને પોતે તેની પાસે બેસી સહાસ્ય

વદને બોલીઃ "હમે આવશો, એમ હું પ્હેલાંથીજ જાણતી હતી."

આ રમણી બહુ અદ્ભુત છે. દેખાવમાં તે બાલિકા જેવી દેખાય છે, પરંતુ હેની વય લગભગ વિશ વર્ષની છે. એટલે લગભગ કાયાના જેટલીજ છે. આ અદ્ભુત રમણીનાં વચનો સાંભળી ઇટો આશ્ચર્યચકિત થઇ ગયો, અને બોલ્યોઃ "આપે તે કેવી રીતે જાણ્યું?"

લોઈ હસતી હસતી બોલીઃ "કાઉન્ટ ઇટો મહાશય! સ્ત્રીઓની બુદ્ધિ પુરૂષો કરતાં બહુ તીક્ષ્ણ હોય છે. કાયા મ્હારી પ્રાણપ્રિય સખી છે. હેના સંબંધમાં શું થાય છે, હેની હું હમેશાં ખબર રાખું એમાં આશ્ચર્ય જેવું શું?"

"કંઇજ નહિ. સાચા મિત્રનો એજ ધર્મ છે."

"અને એટલા માટે જ હું બધું જાણું છું, હું જાણતીજ હતી કે આપ મ્હારી પાસે આવશો."

લોઇ મધુર મિષ્ટ સ્વરે હસી પડી. ઇટોનું મ્હોં ફીક્કું પડી ગયું. હવે શું બોલવું તે હેને સુઝ્યું નહિ.

લોઇ ફરીથી બોલીઃ "હું બધું જાણું છું. કાયા સાનો હતી ત્યારે કોઈ કોઇ વાર પત્ર લખતી હતી—હું બધુંજ જાણું છું."

"આપ મ્હને એને વિષે કાંઇ ખબર આપી શકશો, એમ ધારીનેજ હું અત્રે આવ્યો છું."

"હાલમાં તે મ્હને પત્ર લખતી નથી. તે ક્યાં છે તે હું જાણતી નથી, છતાં બેસો. સિગારેટ પીઓ. જરા ચાહપાણી લો. આપણે બન્ને વિચાર કરી કાંઈ ઉપાય શોધી કાઢીશું."

ચાહ અને સિગારેટ આવી. લોઇએ તેમાંથી એક સિગારેટ ઇટોને આપી, અને પોતે દિવાસળી ચેતાવી હેના મ્હોં પાસે ધરી. ત્યાર પછી પોતે પણ એક સિગારેટ ચેતાવી પીવા માંડી.

તે બોલીઃ "મ્હારો એક મિત્ર ન આવે ત્યાં સુધી આપણે કાયાનીજ વાતો કરીશું."

ઇટો બોલ્યોઃ "ત્યારે આવ—"

"ના, ના. એમ વ્યસ્ત થશો નહિ. આપના દર્શનથી તે બહુ સંતુષ્ટ થશે. તે આપનાથી અપરિચિત નથી."

ઇટો આશ્ચર્ય પામી બોલ્યો: "તે કોણ ?"

લેડી પહેલાંની પેઠેજ મધુર હાસ્ય કરતી કરતી બોલી: "જ્યારે ત્યારે ઓળખશો. અધીરાં થવાથી દુનિયાદારીનાં કામ થતાં નથી. હવે પૂછું છું કે આપ કાયાને આ ખુનમાં કેવી ધારો છો ?"

"નિર્દોષ ! તદન નિર્દોષ. મ્હારી ખાત્રી છે કે તે નિર્દોષ છે, અને તેથીજ ત્હેની તપાસ કરૂં છું. શું આપ મ્હને મદદ નહિ કરો ?"

"કરીશ-જરૂર કરીશ. પરંતુ કેવી રીતે મદદ કરવી તે મ્હેં હજી સુધી નક્કી કર્યું નથી."

"ત્યારે હું પૂછું તેનો ઉત્તર આપશો ?"

"હા, બોલો. યોગ્ય લાગશે તો આપીશ."

"કાયા કોણ છે ? કાયાનો પિતા કોણ છે, અને તે હયાત છે કે કેમ ? વળી લાલ ત્રિમૂર્તિ સંબંધી આપ શું જાણો છો ?"

"લાલ-ત્રિમૂર્તિ ! આપ તે સંબંધી પણ કંઇ જાણતા લાગો છો !"

"કાંઇક જાણું છું. તે બધું વર્તમાનપત્રોમાં વાંચ્યું છે."

"એક લાલ-ત્રિમૂર્તિ મંદિરમાંથી પણ મળી આવી છે."

"ત્યારે તો ખાત્રી થાય છે કે આપ એ સંબંધી ઘણું-વધારે-જાણો છો !"

"કાંઇક કાંઇક જાણું છું. જેની પાસેથી મ્હેં બધું જાણ્યું છે, તે હમણાંજ આવશે. લો. બીજો એક પ્યાલો ચાહ અને સિગારેટ. આ પેટી."

ઇટો એક સિગારેટ સળગાવતાં સળગાવતાં બોલ્યો: "ત્યારે હવે કાયા સંબંધી—"

"કાયા સંબંધી બોલતાં પહેલાં મ્હારે મ્હારી પોતાની એક વાત કહેવી છે. જો કે હું હમણાં જાપાની થઇ ગઇ છું, છતાં પણ ચીની છું. ખાસ કારણથી હું અને મ્હારી મા પેકીનથી અહિં ન્હાસી આવ્યાં છીએ. ઉતાવળમાં અમે અમારી સાથે પૈસા-ટકા લાવી શક્યાં નથી, તેથી આદા માયા પાસે કોઈ નોકરી મેળવવા ગઇ હતી, અને ત્યાં કાયાનો મેળાપ થયો હતો, અને ત્યારથીજ અમારી મિત્રાચારી થઇ છે."

"ત્હેની પાસે મ્હેં એ સાંભળ્યું છે."

"કાયાનો પિતા ઇચાચ્ચિ બહુ સારો માણુસ ન્હોતો. તે અનેક ઠેકાણે ફર્યા કરતો હતો. તે કાયાની સંભાળ રાખતો હતો. ત્હેની ઉપર ત્હેને પ્રેમ હતો. એમ મ્હેં કાયા પાસે સાંભળ્યું છે."

"ત્યારે કાયાના પિતાનું નામ ઇચાચ્ચિ, કેમ ?"

"હા. મ્હેં ત્હેને કોઈ દિવસ જોયો નથી. કાયા પાસેથી બધું સાંભળ્યું છે. પિતાનાં કેટલાંક કાર્યોથી વિરક્ત થઇ કાયા ટોકિયો આવી આદામાયાને મળી, અને ત્યાર પછી કેટલેક ઠેકાણે નોકરી કરી નાગાસાકી ગઇ હતી. ત્યાં ત્હેના પિતાનું મરણુ થયું એટલે તે પાછી આવી કામાકુરાને ત્યાં નોકર રહી આટલુંજ. એ પછી હું કાંઇ જાણુતી નથી."

"લાલ-ત્રિમૂર્તિ વિષે કાંઇ જાણો છો ?"

"ના. તોપણુ મ્હારા ધારવા પ્રમાણે મ્હારો મિત્ર આવીને આપને તે સંબંધી કાંઈ ખબર આપી શકશે. આ તે આવ્યા—"

ઇટો ચમકીને બારણા તરફ ફર્યો, અને જેણે ઘરમાં પ્રવેશ કર્યો ત્હેને જોઇ, છલંગ મારી ઉભો થઇ બોલી ઉઠયોઃ "આપ—"

આગંતુકે પાસે આવીને કહ્યુંઃ "આપ મ્હને અહિં જોઇને આશ્ચર્ય પામો છો ?

---

## પ્રકરણુ ૧૭ મું.

### ચોર-ટોળી.



વાંચક ! આવનાર બીજો કોઈ નહિ પણુ આપણો બહાદૂર ડિટેક્ટીવ ઓકુજ હતો. તેને લોઇના ઘરમાં એકાએક મળવાની ઇટોને આશા ન્હોતી, તેથી તેને જોતાં તે આશ્ચર્યચકિત થઈ ગયો.

વળી ઇટોને વધારે આશ્ચર્ય તો એ લાગ્યું કે પોતાને લોઇના ઘરમાં

જોવા છતાં ઓકુને જરા પણ નવાઇ-અચંબો લાગ્યો હોય એમ જણાયું નહિ. કોઇએ તેને અચંબો પામતા-એવો ભાવ દેખાડતા-કદિ પણ જોએલ નથી.

થોડી વાર પછી લોઇ હસતાં હસતાં બોલી: "કેમ! કાઉન્ટ સાહેબ! મ્હેં આપને ન્હોતું કહ્યું, કે મ્હારા મિત્ર આપનાથી અપરિચિત નથી."

ઓકુ બોલ્યો: "વર્તમાનપત્રોમાં ઇચીઓના ખુનની વિગત વાંચીને લોઇએ તેનો અભ્યાસ કર્યો છે, અને તે બાબતમાં તેમણે મ્હને ઘણી સહાય કરી છે."

ઇટોએ વિસ્મિતભાવે કહ્યું: "પણ લોઇ તો તેને નિર્દોષ માને છે. તમે?"

ઓકુએ કહ્યું: "હું પણ તેને નિર્દોષ ધારૂં છું."

"ત્યારે ખુન કોણે કર્યું તે જાણ્યું?"

"ચોક્કસ નહિ, પરંતુ જે માણુસ તે દિવસે કામાકુરા ઉપર હુકમનામું બજાવવા આવ્યો હતો, અને ત્યારપછી મંદિરમાં પણ આવ્યો હતો તેણેજ ખુન કરેલું હોવું જોઇએ. તેનું નામ કાવાયાસિ છે."

"કાવાયાસિ કોણ? તે શામાટે ખુન કરે?"

"તે હું હજી સુધી નક્કી કરી શક્યો નથી, છતાં ઇચિઓને જે ધન મળવાનું હતું તે મેળવવા માટેજ ઘણો ભાગ આ ખુન થયું છે. મ્હેં જે કાંઇ જાણ્યું છે તે આપને જણાવું છું."

આ પ્રમાણે કહી કાવાયાસિ સંબંધી ઓકુએ વકીલ નિશિતા પાસેથી અને કોમાની મા પાસેથી જે કાંઇ સાંભળ્યું હતું તે સઘળું કહી સંભળાવી કહ્યું કે: "આ ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે કાવાયાસી કોઇ ખાસ હેતુથીજ સાનોમાં આવ્યો હતો, અને તેથીજ તેણે કોમાને ભોળવી હુકમનામું લીધું હતું."

"હા. મને પણ એમજ લાગે છે."

"તેને અછોડે પણ એક લાલ-ત્રિમૂર્તિ હતી."

આ શબ્દો સાંભળતાંજ ઇટો અને લોઇ બન્નેએ ચમકીને ઓકુ તરફ જોયું. તેણે કહ્યું: "કાવાયાસિ સંબંધી આટલુંજ જાણવામાં આવ્યું છે. ત્યારપછી તેનો પત્તો નથી, અને તેનો પત્તો નહિ લાગતો હોવાથી મ્હેં

લાલ–ત્રિમૂર્તિ નામની સ્ટીમરની તપાસ કરવા માંડી છે."

"કાવાયાસિ સાથે એ સ્ટીમરને શું સંબંધ છે?"

"એ કાવાયાસિને અછોડે એક લાલ–ત્રિમૂર્તિ હતી, અને તેજ મંદિરમાં પડી ગઇ હોવી જોઇએ, કારણ કે તેમ ન હોય તો તે મંદિરમાં ક્યાંથી આવે. એ ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે એજ કાવાયાસિ ઇચિઓનું ખુન કરી આપની મોટરમાં બેસી કાયાની સાથે ન્હાસી ગયો છે. રસ્તામાં મોટર ભાંગી જવાથી બન્ને જણુ પગપાળા મિટો બંદર ગયા હતા, તેના ચોક્કસ ખબર મળ્યા છે. હાલમાં તેઓ ત્યાં નથી. તેજ રાત્રે લાલ–ત્રિમૂર્તિ નામની સ્ટીમર બંદર છોડી ગઇ હતી, માટે તેઓ તેમાંજ ગયા છે."

"નક્કી. તેમ ન હોય તો પછી ક્યાં જાય?" લોઇએ પોતાનો મત દર્શાવ્યો.

ઓકુ બોલ્યોઃ "મ્હને હજી તે સ્ટીમરનો પત્તો લાગ્યો નથી, પણ જલદીથી લાગશે. વળી એવી પણ ખબર મળી છે કે એ સ્ટીમર દરેક બંદરોમાં ભટકે છે, અને કોઇ પણ એક સ્થળે વધારે વખત રહેતી નથી."

ઇટો બોલ્યોઃ "પણ એમાં શંકા લાવવા જેવું શું છે? સ્ટીમરો તો ફરતીજ રહે."

ઓકુઃ "હા. ખરી વાત છે, પણ શંકા લાવવાનું એક મજબૂત કારણ છે, અને તે એજ છે કે એ સ્ટીમર જે જે બંદરમાં જાય છે તે તે બંદરમાં તે દિવસે એક મોટી ચોરી થાય છે. આ પ્રમાણે એક વર્ષથી ચાલે છે."

લોઇ બોલીઃ "તેમ હોય તો જે ચોરીઓ સંબંધી આપણે અત્યાર સુધી કાંઇ કરી શક્યા નથી, તે પણ આ સ્ટીમરના માણસોજ કરે છે."

"હજી કાંઇ પણ ચોક્કસ કહી શકતો નથી, પણ આ કાવાયાસી કયા બંદરમાં ક્યો મોટો વેપારી વસે છે તેની શોધજ કર્યા કરતો હતો, એમ માલુમ પડ્યું છે."

આ સાંભળી ઇટોએ ધીમે રહીને થરથરતે સ્વરે કહ્યું: "ત્યારે શું તમે એમ ધારો છો કે બધા ચોરોની ટોળી સાથે કાયાને કાંઇ સંબંધ છે?"

"કાઉન્ટ સાહેબ! અમે હજી સુધી એ સંબંધી કાંઇ નક્કી કરી શક્યા

નથી. ત્યારપછી ઓકુએ લોઇ તરફ ફરીને: " હવે બીજી કાંઇ ખબર પડશે તો આવીને કહી જઇશ. હમણાં તો જાઉં છું." એમ બોલી બન્નેને અભિવાદન કરી ત્યાંથી ચાલવા માંડ્યું.

ઇટો પણ ઉઠયો. લોઇ બોલી: " હજી એક દિવસ આવશે."

ઇટોએ કહ્યું: " પણ ઓકુ ગંભીર ભૂલ કરે છે. "

લોઇ ધીમે ધીમે બોલી: "કદાચ હશે, પણ કાયા મ્હને કહી ગઇ છે–"

ઇટોએ માથું ઉંચું કરી પૂછયું: " શું કહી ગઇ છે ?"

કહી ગઇ છે કે: " હજી તે દિવસ આવશે. " એટલું બોલી લોઇએ મસ્તક નમાવી ઇટોને અભિવાદન કર્યું; તેથી ઇટો શરમાઇને તેને વધારે કાંઈ પૂછી શક્યો નહિ. ત્યાંથી વિદાય થવાની રજા લીધી.

# ભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

### પ્રત્યાગમન.

ખુન થયાને આજ કાલ કરતાં છ માસ થઇ ગયા. એ છ માસમાં ફાફન્ટ ઇટો એકે વખત દેશમાં–સાનોમાં–આવ્યા નથી. કેટલાંક કારણોને લીધે દેશમાં પાછા ફરવાની તેમને ઇચ્છા થઇ નહોતી.

નાનકડું સાનોનગર પહેલાંના જેવુંજ છે. અભાગિની ઇચીઓની વાત ઘણાખરા ભૂલી ગયા છે. કાયા સંબંધી પણ હવે વાતો થતી નથી. શરૂઆતમાં તો બધાએ તેની પેટ ભરીને–જેમ ફાવતું તેમ વાતો કરી લીધી, પણ હવે તો સંસારમાં હમેશાં જેમ થતું આવ્યું. તેમ કોઇ તેને સંભારતુ પણ નથી ! સઘળા એમજ જાણે છે કે. ઇર્ષ્યાને લીધે કાયાએ ઇચીઓનું ખુન કર્યું છે; તેને પોલીસ પકડી શકતા નહિ હોવાથી હવે જ્યારે જ્યારે

એ ખુનની વાત નીકળે છે ત્યારે ત્યારે લોકો પોલીસ ઉપર ગાળો વર્ષાવે છે !

કાઉન્ટ ઇટોની આજ્ઞાથી ડચીઓની ઘોર ઉપર પથ્થરની કબર કરવામાં આવી છે, પણ તેની કોઇ સંભાળ રાખનાર હતું નહિ, તેથી તેની ચારે તરફ ઘાસ ઉગી નીકળ્યું છે. બરફ અને વરસાદથી તે કાળી પડી ગઇ છે. બીજી કબરો મરનારના સ્નેહી સંબંધીઓ જેમ સંભાળ રાખે છે, તેની ઉપર દરરોજ સુવાસિત ફુલ ચઢાવી તેની પૂજા કરે છે, તેમ ડચીઓની કબરને કોઇ કરતું નહિ. અભાગિની ડચીઓનું આ સંસારમાં કોઇ છે નહિ અને હતું પણ નહિ, તો પછી એની કબર કેમ સચવાય ?

કામાકુરાએ પોતાના કુટુંબને ટોકિયોથી સાનો આણ્યું હતું, અને તે પહેલાંની માફક સુખ ચેનમાં દિવસ નિર્ગમન કરતો હતો, છતાં પણ આ-પણાં ડોશીમા કહેતાં કેઃ " અંદરખાનેથી તેને બહુ દુઃખ છે, પણ તેની સ્ત્રી તે કોઇ પણ રીતે જાણવા દેતી નથી."

" ડોસીને બીજાઓની નિંદા અને કુથલી કરવાનો હમણાં સારો પ્રસંગ મળતો નથી ! સાનોનાં હાલમાં એવું કાંઇ બન્યું નથી, કે જેની ઉપર તે પિષ્ટપેષણ કરે. નિંદા અને કુથલી વગર તો ડોસીનું પેટ ચડે છે ! પણ તેની સાનો-નિવાસીઓ દરકાર રાખતાં નથી.

ડોસી પહેલાં તો કામાની ઉપર ગાળો વર્ષાવતાં હતાં, પણ હવે તો તેમણે તેનું ઉપરાણું લેવા માંડયું છે. કોઇ તેને દૂષીત કહે કે તુરતજ તે તેની સાથે લડી પડે છે–તેને મારવા દોડે છે, અને કહે છે કેઃ " હું બધી ખબર રાખું છું. હું જાણું છું કે તેણે ખુન કર્યું નથી."

જે કોઇ તેમને ત્યાં ચાહ પીવા આવતું તેને તેઓ એ વાત ખાસ કરીને સમજાવતાં, પરંતુ જો કે કોઇ પણ તેમને મોઢામોઢ ના પાડતું નહિ છતાં તેમની વાત ઉપર વિશ્વાસ પણ રાખતું નહિ. સઘળા એમજ મા-નતા હતા કે, કામાએજ ખુન કર્યું છે, નહિ તો તે ન્હાસે શા માટે ?

કામા સંબંધી કોઇ પણ માણસ વાતચીત કરવાને રાજી નહિ હોવાથી ડોસી મનમાં ને મનમાં બહુ ગુસ્સે થતાં, પણ શું કરે ! તેમનો કાંઇ ઉપાય નહોતો. તેઓ ભુલે ચુકે એમના ગ્રાહક પાસે તેની વાત કાઢતાં, તો તે તુરત

ચાહ જેમની તેમ રહેવા દઇ ચાલવા માંડતું !

આથી કરીને તેઓ આજે પોતાની દાસીને મોઢે કાઉન્ટ ક્રેટાના આ-વ્યાના સમાચાર સાંભળીને બહુ રાજી થયાં. આજે તેઓ એક વખત પણ કાયા સંબંધી વાતચીત કરી શકશે, તેનો વિચાર થતાંજ તેમને બહુજ સં-તોષ થયો, તેથી તેઓ ઉત્સાહ ભેર બોલી ઉઠયાં. "અરે, ક્યારે આવ્યા? કેમ છે? એમણે કાંઇ કહ્યું છે?"

દાસીએ ઉત્તર દીધો: "કાલે રાત્રે આવ્યા છે. શરીર પહેલાંના જેવું નથી, અર્ધું થઇ ગયું છે. કહેતા હતા કે ઘેર આવવાથી તેઓ બહુ ખુશ થયા છે, અને અહિંના ખબર અન્તર પૂછ્યા છે."

વૃદ્ધાએ વળી ઉત્સાહભેર કહ્યું: "વારૂં, વારૂં, ખબર અન્તર પૂછ્યા છે કેમ? હું આજે જ તેમને નિમંત્રણ મોકલું છું. તું હમણાં ને હમણાં જ મ્હારી ચીઠ્ઠી કાઉન્ટ સાહેબને આપી આવ."

દાસી જતી હતી, પરંતુ વૃદ્ધાએ તેને પાછી બોલાવી: "અરે, પણ તેં એહક તો બરાબર શણગારી નથી."

"હમણાંજ શણગારૂં છું." બોલી દાસી થોડે દૂર ગઇ ન ગઇ એટ-લામાંજ વૃદ્ધાએ તેને પાછી બોલાવીને કહ્યું: "આજે આખું ઘર સારી રીતે શણગારવાનું છે હો કે."

"વારૂં." કહી દાસીએ ચાલવા માંડ્યું. વળી વૃદ્ધાએ તેને પાછી બોલાવી. આ પ્રમાણે પાંચ સાત વખત થયું એટલે દાસી ગુસ્સે થઇ ગઇ. પરંતુ એક શબ્દ પણ બોલી શકી નહિ. છેવટે ડોસી પાસેથી ઘરના અંદ-રના ભાગમાં ચાલ્યા જઇ તેણે તેમનું આદ્ય શ્રાદ્ધ કરવા માંડ્યું!

વૃદ્ધા ડોસી બધાની કુથલી કરે છે, પરંતુ તેની ગેરહાજરીમાં તેની પોતાની જ દાસી તેને શું કહે છે તે તે જાણતી નથી!

દાસીને ચીઠ્ઠી લઇ કાઉન્ટ સાહેબને ઘેર જતી જોઇને ડોસીએ તેને બોલાવી શીખામણ દેવા માંડી: "જોજે, ત્યાં નોકરો સાથે કોઇ ચાડીચુગલી કે નિંદા કુથલી કરીશ નહિ. મ્હને નિંદા અને કુથલી પસંદ નથી! ભમવાને આપણને કાન બે આપ્યા છે, પણ મોઢું તો એકજ આપ્યું છે, માટે

આપણે જેટલું સાંભળીએ તેના કરતાં અર્ધું બોલવું જોઇએ."

અનુભવી ડોસીનો અનુભવસિદ્ધ હિતોપદેશ સાંભળી મહા મહેનતે હસવું દબાવી રાખી દાસીએ કાઉન્ટ ઇટોના મહેલ તરફ ચાલવા માંડયું !

કાઉન્ટ ઇટોનો મહેલ સાનો નગરની બહાર એક ન્હાના પહાડ ઉપર વિસ્તૃત ઉદ્યાનની વચ્ચોવચ્ચ આવેલો છે. જાપાનના દરેક સામુરાઇ સરદારના આવા મહેલો જાપાનમાં સર્વત્ર બંધાયા છે.

સામુરાઇ એ આપણા પ્રાચીન ક્ષત્રિય જાતિની પેઠે, જાપાનની સર્વે પ્રધાન અતિ માનનીય યોદ્ધા જાતિ છે. થોડા વર્ષ ઉપરજ આ સામુરાઇ સરદારો ન્હાના ન્હાના રાજા હતા. નવીન જાપાન સ્થપાતી વખતે એમની સાથે અનેક યુદ્ધ અને રાષ્ટ્ર વિપ્લવ થયા છે, પરંતુ તે પછી સમ્રાટ મિકાડો સર્વે પ્રધાન થયા છે. હાલમાં સામુરાઇ સરદારો ફક્ત જમીનદારો છે. કાઉન્ટ ઇટો પણ તેમાંનો એક છે.

---

## પ્રકરણ ૨ જું.

### ડોસીના નવીન સમાચાર.

દૂધાનો નિમંત્રણ પત્ર મળ્યા પછી ઇટોએ પહેલા તો તે ન સ્વીકારવાનો—ડોસીને મળવા ન જવાનો વિચાર કર્યો, પરંતુ તે લાંબો વખત ટક્યો નહિઃ "જો હજી પણ કોઇ જાતની ખબર મળવાનું ઠેકાણું હોય તો તે ડોસીજ છે. તે ન જાણતાં હોય એવું સાનોમાં કંઇ હોયજ નહિ. તેમના જેવું સર્વે પ્રકારની ખબરો આપનારૂં જીવતું જાગતું વર્તમાનપત્ર બીજું કયું હોય? અને કયાં મળે? માટે એકવાર ડોસીને મળવું તો ખરૂંજ!"

આ પ્રમાણે વિચાર કરી દાસીને યોગ્ય ઉત્તર આપી વિદાય કરી, અને તેજ દિવસે સંધ્યા પહેલાં તેમણે ડોસીના નાનકડા ઘરમાં મુલાકાત આપી. વૃદ્ધાએ તેમનો સત્કાર કરવા માટે આજે ખાસ ગોઠવણ કરી હતી. એક સારો ગાલીચો પાથરી દીધો હતો. ઘરને ફુલથી શણગારી દીધું હતું. બહા-

રના બાગમાંથી કેટલાક પુષ્પ ગુચ્છો ઘરમાં ટાંગી દેવામાં આવ્યા હતા, જેથી ડોસીનું નાનકડું ઘર આજે બહુજ સુંદર દેખાતું હતું. જાપાનીસોને સૌંદર્ય બહુ વ્હાલું હોય છે. તેમનાં દરેક કાર્યો સુંદર હોય છે!

ઘરને શણગાર્યા પછી ડોસીને વિચાર થયો કે; કાઉન્ટ સાહેબના સત્કાર માટે એકાદ ગુણિકા લાવવી કે નહિ? પણ એ રાંડોને હું એ આંખે જોઈ શકતી નથી! હસતી વખતે એમના દાંત દેખાય છે, અને એને લજ્જા કે શરમનું તો નામજ નહિ! કોઈ પુરૂષ આવ્યો કે તેની છેક પાસેજ બેસે! હવે જો કાઉન્ટ આવે અને એ એની પાસે બેસી રહે તો મ્હારાથી વાત થાય નહિ, અને વળી એ ચેન (જાપાની ચલણી નાણું) આપવા પડે તે જુદા. નિમંત્રણ આપ્યું, અને ગુણિકા ન બોલાવીએ તે પણ ખોટું. પણ કાંઇ નહિ. આજે કાઉન્ટ સાહેબ કાંઇ મ્હારા નિમંત્રણ માટેજ આવતા નથી. પણ મ્હારી પાસેથી કાંઇ ખબર અન્તર મેળવવા આવે છે, માટે જો ગુણિકા હશે તો અમારાથી વાત ચીત નહિ થાય."

આ પ્રમાણે વિચાર કરી વૃદ્ધાએ ગુણિકા બોલાવવાનું માંડી વાળ્યું, પરંતુ કાઉન્ટ સાહેબ આવ્યા ત્યારે તેને માટે એમને ક્ષમા માગવી પડી. શું કરે? દેશનો રિવાજ, એટલે ચાલે નહિ!

કાઉન્ટ હસીને બોલ્યાઃ "તમે પોતે એક વખત ગુણિકાજ હતાં ને! આજે તેની જરૂરજ ન્હોતી."

ખરેખર વૃદ્ધા એક વખત ગુણિકા હતી, તેથી વૃદ્ધાએ હસીને કહ્યું: "પણ તે તો ઘણા વર્ષોની વાત." જાપાનમાં ગુણિકા થવામાં અપમાન નથી એટલુંજ નહિ પણ એમાં બહુ ગૌરવ મનાય છે! મ્હોટા મ્હોટા ઘરની સ્ત્રીઓએ પણ પોતાની યુવાવસ્થામાં ગુણિકા તરીકે કામ કરેલું હોય છે!

ઇટોએ ચાહ પીતાં પીતાં પૂછ્યુંઃ "ત્યારે ડોસીમા! અહિંની શી ખબર છે?"

ડોસીએ જવાબ દીધોઃ "પહેલાં તમારી વાત કહો. ચહેરો તો તદ્દન ફીકો પડી ગયો છે!"

"મ્હારી પાસે એવી કઈ વાત સાંભળવી છે?"

"સાંભળ્યા પ્રમાણે તમે કાયાને શોધવા ગયા હતા, તો કહો કે એને ક્યાં ક્યાં શોધી?"

"ટોકીયો અને નાગાસાકીમાં."

"કાંઇ પત્તો મળ્યો?"

"ના. કાંઇજ નહિ."

"ઠીક. એ પણ એક જોતાં ઠીક થયું. તમે સામુરાઇ સરદાર છો. તમે કદિ તેને પરણી શકોજ નહિ."

"કેમ નહિ? તે નિર્દોષ છે. તમે જ કહો છો કે તે નિર્દોષ છે."

"હા. કહું છું ને હજી પણ કહીશ. સાનોના બધા માણસને કહું છું, પરંતુ તેનામાં એવું તે શું છે કે આવી સ્થિતિમાં પણ તમારા જેવા સામુરાઇ સરદાર તેને પરણવા ચાહે છે? તમે પરણશો તો લોકો શું કહેશે?"

"લોકોને જે કાંઇ કહેવું હોય તે કહે. મ્હને તેની દરકાર નથી."

"તે હું જાણું છું. અમારા આગલા સરદાર-તમારા પિતા-પણ એવાજ હતા."

"વારૂં. પણ ડોસીમા! હવે અહિંના જાણવાજોગ વર્તમાન કહી દો."

"મ્હારે શા માટે બીજાની ખબર રાખવી જોઇએ. તમે જાણો તો છોજ કે હું એવી નકામી પંચાત કરતી નથી."

ઇટોએ હસીને કહ્યું: "જાણું છું, જાણું છું. ડોસીમા! પણ કામાકુરાની શી ખબર છે?"

"સઘળાં અહિં આવ્યાં છે. હતાં તેવાંજ છે, પણ એની સ્ત્રીનું મુખ પહેલાં કરતાં જરા વધારે ઉદાસ છે."

"એ તો એની સ્ત્રીની વાત કરી, પણ કામાકુરાને પોતાને કેમ છે?"

"બહુજ સારૂં છે. હમણાં તો તેને એક નવો મિત્ર મળ્યો છે."

"તે વળી કોણ?"

"એનું નામ હિયાસી છે."

ઇટો આશ્ચર્ય પામીને બોલી ઉઠયો; "હિયાસી! એ નામ મ્હેં સાંભળ્યું છે. હા. હા. યાદ આવ્યું. એને પશ્ચિમોના રૂપિઆ મળ્યા છે."

" હા, ધનીએ જીવતી હોત તો તેને મળત."

" તે ક્યાં રહે છે ?"

" કામાકુરાના ઘર પાસે મ્હોટા બાગવાળા ઘરમાં પણ ત્યાં તો ભૂત છે. કોઇ ટકતુંજ નથી !"

" ડોસી ! તમે તો દરેક ઘરમાં ભૂતજ દેખો છો !"

" પણ એ ઘરમાં તો છેજ. ઘણાંએ જાયું છે."

" તમે પોતે જોયું છે ?"

" ના. હું ત્યાં ગઇ નથી. હીયાસી કોઇને મળતો નથી, અને ઘરની બહાર નીકળતો પણ નથી."

" ઘરમાં તે એકલોજ રહે છે ?"

" ના સાંભળ્યા પ્રમાણે તેને એક છોકરી છે. તેનો સ્વભાવ બહુજ ખરાબ છે. તે પણ ઘરની બહાર નીકળતી નથી."

" આ બધું તેના નોકરો પાસેથી સાંભળ્યું લાગે છે."

" ના તેને ત્યાં ત્રણજ નોકર છે; એક પુરુષ, તેની સ્ત્રી અને તેનો છોકરો. એવા કન્જુસ માણસને જ ભગવાન પૈસો આપે છે. એ પૈસા એની પાછળ ખપ લાગશે."

" ત્યારે એને ને કામાકુરાને બહુ સારૂં છે કેમ ?"

" અરે ! એ બન્ને તો જીવજાન છે. સાંભળી લ્યો. આ બધી મ્હારી સાંભળેલી વાત છે. તમે જાણો છો કે હું કદિ પણ બીજાની પંચાતમાં પડતી નથી. હું ભલી ને મ્હારી દુકાન ભલી. મ્હારૂં કામ ભલું."

" અહિં આવ્યા પહેલાં તેમને કાંઇ ઓળખાણુ પીછાન હતું !"

" તે તો કોણ જાણે ? પણ હમણાં તો ચોરની માફક છાની છુપી બહુ ચલાવે છે. જાણે એ બન્ને ચોરજ ન હોય !"

ઇટાએ હસીને કહ્યું: " ડોસીમા ! તમે તો કોઇની નિંદાજ કરતા નથી હો !"

" ખરી વાત છે. મને પરનિંદા પસંદજ નથી. વખત આવે બોલ્યા વિના ચાલતું નથી; પણ હું કોઇની નિંદા તો કરતી નથી જ !"

ઇટો ઉઠતો હતો, તેને બેસાડી વૃદ્ધાએ કહ્યું: "પણ એક અદ્દભૂત બનાવ બન્યો છે."

ઇટોએ પૂછ્યું: "શું બન્યું છે?"

"તમે ઇચિઓની ઘોર ઉપર કબર ચણાવી હતી; તેની કોઇ સંભાળ રાખનાર નહિ હોવાથી ઉપર ઘાસ ઉગી નીકળ્યું હતું."

"પણ મ્હેં મ્હારા માણસોને તેની બરાબર દેખરેખ રાખવા માટે હુકમ કર્યો હતો."

"તેમ હોય તો તેમણે તમારો હુકમ માન્યો નથી."

"હું આજે જ તેની તપાસ કરીશ."

"હવે તેની જરૂર નથી. બે માસથી કોઇએ તે ભાર ઉંચકી લીધો છે. કબ્ર દરરોજ સાફ થાય છે, અને તેની ઉપર ફુલ ચડે છે."

"એ બધું કોણ કરે છે?"

"બીજું કોણ કરે? ભૂત-ઇચિઓ પોતેજ. ઘણા લોકોએ આખી રાત પહેરો રાખ્યો છે, પણ કોણ ફુલ ચડાવી જાય છે તે જણાયું નથી."

ઇટો આ સાંભળી બહુ આશ્ચર્ય પામ્યો અને બોલ્યોઃ "એ આશ્ચર્યકારક ખરૂં, એમાં શંકા નથી."

વૃદ્ધા બોલીઃ "અરે! આશ્ચર્યકારકજ નહિ પણ અદ્દભૂત-અદ્દભૂત બનાવ!"

"હું આજે એ બધાની તપાસ કરીશ."

"એમાંથી કાંઇ જાણવાનું નથી. ઇચિઓ પોતેજ આવે છે."

ઇટો કબ્ર જોવાને એટલો બધો વ્યગ્ર થઇ ગયો હતો કે, તે હવે ડોસીના ઘરમાં એક ક્ષણ પણ રોકાઇ શક્યો નહિ. તે એકદમ ત્યાંથી વિદાય થઇ ગયો.



# પ્રકરણ ૩ જું.

## સાનોમાં નવું માણુસ.



ઇટોએ કબ્રસ્થાનમાં આવીને જોયું તો ખરેખર ઇચિઓની કબ્ર કોઇએ બહુજ સંભાળથી સ્વચ્છ રાખી હોય અને તેજ દિવસે ફુલથી શણગારી હોય એમ જણાયું. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ પ્રમાણે દરરોજ કોણ કરે છે તે જાણવાને તે અધીરો થઇ ગયો, અને તેની તપાસ કરવાને તે મંદિર તરફ વળતો હતો એટલામાં એક માણુસ નીચું ઘાલી પોતાની તરફ આવતો તેની નજરે પડયો.

પાસે આવતાં તે માણુસે ઇટોની સ્હામે જોયું, ક્ષણભર ઇટોના ચક્ષુઓ-એ પણ તેના ચક્ષુઓને મળી લીધું, પણ તે પોતે કાંઇપણ ન બોલતાં પાસે થઇને ધીમે ધીમે ચાલ્યો ગયો.

એકાએક ઇટોનાં મનમાં તેણે આ માણુસને કોઇ ઠેકાણે જોયો હોય એવું થઇ આવ્યું. તે સાનો નિવાસી તો નહોતો એ તો પહેલેથીજ જણાઇ ગયું હતું. કેમકે ત્યાંનાં બધા માણુસોને તે પોતે ઓળખતો હતો, અને તે પોતે ન ઓળખતો હોય તો પણ બધા તો તેને ઓળખતાજ હતા, જો એ માણુસ સાનોવાસી હોત તો જરૂર તેને પોતાનો જમીનદાર જાણી સલામ કરત, પણ તેમ ન કર્યું તેથી તે કોઇ બહારનો નવો માણુસ છે, અને તેને ઓળખતો નથી, એમ સ્પષ્ટ જણાઇ આવ્યું, આટલું છતાં પણ ઇટોએ તેને કોઇ ઠેકાણે જોયો હતો, પણ ક્યાં જોયો હતો તે તેને યાદ આવ્યું નહિ તેથી તેનો વિચાર કરતાં કરતાં તેણે પોતાના ઘર તરફ ચાલવા માંડ્યું.

એકાએક વીજળીના ઝબકારાની પેઠે તેના હૃદયમાં એક વાત સ્ફુરી, આવી: " હા ! યાદ આવ્યું, આ માણુસને તેણે ઇચિઓનું ખૂન થયું તે દિવસે

મંદિરમાં દીઠો હતો. નક્કી આ તેજ માણુસ છે."

"તે દિવસે એજ માણુસ કામાકુરા ઉપરનું હુકમનામું બજવવા આવ્યો હતો, એજ-એજ કાવાયાસિ. કોમાની પાસે ઇચિઓને મળનારા ધનની વાત સાંભળી અહિં આવી તેનું ખુન કરી ગયો હતો. ખુન કરી મ્હારી ગાડીમાં કાયા સાથે ન્હાસી ગયો હતો, અને હમણાં એજ માણુસ હિયાસી નામ ધારણ કરી ઇચિઓના પૈસા મેળવી અહિંજ રહે છે. અહાહા ! કેવું ભયાનક !"

ઇટો એ માણુસ સંબંધી જેમ જેમ વધારે વિચાર કરવા લાગ્યો, તેમ તેમ એની ખાત્રી થતી ગઇ કે તેની ભુલ થતી નથી. એ માણુસ નક્કી કાવાયાસિજ છે. નક્કી આ તેજ માણુસ છે કે જેને તેણે ખુન થયું તે રાત્રે મંદિરમાં જોયો હતો.

હવે આ સંબંધી શું કરવું તે ઇટો પહેલાં તો નક્કી કરી શક્યો નહિ. છેવટે એ સંબંધી વધારે-ખાસ-ખબર મેળવવા માટે કામાકુરાને મળવા ગયો; અને ત્યાંથી આવીને ઓકુને ખબર આપવાનો વિચાર કર્યો.

કામાકુરાએ અતિશય આદર સત્કારથી તેને બેસાડ્યો અને ત્યાર પછી વિનયથી પૂછ્યું; "કેમ પત્તો લાગ્યો ?"

"ના. લાગ્યો તો નથીજ, પણ લાગશે તો પણ તમને જણાવવાનો નથી."

"કાઉન્ટ સાહેબ ! હું કાયાને ચાહુ છું. એ નિર્દોષ સિદ્ધ થશે તો હું બહુ ખુશી થઇશ, છતાં પણ તે દૂષીત છે. એજ ખુની છે. એમાં તો કાંઇ શંકાજ નથી."

"એ બાબતમાં આપણે બન્ને કદી પણ મળતા થવાનાજ નથી, છતાં તપાસ કરતાં મ્હેં જે કાંઇ જાણ્યું છે, અને ઓકુએ પણ જે કાંઇ જાણ્યું છે, એ ઉપરથી એમ ચોક્કસ છે કે એણે ખુન કર્યું નથી. જે માણુસ તમારી પાસે આવ્યો છે તેણેજ ખુન કર્યું."

"ઓકુએ શું જાણ્યું છે તે કહેશો ?"

કાવાયાસિ સંબંધી ઓકુએ જે જે કાંઇ શોધી કાઢયું હતું તે આ વખતે ઇટોએ કામાકુરાને કહ્યું, એટલુંજ નહિ પણ લાલત્રિમૂર્તિ નામની સ્ટીમર

અને ચોરીઓ સંબંધમાં પણ ઓકુએ જે કાંઇ કર્યું હતું તે બધું કહી દીધું.

એ બધું સાંભળ્યા પછી કામાકુરાએ જરા મ્હોં મલકાવી કહ્યું: "એ બધી ઓકુની બડાશી છે. આપણા દેશની પોલીસમાં કાંઇ છેજ નહિ! બધા ઢીકાઢીકજ છે."

"તેમ છતાં પણ એ કાવાયાસિ ચોર કે લુંટારો ન હોય તો પણ ઇચિ-ઓનો ખુની તો છેજ એમાં કાંઈ શંકા નથી."

"અને ધારો કે તેમ હોય તો પણ શું થઇ ગયું? કાયાની પેઠે તે પણ ગુમ થઇ ગયો છે. કાયા કે કાવાયાસિ બેમાંથી એકકેનો પત્તો પોલીસ મેળવી શકતી નથી."

"પોલીસ નહિ મેળવી શકી હોય પણ મ્હેં તો મેળવ્યો છે."

કામાકુરાએ આશ્ચર્ય પામતાં ઇટોના મ્હોં સ્હામું જોઇને કહ્યું: "કેવી રીતે? તે ક્યાં છે તે આપ જાણો છો?"

"હા—હા—જાણું છું."

"ક્યાં છે?"

"આ સાનોમાં—આ ઘરમાંજ."

"આ ઘરમાં? આ ઘરમાં તો હિયાસી આવીને રહ્યો છે. તે તો બહુ સારો માણસ છે. મ્હારો ખાસ મિત્ર છે. એનેજ સઘળું ધન મળ્યું છે."

"તે હું જાણું છું. એ બધું છતાં પણ એજ કાવાયાસિ છે."

"આપ ભૂલો છો."

"હું ભૂલતો નથી. કાવાયાસિ હિયાસી થઇને ઇચિઓના પૈસા પચાવી બેઠો છે. એ પૈસા માટેજ તેણે ઇચિઓનું ખુન કર્યું છે."

કામાકુરા બહુજ આશ્ચર્યચકિત થઇ ગયો. થોડીવાર સુધી તો તે એક શબ્દ પણ બોલ્યો નહિ. ત્યાર પછી થોડીવાર વિચાર કરી ધીરે ધીરે બોલ્યો:

"કાઉન્ટ સાહેબ, આપ કહોછો તેમજ હોવું જોઇએ. મને પણ એમ થયું હતું કે મ્હેં એને પહેલાં કોઇ ઠેકાણે જોયો છે. હવે વિચાર કરતાં એમ લાગે છે કે એજ માણસ મ્હારી ઉપર હુકમનામું બજાવવા આવ્યો હતો."

"આપે તો તેને ઘણી વખત જોયો છે, તેથી તુરતજ ઓળખી કાઢ્યો હોત !"

"એ વાત ખરી, પરંતુ હુકમનામું જોઇને મ્હારૂં માથું તદ્દન ફરી ગયું હતું. મ્હેં તે દિવસે એના મ્હોં સ્હામું પણ બરાબર જોયું નથી, પણ હવે એમ લાગે છે કે તે આજ માણસ છે."

"તેમ હોય તો એજ કાવાયાસિ."

"તે હું ખાત્રી પૂર્વક કહી શકતો નથી. તે દિવસે મ્હેં એને બરાબર જોયો નથી, પણ એક કામ કરીએ, જેથી આપણા બન્નેનો સંદેહ દૂર થાય."

"શું ? કહો જોઇએ."

"કોમાના ઘરમાં કાવાયાસિ ઘણા દિવસ રહ્યો છે. જો એજ કાવાયાસિ હશે તો કોમાની મા તેને એકદમ ઓળખી કાઢશે."

"હા-હા-હા, ઠીક કહ્યું. હું કાલેજ એને અહિં આણીશ."

"જો મ્હારૂં કહ્યું માનો તો હમણાં આ વાત કોઇને કહેશો નહિ. જો કોમાની મા તેને કાવાયાસિ તરીકે ઓળખી કાઢશે તો પછી આપણે જેમ યોગ્ય લાગશે તેમ કરીશું."

"ઠીક છે." કહી ઇટો વિદાય થઇ ગયો. પહેલાં તો તેણે ઓકુને બોલાવવાનો નિશ્ચય કર્યો, પરંતુ ઓકુ લાલ ત્રિમૂર્તિ-સ્ટીમરની શોધમાં અંદરે અંદર રખડે છે, તેથી આ વખતે તે ક્યાં હશે, તેની તેને ખબર નહોતી.

"કોમાને બોલાવી મંગાવીશું તો પણ ચાલશે. જો આજ કાવાયાસિ હશે તો તે પણ જલદી ઓળખી કાઢશે, પરંતુ હાલમાં તે પણ ટોકિઓમાં નથી. વકીલની નોકરી ગયા પછી ઓકુએ તેને છુપી પોલીસમાં રખાવી દીધો છે, અને હમણાં તે તેની સાથેજ છે."

બીજે દિવસે સ્હવારેજ ઇટો ટોકિયો ગયો; અને ઓકુને ઘેર ચીઠ્ઠી લખી મુકી વળતી ગાડીમાં કોમાની માને તેડી સાતો આવ્યો.

---

## પ્રકરણ ૪ થું.

### મ્હોઢાં મ્હોઢ.




ટોએ કોમાની માને આ સંબંધી કેટલીક વાત કહી હતી, પણ પુરેપુરી બધી હકીકત કહી નહોતી. તેણે તેને ફક્ત એટલું જ કહ્યું હતું, કેઃ " કાવાયાસિનું મ્હારે ખાસ કામ છે. એ માણસ અહિં હિયાસી નામ ધારણ કરી રહેલો છે, પણ મને વહેમ છે કે એ હિયાસી નહિ પણ કાવાયાસિજ છે, માટે તમે એને જોઇને એ કાવાયાસિ છે કે નહિ એટલુંજ મને જણાવો એટલે બસ. "

પહેલાં તો ડોશીએ તેમ કરવાનું કબુલ કર્યું નહિ, પણ જ્યારે ઇટોએ બહુ બહુ કાલાવાલા કર્યા ત્યારે પિગળ્યા, અને હિયાસી પાસે જવાને સમ્મત થયા, હિયાસીને સ્હવારના પહોરમાં પોતાના બાગમાં ફરવાની ટેવ છે, તે કામાકુરા જાણતો હતો; તેથી તે અને ઇટો કોમાની માને બાગમાં રાખીને પાસેની ઝાડીમાં ભરાઇ ગયાં.

ડોસીએ થોડીવાર ત્યાં રાહ જોઇ ન જોઇ એટલામાંજ હિયાસી ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. કોમાની માએ તેને અભિવાદન કર્યું, અને ત્યાર પછી અતિશય વિસ્મય પામતાં કહ્યું: " કાત્રાયાસિ મહાશય આપ અહિં છો ? "

ડોશીના આ શબ્દોથી તે માણસ બીલકુલ ચળ્યો નહિ. તેણે વૃદ્ધા તરફ જોઇને કહ્યું: " તમારી ભુલ થાય છે. મ્હારૂ નામ હિયાસી છે. "

વૃદ્ધા વિસ્મિતભાવે હિયાસીના મ્હોં સ્હામું જોઇ રહી, ત્યાર પછી ધીરે ધીરે બોલીઃ " હિયાસી–હિયાસી–ના–ના. હું ભુલું નહિ. મ્હારી ભુલ થાય જ નહિ. તમે આટલા બધા દિવસ મ્હારા ઘરમાં રહ્યા ને હવે ભુલ થાય? કદિ નહિ. તમેજ કાવાયાસી છો. "

"મ્હેં તો તમને કદિપણુ જોયાંજ નથી. જાવ. તમે મ્હારા બાગમાં વગર રજાએ પ્રવેશ કર્યો છે, છતાં ચાલ્યાં જાવ."

"કાવાયાસિ સાહેબ! મ્હારી ભુલ થતી નથી. તમે કોની આંખોમાં ધુળ નાંખવા માગો છો?"

"હું કહું છુ કે મ્હારૂં નામ કાવાયાસિ નથી તે નથી સાંભળતાં?"

"પણુ હું કહું છું કે તમે પોતેજ કાવાયાસિ છો?"

"તમે ગાંડા થઇ ગયા છો?"

"કોણુ ગાંડુ? કોમાની મા ગાંડી? ના–ના–તમેજ ગાંડા થઇ ગયા છો. તમારૂંજ ભેજું ઠેકાણે નથી."

"અહા–કેવી મુશીબત! અહા! તમે કેમ ભુલ કરો છો તે સમજ્યો. એ પ્રમાણે ઘણા ભુલ કરે છે."

"ભુલ એવું બોલશોજ નહિ. કોમાની મા ભુલ કરેજ નહિ."

"હું તો તમારે ઘેર કદિ પણુ હતોજ નહિ, છતાં કોણુ હતું તે જાણ્યુંછે."

"કોણુ તે! તે તમેજ?"

"ના, તે હું નહિ પણુ મ્હારો ભાઇ. દેખાવમાં મ્હારા જેવોજ છે. ઘણા માણુસો આ પ્રમાણે ભુલ કરે છે. મ્હારા એ ભાઇને માટે મ્હારે બહુ સહન કરવું પડ્યું છે. હમણાં હમણાંજ જરા છૂટયો છું."

આ જવાબથી વૃદ્ધા જરા વિચારમાં પડી ગઇ. હવે શું બોલવું તે કાંઇ તેને સુજ્યું નહિ. તેના મ્હોંમાંથી ફક્ત એટલાજ શબ્દો નીકળ્યાઃ "તમારો ભાઇ. તમારો ભાઇ. તેમ હશે. પણુ ચ્હેરો તદન મળતો આવે છે."

હિમાસીએ કહ્યું: "તમે કેમ ભુલ ખાધી તે હવે સમજ્યા? તમારી ભુલ હું પહેલેથીજ સમજી શકયો હતો.

"પણુ, એ તમારો ભાઇ, તમારો ભાઇજ થાય?"

"હા, એ મ્હારો ભાઇ છે. તેને માટે મ્હારે ઘણું સહન કરવું પડયું છે. તે ન્હાનપણુથીજ વંઠી ગયો છે. તે ન કરે એવું કોઇ કાર્ય નથી. તેનામાં કયો દુર્ગુણ નથી તે હું કહી શકતો નથી. પાકો પ્રપંચી–બદમાસ–લુચ્ચો–ચોર–ખીસાકાતરૂં–જુગારી–બધાજ કામમાં હુંશીયાર!!! એ બધામાં એનો હાથ."

" અને એવા માણસને મ્હેં મ્હારા ઘરમાં રાખ્યો હતો ? "

" શું તે કાંઇ અનિષ્ટ કરી ગયો છે ? "

" ના, તેવું તો કાંઇ કર્યું નથી. "

" તેના એ દુર્ગુણોને લીધેજ મને જે ધન મળ્યું તેમાંથી તેને અરધો ભાગ મળ્યો નથી. તેને રાતી પાઈ પણ આપવામાં આવી નથી. મ્હેં ઘણા વખતથી એના સમાચાર સાંભળ્યા નથી. આજે તમારી પાસેથી એ કાવાચાસિ નામે તમારા ઘરમાં રહી ગયો છે એમ સાંભળું છું. તમે એને મ્હારો ભાઇ ધારવામાં ભુલ કરી છે, તે હવે સમજ્યાને ? "

" હાં, સમજી, મને મ્હારી ભુલ માટે માફ કરશો. "

" ના, ના, એમાં માફ માંગવા જેવું કાંઇ છે જ નહિ. તમારી પેઠે ઘણા ભુલ કરે છે. તમે મ્હારા ભાઇને શોધો છો ને ? નક્કી એ કાંઇ પણ કરીજ ગયો હશે. "

" ના, તે મને કાંઇ નુકશાન કરી ગયો નથી, પણ પોલીસ તેની શોધમાં છે. "

" તે હું જાણુંછું. એ કોઈ દિવસ જેલમાં જવાનોજ છે. આટલા દિવસ ગયો નથી એજ મને તો નવાઇ લાગે છે ! "

" આપનો ભાઇ ? "

" હા, ભાઇ, ભાઇ, એણે અમારા કુલને કલંક લગાડયું છે. હવે માફ કરો. મારે કામ છે. '

" હું પણ જાઉં છું. "

એ પ્રમાણે કહી કોમાની મા બાગની બહાર નીકળી ગઇ, એટલે હિયાસીએ બોલવા માંડયું: " આ અંગારા માટે હજી મ્હારે કયાં સુધી દુઃખી થવું પડશે. તેને લીધે આટલો વખ્ત વિદેશમાં ગાળ્યો. પાછળથી તેની બદમાસી લોકો મ્હારે માથે દસાવી દે એટલા માટેજ હું આ દેશનો ત્યાગ કરી ચાલ્યો ગયો હતો. હાય ! મળતા ચહેરામાં કેટલું દુઃખ છે. અહિં પણ મ્હારી છોકરીને લઇને એકાન્તમાં રહું છું. અહિં કોઇ નથી. આ ડોસીએ આવીને મ્હને તે બદમાસ ધાર્યો હતો. અરે ! તેણેજ એને મોકલી હશે, પછી પોતે

આવશે એટલે એ કમ્બખ્તને પૈસા આપી વિદાય કરવો પડશે. હે ભગવાન! હજી મ્હારે આવું દુઃખ ક્યાં સુધી વેઠવું પડશે ?"

આટલું બોલી હિયાસી વિષણ્ણવદને બાગની બીજી તરફ ચાલ્યો ગયો. તેના ગયા પછી ઇટો ને કામાકુરા ઝાડીમાંથી બ્હાર આવ્યા. ઇટોએ કહ્યું: "મ્હારી ભુલ થઇ જણાય છે."

કામાકુરાએ કહ્યું: "મ્હારે પણ તેમજ છે. આ ઉપરથી એમ જણાય છે કે એનો અને એના ભાઇનો ચહેરો મળતો છે."

"જરૂર, નહિ તો કોમાની મા ભુલ કરેજ નહિ."

"હિયાસી પોતાના ભાઇને ધિક્કારતો જણાય છે."

"એવા માણસ તો ધિક્કારનેજ પાત્ર છે. જરૂર એ કાવાયાસી જ ઇચિઓનું ખુન કરી ગયો છે. પરંતુ તેને પૈસા ન મળતાં તેના ભાઇને મળ્યા છે."

"તેને તેની પહેલેથી ખબર નહિ હોય. એણે બન્ને ભાઇઓને સરખુ ધન મળશે એમ ધાર્યું હશે. અથવા તો બન્નેના ચહેરા મળતા છે તેથી તે-ણેજ હિયાસી થઇ બેસવાનો વિચાર કર્યો હશે."

"તેમ પણ હોય, પણ એવા માણસ સાથે કાયાને શું સંબંધ હોય તે હું ધારી શકતો નથી."

"મને પણ તેની સમજણ પડતી નથી. જો હિયાસી કાયા સંબંધી કાંઇ જાણતો હોય તો તેને પૂછી જોઇએ. તે મ્હારી પાસે કોઇ વાત છુપાવતો નથી."

"કાંઈ જાણતો હોય તો પૂછી જોજે."

"ઠીક છે. પ્રસંગ આવે વાત."

કામાકુરા પોતાના ઘર તરફ ચાલ્યો ગયો. ઇટો પણ વિચારમાં ને વિચારમાં બાગમાં થઇને બજાર તરફ જતો હતો. એટલામાં એકાએક તેની દૃષ્ટિ પાસેની ઘાસવાળી જમીન તરફ ખેંચાઇ. તેણે ઘાસમાં કાંઇ ચકચક થતું જોયું, તેથી તે શું છે તે જોવા માટે નીચો વળ્યો!

તેને જોતાંજ તે વધારે આશ્ચર્ય પામી ચમકીને ટટાર થઇ ગયો. ત્યાર

પછી બ્યગ્રતાથી તેણે તે વસ્તુ ઉપાડી લીધી.

ઇટાએ સમ્રાટ મિકાડોના જન્મ દિવસે કાયાને જે ચુડી ભેટ આપી હતી, તે ચુડી ઉપર બે સુવર્ણ મુદ્રાઓ હતી. એક કાયાએ નાગાસાકીથી મોકલી હતી, અને બીજી અહિં પડી હતી.

હવે એ મુદ્રા અહિં ક્યાંથી આવી એ સવાલ ઇટાના મનમાં સહજ ઉત્પન્ન થયો. મુદ્રા તો એજ હતી એમાં તો કોઇ જાતની શંકાજ ન્હોતી, ત્યારે શું કાયા પણ સાનોમાંજ અને તે પણ હિયાસીના ઘરમાંજ છે ? આ વિચારોએ તેનું મન એટલું તો ચકડોળે ચઢાવ્યું કે તેને કાંઇ સુજ્યું નહિ. તે કાંઇ પણ નક્કી કરી શકયો નહિ, તેથી અતિશય વિષણ્ણ ભાવે પોતાના ઘર તરફ ફર્યો.

---

## પ્રકરણ ૫ મું.

### જુતા.


ઇટાએ આખી રાત વિચાર કર્યો આખી રાત પથારીમાં આળોટયાં કર્યું. ત્હેને એક ક્ષણ પણ નિદ્રા આવી નહિ, તથાપિ તે કોઇ પણ પ્રકારના નિશ્ચય ઉપર આવી શકયો નહિ, છતાં ત્હેને એટલું તો ચોક્કસજ લાગ્યું કે જો હિયાસીના ઘરમાં કાયા ન હોય, તો બીજી કોઇ પણ હોવું જોઇએ કે જેણે ત્હેને આ સુવર્ણ મુદ્રા આપી હોવી જોઇએ. અનેક પ્રકારના સંદેહોથી ત્હેનું હૃદય ભરાઇ ગયું. છેવટે ત્હેણે હિયાસીના ઘર અને બાગ ઉપર આવતી કાલે રાત દીન ખાસ પહેરો ભરવાનો નિશ્ચય કર્યો.

ઇટાએ આખો દિવસ હિયાસીના ઘર આગળ ફર્યા કર્યું. સંધ્યાકાળે ત્હેને જે સ્થાનેથી પેલી સુવર્ણ મુદ્રા જડી હતી, તે સ્થાન તરફ તે ધીમે ધીમે ગયો, તો ત્હેણે વિસ્મય પામી જોયું કે એક બાલિકા ઘાસમાં કંઇક શોધતી હતી. તે તુરત સમજી ગયો કે એ બાલિકા બીજું કાંઇજ નહિ

પણ સુવર્ણ સુદ્રાજ ખોળે છે, તેથી એની પાસેથી કાયાના કાંઇ પણ સમાચાર મળશે એમ વિચાર કરી તે તેજ વખતે ત્હેની પાસે ગયો. ત્હેણે હિયાસીથી પુત્રીની વાત સાંભળી હતી, તેથી તેણે ત્હેને તુરતજ ઓળખી. તે હિયાસીની પુત્રી તુતા હતી.

ઇટોએ પાસે આવી બાલિકાને અભિવાદન કરી કહ્યું: "ત્હમે જે શોધો છો. તેની ખબર હું ત્હમને આપી શકીશ !"

બાલિકાની ઉમ્મર આશરે ૧૫–૧૬ વર્ષની હતી. ત્હેણે રંગીન રેશમી કપડાં પહેર્યાં હતાં. ત્હેનાં ચક્ષુઓ બે નક્ષત્રોની માફક ચળકતાં હતાં. કેશ લાંબી વેણી રૂપે પાછળ ઝુલતા હતા. જાપાનની દરેક સ્ત્રીઓ પ્રાયઃ હસમુખી હોય છે, પરંતુ આ વખતે તુતોનું મુખ હસતું નથી. વિષણ્ણ છે.

ઇટોના શબ્દોથી ચમકીને તે બાલિકાએ ખીજવાટથી ત્હેની સ્હામું જોયું, અને રોફમાંજ કહ્યું: "ત્હમે પારકા બાગમાં કેમ આવ્યા છો ?"

ઇટો અતિશય મધુરસ્વરે બોલ્યો: "ત્હેમે જે કાંઇ શોધો છો, તે વિષે હું કાંઇ ખબર આપી શકું એમ હોવાથીજ ત્હમારી પાસે આવ્યો છું."

બાલિકાએ પહેલાંની માફકજ પુછ્યું: "ત્હમે કોણ છો ?"

"મ્હારૂં નામ કાઉન્ટ ઇટો છે."

"કાઉન્ટ ઇટો ? કાઉન્ટ ઇટો ?"

"હા. હું અહિં હતો નહિ. હમણાંજ આવ્યો છું નહિતો ત્હમે મ્હને પહેલેથીજ ઓળખત."

"ઇટો ? કોણ ? આપજ કાઉન્ટ ઇટો ?"

"ત્હમે મ્હારૂં નામ સાંભળ્યું છે ?"

હા ત્હમે અહિંના જમીનદાર છો. આપની વાત મ્હેં કામાકુરા પાસેથી સાંભળી છે."

"કોઇ સ્ત્રી પાસેથી સાંભળી નથી ને ?"

તુતા કેટલીકવાર ટગર ટગર જોઇ રહી બોલી: "ના"

ઇટોએ ધીમે ધીમે કહ્યુ: "તે આપના ઘરમાં જ છે ને ?"

"મ્હારા સિવાય મ્હારા ઘરમાં બીજું કોઇપણ નથી."

" તમે જે શોધો છો, તે ત્હેણેજ ખોયું છે. "

તુતા ઇટો તરફ વળી થોડીવાર જોઇ રહી બોલીઃ " તમે શું બોલો છો, તે હું સમજતી નથી. હમણાં ને હમણાંજ અહિંથી ચાલ્યા જાવ, નહિ તો હું મ્હારા કુતરાને છોડીશ. "

" શું તમે કુતરો રાખો છો ?

" છોડીશ ત્યારે જાણુંશો. ચીંથરે ચીંથરા કરી નાંખશે. "

" તમે કુતરૂં છોડશો, તો પછી મ્હને પોલીસને બોલાવતાં પણ આવડે છે. ! "

" પોલીસ ! પોલીસથી હું બ્હીતી નથી. "

" તમે નહિ બ્હીતા હોવ પણ કાવાયાસી બ્હીએ છે. "

" કાવાયાસી કોણ ? હું એ નામ આજેજ સાંભળું છું.

" હં હં ભુલ્યો. ઇયાચિ–અરે હિયાસી ત્હમારા કાકા થાય છે તે શું ત્હમારા પિતા પોતાના ભાઇની વાત કોઇ દિવસ કહેતાજ નહિ હોય કેમ ? કામાકુરા પાસેથી મ્હેં બધુંજ સાંભળ્યું છે. "

બાલિકા થોડીવાર શાન્ત રહીને બોલીઃ " ઇયાચિ અથવા હિયાસી કાકાનું નામ દેવાની મ્હારા પિતાએજ મ્હને ના કહી છે. મ્હેં ત્હમને કદિ પણ જોયા નથી. "

ઇટોને ખાત્રી થઇ ગઇ હતી કે તે બાલિકા તદન ખોટુંજ કહે છે. આવી ચાલાક છોકરી પાસેથી કોઇ પણ વાત સહજ બહાર આવશે નહિ એ તે સારી રીતે જાણતો હતો, છતાં તે નિરાશ થયો નહિ. તે વળી પાછો બોલ્યોઃ " તમે સુવર્ણ-મુદ્રા શોધતાં હતાં તેનું શું થયું ? "

બાલિકાએ પહેલાંની માફક ક્રોધ અને તોછડાઇથીજ જવાબ આપ્યોઃ " હું સુવર્ણ મુદ્રા શોધતી નથી. હું તો એક ઘરેણું શોધું છું ? "

" હા, તે ચુડીનેજ લગાડેલી હતી. મિકાડોની છાપવાળી સુવર્ણમુદ્રા ! "

" મ્હને લાગે છે કે તે ત્હમને જડી છે. પાછી આપશો ? "

" સાથે લાવ્યો નથી. ઘેર છે. કાલે લાવી આપીશ, પરંતુ તે ત્હમને ક્યાંથી જડી તે કહેવું પડશે. "

"બાલિકા થોડીવાર વિચાર કરી બોલીઃ " મ્હને તે કબ્રસ્થાનમાંથી જડી છે. "

એકાએક એક વાત છટાના મનમાં સ્ફુરી આવીઃ " ત્યારે તો કાયા બીજે ક્યાંય હશે. ઇચિઓની કબર ઉપર ફુલ ચડાવા આવી હશે; અને તેટલામાં ત્યાં કોઇનો પરભવ સાંભળી ન્હાસતાં આ ભુલી ગઇ હશે."

આ પ્રમાણે વિચાર કરી ત્હેણે ફરીથી પૂછ્યું: " જે અભાગિણી બાલિકાનું ખુન થયું હતું, ત્હેનીજ કબર પાસેથીને ?

બાલિકાએ ક્રોધ કરીને કહ્યું: " કોનું ખુન થયું છે તે હું જાણુતી નથી."

છટાએ કહ્યું: " તું જાણે છે. બરાબર જાણે છે. એક સ્ત્રી દરરોજ ત્હેની કબર ઉપર ફુલ ચઢાવી જાય છે. "

તુતા ત્હેને પગથી તે માથા સુધી જોવા લાગી, અને થોડીવારે બોલીઃ " તમે કશે જાવ એમ લાગતું નથી. ઉભા રહો. કુતરાને છોડી મુકું છું."

એમ કહીને તે ઘર તરફ દોડી. વધારે હો હા કરવાનું ઉચિત ન ધારી છટાએ પણ ત્વરિત પદે તે સ્થાનનો ત્યાગ કર્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

### પુનર્મિલન.



છટો ઘર તરફ વળ્યો નહિ. ઘણીવાર સુધી ત્હેણે માર્ગમાંજ ફર્યાં કર્યું. ધીમે ધીમે લોકોની આવ જા પણ ઓછી થઇ ગઇ.

હિયાસી ઉપર ત્હેને બહુજ વ્હેમ ગયો. ત્હેને સ્પષ્ટ જણાયું કે કાયા ત્હેના ઘરમાં છુપાયલી હોવી જોઇએ. તેમ ન હોત તો આટલું બધું જુઠું શામાટે બોલે ? તે જુઠું બોલી હતી તે માટે તો ત્હેને બીલકુલ શકજ ન્હોતો.

કેટલાક દિવસથી ત્હેણે પોતાના મન સાથે ઇચિઓની કબર પાસે એક રાત પહેરો ભરવાનો નિશ્ચય કર્યો હતો. દર રાત્રે ત્હેની કબર ઉપર

કોણુ ફુલ ચઢાવી જાય છે, તે એને જોવું હતું.' તે મનમાં બબડતો હતો કે: " એ બીજા કોઇનું નહિ પણુ કાયાનુંજ કામ છે. "

રાત પડી એટલે ત્હેણે સ્વાભાવિક રીતે ઘર તરફ પાછા ફરવાનો વિચાર કર્યો, પરંતુ એટલામાંજ ત્હેને એકાએક ઇચિઓની કબરની વાત યાદ આવી અને તે પોતાના મન સાથેજ બબડયોઃ "બસ, આજ ઘેર જવું નથી. કબર ઉપરજ આખી રાત પહેરો ભરવો. હમણાં તે તરફ કોઇ નથી.

એમ નક્કી કરી ત્હેણે કબ્રસ્થાન તરફ ચાલવા માંડયું, અને થોડીવારમાં બીલકુલ અવાજ ન થાય એમ ધીમે ધીમે ઇચિઓની કબર પાસે આવી પહોંચ્યો, અને જોયું તો એક સ્ત્રી ફુલોથી તે કબરને શણુગારતી હતી. તે છલંગ મારી ત્હેની પાસે આવ્યો, અને અસ્પષ્ટ ચિત્કાર કરી ત્હેની સ્હામું ઉભો રહ્યો. ત્હેના મુખમાંથી " કા " શબ્દ નીકળી પડયો.

ત્યાર પછી કેટલીક વાર સુધી બન્ને એક બીજા સ્હામું ફાટી આંખે જોઇ રહ્યા. કાયાનું મ્હોં ફીકકું પડી ગયું, અને તે જાણે એકાએક પથ્થરની પ્રતિમામાં ફેરવાઇ ગઇ.

ઇટો પ્રથમ વિસ્મય પામી સ્તબ્ધ અને નિર્વાક થઇ ગયો પરંતુ બીજી જ ક્ષણે કાયાને બાથમાં લઇ બોલ્યોઃ " કાયા. " ત્હેના કંઠસ્વરથીજ જાણે ત્હેને સંજ્ઞા પ્રાપ્ત થઇ, અને ત્હેણે ન્હાસવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ઇટોએ ત્હેને પોતાના હૃદય સાથે ચાંપી કહ્યું: " મહા મહેનતે તું મળી છે. હવે જવા દેનાર નથી. "

કાયા હવે પોતાનું બળ અજમાવવા અશક્ત થઈ પડી. ત્હેણે ઇટોના હૃદયમાં પોતાનું મ્હોં સંતાડી દીધું. હવે ત્હેનામાં બોલવાની પણુ શક્તિ રહી નહિ. ઇટો ત્હેને લગભગ ઉંચકીને કબ્રસ્થાનના એક નિર્જન ખુણામાં લઈ ગયો, અને સપ્રેમે ઘાસ ઉપર બેસાડી બોલ્યોઃ " અહિં કોઇ આવશે નહિ. આવે તો પણુ શું ભય છે. હું છું ને ? "

ઇટો પોતાને શુદ્ધ અંતઃકરણુથી ચ્હાય છે તે કાયા જાણુતી હતી. હમણાં હમણાં ત્હેના ચહેરામાં જે પરિવર્તન થઈ ગયું હતું, તે ઉપરથી પણુ એણે પોતાને માટે ઘણું કષ્ટ ઉઠાવ્યું છે, એમ ત્હેની ખાત્રી થઈ, અને

ચોડીવારે પ્રકૃતિસ્થ થઈ બોલીઃ "મ્હારા નામનું વારંટ છે. ત્હમે મ્હને બચાવી શકશો નહિ."

કટો વ્યગ્રભાવે બોલ્યોઃ "તું નિર્દોષ છે ?"

"શું તે ત્હમે માનો છો ?"

"હા. જરૂર માનું છું. શું તું જાણતી નથી કે, મ્હેં ત્હને કોઇ દિવસ દુષિત ધારીજ નથી ?"

"કટો ! કટો ! ત્હમે મ્હારા ઉપર અવિશ્વાસ રાખ્યોજ નથી. એ બદલો હું કેવી રીતે વાળીશ ?"

"મ્હારી સ્ત્રી થઇને."

"શું ત્હમે મ્હારી સાથે લગ્ન કરશો ?"

"લગ્ન ? લગ્ન કરીશ એટલુંજ નહિ, પણ ત્હને નિર્દોષ પણ ઠેરવીશ. હવે તું મ્હારૂં બળ જોજે. તું નિર્દોષ છે. હવે હૃદય ખોલીને બધી વાત કહીદે."

"હું તેમ કરી શકીશ નહિ."

"તું ત્હેની–કાવાયાસીની રક્ષા કરવા માંગે છે કેમ ?"

"કાવાયાસી કોણ ? હું ત્હેને ઓળખતી નથી."

કટો વિસ્મિતભાવે કાયા સ્હામું જોઈ રહી બોલ્યોઃ "જેને લઇ તું મ્હારી ગાડીમાં ન્હાસી ગઈ હતી તે, જેની સાથે તું સ્ટીમરમાં બેઠી હતી તે."

કાયા, અવનત મસ્તકે બોલીઃ "શું એ બધું બ્હાર પડી ગયું છે ?"

"હા. બીજી ઘણી વાત બ્હાર પડી ગઇ છે."

"પરંતુ નુતાએ મ્હને એમાંનું કાંઇ કહ્યું નથી."

"નુતા, હિયાસીની છોકરી ? તે સંધ્યા વખતે મ્હારી ઉપર કુતરૂં છોડવા માંગતી હતી."

"ત્હમારી સાથે ત્હેનો મેળાપ થઈ ગયો." એમ બોલી શંકિતભાવે કાયાએ ઉઠવાનો પ્રયત્ન કર્યો; પરંતુ કટોએ ત્હેને હાથ પકડી બેસાડી કહ્યું; "બ્હીશ. મા. તે આ શોધતી હતી. આગલે દિવસે મ્હને એના બાગમાંથી જડી હતી."

કાયાએ વ્યગ્રભાવે સુવર્ણમુદ્રા લઇ કહ્યુંઃ "હું ધારતી હતી કે હવે

મ્હને એ જાડશેજ નહિ. તુતા મ્હારી બ્હેન છે. હું બહાર નીકળી શકતી નથી, તેથી તેજ મ્હને બધી ખબર આપે છે."

"હવે કહે, એ માણસ કોણ હતો ?"

"મ્હને વાર થશે, તો તુતા હમણાંજ આવશે."

"પણ ત્હારી સાથે ન્હાસનાર એ માણસ કોણ હતો તે મ્હને કહી દે.'

કાયા પ્રાયઃ અસ્ફુટ સ્વરે બોલીઃ "મ્હારા પિતા."

ઇટોએ આશ્ચર્ય પામી કહ્યું: "પિતા ? તે તો મરી ગયા છે."

"હું પણ તેમજ જાણતી હતી, પરંતુ ખરૂં જોતાં તે મર્યા નથી. જીવતા છે."

"ઓકુએ પણ એવીજ શંકા કરી હતી."

---

## પ્રકરણ ૭ મું.

### કાયાનું કથન.

કાયા બોલી નહિ. ઇટોએ બોલવા માંડ્યું; "બધા એમ કહે છે કે કામાકુરાને ત્યાં તે રાત્રે મળવા આવનારનું નામ કાવાયાસી હતું."

"ના, ત્હેનું નામ ઇયાચિ છે."

"તે કાવાયાસીના નામથી ટોકિયોમાં કોમાની માના ઘરમાં રહેતો હતો."

"તે હું જાણતી નથી. હું ત્હેને ઇયાચિ નામથીજ ઓળખું છું, અને હમણાંજ સાંભળ્યું છે કે તે પણ ત્હેનું ખરૂ નામ નથી. ત્હેનું નામ ઓરમિહિયાસી અને મ્હારા કાકાનું નામ નગુ હિયાસી છે. મ્હારે આ એક કાકા હતા, તે પણ હું પહેલાં જાણતી ન્હોતી."

"ત્યારે આ હિયાસી ત્હારા ખરેખરા કાકા છે?"

"હા મ્હારા પિતા નાગાસાકીમાં રહેતા હતા. ત્હેમની માંદગીના સમાચાર સાંભળીને હું પણ નાગાસાકી ગઇ હતી પરંતુ ત્હેમના સેક્રેટરી ઇયચિ

પાસેથી હેમના મરણના સમાચાર મળ્યા, તેથી હું પાછી ફરી અને કામા કુરાને ત્યાં નોકરી રહી.

"ત્યાર પછી હને બીજા કાંઇ સર સમાચાર મળ્યાજ નહિ ?"

"ના, કવચિ પણ કયાંય ચાલ્યો ગયો. તે પછી તે દિવસે કામાકુરાના ઓરડામાં ગઇ, અને જોયું તો–મ્હારા પિતા–હેણે મ્હને ઇશારત કરી. હું મહા મહેનતે આત્મસંયમ કરી ત્યાંથી પાછી આવતી રહી."

"કામાકુરાને એમાંની કાંઇ ખબર ન પડી ?"

"ના, પિતાની ઇશારતથી હું સમજી ગઇ કે તે મ્હને મંદિરમાં મળવા માગે છે. હું તેથી મંદિરમાં ગઇ, પરંતુ હેમને મંદિરમાં ન જોવાથી બહાર આવી. એકાએક તેઓ મ્હારી પાસે આવ્યા, અને બોલ્યાઃ "કોઇએ ખુન કર્યું છે. બધા મ્હારી ઉપરજ વ્હેમાશે માટે મ્હારી રક્ષા કર."

"હને એમ લાગે છે કે હેણેજ ખુન કર્યું છે?"

"ના, તે ખુન કરેજ નાહ. તે મ્હારા પિતા હતા, તેમ કર્યું હોય તોપણ હેની રક્ષા કરવી જોઇએ. તે વખત વિચાર કરવાનો ન્હોતો, હમારી ગાડીની વાત યાદ આવી, અને હમારા નોકરને સેરવી દઇ હેને લઇ હું ન્હાસી ગઇ."

"આવું કામ પણ કરે ને ?"

"શું કરૂં ? તે મ્હારો પિતા હતો. પછીજ ખબર પડી કે બધા મ્હારી ઉપરજ વ્હેમાય છે. મ્હારી વિરૂદ્ધ પણ જોઇએ તેટલા પુરાવા–પ્રમાણો છે."

"વારૂ, પણ પછી શું કર્યું ?"

"મ્હારા પિતાએ કહ્યું કેઃ "મિટો બંદરમાં હેમના એક મિત્રની સ્ટીમર છે. તેમાં બેઠા પછી કાંઇ બ્હીક નથી. તેથી ગાડી તે તરફ હાંકી, પણ માર્ગમાંજ ભાંગી ગઇ. ત્યાંથી અમે બન્ને જણ ન્હાસતાં ન્હાસતાં પરોઢિયે મિટો બંદરે પહોંચ્યાં, અને છેવટે એ સ્ટીમરમાં બેસીને ન્હાસી છુટયાં."

"સ્ટીમરનું નામ લાલ–ત્રિમૂર્તિ ને ?"

"હા. અમે નાગાસાકી ગયાં, પછી હમે પણ મ્હને દુષિત ન ગણો એટલા માટે તમારી વસ્તુ હમને મોકલી હતી, પણ કાગળ લખવાની હિંમત ચાલી નહિ."

"ત્હને શોધવાને હું નાગાસાકી ગયો હતો."

"પણ અમે ત્યાં ઘણા દિવસ રહ્યાં ન્હોતાં."

"મ્હારા પિતા મને શહેરમાં મુકીને ચાલ્યા ગયા. ત્યાર પછી ત્હેમના એક પત્રથી જાણ્યું કે મ્હારે એક કાકા છે. ઇચિઓના મરણથી બધા પૈસા ત્હેને મળ્યા છે. તે સાનોમાંજ રહે છે. પિતાએ લખ્યું હતું કે, તે ત્હને સંતાડી રાખવા ઇચ્છે છે. બીજે કોઇ ઠેકાણે રહેશે તો પકડાઇ જવાશે. સાનોમાં હોવાથી પોલીસને કદિપણ શંકા જશે નહિ."

"મ્હારા નોકરે પણ એમજ કહ્યું હતું."

"હું ત્હેમના લખ્યા પ્રમાણે નાગાસાકી આવી તેજ સ્ટીમરમાં બેઠી, અને મિટો આવી. ત્યાંથી ગુપ્ત રીતે મ્હને મ્હારા કાકા પાસે પહોંચાડવામાં આવી છે."

"અને ત્હારા પિતા ?"

"સાંભળ્યા પ્રમાણે તેઓ ચીન ગયા છે. થોડા વખતમાં પાછા ફરશે."

"ત્હારા કાકાનો અને પિતાનો ન્હેરો મળતો છે ?"

"હા. લગભગ મળતો છે. મ્હેં પણ પહેલાં ભુલ કરી હતી."

"ઇચિઓના પૈસાને લોભે ત્હારા કાકાએ તો એવું ખુન કર્યું નથીને ?"

"ના. ના. હું જાણું છું. તે વખતે તેઓ આ દેશમાં પણ ન્હોતા."

"ત્યારે તુતા ત્હારી બ્હેન થાય ?"

"હા. તે મ્હને બહુ વ્હાલી છે."

"લાલ-ત્રિમૂર્તિ સંબંધી કાંઇ ખબર છે."

"ના. ફક્ત એટલીજ ખબર છે કે, મ્હારા પિતાને અછોડે એવી એક મૂર્તિ હતી. વળી વહાણમાં કહેતા હતા કે, ત્હેમની એક સભા છે. લાલ ત્રિમૂર્તિ એ તે સભાની નિશાની છે. સ્ટીમર પણ સભાનીજ હતી. હવે હું રોકાઇશ નહિ. હવે ત્હમારી સાથે મળવું ઉચિત નથી."

ઇટો બોલ્યોઃ "હા. મ્હેં પણ વિચારી જોયું છે કે હવે ત્હને મળવામાં લાભ નથી. ગમે તેમ કરીને હું ત્હને નિર્દોષ ઠેરવીશ-સિદ્ધ કરીશ. હવે મળીશું તો તે કાર્ય નહિ થાય."

તુરતજ કાયા ઉઠીને ઉભી થઇ. કોઇનો પગરવ કાને પડયો, અને કોઇ ત્હેની તરફ આવતું જણાયું. ક્ષણમાં કાયા ત્યાંથી અદૃષ્ય થઇ ગઇ. ઈટો ત્હેને રોકી શક્યો નહિ. હાથમાં આવેલી કાયા ત્હેણે પાછી ગુમાવી.

હવે તે સ્થાનમાં રહેવું અનુચિત ધારી તે પણ ત્યાંથી ઉતાવળે પગે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૮ મું.

### ભયંકર સંવાદ!

ઈટો પાછો ઘેર આવ્યો. કાયાના કથનનો મર્મ તે બરાબર સમજી શક્યો નહિ, ત્હેનું માથુ જાણે બ્હેર મારી ગયું.

તે બબડયો; "આ લાલ-ત્રિમૂર્તિ એક સભા અથવા સોનેરી ટોળીની નિશાની છે-ચિહ્ન છે, એમ જ્યાં સુધી એઓકુનો મેલાપ ન થાય ત્યાં સુધી કહી શકાય નહિ, છતાં એટલું તો ચોક્કસ છે કે ઇયાચિ, અથવા કાવાયાસી અથવા ઓમરિ હિયાસી અથવા ત્હેનું જે નામ હોય તે, કાયાનો પિતા હોવા છતાં સારો માણસ નથી. ત્હેણે પોતાના બધાં પરાક્રમો પોતાની પુત્રી પાસે છુપાવ્યાં છે. તેથી કાયા ત્હેના સંબંધી બહુ જાણતી નથી. તેથીજ ત્હેણે પોતાના પિતાને નિર્દોષ માન્યા છે, અને તેમ માની પોતાનું સત્યાનાશ વાળ્યું છે. નક્કી ત્હેનો પિતાજ ખુની છે."

ત્યાર પછી ત્હેણે વળી વિચાર કર્યો: "આ ઇયાચિ વા કાવાયાસી વ હિયાસીએ ઇચિઓનું ધન મેળવવાનો પ્રયત્ન આદર્યો હતો. કોમા પાસે ત્હેણે એ ધનની વાત સાંભળી હતી, અને ત્યારથીજ તેને પોતાને હસ્તગત કરવાની ત્હેણે ચેષ્ટા કરી હતી.

તે જાણતો હતો કે ઇચિઓ મરી જશે તોપણ તે ધન ત્હેને પોતાને નહિ પરંતુ પોતાના ભાઇને મળશે, અને ત્હેના ભાઇને તે ધન મળે તોજ

ત્હેને પોતાને મળે. તે મેળવવાનો ત્હેની પાસે બીજો ઉપાય ન્હોતો, તેથી તે યુક્તિ લડાવી વકીલનો ગુમાસ્તો થઇ સાનો આવ્યો હતો. જેથી કોઇ ત્હેની ઉપર શંકા સરખી પણ લાવી શકે નહિ.

આ પ્રમાણે આવીને ત્હેણે ઇચિઓનું ખુન કર્યું છે. તે જાણતો હતો કે પોતાની પુત્રી કાયા સાનોમાંજ છે, તે ત્હેની રક્ષા કરશે—ન્હાસવામાં મદદ કરશે, અને તે પ્રમાણે ત્હેણે કર્યું છે."

હવે ત્હેના ભાઇને તે ધન મળ્યું છે, અને તેથીજ ત્હેણે ત્હેની પાસે પોતાની પુત્રીને મોકલી આપી છે. પુત્રીને બ્હાને–પુત્રીને મળવાને મસે–તે કોઇ કોઇવાર છાનોછુપો ભાઇને ત્યાં આવશે, અને લાગ જોઇ ભાઈ અને ભત્રીજીનું ખુન કરશે. એટલે બધું ધન એનું પોતાનું થશે. કેવું ભયાનક! આ પ્રમાણે જોત જોતામાં બે ખુન થશે. હું નિસ્પંદભાવે બેસી રહીશ અને કાંઈ પણ કરી શકીશ નહિ."

વળી એમ પણ થઇ શકે તે નુતાનું ખુન ન કરતાં એકલા પોતાના ભાઇનેજ મારીનાંખી ત્હેને રાતો રાત બાગના કોઇ ખુણામાં દાટી દેશે અને પછી તે બન્નેનો ચહેરો લગભગ મળતો હોવાથી પોતેજ ભાઇ થઇ બેસસે, એક ભાઇનું ખુન થયું છે, તે કોઇ જાણશે નહિ, અને કોઇ કાંઈ જાતનો સંદેહ પણ કરી શકશે નહિ."

"મને તો લાગે છે કે આ ભયંકર માણસે બહુ ભયંકર વિચારો કર્યો છે." આવો ભયંકર માણસ કાયા જેવી દેવીનો પિતા કેવી રીતે હોઇ શકે, તે બહુ બહુ વિચાર કરવા છતાં ઇરો સમજી શક્યો નહિ. હવે એક ખુન તો જરૂર થોડા સમયમાં થશેજ એમ ત્હેનો નિશ્ચય થયો, અને એ વિચારે ત્હેની આહાર નિદ્રાનો નાશ કર્યો.

ત્હેણે ઓકુને એકદમ સાનો આવવા લખ્યું. ત્યાર પછી એક વાર પોતેજ કાયાના કાકાને મળવાનો વિચાર કર્યો કે જેથી ત્હેની પાસેથી કાંઇ જાણી શકાય. ત્હેને કોઇ પણ રીતે સાવધાન કરી શકાય કે એક ખુન થવાનું છે. તે દિવ્ય–ચક્ષુએ જુવે છે, જેથી આવો ભયંકર બનાવ બનવા ન પામે ત્હેને માટે મ્હારે શું કરવું નહિ? નિશ્ચિંત બેસી રહેવું? ના, એમ તો કદિ બનેજ નહિ."

ત્હેણે આ સંબંધ કામાકુરાની સલાહ લેવાનું નક્કી કર્યું. કદાચ તે કાંઇ સલાહ આપી શકે. ત્હેણે વિચાર્યું; " કાલેજ ત્હેને મળી પછી હિયાસીને મળવા જઇશ. હવે કાયાને મળવાનો પ્રયત્ન કરીશ નહિ, નહિ તો કાર્યમાં વિઘ્ન આવશે. પહેલાં તો તે માણસ વિરૂદ્ધના સઘળા પુરાવા એકઠા કરી લેવા; અને જ્યારે બધું નક્કી-ચોક્કસ થઇ જશે-ત્યારે-"

એકાએક ઇટોના હૃદયમાં એક બીજી વાત સ્ફુરી આવી. ત્હેણે વિચાર કર્યો: " તે કાયાનો બાપ છે. ત્હેને શું કહીને પકડાવી દેવો ? ત્હેને દેહાંત દંડ થાય તો કાયાને કેમ પરણાય ? ખુનીની છોકરી! લોક શું કહેશે ? મ્હને લાગે છે કે હું આમ ને આમજ ગાંડો થઇ જઇશ, ત્યારે હું નિશ્ચિંત બેસી રહીશ તો મ્હારી આંખો આગળ એક ખુન થશે, ભાઇ ભાઇનું ખુન કરશે. કેવું ભયાનક! હવે મ્હારે શું કરવું તે સુઝતું નથી. ઓકુ નહિ આવે તો કાંઇ પણ થશે નહિ. ત્હેને આવવા માટે એક પત્ર લખ્યો છે આજે એક બીજો તાર કરી દઉં."

## પ્રકરણ ૯ મું.

### હિયાસીનો સાક્ષાત્કાર.



બીજે દિવસે સ્હવારમાં ઇટો કામાકુરાને મળવા ગયો, પરંતુ સાંભળ્યું કે તે તો કામસર ટોકિયો ગયો છે, તેથી તેને મળવાથી તેણે ધીમે ધીમે હિયાસીના ઘર તરફ ચાલવા માંડયું.

હિયાસી સાથે ત્હેને અત્યાર સુધી ઓળખાણ ન્હોતી. તે જમીનદાર હતો અને હિયાસીએ ત્હેની પહેલાં મુલાકાત લેવી જોઇતી હતી, પરંતુ અહિં આવ્યા પછી તે એકે વખત ઘરની બ્હાર નીકળ્યો ન્હોતો.

ઇટોએ ત્હેને ઘેર આવી સમાચાર મોકલ્યા, અને હિયાસીએ તુરતજ બ્હાર આવી ત્હેનો આદરસત્કાર કર્યો. તે પોતે ઇટોની પ્રથમ મુલાકાત લઇ શક્યો ન્હોતો તે માટે વારંવાર ત્હેની ક્ષમા માંગતો બોલ્યો: " હું આ-

પને મળવા આવનાર હતો. પરંતુ અહિં આવ્યા પછી મ્હારી પ્રકૃતિ ઠીક ન્હોતી. ઘર બ્હાર નીકળી શક્યોજ નથી. જરા સારું થયા પછી આવવાનો વિચાર કર્યો હતો."

ઇટાએ હસીને કહ્યું: "એમાં કાંઇ વિશેષ અન્યાય થયો નથી. હું પણ ગામમાં ન્હોતો."

હિયાસી અતિશય માનપૂર્વક ઇટોને પોતાના ઘરમાં લઇ ગયો. ત્હેનું ઘર કાંઇક અંગ્રેજી અને કાંઇક જાપાની ઢબમાં–ફેશનમાં–શણગારેલું હતું. તેનું દીવાનખાનું મ્હોટા મ્હોટા સુંદર કોચ અને ટેબલોથી શોભતું હતું.

હિયાસીએ ઇટોને એક મખમલ જડેલા કોચ ઉપર બેસાડયો, અને પોતે ત્હેની સ્હામું એક ખુરશી નાંખી બેઠો, અને નોકરને ચાહ લાવવાની આજ્ઞા કરી.

ઇટો તે ન જુવે તેવી રીતે પુનઃ પુનઃ ત્હેને નિહાળતો હતો. હિયાસી તે–ત્હેણે પહેલાં દીઠેલો માણસ–જે ખુન થયું તે દિવસે સાનોમાં આવ્યો હતો અને કાયા સાથે ન્હાસી ગયો હતો–તે નથી. એમ તે હજી સુધી નક્કી કરી શક્યો નહિ. ત્હેની ભુલ થાય છેકે તે તે માણસ ન્હોતો, પરંતુ બન્ને ભાઇનો ચહેરો બહુજ મળતો હતો એમાં કાંઇ શંકાજ નથી. વળી તે એ માણસ નથી એનું પ્રત્યક્ષ પ્રમાણ એજ કે કાયા ત્હેને કાકા કહે છે. શું તે પોતાના બાપને પણ ન ઓળખે?"

કેટલોક વખત સદાલાપ થયા પછી હિયાસી બોલ્યો: "સાહેબ, આપની સાથે મ્હારી કન્યા તુતાનો મેલાપ થયો હતો. ત્હેણે મ્હને તે કહ્યું હતું."

ઇટોઃ "હા. આપના બાગમાંજ અમે મળ્યાં હતાં. તે એક વસ્તુ શોધતી હતી અને તે મ્હેં—"

હિયાસી વચમાંજ બોલી ઉઠયો: "હા. તે આપે મ્હારી ભત્રીજી કાયાને આપી હતી."

હિયાસી કાયા સંબંધી કાંઇ પણ વાત કાઢશે, એવો ઇટોને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો. તે આ સાંભળી આશ્ચર્યચકિત થઇ ગયો. શું બોલવું–શું કહેવું તેનો નિશ્ચય થયો નહિ, છતાં થરડાતે સ્વરે બોલવા લાગ્યો:—

"આપ—આપ. હા આપે ધાર્યું હશે કે કાયા મ્હારા ઘરમાં છે તે હું જાનીશ નહિ. એજને કાઉન્ટ સાહેબ ?"

"હા, એમજ કહેતા હતા."

"સાહેબ! ખરૂં પુછો તો મ્હારી પણ તે કહેવાની ઇચ્છા ન્હોતી પરંતુ જ્યારે તમારી મુલાકાત થઇ ગઇ છે—"

"શું આપે તે વાત સાંભળી છે ?"

"હા કાયાએ પોતે પાછા આવીનેજ કહ્યું છે. મ્હેં આપની બધી વાત સાંભળી છે."

"આપ મ્હારી ભત્રીજીને મ્હાવ છો, એના જેવું ગૌરવ પામવા જેવું બીજું અમારે શું છે? કામાકુરા પાસેથી પણ સાંભળ્યું છે કે આપ ત્હેને નિર્દોષ ઠેરવવાને જીવતોડ પ્રયત્ન કરો છો."

"કાયા આપની ભત્રીજી થાય છે તે કામાકુરા જાણે છે ?"

"નહિજ, બીલકુલ નહિ. પહેલી વખત વાત થતાંજ હું જાણી ગયો હતો કે તે કાયાનેજ ખુની ધારે છે, અને તેથી મ્હેં ત્હેને કાંઈ પણ નહિ કહેવાનો નિશ્ચય કર્યો છે. હું જાણું છું કે જો ત્હેને આ વાતની ખબર પડે તો તે તુરતજ પોલીસને ખબર આપે."

"આપે ત્હેને એ નિર્દોષ છે, એમ કેમ ન જણાવ્યું ?"

હિયાસીએ માથુ ધુણાવ્યું. ત્યાર પછી ધીરે ધીરે બોલ્યોઃ "તેમ કરૂં તો મ્હારે જુઠું બોલવું પડે એમ હતું."

ફટો ઉછળીને ઉભો થયો, અને બોલ્યોઃ "ત્યારે શું આપ એમ કહેવા માગો છો કે કાયાએ—આપની ભત્રિજીએજ આ ખુન કર્યું છે ?"

હિયાસી અતિશય ગંભીરતાથી બોલ્યોઃ "બેસો, ગુસ્સે થશો નહિ. એણેજ ખુન કર્યું છે."

"એવી વાત બોલશો નહિ."

"પહેલાં હું પણ ત્હેને તદ્દન નિર્દોષ ધારતો હતો. હું જો કે મ્હારા બાલ્યના કેટલાક ચરિત્ર—દોષને લીધે ત્હેને ધિક્કારૂં છું, પરંતુ કાયા મ્હારી પાસે આવી તે પછી ત્હેના અનેક ગુણો જોઇને ત્હેને ચાહું છું, મ્હારો ભાઇ

આ ખુનને લીધે કાયાને પોતાની સાથે ક્યાંય પણ રાખી શકતો નથી તેથી ત્હેણે ત્હેને મ્હારી પાસે રાખવાને અનુરોધ કર્યો, અને હું પણ સમ્મત થયો; નહિ તો ત્હેને રહેવા માટે સ્થાનજ નથી."

"એ બધી વાત મ્હેં તેની પાસે સાંભળી છે."

"વળી ખાસ કરીને આ ખુનનો આરોપ ત્હેની ઉપરજ મુકાય છે."

ઇટોએ વ્યસ્ત સ્વરે કહ્યું: "પણ આપને તો આ ખુનથી લાભજ થયો છે."

તે દુઃખિત સ્વરે બોલ્યો: "હું ભીખ માંગીને ખાતો હતો તેજ ઠીક હતું. મ્હને તેમાંજ સંતોષ હતો. આવી રીતે આ ધન મળ્યું તેથી હું રાજી નથી, તે છતાં પણ ત્હેને નિર્દોષજ માનતો હતો, અને ત્હેના દુષ્ટ પિતાએજ આ ખુન કર્યું હશે એમ ધારતો હતો, પરંતુ તે પોતાના પિતાને નિર્દોષ જણાવે છે."

"એ પિતાએજ ખુન કર્યું છે, એમાં લેશ પણ શંકા નથી."

"એ પ્રમાણે કરવાનું એને શું કારણ?"

"આ ધન મેળવવા માટેજ—"

"તે જાણતો હતો કે ઇચિઓના મરણથી પણ એને આમાંની એક પાઇ મળવાની ન્હોતી, તે તો મ્હનેજ મળવાનું હતું.

"મ્હને ખાત્રી છે કે આ ધન તે હજી મેળવશે અગર મેળવવા પ્રયત્ન કરશે."

હિયાસી વિસ્મિતભાવે ઇટોના મ્હોં સ્હામું જોઇ રહ્યો, અને ધીમે ધીમે બોલ્યો: "આપ શું કહેવા માંગો છો, તે હું સમજી શકતો નથી."

ઇટોએ જરા ટટાર થઈને જવાબ દીધો: "હમણાં નહિ તો પછી સમજશો. આપના ભાઇએજ આ ધન મેળવવા માટે ઇચિઓનું ખુન કર્યું છે. ઇચિઓ ન મરે તો ત્હમને તે મળે નહિ અને આપ ન મરો ત્યાં સુધી ત્હેને પોતાને પણ મળે નહિ."

"આપ બોલો છો તેમાંનું કાંઇ પણ મ્હારી ધ્યાનમાં ઉતરતું નથી."

ઇટોએ ગંભીર સ્વરે કહ્યું: "હવે લાભ જોઇને ત્હમારો ભાઇ ત્હમારે

પોતીનું ખુન કરી આ બાગના એક ખુણામાં દાટી દેશે, અને પોતે આપ-ઓમરિ-હિયાસી-થઇ બેસશે. તમારા બન્ને જણુનો ચ્હેરો મળતો છે તેથી કોઇને કાંઇ ખબર પણુ પડશે નહિ."

આ સાંભળતાંજ હિયાસી ફાટી આંખે ઉઠીને ઉભો થયો. ત્હેનું મ્હોં ભયથી શ્યામ પડી ગયું, અને તે કંપતો કંપતો બોલવા લાગ્યોઃ "હા, આપે બરાબર કહ્યું છે. આપે મ્હને ઠીક ચેતવણી આપી. તે ધારે તે કરે-આપે ઠીક કહી દીધું-આમ કરવામાં ત્હેની એજ મતલબ હોવી જોઇએ."

## પ્રકરણુ ૧૦ મું.

### કાયાને બદલે નુતા.

હિયાસીએ થોડીવાર સુધી ઘરમાં આમતેમ ફર્યા કર્યું, અને ઇટો છાનોમાનો બેસી રહી ત્હેનું નિરીક્ષણુ કરવા લાગ્યો. ત્હેના મનમાં હિયાસી માટે જે વ્હેમ હતો તે દૂર થયો, અને ત્હેને માટે ત્હેનું હૃદય દુઃખાવા માંડ્યું. એક દુષ્ટ ભાઇને લીધે તે કેવી વિપદમાં આવી પડ્યો છે-કેવું દુઃખ સહન કરે છે, તે ત્હેણે જોયું, હિયાસીને પોતાના પ્રાણુનો ભય હતો તે થરથર કંપતો હતો. તે જોઇ ત્હેને દયા આવી, અને એનો ભાઇજ એનું ખુન કરશે, એવો જ્યારે ત્હેને વિચાર થયો, ત્યારે ત્હેને આખે શરીરે કંપારી છુટી.

ત્યાર પછી ત્હેણે એકાએક ઇટોની સ્હામું જોઇને કહ્યુંઃ "જો તેમજ હોય તો કાયા ત્હેનું ખુન શામાટે કરે?"

ઇટોએ વ્યગ્રતાથી કહ્યુંઃ "કાયાએ ખુન કર્યું નથી."

હિયાસી ધીરે ધીરે બોલ્યોઃ "તે કબુલ કરે છે. ગઇ રાત્રે તે આપને મળ્યા પછી પોતાના ઓરડામાં ગઇ, ઘુંટણીએ પડી રડતી હતી અને ભગવાનને પોકારતી હતી. તેજ વખતે હું ત્હેના ઓરડા પાસે થઇને જતો હતો,

અને ત્હેને રડતી સાંભળી ઉભો રહ્યો હતો. તે વખતે મ્હેં ત્હેને રડતાં રડતાં કાતર સ્વરે "હું કોઇની મારફત ઇટો પાસે તે બધાનો સ્વીકાર કરીશ એટલે તે મ્હને ખુની ધારી ધિક્કારશે." એમ બોલતાં સાંભળી હતી."

ઇટો વિચલિત ભાવે બોલી ઉઠયો: "ના, ના, એવું બોલશો નહિ."

હિયાસીએ કહ્યું: "આજે કાયા હજી સુધી ઉઠી નથી. તેનું શરીર સારૂં નથી. એટલુંજ માત્ર નુતા મારફત સાંભળ્યું છે. ત્હેણે મ્હારી પુત્રી પાસે બધું સ્વીકાર્યું છે અને આપની પાસે પણ હવે તેનો અસ્વીકાર કરશે નહિ. આશા રાખું છું કે, આપ પોલીસને ખબર નહિજ કરો. તે બિચારીએ બહુ કષ્ટ ભોગવ્યું છે અને હજી પણ ભોગવે છે."

ઇટોએ વ્યાકુલ થઇ કહ્યું: "મ્હને ત્હેની પાસે હમણાં જ લઇ જાવ. જો તે મ્હારી પાસે સ્વીકાર કરશે, તો હમણાંજ અહિંથી ચાલ્યો જઇશ, અને મરતાં સુધી ત્હેનું મ્હોં નહિ જોઉં, અને મ્હારા હૃદયમાંથી ત્હેને છિન્ન-ભિન્ન કરી દૂર નાંખી દઇશ."

હિયાસી કાંઇ પણ બોલ્યો નહિ: "આવો" કહી તે ઇટોને સાથે લઇ ઘરમાં ચાલ્યો. ઇટો ગુપચુપ ધડકતે હૃદયે ત્હેની પાછલ પાછલ ચાલવા લાગ્યો.

હિયાસી ઇટોને જે ઓરડામાં લઇ આવ્યો, તેને અંધારીઓ ઓરડો કહીએ તો કાંઇ ખોટું નથી. તે ઓરડાના બધાંજ બારી બારણાં બંધ કરવામાં આવ્યાં હતાં. તેમાં કાંઇ પણ બરાબર સ્પષ્ટ દેખાતું ન્હોતું. ઓરડામાં પ્રવેશ કર્યા પછી હિયાસી મૃદુ સ્વરે બોલ્યો: "કાયાનું માથું બહુ દુઃખે છે, તેથી બધાં બારી બારણાં બંધ કરી દીધાં છે. અજવાળાથી માથુ વધારે દુઃખે છે."

ઇટોએ અસ્પષ્ટ અજવાળામાં જોયું તો, ઓરડાના એક ખુણામાં કાયા સુતી હતી. ત્હેનું શરીર એક કામળથી ઢાંકેલું હતું, અને મ્હોં બરાબર દેખાતું ન્હોતું.

કાયાની શય્યા પાસે જઇ હિયાસી ધીમે રહી બોલ્યો: "કાયા! ઇટો મહાશય આવ્યા છે."

તે વિકટ સ્વરે—અસ્ફુટભાવે બોલી ઉઠી: "ના, ના, એમને અહિં લાવશો નહિ."

ઇટોએ આગળ વધી ક્ષીણ કંઠે અતિશય કાતર સ્વરે કહ્યું: "કાયા-કાયા-"મ્હેં ખુન કર્યું છે." એવા શબ્દો મ્હારી પાસે ઉચ્ચારીશ નહિ."

હિયાસીએ ધીરે ધીરે અતિ ગંભીર સ્વરે કહ્યું: "કાયા ત્હેં ખુન કર્યું છે કે નહિ, તે ખરેખરૂં કહી દે."

આ વખતે ઇટો અતિશય કાતર સ્વરે બોલી ઉઠ્યો: "કાયા-કાયા-સાચું કહે-શું ત્હેંજ એનું ખુન કર્યું છે?"

કાયાએ કામળામાં મ્હોંડું ઢાંકી દીધું, અને ત્યાર પછી રડતાં રડતાં અસ્પષ્ટ સ્વરે કહ્યું: "શામાટે દુઃખ દો છો? શું બોલું? ત્હેણે કબ્રસ્થાનમાં મ્હને ગાળો દીધી. હું ક્રોધ સમાવી શકી નહિ. મ્હેં કામાકુરાના ઘરમાંથી છરો લીધો હતો. મ્હારા પિતાએ મ્હારી રક્ષા કરી છે, નહિ તો હું બચત નહિ. હવે શું સાંભળવું છે? જાવ, હવે પધારો."

ઇટો ગયો નહિ. તે થોડીવાર સુધી મૂર્તિ માફક ઉભો રહ્યો, ત્યાર પછી ત્હેણે એકદમ દોડીને એક બારી ઉઘાડી નાંખી, અને ક્ષણમાં પાછા આવી જોરથી કાયાએ ઓઢેલી કામળ ખેંચી લીધી.

અરે આ શું? આ કોણ? એ તો કાયા નહિ પણ હિયાસીની પુત્રી નુતા હતી.

---

## પ્રકરણ ૧૧ મું.

### નુતાની ચાલાકી.

કામળો તણાતાંજ નુતા છલંગ મારી ઉઠી ઉભી થઇ. તે પોતાના એ કાર્ય માટે જરા પણ લજ્જા કે ભય પામી નહિ, એટલુંજ નહિ પરંતુ તે ઇટોની સ્હામું ટગર ટગર જોવા લાગી.

હિયાસી પણ આશ્ચર્યચકિત નયને પોતાની કન્યા સ્હામુ જોઈ રહ્યો. થોડીવાર સુધી બન્નેમાંથી કોઇ પણ બોલ્યું નહિ. છેવટે નુતા હસતાં હસતાં બોલી: "કેમ, કેવા ઠગ્યા?"

હિયાસીએ ક્રોધ કરીને કહ્યું: "લુચ્ચી! કાયા ક્યાં છે?"

ઇટો બોલ્યો: "પહેલાં તો હું જરા ઠગાયો હતો, પરંતુ તુરતજ સમજી ગયો કે આ કાયા નથી. કાયા આ પ્રમાણે વાત કરેજ નહિ."

હિયાસીએ વધારે ક્રોધ કરી ફરીથી પુછ્યું: "બોલતી કેમ નથી? કાયા ક્યાં છે?"

નુતા અવિચલિત ભાવે બોલી: "ન્હાસી ગઇ." એ સાંભળી બન્ને વિસ્મય પામી એકી સાથે બોલી ઉઠયાઃ "ન્હાસી ગઇ?"

નુતાએ પહેલાંની પેઠેજ હિંમતથી કહ્યું: "હા, ન્હાસી ગઇ. ગઇ રાત્રે એણેજ ખુન કર્યું છે, વળી આ ખુન મ્હેંજ કર્યું છે, એ હવે તે જાણી ગયા છે, તેથી તે હવે મ્હને પોલીસમાં સોંપી દેશે. હવે હું ત્હારા ઘરમાં રહી શકીશ નહિ. હું કાયાને ચ્હાતી હતી, તેથી પરોઢિયે ત્હેને ઘર બહાર મુકી આવી, અને તે ન્હાસી ગઇ."

આ સમાચારથી ઇટો ક્રોધથી ઉન્મત્ત જેવો બની ગયો અને બોલી ઉઠયો: "તે ક્યાં ગઇ?"

નુતાએ જવાબ દીધો: "તે હું જાણતી નથી. ત્હેણે જ્યાં જશે ત્યાંથી કાગળ લખવાનું કહ્યું છે, પણ તે આપને બતાવાની ના કહી ગઇ છે."

હિયાસી અતિ રૂષ્ટ સ્વરે બોલ્યો: "ત્યારે પત્ર આવે કે તુરતજ મ્હને બતાવજે."

નુતા કાંઇ પણ બોલી નહિ. ઇટોના ક્રોધનો પાર રહ્યો નહિ. ત્હેણે નુતા તરફ ડોળા કાઢી પુછ્યું: "ત્યારે આવા ઢોંગ કરવાનું ત્હને કોણે શીખવ્યું?"

"કાયાજ મ્હને એમ કરવાનું કહી ગઇ હતી. તે કહી ગઇ છે કે: તું મ્હારા ઓરડામાં રહેજે, જાણે હુંજ છું. એટલે મ્હને કોઇ શોધશે નહિ. મ્હને વખત મળશે, અને ન્હાસવાનું ઠીક પડશે."

ઇટોએ વધારે ક્રોધ કરીને કહ્યું: "પણ તે ત્હને આ પ્રમાણે ખુનનો સ્વીકાર કરવાનું કહી ગઇ હતી? બોલ સાચે સાચું કહી દે!"

નુતા પણ તેટલાજ વેગથી બોલી: "હા, હા, તે પણ તેજ કહી ગઇ હતી. ત્હેણે જતી વખતે મ્હને આ વાત ત્હમને કહેવા કહ્યું હતું કે જેથી

ત્હમે ત્હેને ભુલી જાવ. હું એટલા માટે ત્હમારે ત્યાં આવવાની હતી, પરંતુ જ્યારે ત્હમેજ અહિં આવી ચડયા, ત્યારે 'મ્હેં એક પંથ ને દો કાજ' કરી લેવાનો વિચાર કર્યો, કાયા થઇને મ્હારે થોડીવાર સુઇ રહેવાનું તો હતુંજ. તેથી તેના રૂપમાંજ ત્હમને જે કાંઇ કહેવાનું હતું તે કહી દીધું."

"ખોટી ! ભયંકર વાત!" ઇટો માથું ધુણાવી બોલી ઉઠયો.

"વાત ભયંકર હશે, પરંતુ ખોટી તો નથીજ."

"મ્હારે ત્હેને પોતાને મ્હોંડે તે સાંભળવી છે."

હિયાસી ગંભીર સ્વરે કન્યાને સંબોધી બોલ્યોઃ "નુતા ! કાઉન્ટ ઇટો સાહેબને કહે, કાયા કયાં ગઇ છે ?"

નુતા ચીડવાઇને બોલીઃ "કેવી રીતે કહું ? હું તે જાણતી નથી. જ્યાં હશે ત્યાંથી હવે પછી લખશે."

હિયાસીએ ફરીથી કહ્યું : "ત્હેનો પત્ર આવે કે તુરતજ ત્હેનું ઠેકાણું કાઉન્ટ સાહેબને આપજે."

નુતા બોલીઃ "ના, નહિ આપું. તે મ્હને ના કહી ગઈ છે. હવે હું એક શબ્દ પણ બોલવાની નથી."

તેમજ થયું. નુતાએ બોલવું બંધ કર્યું. હિયાસી ત્હેના આ વ્યવહારથી નાખુશ થઈ ત્હેને ગાળો દેવા લાગ્યો, ઘણું ધમકાવી. પરંતુ નુતા તો નિર્વાકજ રહી.

ત્યાર પછી બીજો કાંઇ પણ ઉપાય નહિ હોવાથી કાઉન્ટ ઇટોએ ત્હેની પાસે વિનય વાપર્યો. ઘણી ઘણી મીઠી મીઠી વાતો કહી પરંતુ નુતાનું મ્હોં તો બંધજ રહ્યું.

હિયાસી ક્રોધથી કંપતો કંપતો કન્યાને ગાળો દેતો દેતો બહાર આવ્યો. નિરૂપાય થઇ ઇટો પણ ત્હેની સાથે બહાર આવ્યો, અને હવે ત્યાં રહેવું અનુચિત ધારી ત્હેણે તેજ વખતે હિયાસીના ઘરનો ત્યાગ કર્યો.

ત્હેણે ઘણો ઘણો વિચાર કર્યો, પરંતુ કાંઇ પણ નક્કી કરી શકયો નહિ. કાયા હિયાસીના ઘરમાંજ છે કે ખરેખરી ન્હાસી ગઇ છે, નુતાએ બધું સાચું કહ્યું કે જુઠું, તેનો પણ તે નિર્ણય કરી શકયો નહિ. છેવટે

નુતાએ કાયાનો વેશ શા માટે લીધો હશે ? તે સવાલ થયો, અને ત્હેને ન્હાસવાને સમય મળે એટલા માટેજ એવો જવાબ તેને આપોઆપજ મળી ગયો.

"હિયાસી અને નુતા પાસે કાયાએ પોતે ખુન કર્યાનું સ્વીકાર્યું હશે તે છતાં પણ તે ખુની નથી. ત્હેણે પોતાના પિતાની રક્ષા કરવા માટેજ ખુનનો સ્વીકાર કર્યો છે. બાપની બલા પોતે વ્હોરી લીધી છે. આવી રીતે પિતાના પાપનો ભાર–અપરાધ–પોતાને માથે લેવો એ તેની ગાંડાઇ સિવાય બીજું કાંઇજ નથી. તે છતાં પણ હું ત્હેને શોધી કાઢી ખરી વાત જાણીશ ને જાણીશજ. ત્હેને હાથ આવેલી ગુમાવી ! તે હવે ક્યાં જતી રહી હશે ? કોને પુછું ? મ્હારૂં મગજ બગડી ગયું છે. ઘણે ભાગે ઓકુ આજે તો આવવો જોઇએ."

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં ઇટો પોતાના ઘર તરફ વળ્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

### ડોસીની મુલાકાત.



ઘર તરફ જતાં જતાં ઇટો વળી પાછો વિચાર કરવા લાગ્યો: "અંધારી રાતે કાયા ક્યાં ગઈ હશે ? જરૂર તે સ્ટેશન પર ગઇ હશે, પરંતુ ત્યાં તો કોઇને કોઇ ત્હેને ઓળખીજ કાઢે. તે કદિ પણ એમ કરે નહિ. સાનો સ્ટેશનમાં તો ત્હેને બધાજ ઓળખે."

"ત્યારે શું તે પગ રસ્તે ન્હાસી ગઇ હશે ? હા. તેમ થવું સંભવે છે. અહિંથી ન્હાસી બીજે સ્ટેશનેથી ગાડીમાં બેસી ગઇ હશે, અને ત્યાંથી ટોકિયો જતી રહી હશે. મ્હોટા શહેરમાં લાખોની ગીચ–વસ્તીને લીધે સંતાઇ રહેવું ઠીક પડે."

"ત્હેની પાસે કાંઇ વધારે પૈસા નથી. તેથી તે જરૂર આકામાયા અથવા કોઇની પાસે જશે, અને ત્હેમની પાસેથી પૈસા લઈ ઘણો ભાગ તે

બીજા કોઇ દેશમાં ન્હાસી જશે, માટે હવે એક ક્ષણ પણ ન ગુમાવતાં બધી વ્યવસ્થા કરી મ્હારે લોકને મળવું જોઇએ." હેણે તેજ વખતે ટોકિયો જવાનો નિશ્ચય કર્યો.

આ પ્રમાણે વિચાર કરતો કરતો ઇટો ચાલ્યો જાય છે, તેવામાં એકાએક કોઇ હેની પછવાડેથી "કાઉન્ટ સાહેબને ઘણા દિવસથી જોયા નથી." એમ બોલ્યું. ઇટો ચમક્યો અને ફરીને જોયું તો ડોસીમા નજરે પડયાં.

આ વાતુડી ડોસીમા સાથે આવે સમયે વાતો કરી વખત ગુમાવવાની હેને ઇચ્છા ન્હોતી. તે ટોકિયો જવા માટે વ્યાકુલ થઇ ગયો હતો, તેથી હેણે ડોસીમાને ટુંકમાંજ જવાબ આપી દેવા માંડ્યોઃ "આજે જરા કામમાં છું, વળી કોઇ વખત મળીશ."

વૃદ્ધાએ હસીને કહ્યું: "ઉભા રહેવું પડે તેથી? પેલી ચીની સુંદરીને મળવા જવું છે કેમ?"

ઇટો સ્તબ્ધ થઇ ઉભો રહ્યો, અને વિસ્મય પામી વૃદ્ધા સ્હામું જોઇ થોડીવારે પુછ્યું: "ચીની સુંદરી? તે વળી કોણ?"

વૃદ્ધાએ ફરીથી હસતાં હસતાં કહ્યું: "કાઉન્ટ સાહેબ! આ બુઢ્ઢી બધી ખબર રાખે છે. તે કોણ તે કહું? કાયાની સખી લોઈ, અને તેની મા."

ઇટોએ વધારે આશ્ચર્યચકિત થઇ કહ્યું: "લોઇ? કઇ લોઇ?"

વૃદ્ધા હસતાં હસતાં બોલીઃ "આવો, આવો, આ બુઢ્ઢીની દુકાનનો એક પ્યાલો તો પીઓ. હેની સાથે હવે મેળાપ થવાનો નથી. તે તો ક્યારનીયે ચાલી ગઇ છે."

સરીઆમ રસ્તા ઉપર ઉભા રહી આવી વાત કરવી અયોગ્ય ધારી ઇટોએ વૃદ્ધાના ઘરમાં જવાનું યોગ્ય ધાર્યું. તે કૌતુહલથી આકુળ વ્યાકુળ થઇ ગયો હતો. તે વિચાર કરવા લાગ્યોઃ "લોઇ શા માટે આહં આવી હશે? મ્હને હેણે ખબર પણ કરી નહિ. અહિં આવીને ક્યાં રહી તે પોતે હેનેજ મળવા જતો હતો ત્યારે તે અહિંજ આવી હતી."

વૃદ્ધા સાનોના અનેક માણસોની કુથલી કરતી કરતી આવતી હતી પરંતુ તેમાંના એક પણ શબ્દે ઇટોના કર્ણમાં પ્રવેશ કર્યો નહિ. હેનું તન–

મન અનેક પ્રકારના વિચારોમાં ગુંથાઇ ગયું હતું.

આખરે તે વૃદ્ધાના ઘર પાસે આવી પહોંચ્યો. વૃદ્ધાએ ત્હેને આદરપૂર્વક બેસાડી ચાહની તૈયારી કરી, અને તે પછી ઇટોની સ્હામે બેઠી. ઇટો ત્હેને ઓળખતો હતો. ત્હેના સ્વભાવને સારી રીતે જાણતો હતો. જો પૂછ્યું તો ડોસીમા કાંઇ પણ બોલશે નહિ, અને ન પૂછ્યું તો બધી વાત આપોઆપજ કહી દેશે, એવા ત્હેમના વિચિત્ર સ્વભાવથી તે વાકેફ હતો, તેથી તે છાનો-માનોજ બેસી રહ્યો.

ત્યાર પછી ઇટોને ચાહ આપી વૃદ્ધાએ બોલવા માંડ્યું: "લોઇ ચીનની રહેવાસી અને કાયાની સખી છે. ત્હેણે એ વાત હોટલવાળીને કહી હતી. તે કાલે સંધ્યાકાળે રેલ રસ્તે ટોકિયોથી આવી હતી, આવીને પાડોસની હોટલમાં ઉતરી હતી, અને ત્યાં આગળ ખુનની વાતો સાંભળતી હતી. તે બોલી હતી કે; કાયાએ ખુન કર્યું નથી. તે મ્હારી સખી છે. મ્હને આ ખબર તે હોટલની દાસીએ આપ્યા છે."

ડોસીનો પગ બધેજ હતો. ઇટોએ કહ્યું: "લોઇ સાથે મ્હારે ટોકિયોમાં વાતચીત થઇ હતી. લોઇની જન્મભૂમિ ટિનસીન છે, અને કાયાનો જન્મ પણ ત્યાંજ થયો છે. તે અહિં શામાટે આવી હશે, તે કાંઇ સમજાતું નથી."

"શામાટે, તે હું જાણું છું."

"કહો ત્યારે."

"તે હિયાસીને મળવા આવી હતી. અહિંથીજ ત્હેની મા હિયાસીને ઘેર ગઇ હતી અને ત્યાં આગળ એક કલાક રોકાઇ હતી. હિયાસીના ચાકરે મ્હારી દાસીને કહ્યું હતું અને ત્હેણે મ્હને કહ્યું છે. વળી કહે છે કે, ત્હેના ગયા પછી હિયાસીનું મ્હોં ભૂતના જેવું બ્હીયામણું થઇ ગયું હતું!"

"ત્યારે પહેલેથીજ ગોઠવણ થયેલી લાગે છે?"

"થઇ હશે. વળી લોઇ અને કાયાનો જન્મ એકજ ગામમાં—ટિનસીનમાં—થયો છે, એ વાત પણ થઇ હતી. તે બન્ને જણ અહિંથી સાથેજ ટોકિયો ચાલ્યા ગયા છે. મ્હને લાગે છે કે એમાં કાંઇ ભેદ હોવો જોઇએ."

ઇટોએ વિસ્મય પામી કહ્યું: " કાયા અહિ હતી તે ત્હમે જાણ્યું છે ? " વૃદ્ધાએ જવાબ દીધો: " જાણું છું પરંતુ ક્યાં સંતાઇ હતી તે જાણતી નથી. હું તપાસ કરતી હતી, પરંતુ હવે તો તે અહિંથી ચાલી ગઇ છે. "

" ચાલી ગઇ ? તે. કેમ જાણ્યું ? "

" આંખ અને કાનની સહાયતાથી. હું દરરોજ પરોઢિયે ઉઠીને ભટકું છું ત્યાં જોયું. "

" શું જોયું ? "

" કાઉન્ટ સાહેબ ! એમ બહુ ઉતાવળા થાવ નહિ. ઉતાવળે આંબા પાકે નહિ. "

" કાયા ક્યાં ગઇ ? "

" કહ્યું નહિ કે ટોકિયો ગઇ છે. ત્હમારી એ ચીની લોઇજ હોટલવાળીને તે કહી ગઇ છે. "

" કાયા ત્હેની સાથેજ ગઇ છે, એની શું ખાત્રી ? "

" કહ્યું તો ખરૂં કે એ બધું મ્હેં મ્હારા આંખ અને કાનની સહાયતાથી જાણ્યું છે. મ્હેં પોતે મ્હારી આંખોએ પરોઢિયે એ લોકોની સાથે જતાં જોઇ છે. " વૃદ્ધાએ જરા ચ્હીડાઇને કહ્યું.

" ક્યાં જોઇ ? "

" આ જંગલમાં જોઇ છે. એ જંગલમાં કાયા પહેલેથી સંતાઇ રહી હતી. તે વખતે અંધારૂં હતું. પ્હો ફાટ્યો ન્હોતો. જોયું તો તે મા દીકરી જંગલ પાસે આવી. દીકરીએ સીસોટી વગાડી, એટલે કાયા બહાર નીકળી ત્હેમની પાસે આવી. "

" તે બીજું કોઇ હોય તો ? "

" શું હું આંધળી છું ? "

" ના, ના, કદાચ ભૂલ પણ થઇ જાય. "

" ના, હું ભૂલતી નથી. તે કાયા—નક્કી કાયાજ હતી. કાયા સિવાય બીજું કોઇ હોઇ શકેજ નહિ. હું કાંઇ આંધળી નથી. "

" તે પછી તેઓ ક્યાં ગયાં ? "

"તેજ વખતે ત્યાં આગળ ત્રણ પાલખીઓ આવી. ત્રણે જણ જુદી જુદી પાલખીમાં બેઠાં અને પાલખી સડસડાટ ચાલવા માંડી."

ઇટોએ દીર્ઘ નિશ્વાસ નાંખી કહ્યું: "ત્યારે તો તે ક્યાં ગયાં તે જાણવાનો ઉપાય ન રહ્યો ?

વૃદ્ધા બોલી: "છે. તેઓ ટોકિયોજ ગયા છે."

"પાલખીમાં બેસીને ટોકિયો કેવી રીતે જાય ?"

"અહિંથી બીજે સ્ટેશને જઇ ગાડીમાં બેસી ગયાં. ટોકિયોની ટીકી લીધી હતી. પાલખીવાળાઓને પુછીને મ્હેં આ ખબર મેળવી છે. તે બિચારાઓને ખબર નથી કે કાયા ત્હેમની ખાંધે ચડીને ટોકિયો ન્હાસી ગઇ છે.

ઇટો ઉઠયો, અને બોલ્યો: "હું હમણાંજ ત્હેમની શોધમાં ટોકિયો જાઉં છું. તેમ હશે તો તેઓ લોઇના ઘરમાંજ હશે."

## પ્રકરણ ૧૩ મું.

### ઇટો અને કામાકુરા.

વૃદ્ધ ઇટો વૃદ્ધાના ઘરમાં એક ક્ષણ પણ ન ગુમાવતાં ટોકિયો જવા માટે પોતાના ઘર તરફ દોડયો, પરંતુ થોડે દૂર ગયો ન ગયો એટલામાંજ કામાકુરા ત્હેની તરફ દોડતો આવતો જણાયો. તે હાંફતો હાંફતો આવી ઇટોની પાસે ઉભો રહ્યો, અને બોલ્યો: "કાઉન્ટ સાહેબ ! આપ જરા ઓછું સાંભળતા લાગો છો. મ્હેં કેટલી બધી બુમો પાડી ! છેવટે દોડતા આવવું પડ્યું."

ઇટોએ કહ્યું: "જરા વિચારમાં હતો, તેથી સાંભળ્યું નહિ. હમણાં મ્હારે ઉતાવળ છે. મ્હારે ટોકયો જવું છે"

"હમણાં ને હમણાંજ કેમ ?"

"હું કાયાની શોધમાં જાઉં છું."

"ત્યારે તે છે એ તમે જાણો છો ?"

"હા, જાણું છું. કાલે રાત્રેજ તે મ્હને અચાનક મળી ગઇ હતી. એ કયાં સંતાઇ હતી, તે ત્હમે પણ જાણો છો."

"હું! હું કાંઈ પણ જાણતો નથી. જાણતો હોત તો પકડાવી દીધી હોત."

"કાયા મ્હારા ઘરમાંજ છે એમ હિયાસીએ તમને કહ્યું નહોતું?"

કામાકુરા એકદમ આશ્ચર્યચકિત થઈ જઇને બોલ્યો: "શું કાયા હિયાસીના ઘરમાં હતી?"

ઇટોએ કહ્યું: "હા! ત્યાંજ હતી. ત્હમે એને પકડાવી દેશો એમ ધારીનેજ તેણે ત્હમને તે નહિ કહ્યું હોય."

"શું તે ત્હેને નિર્દોષ ધારે છે?"

"પહેલાં તેમ હતું પરંતુ હમણાં મત ફેરવ્યો છે."

"ત્યારે કાયા ત્હેના ઘરમાંથી શા માટે ન્હાસી ગઇ?"

"ત્હેના કાકાએ ત્હેને દૂષિત ધારી તેથી."

"તે કયાં ગઇ છે?"

"શું ત્હમે એમ ધારો છો કે તે હું ત્હમને કહી દઇશ?"

"હા, સમજ્યો, તે ટોકિયો ગઇ છે."

"હા, ટોકિયો કાંઇ ન્હાનું શહેર નથી. ત્યાંથી ત્હેને એકદમ શોધી કાઢી શકાશે નહિ."

"સહજ શોધી શકાશે. ત્હમારી સાથે મ્હારે આવવું પડશે."

"હું ત્હમને મ્હારી સાથે આવવા દઇશ નહિ."

"ના, ના, મ્હારે પોતાને તેમ કરવાની જરૂર નથી. ફક્ત હું ટોકિયોની પોલીસને તાર કરી દઇશ, એટલે કામ થઈ જશે."

"કેવી રીતે?"

"ઇચિઓના ખુનીને પકડવો હોય તો આ ટ્રેનમાં કાઉન્ટ ઇટો આવે છે, ત્હેનું અનુસરણ કરો. તે કાયાને મળવા જાય છે, એવો એક તાર કરી દીધો એટલે થઇ રહ્યું, પરંતુ મ્હારાથી બ્હીઓ ના. કાયા ઉપર મ્હને દ્વેષ નથી. ઇચ્છા અને પ્રયત્નો છતાં હું ત્હેનું અનિષ્ટ કરી શકીશ નહિ."

"મ્હને ત્હમારો વિશ્વાસ આવતો નથી."

" ત્હેની ઉપર હું ગુસ્સે થયો નથી. કાયાને હું ખુની ધારૂં છું, તેથી મ્હારે ત્હેને પકડાવવી જોઈએ, પરંતુ જ્યાં સુધી તે પોતાની મેળે—આપો આપ—મ્હારી સન્મુખ નહિ આવે ત્યાં સુધી હું તેમ કરીશ નહિ. પ્રયત્ન કરવા છતાં પણ કાંઇ કરીશ નહિ. મ્હારો ત્હેની પર સ્નેહ હતો, છતાં હજી પણ ભવિષ્ય વાણી રૂપે કહી શકું છું કે કાયા કદિ પણ ત્હમારી સ્ત્રી થશે નહિ. "

" એ ત્હમે કેવી રીતે કહી શકો છો ? "

" કારણ કે ત્હમે કોઇ પણ રીતે ત્હેને નિર્દોષ ઠેરવી શકશો નહિ. મ્હારી ખાત્રી છે કે ત્હેણેજ ખુન કર્યું છે. "

"હું જાણું છું કે તે નિર્દોષ છે, હું ત્હેને નિર્દોષ સિદ્ધ કરી આપીશ. દુષ્ટ પિતાએજ ખુન કર્યું છે. કાયાને નિર્દોષ ઠરાવાશે. મ્હને ઘણા સમાચારો મળ્યા છે. "

" વારૂ, તેથી મ્હને દુઃખ થવાનું નથી. હું સંતોષજ પામીશ, પરંતુ હવે હું અહિં રહી શકીશ નહિ. "

" કેમ ? "

" મ્હારી સ્ત્રીને હવે આ ગામમાં ગમતું નથી તેથી હું કેન્ટોન જઇને ધંધો રોજગાર કરીશ. "

" સદાને માટે આ ગામ છોડી જશો ? "

" શું કરૂં ? આ ખુન પછી મ્હારી સ્ત્રીનું મન બહુ ઉદાસ રહે છે અને તે અહિં રહેવા માંગતી નથી. "

" હિયાસી પણ જશે કે ? "

" તે શા માટે જાય ? તે તો અહિંજ રહેશે. "

" તે પોતાના બાપની જાળમાંથી છુટવા માટે જશે. "

" તે એ બાઇ પોતપોતાનું ફોડી લેશે એમાં મ્હારે શું ? "

" ત્યારે હવે હું વિદાય થાઉછું. "

" પણ યાદ રાખજો કે કાયા સાથે ત્હમારાં લગ્ન થશે નહિ. "

" થાય છે કે નહિ તે જોશો. "

" ઇટો કામાકુરાના હાથમાંથી છુટી એકદમ ઘેર આવ્યો, અને તુરતજ સ્ટેશન તરફ દોડ્યો.



# પ્રકરણ ૧૪ મું.

## સોનેરી ટાળી.

ટો ક્રિયો આ સ્ટેશન ઉપર ઉતર્યા પછી ઇટો એક ગાડી ભાડે કરી લેવાનો વિચાર કરી જે ઠેકાણે ગાડીઓ ઉભી રહે છે તે તરફ જતો હતો, તેવામાં પાછળથી ત્હેને ખભે હાથ મુકી કોઈ બોલ્યું:—"કેમ છો કાઉન્ટ સાહેબ !"

ઇટોએ ચમકીને પાછળ જોયું તો, ઓકુ નજરે પડયો. ત્હેણે કહ્યું: "ત્હમારા તાર તથા પત્રો મળ્યાં છે. કાલેજ સાનો આવવાનો હતો, પણ ઠીક થયું કે અહિંજ મળી ગયા. ઘણા સમાચારો મળ્યા છે. આ તરફ ચાલો. ચાહ પણ પીવાશે અને વાત પણ થશે."

એમ કહી ઇટોનો હાથ પકડી ઓકુ પાસેની એક ચાહની હોટલમાં આવ્યો. "અમારે જરા વાત કરવી છે. ત્હમને પછી બોલાવીશું." એમ કહી ઓકુએ ત્યાંની બાલ ગુણિકાઓને દૂર કરી ઓરડીનું બારણું બંધ કરી ઇટોને પૂછ્યું: "આજે અહિં કેમ ? શું કાંઇ નવીન ખબર મળ્યા છે ?"

ઓકુને કાયાનું ઠેકાણું આપવાનું ઇટોને યોગ્ય લાગ્યું નહિ. તે જાણતો હતો કે ત્હેને કાયાનો પત્તો લાગતાંજ તે પોલીસને સ્વાધીન કરી દેશે, તેથી તે બોલ્યો: "મ્હને જે કાંઇ સમાચાર મળ્યા છે, તે પછી કહીશ, પણ ત્હમે શું નવીન જાણ્યા છે તે કહેવા કૃપા કરો." એમ કહી ઇટો બોલતો બંધ થઇ ગયો.

ઓકુએ હસતાં હસતાં કહ્યું: "મ્હેં તો બહુ બહુ જાણ્યું."

"ખુન સંબંધી ?"

"ખુન સંબંધી તો એટલું બધું નહિ પણ ચોરી સંબંધી પરંતુ

એટલે તો નિશ્ચય થયો છે કે કાયાએ ખુન કર્યું નથી. ખુન કરનાર શી કાવાયાસી જ છે."

"કોણુ હિયાસી ?"

ઓકુ ઈટોના મ્હોં સ્હામું જોઈ રહ્યો. ત્હેને આમ અટકેલો જોઈ ઈટો ફરીથી બોલ્યોઃ "ત્હમારી વાત પુરી કરો, એટલે હું મ્હારી વાત કહું."

ઓકુએ આગળ ચલાવ્યું: "તમે જાણો છો કે, ઘણે સાલથી દરેક બંદરમાં ચોરી થતી હતી, અને અમે તે સંબંધમાં કાંઈ પણ કહી શકતા ન્હોતા. જે જે બંદરોમાં ચોરી થઈ છે, ત્યાં ત્યાં જઈને મ્હેં તપાસ કરી છે. તે સંબંધી કોઈને કાંઈ વિચાર ઉપાય સુઝયો નથી, પરંતુ મ્હને એક વાત સુઝી છે. આવી ચોરીઓ ફક્ત બંદરોમાંજ થઈ છે. સમુદ્ર કિનારે આવેલાં શહેરો સિવાયના દેશની અંદરના કોઈ પણ શહેરમાં થઈ નથી. વળી બીજું એ પણ સાંભળવામાં આવ્યું છે કે જ્યાં જ્યાં ચોરી થઇ છે ત્યાં ત્યાં લાલ-ત્રિમૂર્તિ નામની એક ન્હાની સ્ટીમર ગઈ છે અને ચોરી થાય તે રાત્રેજ અથવા પરોઢિયેજ તે સ્ટીમર તે બંદર છોડી ચાલી ગઈ છે, પરંતુ તે સ્ટીમર ઉપર શંકા આવે એમ ન્હોતું. એ સ્ટીમર એક સભાની છે અને બંદરના દુઃખી નાવિકોને સહાય કરવાનું ત્હેણે બીડું ઝડપ્યું છે, તેજ તે સભાનું મુખ્ય કાર્ય-આદેશ-છે. એ સ્ટીમર દરેક બંદરોમાં ફરતી હતી, અને સભા તરફથી નાવિકોને સહાય પણ મળતી હતી. આવી બહાદુર સોનેરી ટોળી મ્હેં કદિ પણ જોઇ નથી."

ઈટો આશ્ચર્ય પામી બોલી ઉઠયોઃ "સોનેરી ટોળી ! શું તેજ આ બધી ચોરીઓ કરતી હતી. ?"

"હા સાંભળો તો ખરા. એ મહાત્માઓ ઉપર કોને શક આવે ? તેઓ બહારથી નાવિકોને ઉપકાર કરવામાં જીવન ગાળે; અને અંદરથી લાગ મળે રાત્રે ચોરી કરી ચોરીનો બધો માલ પોતાની સ્ટીમરમાં લઇ જાય, અને ત્યાંથી કોઇ પરદેશી બંદરમાં જઇ વેચી નાંખી વળી બીજા બંદરમાં દેખા દે! ચોરી થાય અને વળી બીજા સંસ્કારો પણ થાય! આ પ્રમાણે ઘણા દિવસથી ચાલતું હતું. અમને સરકાર તરફથી ખાસડાં મળતાં હતાં પરંતુ આ સ્ટી-

મરનાજ મહાત્માઓ ચોરી કરતા હશે, એવો વિચાર પણ અમને આવ્યો ન્હોતો. છેવટે મ્હનેજ જરા સંશય ગયો, અને હવે તો સંશય રહ્યો નથી. એમનાં કારસ્થાનો પણ જાણ્યાં."

"કેવી રીતે ? ચોર પકડયા ?"

"ના, પકડાયા નથી, પણ પકડાશે, તે સ્ટીમર અદૃષ્ય થઇ ગઇ છે. ધારવા પ્રમાણે ત્હેમની આ બધી ચાલાકી મ્હારા જાણવામાં આવી ગઇ છે. તેની ત્હેમને ખબર પડી જવાથી તેઓ કોઇ પરદેશી બંદરમાં ન્હાસી ગયા હશે, પરંતુ હવે તેઓ મ્હારા હાથમાંથી સટકી શકશે નહિ. મ્હેં દરેક બંદરોમાં તાર કરી દીધા છે, છતાં એટલું તો કબુલ કરૂં છું કે એ લોકો બહુ બહાદુર છે. કાવાયાસીએજ ખરી બહાદુરી બતાવી છે, પરંતુ તે આ ટોળીનો નાયક નથી. નાયક બીજો છે. તે કોણ છે, તેની હજી સુધી ખબર પડી નથી."

"ત્હમે આ બધું ક્યાંથી જાણ્યું ?"

"તે ટોળીમાંનોજ એક માણસ મળી ગયો હતો. તેની પાસેથી થોડું ઘણું સાંભળ્યું, પરંતુ સઘળી વાત જણાવતાં પહેલાં તે ન્હાસી ગયો છે. તેનાપર નજર રાખી છે. થોડા વખતમાંજ પકડાશે."

"ત્હેનું નામ !

"ઇવચિ."

ઇવચિનું નામ સાંભળતાંજ ઇટા ચમકી ઉઠયો. કાયાએ કહ્યું હતું કે, ઇવચિ નામનો એક માણસ ત્હેના પિતાનો સેક્રેટરી હતો. ત્યારે શું ઓકુએ એજ ઇવચિને પકડયો છે ? ત્યારે શું એ કાવાયાસી અથવા હિયાસી એજ કાયાનો પિતા છે ? કેવો ભયંકર ચોર ! જુગારી ! ખુની ! બધુંજ !

ત્હેનો ભાવ જોઇને ઓકુએ પૂછ્યું: "ત્હમે ઇવચિને ઓળખો છો ?"

"કાયાએ એક ઇવચિની વાત કહી હતી. તેની પાસેથી સાંભળ્યું છે કે, ઇવચિ ત્હેના બાપનો સેક્રેટરી હતો."

"હા, તેજ ઇવચિ. કાવાયાસી કાયાનો પિતા, અને ઇવચિ કાવાયાસીને ત્યાં નોકર હતો."

"કાવાવાસી અથવા હિયાસી અદૃષ્ય થઇ ગયો છે. હેનો ભાઇ ઓમિર હિયાસી હાલ સાનોમાં રહે છે. કાયા હેની પાસે હતી, પરંતુ એ દિવસથી તે પણ અલોપ થઈ ગઈ છે."

"જો હરકત ન હોય તો હવે હમે જે જે કાંઇ સાંભળ્યું હોય તે બધું મ્હને કહો."

ત્યાર પછી જે જે થયું હતું, જે કાંઇ ઇટોના જાણવામાં આવ્યું હતું, તે સઘળું હેણે એક પછી એક ઓકુને કહેવા માંડયું. ઓકુ ચુપચુપ બેસી ધ્યાન પૂર્વક તે બધું સાંભળવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૫ મું.

### કાયાનો પિતા.



ટોની બધી વાત સાંભળી લઈ ઓકુ વિચાર કરતો કરતો બોલ્યોઃ "મ્હારે એના એ ભાઇને મળવું જોઇએ. જો તે ખરેખર હેની ધૃણાજ કરતો હશે, તો તે મ્હને સહાય કરી શકશે. ગમે તેમ પણ કાયાએ આવા પાપી પિતાને સહાયતા કરવી જોઇતી નહોતી."

ઇટોએ કહ્યું:"ત્યારે શું કાવાવાસી જ કાયાનો પિતા છે, એમ હમારી ખાત્રી થઇ છે?"

"હું કોઇ પણ બાબતમાં એકદમ નિશ્ચય ઉપર આવતો નથી, પરંતુ જો ઇવચિ પકડાય, તો આવી ઘણી બાબતોનો નિશ્ચય કરી શકું. ગમે તેમ પણ એના ભાઇ પાસેથી કાંઇ તો બહાર કઢાવી શકાશે. તે કેવો માણસ છે?"

"માણસ તો સારો જણાય છે, પછી પ્રભુ જાણે."

"કાવાવાસીના વંશમાં-કુટુંબમાં કોઇ સારો માણસ હોય, એજ પહેલાં તો આશ્ચર્યની વાત છે!"

ઇટીએ વિરક્ત થઇને કહ્યું: "ત્યારે શું તમે એને પણ એ ટાળીમાં સામેલ ધારો છો ?"

"કાયાનો જન્મ એના કુટુંબમાં થયો છે કે નહિ, તે હું હજી નક્કી કહી શકતો નથી. તેમ ન હોય તોપણ તે નિર્દોષ ઠરતી નથી. હેણે ખુન નહિ તો ખુનીને ન્હાસવામાં સહાયતા કરી છે."

"પણ તે નિર્દોષ જ ઠરવાની છે."

"હમણાં એ વિચાર કરવો મુકી દો. ઇવચિને પકડયા પછી એ સંબંધી વિચાર થઇ રહેશે."

"હવે હેને કેવી રીતે પકડશો ?"

"હેને લોઇના ઘરમાં પકડવાની જાળ પાથરી છે."

"લોઇના ઘરમાં ?"

"હા, એટલું બધું આશ્ચર્ય પામશો નહિ. ઇવચિ લોઇને ચ્હાય છે. લોઇ હેને પોતાને ઘેર આવવા લખશે, એટલે તે આવશે અને હું પણ ત્યાં જ હોઇશ."

"ત્યારે લોઇ હેને ઓળખે છે ?"

"હા, એક વર્ષથી ઇવચિ હેના પ્યારમાં પડયો છે. લોઇએ પ્યારના પત્રો લખી તેને ગાંડો કરી મૂક્યો છે. હેણે પોતાનો એક ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જ હેને પોતાના હાથમાં રાખ્યો છે."

"કયો ઉદ્દેશ તે કહેશો ?"

"કાયા અને લોઇ વચ્ચે ગાઢ મિત્રતા છે, તે તો તમે જાણતા હશો જ. કાયાનો જન્મ ટિનસિનમાં થયો છે અને લોઇની માતા પણ ત્યાંની જ છે. કાયાનો પિતા કેવો માણસ હતો તે જાણવાને લોઇ બહુ આતુર છે, હેણે આ ઇવચિ મારફત જે કાંઇ સાંભળ્યું છે તેની તપાસ કરવાને તે બહુ ઉત્સુક છે, અને હેણે મ્હારી પાસે આવી એ તપાસ કરવાનો ભાર મ્હને વળગાડ્યો છે. આટલી જ એને ને મ્હારે વાતચીત થઇ છે."

"ઇવચિ સોનેરી ટાળીનો માણસ છે. તે પ્રેમાંધ થઇ પોતાની ટાળીની કેટલીક વાતો બોલી ગયો છે. હેણે તમને ખબર કરી. વળી તે બાલકિશ્મૂર્તિ

નામના વહાણુની અને કાવાયાસીની ચોરીઓની વાત ત્હમે એની પાસેથી જ જાણી કે?"

"હા, મ્હેં ત્હમને તેજ દિવસે કહ્યું હતું કે, ત્હેણે મ્હને બહુ સહાય કરી છે."

"કાવાયાસી કાયાનો પિતા જ છે, તે પણ તે જાણતી જ હશે."

"તે ઘણું જાણે છે, પરંતુ બધું કહેતી નથી. એ છોકરી બહુ ચાલાક છે, તેથી મ્હેં ત્હેની માતા સંબંધી પણ કાંઇ કાંઇ ખબર મેળવ્યા છે"

"તે કહેશો?"

"જે જાણ્યું છે તે કહું છું. લોઇની માતા એક પતિ ટિનસિનમાં હતો, પરંતુ તે એક બીજા માણુસ સાથે બહાર નીકળી ગઈ હતી, અને નાગાસાકીમાં આવી ત્હેની સાથે લગ્ન કર્યાં હતાં. લોઇ એ ત્હેના બીજા પતિની પુત્રી છે."

"પ્રથમ પતિને કાંઈ સંતતિ હતી?"

"હા, એક છોકરી હતી. પરંતુ તે છોકરીને લઇને તે હોંગકોંગ જતો હતો. ત્હેની સાથે એક વિશ્વાસુ માણુસ હતો. રસ્તામાં જતાં તે વહાણુ ડૂબી ગયું, અને ત્હેની સાથેનાં બધાં માણુસો ડૂબી ગયાં, છતાં દૈવયોગે તે કન્યાને લઈને હોંગકોંગ પહોંચ્યો હતો, ત્યાર પછી ત્હેનો કાંઇ પત્તો નથી."

"કાયા સાથે આ વાતને શું સંબંધ?"

"હમણાં તો કાંઇજ નથી. કાયાના પિતાનું નામ ઇયાચિ હતું અને કહે છે કે તે મરી ગયો છે."

"કાયા તે જાણે છે."

"વળી એમ જણાય છે કે, કાયાએ પોતાના પિતાને એકાએક સાનોના મંદિરમાં જોયો હશે, અને પછી ત્હેને ઇચિઓના ખભામાં છરો મારતાં જોયો હશે, અને ત્હેણે પોતાની રક્ષા કરવા પુત્રીને વિનવી હશે. પિતાની રક્ષા કરવા અને બચેલો હોવા છતાં મરી ગયેલો જણાવવા માટે કાયા ત્હમારી આડીમાં ન્હાસી નીકળી હોવી જોઇએ."

"એ બનવા જોગ છે, પરંતુ તે માણુસે પોતે મરણુ પામ્યાનું શા માટે જણાવ્યું હશે?"

" પોલીસના ભયથી ? ઇયાચિ તરીકે રહેવાનું સહીસલામત ન ધારી ઇયાચિને મારી, ઇયાચિ નામ બદલી કાવાયાસી થયો હતો, અને હવે હિયાસી થયો છે. "

"બન્નેનું નામ હિયાસી છે. મ્હને ભય લાગે છે કે તે થોડા સમયમાંજ પોતાનાં ભાઇનું ખુન કરી ત્હેના ધનનો માલીક થઇ બેસશે. "

" તે એવો માણસ છે કે ત્હેને માટે બધુંજ સંભવે છે. તે કરે નહિ એવું એકકે કાર્યજ નથી. પકડાશે તો ત્હેને દેહાંત દંડજ થવાનો છે, અને હવે પકડાતાં વાર લાગવાની નથી. હવે ઓકુએ કેડ બાંધી છે. વળી કાયા એ નરાધમની પુત્રી નથી, પરંતુ ત્હેણે કોઇ છોકરી ચોરી લાવી પોતાની ઠેરવી દીધી છે, એવો પુરાવો પણ મળી આવશે, પણ એ બધું ઇયાચિને પકડયા પછી માલમ પડશે. આજ આટલુંજ, ઇયાચિને પકડયા પછી હું ત્હમને મળીશ, પરંતુ ત્હમે આજ અહિં કેમ આવ્યા ? "

" હોઇને મળવાનો વિચાર કરી આવ્યો છું. '

" ભલે જાવ, હું પણ હમણાં જ ત્હેને મળવા આવીશ. "

બન્ને ચાહની હોટલમાંથી બહાર નીકળી. અભિવાદન કરી જુદી જુદી દિશામાં ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૧૬ મું.

### કાયા મ્હારી પુત્રી છે.

કાયા નક્કી ઘરમાં જ છે, અને ત્હેને ઘેર જવાથી ત્હેનો મેળાપ થશે, એવા વિચારથી ઇટાનું હૃદય ધબકવા લાગ્યું. ત્હેને એવો પણ વિચાર આવ્યો કે: " હવે કાયાને ત્હેના ઘરમાં રાખવી ઉચિત નથી. ત્હેના ઘરમાં અવરનવર ઓકુનું જવું આવવું થાય છે, અને ત્હેને કાયાની ખબર પડશે કે તુરત જ ત્હેને પકડશે. હોઇને ઓકુનો વિશ્વાસ હશે,

પરંતુ મ્હને નથી. પોલીસનો કોઇપણ રીતે વિશ્વાસ રાખવો ઉચિત નથી- હું ત્હેને આ વાત કહી હમણાંજ સાવધાન કરીશ, અને જરૂર પડશે તો આજે જ ગાંધર્વ-લગ્ન કરી કાયાને મ્હારે ઘેર લઇ જઇશ. ત્યાં તેની કોઇને પણ ખબર પડવાની નથી; અને પછી જ્યારે તે નિર્દોષ ઠરશે ત્યારે લગ્નની વાત જાહેર કરી દઇશ."

ત્હેને વળી વિચાર થઇ આવ્યો કેઃ "આવા નરાધમ માણસની કન્યા આવી હોય? હું આવા દુરાચારીની કન્યા પરણીશ તો લોકો શું કહેશે? લોકોને જે બોલવું હોય તે બોલે, અને કહેવું હોય તે કહે પરંતુ હું તો કાયા સાથે લગ્ન કરીશ જ. પિતાના પાપને માટે કન્યાએ શા માટે ભોગવવું જોઇએ?"

આ પ્રમાણે વિચાર કરતો કરતો ઇટો લોઇના ઘરના બારણાંમાં આવ્યો. ત્હેનો પગરવ સાંભળી એક વૃદ્ધ ચિની સ્ત્રી એકદમ બહાર આવી. ત્હેનું મ્હોં ફીકકું-અતિશય ચિંતાશીળ અને વ્યાકુળ હતું. ઇટોને જોઇને તે નિરાશ થઇ ગઇ. તે કોઇની વાટ જોતી હોવી જોઈએ નાહતો તે ઇટોને જોઇને આટલી બધી નિરાશ થાય નહિં. તેણે મૃદુ સ્વરે ઇટોને કહ્યું: "આપ અહિં કેમ પધાર્યા છો!"

ઇટોએ ત્હેને અભિવાદન કરીને કહ્યું: "મારૂં નામ કાઉન્ટ ઇટો છે. આપની કન્યા લોઇને મળવા માટે આવ્યો છું"

ઇટોએ ત્હેને જોતાંજ ઓળખી લીધી હતી કે તે લોઈની માતા છે. ત્હેણે જવાબ દીધોઃ "લોઇ અહિં નથી."

"નથી? ક્યાં ગઇ છે? આપ જાણતા હશો કે તે—"

લોઇની મા ત્હેને એટલેથી બોલતાં અટકાવી બોલી; "હું આપની બધી વાત જાણું છું. આવો, બેસો, આપ આવ્યા તે પણ ઠીકજ થયું. આ વિપત્તિમાં સલાહ લેવા જેવું મ્હારે બીજું કોઇ નથી."

ઇટો વ્યગ્ર થઇને બોલી ઉઠયો; "આપને શી વિપત્તિ છે? લોઇને માથે તો કાંઇ આવી પડયું નથીને?"

ત્હેણે કાતર સ્વરે કહ્યું: "તેજ કહું છું, બેસો."

ઇટો બેઠો એટલે તે બોલી; "કાલ રાત્રે ૧૨ વાગ્યાને સુમારે તે બહાર ગઇ છે, તે હજી સુધી આવી નથી. નક્કી હેને કાંઇ થયું છે."

"એકલી ગઇ છે?"

"ના કાયાની સાથે ગઇ છે."

"કાયા સાથે? ત્યારે તે પણ ગઇ છે? બન્ને હજી આવ્યા નથી?"

આ સમાચારથી ઇટોનું માથું ફરી ગયું, તે વળી બોલી ઉઠયોઃ "આટલી મોડી રાત્રે તે બન્ને જણ એકલાં શા માટે બહાર ગયાં?"

"કાયાના નામનો એક કાગળ આવ્યો હતો. તે એકલી કોઇને મળવા જતી હતી પરંતુ લોઇએ હેને એકલી જવા દીધી નહિ, તે હેની સાથે ગઇ. હજી સુધી હેમની કાંઇ ખબર આવી નથી તેમ પાછા પણ ફર્યાં નથી. હાય! કોણ જાણે શું થયું હશે?"

ઇટો પણ પોતાના મન સાથે તેજ વિચાર કરતો હતો. તે આ ખબર સાંભળીને સ્તબ્ધ થઇ ગયો. હેણે કાયાને મેળવીને વળી પાછી ગુમાવી અને સાથે સાથે લોઇ પણ ગઇ! હેના નરાધમ પિતાએજ હેને આ યુક્તિથી બોલાવી લીધી હશે, એમ હેણે ધાર્યું, ત્યારે લોઇ પણ શું આ વાતમાં હશે? સંસારમાં હેને બધા ઉપર અવિશ્વાસ જન્મ્યો હતો. હેણે વિચાર્યું; લોઇ હેમની ટોળીમાં હોય નહિ, પણ સંસારમાં કોઇનો વિશ્વાસ કરવા જેવું નથી. બધું રહસ્યમય છે. કાંઇ સમજ પડતી નથી. જો હવે આવી સ્થિતિમાં ઘણા દિવસ રહેવું પડશે તો હું ગાંડોજ થઇ જઇશ!"

થોડી વારે જરા શાન્ત પડી હેણે વળી વિચાર કર્યોઃ "જે થયું તે ખરૂં. જોઇએ હવે અહિંથી પણ કાંઇ પત્તો મળે છે."

આ પ્રમાણે વિચાર કરી હેણે વૃદ્ધાને પૂછ્યુંઃ "મ્હેં સાંભળ્યું છે કે હમે સાનો જઇ કાયાને અહિં લઇ આવ્યાં હતાં. હું જાણું છું કે લોઇને કાયા ઉપર બહુ પ્રેમ છે, તેથીજ હેણે કાયાને હેના કાકા પાસેથી પોતાની પાસ આણી હશે.?"

"હેનો કાકો? હેને કાકોજ નથી."

"ત્યારે સાનોમાં છે તે કોણ? કાયાએ પોતે મ્હને કહ્યું છે કે તે એનો કાકો છે."

" કાયાને તેની ખબર નથી."

"ત્યારે આપ જે કાંઇ જાણુતાં હોય તે બધું મ્હને કહો. હું આપનો બહુજ ઉપકાર માનીશ."

"એ નરાધમનુંજ આ કામ છે. તેજ કાયાને મ્હારી પાસેંથી કાલ રાત્રે દગો કરી ચોરી ગયો છે. સાથે સાથે લોઇને પણુ લઇ ગયો છે. મ્હારૂં સત્યાનાશ વાળી ગયો છે! તે હવે મ્હને મળશે નહિ–તે ક્ષણુ પણુ છુટશે નહિ!"

ઇટો અતિશય વ્યગ્ર થઇને બોલ્યો! "જો તેમજ હોય તો મ્હારે હવે એક પળ પણુ ગુમાવવી જોઇતી નથી. તાત્કાલિક પગલાં લેવાથી આપણે ત્હેમની રક્ષા કરી શકીશું."

લોઇની માતા રડી પડીને બોલી: "કાયા! કાયા! ત્હને આટલા સમય પછી મેળવીને વળી ખોઇ બેઠી!"

ઇટો ગાંડા જેવો થઇ ગયો, અને વૃદ્ધાને આતુરતાથી પૂછવા લાગ્યો: "કાયા! ત્હમે કાયા માટે કેમ રડો છો? તે ત્હમારી શું થાય?"

ત્હેણે રડતાં રડતાંજ જવાબ દીધો: "હવે ગુપ્ત રાખવાથી શું ફળ છે? કાયા મ્હારી જ પુત્રી છે."

---

## પ્રકરણ ૧૭ મું.

## હિયાસી નહિ પણ ડયાચિ.



આ આશ્ચર્યકારક વાત સાંભળીને ઇટો સ્તબ્ધ થઇ ગયો. આ સ્ત્રી શું બોલે છે? શું એનું માથું ખરાબ થઇ ગયું છે? ના, ત્હેનું માંથુ ખરાબ થયું નથી! કાયા ત્હેની કન્યા છે, તે રીતે તે લોઇની બ્હેનજ, અને તેમ હોય તો કાયા અને લોઇનો પિતા એજ નરાધમ, નરરાક્ષસ કાવાયાસી, અને તેમ હોય તો કાવાયાસીજ હિયાસીનું નામ ધારણુ કરી સાનોમાં રહે છે. કાયા ને લોઇ બન્ને તે જાણે છે. બન્ને મ્હને છેતરે છે. આ

સંસારમાં કોઇનો પણ વિશ્વાસ કરવો નહિ—બસ. હવે મ્હારા હૃદયમાં જડાયેલી કાયાની મૂર્તિને છિન્નભિન્ન કરી નાંખવી. મ્હેં બહુ સહન કર્યું છે. હવે વધારે સહન થઇ શકશે નહિ.”

આ પ્રમાણે વિચાર કરતો કરતો તે કેટલીકવાર સ્તબ્ધ થઇ ગુપચુપ બેસી રહ્યો; ત્યાર પછી ધીમે રહીને બોલ્યો: “ત્યારે શું કાયા લોઇની બ્હેન થાય?”

“પરંતુ કાયા અને લોઇનો પિતા એક નથી.”

લોઇની માતાએ રડતાં રડતાં જ જવાબ દીધો. “હા—બ્હેન, મ્હારી કન્યા.”

“મ્હેં ઓકુ પાસે સાંભળ્યું છે કે ત્હમે ત્હમારા સ્વામીનો ત્યાગ કરી નામાસાકી આવી પુનર્લગ્ન કર્યું છે.”

“હા, મ્હને મ્હારી છોકરી આ જન્મમાં મળશે, એવો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.”

“ત્યારે કાવાયાસી અથવા હિયાસી ત્હમારો સ્વામી થાય?”

“હા. હિયાસી મ્હારો પહેલી વખતનો સ્વામી છે.”

“ત્હારે સાનોમાં જે હિયાસી છે, તે ત્હેનો ભાઈ?”

“મ્હારા સ્વામીને એકકે ભાઇ નહોતો.”

“ત્યારે સાનોમાં છે તે આપનો સ્વામી?”

“ના, તે મ્હારો સ્વામી નથી.”

“ત્યારે કાયાએ મ્હારી પાસે કબુલ કર્યું છે કે તે પોતાના પિતાની રક્ષા કરવા માટે ત્હેને લઇ મ્હારી ગાડીમાં ન્હાસી ગઇ હતી. એ માણસ જ કાવાયાસી નામથી કામાકુરા ઉપર ડિક્રી બજાવવા આવ્યો હતો.”

“હા—એ વાત ખરી પરંતુ કાવાયાસી મ્હારો સ્વામી નથી તેમ કાયાનો પિતા પણ નથી. તે રાક્ષસ છે! ત્હેણે જ મ્હારૂં સત્યાનાશ વાળ્યું છે.”

“આપના કહેવાનો ભાવાર્થ મ્હારી ધ્યાનમાં ઉતરતો નથી.”

“બધું કહું છું. ત્હમને કહ્યા વિના હવે છુટકો નથી. મ્હારી બન્ને પુત્રીઓ ગઇ છે. ત્હમે કાયાને ચ્હાવ છો. હવે ત્હમારા સિવાય મ્હારે કોઇ નથી.”

"મ્હને ત્હમે બધી વાત કહી દો. હું ત્હમને હરેક રીતે સહાય કરીશ."

"ત્યારે કહું છું સાંભળો. હિમાસી ટિનસિનનો એક મ્હોટો વેપારી હતો. ત્હેણે તેજ સ્થાનમાં મ્હારી સાથે લગ્ન કર્યાં હતાં. ત્હેણે ચીની સ્ત્રી સાથે–મ્હારી સાથે–લગ્ન કર્યાં તેથી એના બધાં સગાં વહાલાં નાખુશ થયાં હતાં. લગ્ન થયા પછી અમે બે વર્ષ બહુ સુખમાં રહ્યાં. તે દરમ્યાન મ્હેં કાયાને જન્મ આપ્યો. અમારા સુખના વખતમાં મ્હારા પતિએ પોતાના વેપાર ઉપર દેખરેખ રાખવા માટે ઇયાચિ નામનો એક માણુસ રાખ્યો. તે મ્હને ખરાબ માર્ગે લઇ જવાને પ્રાણપણે યત્ન કરવા લાગ્યો, પરંતુ જ્યારે મ્હેં ત્હેની ઉપર ગુસ્સે થઇ ત્હેને ગાળો દીધી, ત્યારે તે મ્હારો કટ્ટો દુશ્મન થઇ પડયો અને તે દિવસથી જ મ્હારૂં સર્વનાશ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ત્હેણે મારા સ્વામીને એવું ભરાવી દીધું કે મ્હારૂં સુખી જીવન દુઃખી દુઃખી થઇ ગયું! એક દિવસ રાત્રે ત્હેણે મ્હને અતિશય માર મારી બહાર કાઢી મુકી. તે વખતે મ્હારો એક માણુસ સાથે સાક્ષાત્કાર થયો. તે પહેલેથી મ્હારા દુઃખે દુઃખી થતો હતો. તે મ્હને કાલે રાત્રે પોતાને ઘેર લઈ ગયો. બીજે દિવસે મ્હેં મ્હારા સ્વામીને કહેવાજોગ સઘળી વાત કહેવડાવી પરંતુ ત્હેણે કોઇ પણ રીતે મ્હને પોતાના ઘરમાં સ્થાન આપવાનું કર્યું નહિ. છેવટે મ્હેં મ્હારી બાલક પુત્રીની અતિશય નમ્રતાથી માંગણી કરી, પરંતુ તે પણ તેણે સ્વીકારી નહિ, તેથી નિરૂપાય થઇ મ્હેં તે માણુસ સાથે લગ્ન કરવાનો વિચાર કર્યો. હું ત્હેની સાથે નાગાસાકી આવી. મ્હારા સ્વામીએ કોર્ટમાં આવી મ્હને છુટા છેડા કરી આપ્યા પછી મ્હેં પુનર્લગ્ન કર્યું, અને એક વર્ષ પછી લોઇનો જન્મ થયો."

"તે પછી ત્હમને ત્હમારી તે પુત્રીના સર સમાચાર ન મળ્યા?"

"ના, સાંભળ્યું કે, મ્હારો તે સ્વામી મ્હારી પુત્રી સાથે હોંગકોંગ જતો હતો. દુરાત્મા ઇયાચિ પણ ત્હેની સાથેજ ત્હેમનું વહાણ ડુબી ગયું હતું, તેમાં ઇયાચિ મરી ગયો, પરંતુ મ્હારો સ્વામી અને મ્હારી પુત્રી બચી ગયાં હતાં."

"એ વાત ખરી છે?"

" તે વખતે તો મ્હેં તે સાચી માની હતી, પરંતુ હમણાં જાણ્યું છે કે મ્હારો સ્વામી ડૂબી ગયો છે. દુષ્ટ ઇયાચિ જ જીવતો રહ્યો છે."

" અને પુત્રી ? "

" પુત્રી પણ બચી છે. તે વખતે તે ફક્ત બે વર્ષની હતી. ઇયાચિ ત્હેને લઇ કેન્ટોન ગયો, અને ત્યાંથી તે એ શહેરમાં આવ્યો. મ્હારી પુત્રી ઇયાચિનેજ પોતાનો પિતા જાણે છે. ઇયાચિએ પણ તેને પોતેજ પિતા હોવાનું જણાવ્યું છે. "

" ત્યારે એ ઇયાચિએજ સાનો આવી ખુન કર્યું છે ? "

" હા. ત્હેણેજ ખુન કર્યું છે. ત્હેને કોઇપણ કાર્ય અસાધ્ય નથી. "

" આ બધી વાત ત્હમે કેવી રીતે જાણી ? "

" હોઇએ આ બધી વાતની તપાસ કરી છે. ત્હેણે મ્હારા પહેલી વખતના સ્વામીની અને કન્યાની વાત સાંભળી હતી; અને ત્યારથીજ ત્હેણે ત્હેમની તપાસ કરવા માંડી હતી. "

" કેમ ? "

" ત્હેણે કાયાને પહેલવહેલી જોઇ, તેજ વખતે ત્હેને આપોઆપ સંદેહ થયો કે કાયા ત્હેનીજ બ્હેન છે. તે બન્ને જણના ચહેરામાં પણ એટલું મળતાપણું છે. "

" મ્હારી પણ પહેલાં ભુલ થઇ ગઇ હતી. "

" ત્હેણે આ કામ ઓકુને સોંપ્યું છે. ત્હેને તપાસ કરતાં ખબર મળી કે મ્હારા સ્વામી કન્યા લઇને નાગાસાકી આવ્યા હતા, ત્યાર પછી ત્યાંજ ત્હેમનું મરણ થયું. કન્યા સાનોમાં છે. "

" ત્યારે ત્હમારા પ્રથમના સ્વામીનું મરણ થયું નથી ? "

" ના, તે તો મરીજ ગયા છે અને તે પણ વહાણ ડુબ્યું તેની સાથેજ, પણ ત્યાર પછી ઇયાચિજ મ્હારી કન્યાનો પિતા થઇને ઓળખાયો હતો. "

" ત્હમે એ કેવી રીતે જાણ્યું ? "

" હોઇને ખબર મળી કે કાયા ત્હેના પિતા પાસે સાનોમાં છે. તે માણસ કાયાનો પિતા નથી, એવો ત્હેને મૂળથી વ્હેમ હતો, તેથી તે મ્હને

સાનો લઈ ગઈ અને તે પણ કાયાના પિતાને મળી તે મ્હારો પ્રથમ પતિ છે કે નહિ તે નક્કી કરવા માટેજ અમે બન્ને જણ સામા ગયાં અને હું ત્હેને મળી. ”

“ ત્યારે હવે કહો તે કોણ છે ? ”

“ તે મ્હારો સ્વામી હિયાસી નહિ, પણ રાક્ષસ–નરાધમ–ઈયાચિજ છે ! ”

## પ્રકરણ ૧૮ મું.

### કાયા વળી ન્હાઠી.



થોડીવાર બન્ને શાન્ત રહ્યાં, ત્યાર પછી ઈટો બોલ્યોઃ “ હમણાં એણે હિયાસીનો વેશ કેમ લીધો હશે ? ”

પૈસાને લોભે મ્હારા સ્વામી સાથે ઇચિઓના કાકાને ગાઢ મિત્રાચારી હતી તેથી જ તેઓ “વિલ”માં ઇચિઓના મરણ પછી ત્હેને કાંઈ સંતાન ન હોય તો ત્હેનું ધન મ્હારા સ્વામી હિયાસી અને ત્હેના વાલી વારસોને આપવાનું લખી ગયા છે. ”

“ ત્હમારા સ્વામી તો મરી ગયા છે, તેથી એ બધું ધન કાયાનું જ છે. ”

“ હા. ”

“ ત્યારે કાયા ત્હેને કાકા કેમ કહે છે ? ”

“ તે ત્હેને પોતાનો પિતા જાણે છે, પરંતુ પિતાની રક્ષા કરવા માટે જ ત્હેને કાકા કહે છે. ”

“ પણ ઇયાચિએ હિયાસી હોવાનો પુરાવો કેવી રીતે આપ્યો ! ”

“ વહાણુ ડુબવાથી મ્હારા પતિનું મરણ થયું, તે વખતે ત્હેનાં બધાં ખતપત્રો ઇયાચિને મળ્યાં હતાં. તે ખતપત્રના પુરાવાથી ત્હેણે અનાયાસે પોતાને હિયાસી સિદ્ધ કરી બેસાડ્યો ? ”

“ ત્હમને જોઇને તે શું બોલ્યો ? ”

"બીજું શું બોલે ? મ્હેં કહ્યું, હું મ્હારી પુત્રીને હમણાં જ લઇ જઇશ અને એક મહિનામાં ત્હેનું બધું પાછું આપી નહિ દો તો પોલીસને ખબર આપીશ."

"એ સાંભળીને તે શું બોલ્યો ?"

"ત્હેણે મ્હને ભય દેખાડયો અને બોલ્યો, પોલીસને ખબર આપશે તો ફાયિઓના ખુન માટે કાયાને ફાંસીએ લટકવું પડશે. ત્હેને કોઇ કાંઈ કરી શકશે નહિ."

"ત્હમે શું ઉત્તર આપ્યો ?"

મ્હેં કહ્યું: "ખુન કાયાએ કર્યું નથી, પણ ત્હમે કર્યું છે. ત્હમારી વિદ્યા પોલીસ જાણી ગઇ છે. હવે તે નહિ પણ ત્હેનો ભાઇ કહેશો તો એ બીલકુલ નહિ ચાલે."

"અમને કોઇને ત્હેની ઉપર વ્હેમ નથી. અમે બધા જાણીએ છીએ કે કાયાના પિતાએજ ખુન કર્યું છે, અને તે ન્હાસી ગયો છે. સાનોમાં જે રહે છે તે ત્હેનો ભાઇ જ છે. ભાઇના કુકૃત્યો માટે ત્હેણે બહુ બહુ સહન કર્યું છે. અરે ! કરે છે. અહા ! કેવો ભટકનાર ! કેવો ઉડાવગીર ! અમારા બધાની આંખમાં ધૂળ નાંખી છે."

"ફાયાચિના જેવું ભયંકર માણુસ દુનિયામાં કોઈ હશે જ નહિ."

"તે મ્હારી પાસે એવી રીતે વાત કરતો હતો કે ત્હેને માટે જરા પણ શંકા થાય જ નહિ. ત્હમે કહો છો તેથી જ; નહિ તો તેની ઉપર શંકા લાવવાનું કાંઇ કારણ જ નથી."

"એ માણુસ બહુ ભયંકર છે. એને કોઇપણ ઓળખી શકે જ નહિ. ત્હેણે જ મ્હારૂં નિકંદન કાઢયું છે, તેજ મ્હારી કાયા અને શોઇને લઇ ગયો છે. હમણાં જ ત્હેમનાં ખુન કરી નાંખશે. હવે તદન બધી વાત કહી દીધી માટે જે યોગ્ય લાગે તે કરો. હવે મ્હારામાં વિચાર કરવાની પણ શક્તિ નથી."

"શોઇ સાથે છે. તે ચાલાક છે. બુદ્ધિમાન છે. તે સાથે હશે, ત્યાં સુધી—અને તે બન્ને સાથે જ છે, તેથી—તેમને એકાએક કોઇ કાંઈ—"

ઇટા અગાડી બોલે છે. એટલામાં જ કોઇએ ઘરમાં પ્રવેશ કર્યો, બન્ને ચમક્યાં અને જોયું તો લોઇને હાંફળી ફાંફળી આવતી જોઇ.

ત્હેના વાળ વીંખાઇ ગયા હતા. મ્હોં લેવાઈ ગયું હતું, આંખો લાલચોળ થઇ ગઇ હતી અને દોડવાથી બહુજ થાકી ગઇ હતી, તેથી એકદમ બેસી ગઈ. ત્હેને જોતાં જ બન્ને વ્યાકુળ થઇ ગયાં, અને તેની માતા બેબાકળી ઉઠી પૂછવા લાગી; "કેમ? કેમ? શું થયું? કાયા ક્યાં છે?"

લોઇ અસ્પષ્ટ સ્વરે બોલી: "ગઇ—ગઇ—ભુલવીને જતી રહી!"

## પ્રકરણ ૧૯ મું.

### લોઇનું વૃત્તાંત.



આ સમાચાર સાંભળી લોઇની માતા અને ઇટા બન્ને સ્તબ્ધ થઇ ગયાં! ત્હેમના મ્હોંમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. લોઇ પણ અત્યંત થાકી ગઈ હોય એમ સુઇ ગઇ.

થોડી વાર પછી લોઇની માતા બોલી: "લોઇ, શું થયું? ચોકખું કહે, કાયા ક્યાં છે?"

લોઇ મૃદુસ્વરે બોલી: "પાણી."

"પાણી નહિ, પી—ના, ના, એક પ્યાલી સાકી (જાપાની દારૂ) લઇ લે, નહિ તો તું બેભાન થઇ જશે."

એમ કહી તેણે ઘરમાં જઈ એક પ્યાલી સાકી આણી અને તે ત્હેને બળાત્કારે પાઇ દીધી. ઇટાની અવસ્થા પણ એવી થઇ ગઇ હતી કે ત્હેને પણ એક પ્યાલી આપવાની જરૂર જણાઈ. ત્હેનું માથું ફરી ગયું હતું, વિચારશક્તિનો લોપ થઇ ગયો હતો.

સાકી પીધા પછી લોઇ ઉઠીને બેઠી થઇ, એટલે ત્હેની મા બોલી: "લોઇ, જે કાંઇ થયું હોય તે એકદમ કહી દે, એટલે પોલીસને ખબર અપાય."

લોઇ કાતર સ્વરે બોલીઃ "પોલીસ ત્હેને શોધી કાઢી શકશે નહિ. કાયાને ઇવચિ લઇ ગયો છે."

ઇટો વચમાંજ બોલી ઉઠયોઃ "ઇવચિ? ઇવચિ? કાયાના બાપનો–પેલા ઇયાચિનો સેક્રેટરી?"

લોઈ બોલીઃ "હા. તેજ–તેજ."

આ સાંભળી ઇટોએ વ્યગ્રતાથી કહ્યું: "બોલ, બોલ, જે કાંઇ થયું હોય તે એકદમ કહી દે. વાર થશે તો કાયા મળવી મુશ્કેલ છે."

લોઇએ કહેવા માંડયું: "ઇવચિએ કાલ રાત્રે કાયાને મંદિર આગળ મળવા પત્ર લખ્યો હતો."

"પણ કાયાએ ત્હેને મળવાનું કબુલ કેમ કર્યું?"

"ઇવચિ કાયાના પિતાની પાસે હતો તે ત્હેને પિતા તુલ્યજ જાણુતી હતી. ત્હેની પાસે ઘણા દિવસ રહી તેથી ત્હેણે પોતાના પિતા સંબંધી અનેક વાતો પુછવાનો વિચાર કર્યો હતો. ત્હેના પિતાની ઘણી વાતો તે જાણવા પામી ન્હોતી, તેથી ત્હેણે તે વિશે ઇવચિને પૂછવાનો વિચાર કર્યો હતો."

"આટલા દિવસ કેમ ન પૂછ્યું?"

"અત્યાર સુધી તે ત્હેને મળ્યો ન્હોતો. કાયાને તેના પિતાના મરણ સમાચાર આપી ક્યાંક ન્હાસી ગયો હતો, ત્હેની ત્હેને ખબર ન્હોતી."

લોઇની માતા બોલીઃ "તું એ નરાધમને કાયાનો પિતા કહીશ નહિ."

લોઇ બોલીઃ "અને તેથીજ ત્હેને આટલે દિવસે ઇવચિનો પત્ર મળ્યો તેથી મળવાની ઇચ્છા થઇ હતી. વળી મ્હારી માએ ત્હેનો કાંઇક કાંઇક પૂર્વ ઇતિહાસ ત્હેને કહ્યો હતો, તેથીજ તે ઇવચિને મળવા માટે બહુ આતુર થઇ ગઇ હતી. ત્હેણે ત્હેને પોતાના પિતા સંબંધી કાંઇ પૂછવાનો વિચાર કર્યો હતો."

"શું હજી પણ તે એમ ધારે છે કે ઇયાચિ સારો માણસ છે?"

"અત્યાર સુધી તે ત્હેને પોતાનો પિતાજ જાણે છે. તેથી ત્હેની વિરૂદ્ધની કોઇ પણ વાતમાં ત્હેને વિશ્વાસ આવતો નથી."

"હાં, પછી શું થયું?"

" ત્યાર પછી મ્હેં હેને એકલી જવા દીધી નહિ અને છેવટે અમે બન્ને જણુ એક સાથે ગયાં. મંદિર પાસે ઇવચિ ત્હેની વાટ જોતો હતો."

" ત્હમને જોઇને તે આશ્ચર્યચકિત થઇ ગયો હશે ? "

" ના, શા માટે થાય ? "

" મ્હેં ઓકુ પાસેથી સાંભળ્યું છે કે તે ત્હમને ચ્હાય છે."

" હા, એ વાત ખરી છે અને તેથીજ ત્હેની પાસેથી હું લાલ ત્રિમૂર્તિ સંબંધી સઘળી હકીકત જાણવા પામી છું. "

લોઇની મા આ બધા પિષ્ટપેષણથી કંટાળી અને વચમાંજ બોલી ઉઠીઃ " હવે હમણાં એ બધી વાત જવા દે. કાયા ક્યાં ગઇ તે કહી દે. ?"

" ઇવચિ મ્હને જોઇને પહેલાં તો જરા આશ્ચર્ય પામ્યો પરંતુ પાછળથી મ્હને માનપૂર્વક અભિવાદન કરી કાયાને ઉદ્દેશી બોલ્યોઃ ત્હમારા પિતાએ મ્હને ત્હમારી પાસે મોકલ્યો છે. "

એ સાંભળી કાયા બોલીઃ " હિયાસી અથવા કાત્સાયાસી ત્હેનો પિતા નથી. ત્હેના જીવનનો પૂરે વૃત્તાંત મ્હેં બધો સાંભળ્યો છે. મ્હને બધી ખબર પડી ગઇ છે. "

આ સાંભળી ઇવચિને બહુ આશ્ચર્ય લાગ્યું, અને હવે શું કહેવું તે સુઝ્યું નહિ. કાયાએ પણ ત્હેને કાંઇ કહ્યું નહિ, છતાં થોડી વારે ક્રોધ કરી બોલીઃ " હું પોતે જુગારી ઇયાચિને મળી. ત્હેણે અત્યાર સુધી આવી છેતરપીંડી શા માટે કરી તે પૂછવા આવી છું. આ પ્રમાણે કહ્યા પછી તે જરા શાન્ત પડી, અને કાંઇક વિચાર કરી "ત્હેને શું કરવા મોકલ્યો છે" તે પૂછ્યું.

" જ્યારે ઇયાચિએ મ્હારાં દેખાતાં કાંઇ પણ કહેવાની ના કહી, ત્યારે કાયા મ્હારી તરફ ફરી અને બોલીઃ "લોઇ, તું જરા આઘી જા. એ શું કહે છે તે મ્હને સાંભળી લેવા દે." હું ત્હેમને ત્યાં ઉભા રહેવા દઇ મંદિરની બીજી તરફ ગઇ. "

ઈટાએ ગંભીર સ્વરે કહ્યુંઃ " કાયાને છોડીને જવામાં ત્હમે ડહાપણુ વાપર્યું નહિ. વારૂં, ત્યાર પછી શું થયું ? "

" હું એમ ધારતી હતી કે ઇવચિ મ્હારી પાછળ આંટો થઇ આવે

છે. તે મ્હારી સાથે આવી ચાલાકી વાપરશે નહિ.”

લોઇની માતા હવે બહુ અધીરી થઇ ગઇ અને બોલી: “પછી શું થયું? કાયા ક્યાં ગઇ તે ઝટ કહી દે.”

લોઇ: “હું આશરે દશ મિનિટ દૂર ઉભી રહી, ત્યાર પછી આવીને જોયું તો કાયા ન્હોતી!”

## પ્રકરણ ૨૦ મું.

### કાયા ક્યાં ગઇ?




ઇના છેલ્લા શબ્દો સાંભળી ત્હેની માતાએ અતિશય વ્યાકુલ થઇ પૂછ્યું: “વારુ, પણ એ ગઇ ક્યાં?”

લોઇ: “તે હું જાણતી નથી. મ્હેં મંદિરની ચોગરદમ તપાસ કરી પણ કાયા ક્યાંય નથી. મ્હેં એક પહેરાવાલાને પૂછ્યું. તે પણ કાંઇ ખબર આપી શક્યો નહિ. જરૂર કાયા પોતાની રાજીખુશીથી ઇચાચિની સાથે ક્યાંક ન્હાસી ગઇ હશે. ત્હેને બળાત્કાર કરવા ગયો હોત, અને એણે એક બૂમ જ પાડી હોત તોપણ હું સાંભળી શકત. હું તેનાથી કાંઇ બહુ દૂર ન્હોતી. વળી તે વખતે મંદિરમાં પણ ઘણા માણસો હતા, ત્હેમને પણ મ્હેં પૂછ્યું છે, પરંતુ કોઇ પણ ત્હેના સમાચાર આપી શકતું નથી. મ્હેં આખી રાત ત્હેને શોધી છે, પણ પત્તો લાગ્યો નથી. પોલીસ ઓફીસમાં ઓકુને ખબર આપવા ગઇ હતી, પણ તે ત્યાં નથી.”

“ક્યાં ગયો છે? સાનો?”

“તે કોઇ જાણતું નથી.”

“ઓકુએ ઇટાને હિયાસીને મળવા સાનો જવાનું કહ્યું હતું, તેથી તેણે વિચાર કર્યો કે, તે ત્યાંજ ગયો હશે અને થોડા વખતમાંજ પાછો ફરશે.”

વળી ત્હેણે “લોઇના ઘરમાં ઇચચિને પકડવાનું પણ કહ્યું હતું, તેથી હમણાં થોડા વખતમાંજ ઇચચિ પકડાશે.”

ઇરો તેને માટે અધીરો થઇ ગયો. લોઇની માતા કાયાના ગુમ થવાના છેવટના સમાચાર સાંભળી રડતી હતી, તેથી ત્હેને આશ્વાસન આપવાનું ઉચિત ધારી ઇરો ત્હેને શાન્ત પાડવા લાગ્યો, અને "આપણે થોડા વખતમાંજ કાયાને મેળવીશું" એમ કહેવા લાગ્યો.

વૃદ્ધાને એવીજ ખાત્રી થઇ ગઇ હતી કે ત્હેની કાયા હવે હાથ લાગવાની નથી, તેથી તેણે રડતાં રડતાંજ જવાબ દીધો: "એ બધુંજ ખોટું. ત્હમે એને ક્યાંથી મેળવશો ?"

ઇરો બોલ્યો: "ઇવચિને મ્હારે એક વાત પૂછવી પડશે."

લોઇ વ્યંગ ભાવે બોલી: "પણ તે પકડાશે ત્યારે ને ?"

"ઓકુએ ત્હેને તમારા ઘરમાં લાવવાને એક જાળ પાથરી છે. તેમણે મ્હને એ બધું કહ્યું છે તે પોતે પણ આવવાનો છે."

"ઇવચિ પકડાશે તો મ્હારૂં મન નહિ દુભાય ?"

"ઇવચિ સાથે ત્હમારે ક્યાં વાતચીત થઇ ?"

"એક દુકાનમાં. વાત વાતમાં જાણ્યું કે તે પણ ચીનનો રહેવાસી છે, તેથી જ ત્હેની સાથે વાતચીત કરી હતી, ત્યાર પછી તે મ્હારી સાથે પરણવા માટે ગાંડો થઇ ગયો છે. તે પહેલાં કાયાના પિતા પાસે કામ કરતો હતો. એ ત્હેણેજ મ્હને પહેલાં કહ્યું હતું."

"પ્રેમમાં પડીને વિશ્વાસઘાતી થયો છે."

"પ્રેમથી બધુંજ થાય છે. વારૂ, હવે એ વાત પડતી મુકો. ત્હેની પાસેથીજ મ્હેં જાણ્યું છે કે ઇયાચિ લાલ-ત્રિમૂર્તિ અથવા સોનેરી ટોળીનો માણસ છે. મ્હેં આ ખબર ઓકુને આપ્યા હતાં, તે પછીજ તે બીજી બધી ઘણી-માહિતી મેળવી શક્યો છે."

"ઇયાચિ કાયાનો પિતા નથી, એમ ત્હમે શાથી ધાર્યું ?"

"ઇયાચિના જેવો નર-પિશાચ કાયા જેવી દેવીનો પિતા હોય એ ઉપરજ મ્હને પહેલાં અવિશ્વાસ આવ્યો. મ્હેં મ્હારી માતાના પ્રથમ સ્વામીની વાત સાંભળી હતી, તેથી એ ઇયાચિજ ત્હેમનો સ્વામી છે કે નહિ તે જાણવા માટેજ ત્હેને સાનો લઈ ગઇ હતી."

" તે સાનોમાં છે એવું ત્હમને કોણે કહ્યું ? "

" ઇવચિએ. બધી વાત ઇવચિ પાસેથીજ મેળવી છે. "

" શું ત્હેણે એમ કહ્યું હતું કે, ઇયાચિ ત્હમારી માતાનો પ્રથમ સ્વામી છે ? "

" હા-પહેલાં તો ત્હેની તેને ખબર ન્હોતી, જ્યારે ઇયાચિએ પુરાવો બતાવી હિયાસી થઇ ધન મેળવ્યું ત્યારે અમને પણ કાંઇ ખબર પડી ન્હોતી. અમે પણ વિલની વાત જાણતા હતા, ત્યાર પછી હિયાસીના વિલ પ્રમાણે ધન મેળવી સાનોમાં નિવાસ કર્યાના સમાચાર મળ્યા. મ્હારી માતાના પ્રથમ સ્વામીનું ખુન કરી કાયાનો પિતા ન્હાસી ગયો છે અને આ માણસ તે નહિ પણ ત્હેનો ભાઇ છે. "

" ત્યારે એ માણસ ત્હમારી માતાનો પ્રથમ સ્વામી છે કે નહિ તે જોવા માટેજ ત્હમે માતાને લઇને સાનો ગયાં હતાં, કેમ ?

" હા. માએ જોયું કે તે બીજો કોઈ નહિ, પરંતુ તેનો પૂર્વ શત્રુજ છે. ત્હેણે ભયથી કાયાને અમારી સાથે આવવા દીધી, પરંતુ સંયુક્તિ કરી પાછો લઇ ગયો છે, અને હવે ત્હેને જરૂર કોઇ ગુપ્ત સ્થળમાં સંતાડી દેશે."

લોઇની માતા બોલી ઉઠીઃ " હા હા તે બહુજ કરશે-બધું કરી શકશે. "

ઇટોએ વળી પાછું પૂછ્યું: " ઇવચિ સોનેરી ટોળીનો માણસ છે એ ત્હમે શાથી જાણ્યું ? " ત્હેણે પોતે તો તે નહિજ કહ્યું હોય ! "

" ના, મ્હેં લાલત્રિમૂર્તિની વાત ત્હમારી પાસેથી સાંભળી હતી. બીજા પાસેથી પણ સાંભળી હતી. ત્હેની ઘડિયાળને અછોડે મ્હેં તેવી લાલત્રિમૂર્તિ જોઇ, ત્યારેજ ત્હેણે કચવાઇને તે સોનેરી ટોળાની વાત મ્હને કહી અને હિયાસી પણ તે ટોળામાંજ છે, એમ પણ કબુલ કર્યું. તેઓ અંદરે અંદર કેવી રીતે ચોરી કરતા હતા તે તો ત્હમે ઓકુ પાસે સાંભળ્યું જ છે ? "

" હા, બધું સાંભળ્યું છે. "

" એક દિવસમાં નહિ પણ ધીમે ધીમે એ બધી વાત હું ઇવચિ પાસેથી જાણી શકી છું, વળી જો આ વાત બહાર પડે તો ત્હેની ટોળીના

માણુસો ત્હેનું ખુન કરશે એમ પણ તે કહેતો હતો."

"ત્યારે હજી ત્હેને ત્હમારી ઉપર વિશ્વાસ છે ?"

"મ્હેં ઓકુને આ બધી વાત કહી છે, તે તે જાણતો નથી અને વળી તે મ્હારી પાછળ ગાંડો થઇ ગયો છે."

"તે અહિં આવશે ?"

"ઓકુએ જો મ્હારા નામથી ત્હેને લખ્યું હશે તો તે જરૂર આવશે. મ્હારી પાછળ તે ગાંડો થઇ ગયો છે !"

એજ વખતે એક માણુસે ઘરમાં પ્રવેશ કર્યો.

લોઈ બોલી ઉઠીઃ "ઇવચિ !"

ઇરિ અને લોઇની માતા બન્ને ચમકી ઉઠયાં અને આવનાર માણુસ સ્હામું એકી ટસે જોઇ રહ્યાં.

અજાણ્યા માણુસને જોઇ ઇવચિ સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. ભયથી ત્હેનું મ્હોં શ્યામ પડી ગયું. ત્હેણે ત્યાંથી ચાલ્યા જવાનો વિચાર કર્યો પરંતુ એટલામાંજ એક બીજા માણુસે પ્રવેશ કર્યો. તે આપણો બહાદૂર ઓકુ હતો.

---

# ભાગ ત્રીજો.

## પ્રકરણ ૧ લું.

### "ઇવચિની કર્મ કથા."

ઓકુએ ઘરમાં આવી બારણાં બંધ કરી દીધાં. ઇવચિએ ચારે તરફ જોયું. ત્હેની આંખોમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો. તે વિકટ સ્વરે બોલ્યોઃ "દગો-દગો-મ્હને પકડવો છે ?" ત્હેનો એક હાથ ત્હેના કોટમાં હતો, પરંતુ એક ક્ષણમાંજ ઓકુએ ત્હેનો તે હાથ પકડી લીધો

અને કોટમાં રાખેલો છરો કાઢી લીધો. લોઇ તરફ ફરી ક્રોધ કરીને કહ્યું: "ત્હારૂં જ આ કામને ?"

લોઇ ગંભીર સ્વરે બોલી: "ઓકુએ કહ્યું છે કે, તે ત્હમને પકડશે નહિ. ત્હમે બધી વાત દિલ ખોલીને કહી દો. ભય પામવાનું કાંઇ કારણ નથી."

ઇવચિએ કાતર સ્વરે કહ્યું: "ત્હેં મ્હારી રક્ષા કરવાનું કહેલું હોવાથી અને હું ત્હને મ્હારા પ્રાણથી પણ અધિક વ્હાલો હોવાથી જ બધું કહ્યું છે."

ઓકુ બોલ્યો: "દિલ ખોલી બધી વાત સાચે સાચી કહી દેશો તો કાંઇ ભય નથી."

"હું બધી વાત કહી દઇશ તો તેઓ મ્હારૂં ખુન કરશે."

"ત્યારે પ્રાણના ભયથી જ ત્હમે બધું નથી કહેતા ?"

"હા—નહિ તો હિયાસી ને મ્હારે શું છે?"

લોઇએ ત્હેને અટકાવી કહ્યું: "હિયાસી નહિ, કાવાયાસી કહો."

ઓકુએ પૂછ્યું: "કાયાનો પિતા ?"

ઇટો બોલ્યો: "કાયાનો પિતા મરી ગયો છે. ઇયાચિ ત્હેનો નોકર હતો. ત્હેના મરણ પછી તેજ કાયાના પિતા તરીકે ઓળખાયો છે, અને હાલમાં કાયાનો પિતા હિયાસી થઇને પૈસા દબાવી બેઠો છે. જે માણસને આપણે કાવાયાસીના નામથી ઓળખીએ છીએ તે લાલત્રિમૂર્તિ નામની સોનેરી ટોળીનો સરદાર છે. તેજ હિયાસી થઇને, કાયાનો કાકો થઇને, સાનોમાં રહ્યો છે. ત્હેણે જ ઇચિઓનું ખુન કર્યું છે."

ઇવચિ બોલ્યો: "ત્હેણે નહિ. ત્હેણે મ્હને કહ્યું છે કે મ્હેં ખુન કર્યું નથી."

"તે પોતાનો બચાવ કરવા માટે બધું જ કહેશે."

"પણ ત્હેણે ખુન કર્યું નથી, તે હું જાણું છું."

"મ્હારા જીવમાં જીવ રહેત ત્યાં સુધી હું એની વાત બહાર પાડત નહિ, પરંતુ ત્હેણે મ્હને છેતર્યો છે. તે મ્હારી સાથે દગો રમ્યો છે; ત્હેણે મ્હારી ઉપર અત્યાચાર કર્યો છે. અત્યાર સુધી ત્હેનાં દરેક બદમાસીનાં કાર્યોમાં હું એક ગુલામ પેઠે રહ્યો છું, પરંતુ આ ધન મળ્યા પછી ત્હેણે મ્હને લાત

મારી છે. તે પોતે હવે સારો માણસ–પૈસાદાર–થઇ બેઠો છે! હવે તે હું કોણ? હેણે દર મહિને મ્હને અમુક રકમ આપવાનું કહ્યું હતું, પરંતુ હજી સુધી એક પૈસો પણ આપ્યો નથી. હું માંગવા ગયો ત્યારે અપમાન કરી કાઢી મૂક્યો. હેણે આમ ન કર્યું હોત તો હું કદિપણ એ વાત કહેત નહિ. લોઇનું કહ્યું માની ઓકુ સાહેબને મળત નહિ—"

"મળ્યા ખરા પણ બધી વાત કહેતા નથી. ન્હાસવા જતા હતા!"

ઇવચિ બોલ્યો: "હમે કાયાને ખુની ધારો છો. હેણે એક વખત હું માંદો હતો ત્યારે મ્હારી સારી સેવા સુશ્રુષા કરી હતી. હું બધી વાત હમને કહું તો કાયાને નુકસાન થાય, તેથી જ ન્હાસતો હતો."

લોઇ બોલી: "હેને બાપ નથી. ઇયાચિ હેનો બાપ નથી. પૈસા મેળવવા માટે જ તે હેનો બાપ થયો છે."

"હું તે જાણતો નથી."

"હવે બધી વાત દિલ ખોલીને કહી દો."

"મ્હને સરકારી સાક્ષી બનાવશો?"

"હા, હમારે કોઇપણ રીતે બ્હીવું નહિ. હમારી જાતને બચાવવાનો એ એક જ ઉપાય છે."

લોઇ બોલી: "પ્રથમ કહો, કાયા ક્યાં છે?"

ઇવિચિ બોલ્યો: "કામાકુરાની સાથે."

લોઇ: "તેમ હોય તો હેણે હેને પોલીસમાં સોંપી દીધી હશે?"

ઓકુ: "ના, તેમ થયું નથી. મ્હને તુરત જ ખબર મળત."

ઇટો: "ત્યારે તે કાયાને ક્યાં લઇ ગયો છે?"

ઓકુ "ઘણો ભાગ તે હેને સાનો લઇ ગયો હશે; એજ કાવાયાસી ઇયાચિ હિયાસીના ઘરમાં!"

"શા માટે?"

"પછી બધું કહીશ. પહેલાં ઇવચિ શું કહે છે તે સાંભળીએ."

ઇવિચિ: "તે કાલે સંધ્યા વખતે મ્હને મળ્યો હતો, તે વખતે હેણે મ્હને કહ્યું કે, હું કાયાના પિતાની એક વાત કહેવા અહિં આવ્યો છું. મ્હેં

ત્હેને કાયાને જાતેજ મળવા કહ્યું, પરંતુ ત્હેના ઉત્તરમાં ત્હેણે જણાવ્યું કેઃ ' કાયા જાણે છે કે ત્હેને જોતાંજ પોલીસમાં સોંપી દઇશ, તેથી તે મ્હને મળવા આવશે નહિ, માટે તું ત્હેને મંદિર આગળ રાતના ૧૧ વાગે મળવા માટે ચીઠ્ઠી લખ. ત્હારી ચીઠ્ઠી મળતાંજ તે જરૂર ત્હને મળવા આવશે. હું ત્યાંજ રહીશ. તે આવશે એટલે મળીશ અને બીલકુલ ગરબડ થશે નહિ. "

લોઇ બોલીઃ " ત્યાર પછી અમે બન્ને જણ આવ્યાં હતાં. ત્હમને મ્હારાં દેખતાં વાત કરવામાં હરકત લાગવાથી હું મંદિરની બીજી તરફ ગઇ ત્યાર પછી શું થયું ? "

ઇયાચિ બોલ્યોઃ " ત્હારા ગયા પછી મ્હેં ત્હેને કહ્યું કે, " કામાકુરા ત્હેને કહેવા માટે ત્હેના પિતા પાસે આવ્યો છે. " ત્હેણે કહ્યુંઃ " હિયાસી મ્હારો પિતા નથી. " એજ વખતે કામાકુરા પણ ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યોઃ " હિયાસી બહુ માંદો છે. તે મરવાની અણી ઉપર છે. ત્હેને પોતાના કાર્યો માટે કાયા પાસે ક્ષમા માંગવી છે. મરતી વખતે કાયાને કાંઇક કહેવું છે. હવે એક મિનિટ પણ ગુમાવશો તો ટ્રેન મળશે નહિ અને મેળો થશે નહિ. કાયાએ લોઇને બોલાવવા માંડી, પરંતુ કામાકુરાએ કહ્યું કેઃ " હવે એક મિનિટ પણ ગુમાવશો તો મેલાપ થશે નહિ. " તેથી કાયા ઉતાવળથી ગભરાઇ અને મ્હને જ ત્હમને જણાવવાનું કહી કામાકુરા સાથે ચાલી ગઇ. કામાકુરાએ મ્હને ત્હમને તે વિશે ન કહેવાનો ઇસારો કર્યો, ત્યાર પછી હું પણ કાર્ય પ્રસંગે ત્યાંથી ચાલ્યો ગયો. "

ઇટો ક્રુદ્ધ સ્વરે બોલી ઉઠયોઃ " બદમાસ. તે વખતે કહ્યું નહિ, હવે રહી રહીને કહે છે ! "

ઇયચિએ ગંભીરતાથી કહ્યુંઃ " હવે હું સરકારી સાક્ષી થયો છું તેથી કહું છું. તે વખતે તો હું પણ ત્હેની ટોળીમાંજ હતો. "

ઓકુએ મૃદુ હાસ્ય કર્યું.

---

## પ્રકરણ ૨ જું.

### પૂર્વ વૃત્તાંત.


ઇવચિએ ગજવામાંથી રૂમાલ કાઢી મ્હોં લુછ્યું, પછી લોઈ તરફ ફરીને કહ્યું: " ગળું સુકાઈ જાય છે. એક પ્યાલો સાકી આપ. "

લોઇએ ઓકુના મ્હોં સ્હામું જોયું. ઓકુ હસીને બોલ્યો: "લાલ-ત્રિમૂર્તિના ભવિષ્યના કલ્યાણ માટે આપણે બધા એકકેક પ્યાલો સાકી પીએ. "

લોઇએ સાકીનો સીસો આણ્યો, અને દરેકે અકકેકો પ્યાલો ચડાવ્યો. ઇવચિએ બે પ્યાલા પીધા, અને ત્યાર પછી રૂમાલવતી મ્હોં લુછી સ્વસ્થ બેસીને બોલ્યો: " હવે હું બધું કહેવાને તૈયાર છું. "

" તેજ ત્હમારે માટે શ્રેયસ્કર છે " ઓકુએ જવાબ દીધો.

ત્યાર પછી ઇવચિ બોલ્યો: " પ્રથમ કોબે શહેરમાં હું ઇયાસીને મળ્યો હતો; તે વખતે તેની બાલિકા-હું અત્યાર સુધી ત્હેને બાલિકા તરીકેજ જાણું છું તે-કાયા ત્હેની સાથે હતી. ખરૂં કહીએ તો તે ત્હેને બહુ વ્હાલો હતો-ત્હેની બહુજ સંભાળ રાખતો હતો. તે પોતાની કુકીર્તિની બધી વાતો કાયાની પાસે ગુપ્ત રાખતો હતો. મ્હારી અવસ્થા તે વખતે બહુ શોચનીય થઇ પડી હતી. ઇયાચિએ મ્હને આશ્રય ન આપ્યો હોય તો હું ભૂખે મરત. "

ઇટો બોલી ઉઠયો: " કેવો કૃતઘ્ની ! "

ઇવચિ: " તે બરાબર રહ્યો ત્યાં સુધી હું પણ કૃતજ્ઞ રહ્યો. હવે શા માટે રહું ? ત્હેને માટે મ્હેં પણ કાંઇ નથી કર્યું કે ? "

ઓકુ " એ બધુ પિષ્ટપેષણ રહેવા દો, પછી શું થયું તે કહો."

ઇવચિ: ક્રમે ક્રમે કાયા મ્હોટી થઇ, તેથી ત્હેનાથી હવે પોતાનાં

ભયંકર કાર્યો ગુપ્ત નહિ રહે એમ ધારી હેણે પોતાની પાસે રાખવાનું યોગ્ય ધાર્યું નહિ. હેને નોકરી કરવાની ઇચ્છા થઇ, એટલે હેણે અનુમતિ આપી અને કાયા ટોકિયો ચાલી ગઇ, ત્યાર પછી કેટલેક દિવસે ઇચાચિએ હિયાસી નામ ધારણ કર્યું, કારણ પૂછતાં હેણે કહ્યું કે તેમ કરવાથી હેને ઘણા પૈસા મળે એમ છે."

ઇટોઃ "ત્યારે તે ખરો હિયાસી નથી, એમ તો હેણે કબુલ કર્યું હશે."

ઇવચિઃ "ના. તે કોઇ પણ વાત કબુલ કરતો નથી. હેણે ઘણાં નામ ધારણ કર્યાં હતાં. જ્યારે જ્યારે જરૂર પડતી ત્યારે ત્યારે તે પોતાનું નામ ફેરવતો. હતો, પરંતુ નવા નામથી તે બહુ બહાર જતો આવતો નહિ. વળી ભુલે ચુકે પણ કદિ તે સાચું બોલતો નથી."

ઇટોઃ "ત્યારે ત્હમને હેની પૈસા મળવાની વાતમાં પણ વિશ્વાસ નહિ આવ્યો હોય?"

ઇવચિઃ "પૈસાની વાત મ્હેં માની હતી. તે દરરોજ એક બાલિકાને ગાળો દેતો હતો અને કહેતો કેઃ "એ મરતી નથી, તેથીજ મ્હને પૈસા મળતા નથી. મ્હેં ટોકિયો આવીને જાણ્યું કે તે બાલિકાનું નામ ઇચિઓ હતું."

ઇટોઃ "કાયા એમાંનું કાંઇ જાણે છે?"

ઇવચિઃ "ના, તે બિચારી કેવી રીતે જાણે?"

ઓકુઃ "તે પોતાનો નિભાવ કેવી રીતે કરતો હતો?"

ઇવચિઃ "ઘણી રીતે. છેવટે હેણે લાલત્રિમૂર્તિની ટોળી ઉભી કરી. હેના જેવા વિશ, પચિશ માણસો હેને મળી ગયા. ત્યાર પછી હેણે એક સ્ટીમર ખરીદી. તેનું નામ "લાલ-ત્રિમૂર્તિ" રાખ્યું. ત્યાર પછી બંદરે બંદર શું થતું હતું તે તો ત્હમે જાણો છોજ."

ઓકુઃ "હા. બધું જાણીએ છીએ.

ઇવચિઃ "અમે બંદરમા ચોરી કરી તે માલ સ્ટીમરમાં લઇ જતા હતા, અને હેને ચીનના કોઇ બંદરમાં જઇને વેચી નાંખતા હતા. કામ સારી રીતે ધમધોકાર ચાલતું હતું, અને બધાને પૈસા પણ ઠીક મળતા હતા."

ઓકુઃ "કામ બંધ કેમ પડ્યું?"

ઇવચિ: "પૈસા મળ્યા પછી ઇયાસીએ ધંધો મુકી દીધો, એ બધી વાતની ખબર પડી ગઇ છે, એવી ખબર પડી. સ્ટીમર પણ પકડવાના પ્રયત્નો ચાલતા હોવાથી, તેઓ બધા આ દેશમાંથી ન્હાસી ગયા."

ઓકુ: "ક્યાં ગયા ? લાલ-ત્રિમૂર્તિ નામની સ્ટીમર કોઇપણ બંદરમાં નથી, એવી મ્હને ખબર મળી છે."

ઇવચિ: "તેનું નામ બદલી નાખ્યું છે."

ઓકુ: "તે મ્હેં કેટલોક વખત થયાં જાણ્યું છે. ત્હમે કેમ રહી ગયા ?"

ઇવચિ: "ખરૂં પુછો તો હું કોઇને લીધેજ ગયો નથી, તે છતાં તેઓ મ્હારી ઉપર વ્હેમાશો નહિ. સ્ટીમર ક્યાં છે તે ખબર મ્હને થોડા સમયમાંજ મળશે."

ઓકુ: "ત્હમે એ ખબર મ્હને આપશો ?"

ઇવચિ: "લાગ મળશે તો આપીશ."

ઇટો: "ઇયાચિએ મરી જવાનો ઢોંગ કેમ કર્યો ?"

ઇવચિ: "કાયાને ત્હેના આ નવિન હિયાસીને જીવનમાં મેળવવાની ઇચ્છા નહોતી, કારણ કે તેમ કરે તો કદાચ કાયા તે હિયાસી નથી એમ કોઇને કહી દે. ત્હેણે આ મતલબથીજ પોતાના મરણના સમાચાર ફેલાવ્યા હતા. આથી કાયાએ પોતાના પિતાને મરણ પામેલો ધાર્યો હતો. હિયાસીને ત્હેને લીધે રહેવું પડે તેથી ત્હેણેજ મ્હને ત્હેના પિતાની હકીકત જણાવવા કહ્યું હતું, અને તે પ્રમાણે મ્હેં ત્હેને ત્હેના મરણ પામ્યાના સમાચાર આપ્યા હતા. મ્હેં એક ભીખારીના મુર્દાને ઇયાચિના મુર્દા તરીકે દફનાવી દીધું હતું."

ઓકુ: "કરવામાં કાંઇ કચાશ રાખી નથી."

ઇટો: "ત્યારપછી પોતાનો માર્ગ ચોખો કરવા માટે ઇયાચિએ વકીલના ગુમાસ્તાનો વેશ લઇ સાનો આવી ઇચિઓનું ખુન કર્યું કેમ ?"

ઇવાચિ: "તે હું જાણતો નથી પણ મ્હને ખાત્રી છે કે તેણે ખુન કર્યું નથી."

ઓકુ: "હવે ત્હમારૂં કેમ ચાલે છે ?"

ઇવચિ: "મહા મહેનતે સ્તો ? હવે હું ત્હેને ત્હેના કૃત્યોનો બદલો આપવા માટે જ અહિં આવ્યો છું, પછી બીજા દેશમાં ચાલ્યો જઇશ."

ઓકુ: " ત્હમે ત્હેને આ બધું કહી દેવાની ધમકી આપો તો તે ત્હમને પૈસા ન આપે ?"

ઇવચિક: " ખરૂં પૂછો તો હું ત્હેની પાસે આવા શબ્દોજ બોલી શકું નહિ. તે મ્હને ફસાવી પાડે! હું ત્હેના પંજામાં છું. ગમે તેમ પણ આપને બધું કહી દીધું છે. હવે હું જાઉં ?"

" હા ખુશીથી." એમ કહી ઓકુએ બારણાં ઉઘાડી નાખ્યાં, અને કહ્યું:

" ફરીથી મળશોને ?"

" જરૂર મળીશ. " એમ બોલતાં બોલતાં તે ઘરમાંથી નીકળી ગયો. ત્હેને આ પ્રમાણે છોડી દીધો તેથી ઇટો આશ્ચર્યચકિત થઇ ગયો, અને એકદમ બોલી ઉઠયો: " એને છોડી દીધો એ શું ઠીક કર્યું ?"

ઓકુએ ફક્ત મધુરૂં હાસ્યજ કર્યું !

## પ્રકરણ ૩ જું.

### ખુની કોણ ? ઇવચી ?



તાના ગજવામાંથી ડાયરી કાઢી ઇવચિએ જે કાંઇ કહ્યું હતું તે સઘળું લખી લઇ ઓકુ ઇટોની તરફ ફર્યો, એટલે તે બોલ્યો: " એને છોડી દીધો એ શું ઠીક કર્યું? આ બધી વાત કાયાએ અમને કહી નથી ?"

"ના હવે મળશો ત્યારે જાણશો, પણ એણે એક મુખ્ય વાત છાની રાખી છે."

" હવે શું તે મળવાનો હતો ? હવે તો તે ન્હાસી જવાનો. "

" ન્હાસીને ક્યાં જશે ? હું પહેલેથીજ બે ચાર માણસો બહાર રાખી આવ્યો છું. તે ત્હેનો પીછો પકડશે. તે જ્યાં જશે ત્યાં તેઓ પણ જશે, અને ત્હેને પોતાની નજર બહાર નહિ રહેવા દે. તે ક્યાં જાય છે; અને ક્યાં રહે છે તેજ જાણવાની મ્હારે જરૂર છે. એ સોનેરી ટોળીનાં માણસો ક્યાં

ક્યાં રહે છે તે જાણવાનો એ એકજ ઉપાય છે. એ જરૂર હવે એમનાં કોઇ ગુપ્ત સ્થાનમાંજ જશે."

"તમને એની વાત પર વિશ્વાસ બેસે છે?"

"બધી પર નહિ. તે હિયાસી ઉપર ગુસ્સે થયો છે, અને વેર લેવાને ઝથે છે, એજ સારૂં છે. એવા માણસો આવાજ હોય છે. તેઓ રાક્ષસથી પણ અધમ છે છતાં આ વખતે તો તે મ્હને બહુ કામનો થઇ પડશે."

"તમે એની પાસેથી હવે શું જાણવા માગો છો?"

"ઇચિઓનું ખુન કેવી રીતે કર્યું તે."

ઇટો આશ્ચર્યચકિત થઈ થોડીવાર એકુની સ્હામે જોઈ રહ્યો અને બોલ્યો: "તમે એમ કહેવા માગો છો કે ઇચિઓને–"

"હા, હમણાં તો એવુંજ કાંઇ કહું છું એટલા માટેજ તે ઇયાચિ, અથવા તેણે બીજા જે માણસની વાત કરી ત્હેની પાસેથી પૈસા કઢાવી શકતો નથી કારણ કે તેમ કરવા જતાં તે પોતેજ સંડોવાઇ જાય એમ છે, તે એ સારી પેઠે જાણે છે, નહિ તો એ ત્હેને છોડી દે એવો નથી."

"એણેજ ઇચિઓનું ખુન કર્યું છે, એમ તમારી ખાત્રી થાય છે?"

"હા, લગભગ ખાત્રી થઇ છે. પહેલાં તો એ મિટો બંદરમાં હતો, તે વખતે લાલત્રિમૂર્તિ નામની સ્ટીમર પણ ત્યાંજ હતી. બીજું તે તેજ દિવસે રાત્રે બાઇસીકલ ઉપર બેસીને સાનો ગયો હતો, તેથી એમ જણાય છે કે ઇયાચિને સાનોમાં મળવાનો એમણે પહેલેથીજ ઠરાવ કરેલો હતો, ત્યાર પછી ઇવચિ જેવો આવ્યો તેવો મિટો બંદર ચાલ્યો ગયો છે, અને ઇયિાચિ કાયાને લઇ તમારી ગાડીમાં મિટો બંદરે જઇ સ્ટીમરમાં ન્હાસી ગયો છે."

"ત્યારે ત્હેણે કાયાને શામાટે પોતાની સાથે લીધી?"

"ઇવચિ એ ઇયાચિનો ગુલામ હતો. ત્હેણે ઇચિઓનું ખુન કરવાની ત્હેને આજ્ઞા કરી હતી, પણ ત્હેણે તે ખુન પોતે સાનો બહાર નીકળી જાય તે પછીજ કરવાનું હતું, પરંતુ ઇવચિએ વાર ન લગાડતાં ઇચિઓનું ખુન કરી ચાલવા માંડ્યું, ત્યાર પછી જ્યારે ઇયાચિ બહાર આવ્યો, ત્યારે ત્હેણે ઇ-ચિઓનું ખુન થયેલું જોયું, અને એ ખુનમાં બધાંને એની ઉપરજ શક જશે

એમ ધાર્યું; ત્યાર પછી તે ન્હાસવાનો વિચાર કરતો હતો, એટલામાંજ કાયા ત્યાં આવી પહોંચી, એટલે હેને જોઇ હેણે પોતાની રક્ષા કરવા વિનંતિ કરી. કાયા હેને પોતાનો બાપજ જાણતી હતી, તે હેની કીર્તિ જાણતી ન્હોતી તેથી પિતાની રક્ષા કરવા માટે તે હમારી ગાડીમાં ન્હાઠી. આ પ્રમાણે આ બધું થયું હોવું જોઇએ. ખુન સંબંધી કાયા કાંઇ પણ જાણતી નથી. ”

“ હમે આ બધું કેવી રીતે જાણ્યું ? ”

“ જેમ ઇવચિ સરકારી સાક્ષી થઇ બચવા ઇચ્છે છે, તેમ એમની ટોળીનાજ બીજા ચાર પાંચ જણ પણ બચવા માંગે છે. તેમાંના એક જણે મ્હને ઇવિચિના સાઇકલ ઉપર સાનો જવાના સમાચાર આપ્યા છે. વળી બીજી એક અદ્ભૂત વાત સાંભળી છે, તે પછી કહીશ. ગમે તેમ પણ હવે એ સોનેરી ટોળીની અનેક વાતો મ્હારા જાણવામાં આવી છે. હવે હું પહેલવહેલાં એ સ્ટીમરને અને ત્યાર પછી ઇયાચિને પકડીશ એટલે એક મ્હોટી વાતનું નિરાકરણ થઇ જશે, અને લોકોના જાન માલની રક્ષા થશે. ”

“ ઇયાચિ પકડાય એમ લાગતું નથી. એણે આપણને કેવા ઠગ્યાં છે ! જ્યારે તે કોમાની માને મળ્યો ત્યારે આપણે પાસેજ સંતાયા છીએ, એ તે ચોક્કસ જાણતો હતો. કોમાની માના ગયા પછી હેણે આપોઆપ જે ઉદ્‌ગારો કાઢયા અને જે ઢોંગ કર્યો તે ઉપરથી હેના ઉપર કોઇને શંકા આવે એમ હતું નહિ. કેવો ભયંકર લુચ્ચો માણસ ! ”

“ પણ લુચ્ચાઇ લાંબો વખત ચાલતી નથી. એ પૈસાજ હેના કાળ થયા છે નહિ તો ચોરીનો ધંધો તો હજી પણ કેટલાક દિવસ ચાલી શકત.”

ઓકુ પોતાની ડાયરી બહાર કાઢી, તેના પાના ઉથલાવી ઉથલાવી વાંચવા લાગ્યો. બીજું કાંઇ કહેવાનું નહિ સુઝવાથી ઇટો ચુપચુપ બેસી રહ્યો, પરંતુ ઘણો વખત તે પ્રમાણે બેસી રહેવું પણ બહુ દુઃખદાયક થઇ પડ્યું. તે એકદમ બોલી ઉઠયો: “ ત્યારે હમે એમ ધારો છો કે કામાકુરા કાયાને ઇયાચિ પાસે લઇ ગયો છે ? ”

ઓકુએ જવાબ દીધો; “ હમણાં તે કાંઇ કહી શકતો નથી. એ સાનોથીજ આવ્યો છે. ”



## પ્રકરણ ૪ થું.

### શું કામાકુરા ચોર છે?



છેલ્લી વાત થઇ ગયા પછી ઓકુ અને ઇટો બન્ને સાનો આવ્યા અને ગાડીમાંથી ઉતર્યાં કે તુરતજ એક પોલીસ ઓફીસરે પાસે આવી ઓકુને સલામ કરી કહ્યું: "આપના કહ્યા પ્રમાણે બધો બંદોબસ્ત કર્યો છે."

ઓકુએ પૂછ્યું: "કામાકુરા પાછા આવ્યા?"

"ના, તે બે દિવસથી ટોકિયો ગયા છે. હજી પાછા ફર્યા નથી."

"ચોક્કસ ખબર છે?"

"હા. ચોક્કસ–ચોક્કસ. આપના હુકમ પ્રમાણે રાતદિવસ સ્ટેશન ઉપર સજ્જડ પહેરો રાખ્યો છે. હેમને ઘેર પણ તપાસ કરી છે."

"કાયા પાછી આવી છે?"

"ના, રેલ રસ્તે તો આવી નથી. હેને માટે તો ખાસ તપાસ કરી છે, પણ કોઇ કાંઇ જાણતું નથી."

"હિયાસી ઉપર નજર રાખી છે ને?"

"હેના ઘર ઉપર તો ઘેરાજ છે. તે ઘરમાંજ છે. તપાસ કરતાં સાંભળ્યું છે કે બે દિવસ ઉપર હેની અને કામાકુરાની વચ્ચે તકરાર થઇ હતી. તે વખતે કામાકુરાએ હિયાસીને મારીને નીચે નાંખી દીધો છે, અને હેનો એક પગ તદ્દન ભાંગી ગયો છે. સાંભળવા પ્રમાણે હેની સ્થિતિ બહુ ગંભીર છે."

"પગ ભાંગીને લાંબો કરી નાંખ્યો અને જતાં જતાં કાયાને પણ લઇ ગયો. ક્યાંય તો હેના ખાસડાં બરાબર પણ નથી!"

ઇટો વિસ્મય પામી બોલ્યો: "હમે કહો છો તે સમજ્યો કામાકુરા."

ઓકુએ ગંભીરતાથી કહ્યું: "એ પણ એ ટોળીમાંજ છે. હવે એવો પણ પુરાવો મળી ગયો છે."

"શું કહો છો? કામાકુરા જેવો સારો માણસ—"

"સારો નહિ પણ લુચ્ચાનો સરદાર! એવા માણસને ઓળખવાનું કામ સહેલું નથી."

"ના, ના, ત્હમે ભૂલો છો."

"એમ હશે. હવે ઇયાચિ પણ બધી વાત કહેશે. કામાકુરા, ત્હેનો પગ ભાંગી ગયો છે. કાયાને લઇ ગયો છે તેથી હવે તે કોઇ પણ વાત કહેતાં ખંચાશે નહિ. આ માણસો આવી સ્થિતિમાં આવી પડે છે ત્યારે એમજ કરે છે, એ મ્હેં ઘણી વખત જોયું છે."

"ત્યારે ત્હમને પહેલાંથીજ કામાકુરા ઉપર શક હતો કેમ?"

"ઘણા દિવસથી નહિ. આ ચોરીઓની તપાસ કરતાં કરતાં ત્હેનું નામ પણ તેમાં સંડોવાયલું જણાયું છે."

"કેવો ભયાનક! કામાકુરા કે જેને આખા સાનોના માણસો ભલો માણસ ધારતા હતા તે ચોર! તે પણ સોનેરી ટોળીમાં?"

"સાનોનાં બધાં માણસો ત્હેને ભલો કહેતાં નથી."

"ના, બધાજ એને અત્યાર સુધી ભલો જાણે છે."

"ડોસીમા?"

"હં! ત્હેની વાત જવા દો. તે તો બધાનીજ નિંદા કરે છે."

"ગમે તેમ પણ ત્હેણે મ્હને બહુ સહાય કરી છે."

"તે ઠીક છે. કાયાને લોધ અને ત્હેની મા લઇ ગયા છે, તે મ્હેં ત્હેની પાસેથીજ જાણ્યું હતું."

ઓકુએ આ વખત હસીને કહ્યું: "ત્યારે તે દિવસે કાયા ક્યાં છે તે ત્હમે જાણતા હતા છતાં મ્હારાથી છાનું રાખ્યું."

ઇટોએ જરા ગભરાઇ કચવાતાં કચવાતાં કહ્યું: "ત્હમને ત્હેની ખબર પડતાં ત્હમે ત્હેને કેદ કરશો એવા ભયથીજ તે વાત મ્હેં ત્હમને કહી ન્હોતી."

"હું બનતા સુધી કોઇને કેદ કરતો નથી. ઇયચિને પણ જવા દીધો તે ત્હમે જોયું ને?"

" ત્હમારી ધીરજને હદ છે. ત્હમારી બરાબરી કોણ કરી શકે?"

" કાઉન્ટ ઇટો સાહેબ! હમણાં પ્રશંસા કરવાની જરૂર નથી પણ લગ્ન વખતે મ્હને બોલાવવાનું ભૂલશો નહિ. હાં કે?"

" શું તેવો દિવસ આવશે?"

" કેમ નહિ આવે?"

" કામાકુરા કાયાને તો લઇ ગયો."

" જ્યારે આટલે દુર આવ્યા છીએ, ત્યારે ત્હેની પાસે પણ પ્હોંચીશું."

" પણ ત્હેને તે શા માટે લઇ ગયો હશે, તેનો વિચાર કર્યો?"

" એ કાંઇ સમજ પડતી નથી, પરંતુ હવે કામાકુરાએ જાણ્યું છે કે હિયાસીએ ફક્ત જાળ પાથરી છે અને કાયદા પ્રમાણે એ બધું ધન કાયાનુંજ છે, તેથી તે ત્હેને પોતાના હાથમાં રાખવાનો પ્રયત્ન કરતો હશે."

" એને અમે બધાં બહુજ ભલો અને મહા પુરૂષ ધારતાં હતાં!"

" અરે ઘણાં માણસો એવાં હોય છે. ચાલો, ગમે તેમ પણ મ્હારા સદ્ભાગ્યેજ ઇશ્વરે મ્હને સહાય કરી છે."

" કેમ?"

" કેમ? આમ ન થયું હોત તો ઇયાચિ પકડાવો મુશ્કેલ હતો. તે ગમે ત્યાં ન્હાસી જાત. એ ટોળીના માણસોએજ ફુટીને મ્હને સહાય કરી છે. ભગવાન્ મ્હને સહાય થયા છે, નહિ તો એ ન્હાસી જાત તો આખો કેસ ચુંથાઇ જાત!"

" હવે શું કરીશું?"

" હવે આ મહાત્માનેજ પકડીશું પણ એને પકડવાથી કાંઇ આપણું કામ પુરૂં થવાનું નથી. કામની શરૂઆત જ થશે."

" કેમ? ઇયાચિજ ત્હેમનો નાયક છે—સરદાર છે!"

" તેમ જણાતો નથી. ગમે તેમ પણ કામાકુરાને પકડયા સિવાય આપણું કામ સફળ થવાનું નથી અને ત્હેને પકડવાનું કામ સ્હેલું નથી. એના જેવા બદમાસો પૃથિવીપર સૈકામાં બે ત્રણ જન્મે છે!"

" ત્હમે જે કહો છો તે સત્ય હોય તો, એના જેવો ભયંકર માણસ

દુનિયામાં બીજો કોઇજ નથી. કેવો ભયંકર! બહારથી એક રૂપ, અને અંદરથી તદન જુદુંજ–બીજુંજ–રૂપ! અત્યાર સુધી ત્હેને માટે કોઇને લેશ પણ શક આવ્યો નથી. હવેજ સમજ પડી કે, કામાકુરાએ મ્હારી બધી વાત ઇયાચિને કહી હતી. હું જે ગુપ્ત રાખવા ઇચ્છતો હતો–તે કોમાની માતાએ જે કાંઇ કહ્યું હતું તે–કામાકુરાએ ઇયાચિને કહ્યું હતું."

આ પ્રમાણે વાતો કરતા તેઓ હિયાસીના ઘર આગળ આવી પહોંચ્યા, એટલે ઓકુ એકદમ બોલી ઉઠયોઃ "નક્કી, આજ તે મહાત્માનું ઘર. હાં, બંદોબસ્ત ઠીક છે."

ઇટોએ જોયું તો ઘરની ચારે તરફ પોલીસનો પહેરો હતો.

લાલત્રિમૂર્તિની અથવા સોનેરી ટોળીની ખબર પડતાંજ ઓકુ જાણી ગયો હતો કે કામાકુરા અને ઇયાચિજ એ ટોળીના મુખ્ય માણસો છે તેથી ત્હેણે તેજ વખતે સાનોની પોલીસને તાર કરી દીધો હતો, પરંતુ ત્હેનો તાર સાનો પહોંચે તે પહેલાંજ કામાકુરા સાનો છોડી ચાલ્યો ગયો હતો. પોલીસે ત્હેના ઘર ઉપર પણ નજર રાખી હતી.

## પ્રકરણ ૫ મું.

### કેદ.


ઓકુએ ઘરના દરવાજા પાસે આવી બે કોન્સ્ટેબલોને બોલાવ્યા અને કહ્યું: "હમે અહિં ઉભા રહો. હું ઇયાચિને મળવા જાઉં છું. વધારે ગડબડ થશે તો વળી ન્હાસી જશે."

ત્યારપછી ઇટો તરફ ફરીને કહ્યું: "પગ ભાંગી ગયો છે, તેથી તે જોર તો કરવા નહિજ જાય, તોપણ આપણે તો સાવધાન જ રહેવું."

એ પ્રમાણે કહી ઓકુએ બે રિવોલ્વર બહાર કાઢી, સારી રીતે તપાસી જોઇ વળી પાછી મૂકી દીધી.

ત્યારપછી હેણે બારણાંને જોરથી ધકેલ્યાં. બારણાં બંધ હતાં.

થોડીવારે નુતાએ આવી બારણાં ઉઘાડી નાંખ્યાં. કોન્સ્ટેબલોને જોઇ લેશ પણ વિસ્મયનો ભાવ ન બતાવતાં તે બોલીઃ "આવો, પિતાજી આપને મળવાજ ઇચ્છે છે."

જતાં જતાં ઓકુએ પૂછ્યુંઃ "હું આવવાનો છું. તે હેને કોણે કહ્યું?"

"કોણ જાણે?" એમ કહી તે આગળ આગળ ચાલવા લાગી, ત્યાર પછી એકાએક ફરીને વિકટ ભાવે બોલીઃ "પિતાજીનો પગ ભાંગ્યો ન્હોત તો હમે અહિં આવી શકત નહિ."

ઓકુઃ "એ હું બહુ સારી રીતે જાણું છું."

તે પહેલાંની માફકજ બોલીઃ "આટલા બધા માણસો લાવવાની કાંઇ જરૂર ન્હોતી. હું અને મ્હારા પિતા સિવાય ઘરમાં બીજું કોઇ નથી."

આ પ્રમાણે વાત કરતી નુતા હેમને એક ઓરડામાં લઇ આવી. ત્યાં હેમણે જોયું તો, ઇયાચિ એક ખુણામાં શય્યા ઉપર પડયો છે. હેના પગ ઉપર પાટો બાંધ્યો છે, અને હેનું મ્હોં ફીકકું પડી ગયું છે, છતાં હેનાં રકતનું તેજ જેવું ને તેવુંજ છે. હેમણે જતાં પહેલાં ધાર્યું હતું કે, હેમને જોઇને ઇયાચિ કાંઇને કાંઇ પણ કરશે જ પરંતુ તે જરા પણ વિચલિત થયો નહિ. ઉલટો મૃદુ હાસ્ય કરીને બોલ્યોઃ "આવો, ઓકુ સાહેબ! વારંટ લાવ્યા છો?"

હેના આ અદ્દભૂત પૂર્વ ભાવથી ઓકુને આશ્ચર્ય થયું નહિ, એટલુંજ નહિ પણ હેણે પોતાના હમેશના રીવાજ પ્રમાણે પોતાના મનોભાવ ગુપ્ત રાખી હેની પેઠે અવિચલિત ભાવેજ જવાબ દીધોઃ "હું વારંટ લાવ્યો છું. તે હમને કોણે કહ્યું?"

"તે વાત કોઇને પણ કહેવી પડે એમ નથી. પેલી વૃદ્ધ-ચીની સ્ત્રી જ્યારથી મ્હને મળી ગઇ છે ત્યારથીજ મ્હેં જાણ્યું છે કે હવે અમારી ચાલાકી ઘણા દિવસ ચાલવાની નથી."

"કોઇ હમને બધી ખબર આપી ગયું છે?" ઇયાચિએ પૂછ્યું.

"ઇવચિ બધુંજ કહી ગયો છે."

આથી પણ ઇયાચિ વિચલિત થયો નહિ. તે બોલ્યોઃ "એમાં મ્હને કાંઇ આશ્ચર્ય જેવું લાગતું નથી. તે મૂળથીજ નિમકહરામ બદમાશ અને લુચ્ચો છે. તે સરકારી સાક્ષી થયો છે, કેમ ? હા પણ ત્હેને સાક્ષી આપવા જેટલું કષ્ટ ભોગવવું પડશે નહિ, ઓકુ સાહેબ. બેસો હુંજ બધું કહી દઇશ. એ પણ ઠીક છે. એ બદમાશ આ વખતે બચી જશે તોપણ ફરીથી જાળ-માં પકડાશેજ."

ઓકુ અને ઇટો બન્ને બેઠા. ઇટો તો ઇયાચિનું અદ્‌ભૂત ચરિત્ર અને ત્હેનાં અદ્‌ભૂત ભાવ જોઇને એકદમ સ્તબ્ધ થઇ ગયો હતો. આવાં માણસો પણ સંસારમાં હોઇ શકે અથવા છે, એવો ત્હેને કદિ વિચાર પણ આવ્યો ન્હોતો.

ઇયાચિએ પોતાની કન્યાને બીજા ઓરડામાં જવાની ઇશારત કરી, પરંતુ તે આનાકાની કરવા લાગી તેથી તેણે તેની સ્હામું એવી રીતે જોયું કે તેણે તુરતજ તે ઓરડાનો ત્યાગ કર્યો."

નુતાના ગયા પછી ઇયાચિ બોલ્યોઃ "કાઉન્ટ સાહેબ ! જ્યારે તમે કાયાને પરણો, ત્યારે તેને મ્હારી આ પુત્રીની સંભાળ લેવા કહેજો. નુતા તેને ચ્હાય છે. તે નુતાને ચ્હાય છે. હું જેલમાં જઇશ તોપણ મ્હને આશા છે કે કાયા તેની સંભાળ લેશેજ."

ઇટોના કોમળ હૃદયમાં ઇયાચિના આ વચનથી દયા આવી. તેણે કહ્યું: "પિતાના પાપને માટે પુત્રી શામાટે સહન કરે ? હું આ બાબત મ્હારૂં કર્તવ્ય કરીશ, પણ હમણાં કાયા ક્યાં છે તે તમે જાણો છો ?"

"તેને કામાકુરા લઇ ગયો છે."

ઇયાચિએ જરા મૃદુહાસ્ય કરી કહ્યુઃ "કાઉન્ટ ઇટો ! હવે તમે મ્હને તમે અને આપને બદલે તુંજ કહી શકશો." ત્યાર પછી ઓકુ તરફ જોઇને કહ્યુંઃ "એમની જેલમાં જવા માટે તો આથી પણ વધારે સજ્જ થવું જોઇએ."

ઓકુ હસીને બોલ્યોઃ "ત્યારે ઇયાચિ સાહેબે પહેલાં જેલ જાત્રા પણ કરી છે કે ?"

ઇયાચિઃ " હવે તે બધુંજ કહું છું. ઉતાવળ શામાટે કરો છો ? "

" બોલો, બોલો, તમારૂં વિસ્મયકર જીવન-વૃત્તાંત સાંભળવાને અમારૂં મન વ્યાકુળ થઇ ગયું છે. "

" બધું કહું છું, નિમકહરામ ઇવિચિને સાક્ષી આપવી પડશે નહિ, મ્હને જરા બેઠો કરો. "

ઇરો અને ઓકુ બન્નેએ તેને બેઠો કરી, પછવાડે અઢિંગણમાં ઉસીકું મૂક્યું. અર્ધ સુતેલો હોય અને અર્ધ બેઠેલો હોય એવી સ્થિતિમાં તે બેઠો.

## પ્રકરણ ૬ ઠું.

### ઇયાચીનું આત્મ કથન.



યાચિને તેના પગના દુઃખથી બહુ વેદના થતી હતી એમાં શંકા નથી પરંતુ તેની સહન શક્તિ એટલી બધી અસીમ હતી કે તે કદિપણ પોતાનું દુઃખ-વેદના-જણાવા દેતો નહિ.

ત્યાર પછી જરા સારી રીતે બેસી ઇયાચિ બોલ્યોઃ "ઓકુ! બધી વાત કહેતાં મ્હને ઘણીવાર લાગશે, માટે તમે જે કાંઇ જાણ્યું હોય તે પહેલાં કહિ દો એટલે તમે જે જે નહિ સાંભળ્યું હોય તે, તથા જે કાંઇ ખોટું સાંભળ્યું હશે તેજ કહીશ. શું આ ઉત્તમ બંદોબસ્ત નથી ?

ઓકુ બોલ્યોઃ " હા, એજ બંદોબસ્ત બહુ ઉત્તમ છે. મ્હેં જે કાંઇ સાંભળ્યું છે તે કહું છું.

" કહો હું સાંભળું છું. "

" પહેલાં તમે ટીનસીનમાં હિમાસી પાસે નોકરી કરતા હતા ? "

" શરૂઆત ત્યાંથી નથી. "

" ત્યારે ? "

" મ્હારો પિતા કોણ છે તે કેવળ ભગવાન જાણે છે. હું એક જાપાની વેપારી સાથે ન્હાનપણમાં ટિનસિન ગયો હતો. ત્યાં ચોરીના વાંક માટે

એક વર્ષ જેલમાં ગયો હતો. આકુ ! ચીનની જેલ જોઈ છે. તેથીજ મ્હને તમારી જાપાનની જેલનો ભય લાગતો નથી. "

" ત્યારપછી જેલમાંથી બહાર નીકળી હિયાસીને ત્યાં નોકર રહ્યા કેમ ? "

" હા. આગળ બોલો. "

" હિયાસીની સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરી; અને તે જ્યારે તારી દુષ્ટ વાસનાને તાબે ન થઇ ત્યારે તેની સાથે શત્રુતા બાંધી. "

" એમાં મ્હારો એકલાનો દોષ નથી. "

" વારુ, ત્યાર પછી હિયાસીની સ્ત્રી બહાર નીકળી ગઈ, અને નાગાસાકીમાં આવી તેણે પુનર્લગ્ન કર્યું. ત્યાર પછી તમે અને હિયાસી તેની ન્હાની પુત્રીને લઇને હોંગકોંગ જતા હતા. ત્યાં રસ્તામાં વહાણ ડૂબ્યું. તેમાં હિયાસી ડૂબી ગયો, અને ત્હમે અને તે છોકરી બચી ગયાં. "

" હા, બરાબર છે. "

" ઇવચિએ કહ્યું છે કે ત્હમે તે છોકરીની બહુ સંભાળ રાખતા હતા. "

"એ બદમાસે એટલુંએ કહ્યું, એજ મ્હારૂં સૌભાગ્ય. "

" તે છોકરી મ્હોટી થઇ ત્યારે ત્હેને નોકરી કરવાની ઇચ્છા થઇ. ત્હમે ત્હેને અનુમતિ આપી, અને તે પણ એટલાજ માટે કે ત્હમે જુગાર અને ચોરીનો જે ધંધો કરતા હતા, તે તેનાથી છાનો રહે. આથીજ ત્હમે ત્હેને નોકરી કરવા ટોકિયો જવા દીધી. "

" હા, એ ખરૂં છે. વળી એ પણ કબુલ કરૂં છું કે આ વખતે મ્હારે છ માસ સુધી કોબે શહેરની જેલમાં રહેવું પડયું હતું. "

" ત્યારે તો બે વાર, પછી ક્યાંય ? "

" પછી ક્યાંય નહિ. હવે જવું પડે તેજ. આકુ ! મ્હને જન્મ કેદની સજા થશે એમજ ત્હમે ધારો છોને ?

" હા, ફાંસી નહિ તો પછી—"

" ફાંસી શા માટે ? "

" ઇચિઓનું ખુન કરવા માટે. "

"ઓકુ! હું ત્હમારી પાસે બધી વાત સાચે સાચીજ કહી દઉં છું. મ્હેં ખુન કર્યું નથી. વારુ, ખુનની વાત હમણાં રહેવા દો, તે છેવટે કરીશું."

"ત્યારપછી કાયા ટોકિયો આવી ત્યારે ઇવચિએ ત્હમારી માંદગીની ખબર મોકલી. તે એકદમ નાગાસાકી ગઇ, ઇવચિએ ત્હમારા મરણની ખબર આપી, અને એક ભીખારીના શબને ત્હમારા શબ તરીકે દફનાવી દેવામાં આવ્યું."

"ઓકુ! ત્હમારી તપાસ કરવાની શક્તિ માટે હું ત્હમને ધન્યવાદ આપું છું."

ઓકુએ આગળ કહેવાનું ચાલુ રાખ્યું: "ત્યાર પછી ત્હમે લાલ-ત્રિમૂર્તિ નામની સોનેરી ટોળીમાં જોડાયા. બંદરે બંદરમાં ચોરીનો આરંભ કર્યો, અને એટલામાં લાગ જોઈ કાવાયાસીનો વેશ લઇ સાનો આવી રાત્રે ઇચિઓનું—"

ઇયાચિ ત્હેને વધારે બોલતાં અટકાવીને બોલ્યો: "મ્હેં પહેલેથીજ કહી દીધું છે કે મ્હેં ખુન કર્યું નથી."

એણે જે હાવભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા તે જોઈને ઓકુને અને ઇટોને-બન્નેને એમ લાગ્યું કે: "ખરેખર ત્હેણે ખુન કર્યું નથી."

"વારુ, તે સંબંધી પછી વિચાર કરીશું મ્હને આટલીજ ખબર મળી છે અને તે ઉપરાંત કામાકુરા પણ ત્હમારી ટોળીનોજ માણસ છે એમ જાણ્યું છે."

"ઓકુ! ત્યારે ત્હેં બધુંજ જાણ્યું છે. કામાકુરા અમારી ટોળીનો એક સાધારણ માણસ નથી પણ નાયક-સરદાર છે. મિટો બંદરમાં મ્હારે ત્હેની સાથે પહેલવહેલો પરિચય થયો હતો. તે પક્કો જુગારી છે. ત્હેણે પોતાનું સર્વસ્વ જુગારમાં ગુમાવ્યું હતું તેથીજ તે આગ્રહપૂર્વક અમારી ટોળીમાં દાખલ થયો હતો અને હજી સુધી અમારી ટોળીનો નાયક-સરદાર રહ્યો છે."

ઇટો: "અમે બધા એને બહુ સારો અને ભલો માણસ ધારતા હતા."

ઇયાચ: "અને તેથીજ તે અમારી ટોળીનો સરદાર થઇ શક્યો છે. તે બહુ સહનશીળ છે."

" ઓકુ: " મ્હારે પણ તેનો સ્વીકાર કરવોજ પડશે."

ઇયાચિ: " ત્હેની પાસેથીજ મ્હેં પહેલાં આ ધનની વાત સાંભળી હતી. ત્હેણે ઇચિઓના કાકાનું વિલ વાંચ્યું હતું. ઇચિઓના મરણ પછી હિયાસીને એ ધન મળશે, એ વાત તે જાણતો હતો. ત્હેણે મ્હારી પાસેથી હિયાસીની બધી વાત સાંભળી હતી. મ્હારી અને ત્હેની વચ્ચે એ ધન અર્ધું અર્ધ વ્હેંચી લેવાનો કરાર થયો હતો. મ્હારી પાસે હિયાસીના કાગળ પત્રો હોવાથી, ત્હેણે મ્હને હિયાસી થવાનું કહ્યું હતું. ત્હેની અને મ્હારી બન્નેની ખાત્રી હતી કે, હિયાસી થવા છતાં કોઈ મ્હને ઓળખી શકશે નહિ."

ઇટો: " ઇચિઓનું ખુન કરીને ? "

ઇયાચિ: " પહેલાં એ વાત થઇ ન્હોતી. કામાકુરાએ પહેલાં પોતાની સ્ત્રીનું ખુન કરી ઇચિઓ સાથે લગ્ન કરી એ ધન મેળવવાનો વિચાર કર્યો હતો. "

ઇટો: " કેવો ભયંકર માણસ ? "

ઇયાચિ: " ત્યાર પછી એ વિચાર પડતો મુકવો પડયો. પહેલાં તો ઇચિઓજ ત્હેને ચ્હાતી ન્હોતી અને વળી ત્હેનો વિવાહ, ત્હમારી સાથે થઇ ગયો હતો, તેથી ત્હેને દૂર કરી તે ધન હિયાસીને અપાવવામાંજ ત્હેને સ્વાર્થ જણાયો. તેમ કરવાથીજ ત્હેને ધન મળે એમ હતું. "

ઓકુ: " કેમ ? ઇચિઓ ન હોય તો તે ધન કાયાને મળે એમ હતું, તો ત્હેણે કાયાને હાથમાં લેવાનો યત્ન કેમ ન કર્યો ? "

ઇયાચિ: " કાયા હિયાસીની પુત્રી છે, તે તે જાણતો ન્હોતો. હમણાંજ જાણ્યું છે, અને તેથીજ ત્હેને લઇ ગયો છે."

ઇટો: " ત્યારે શું ત્હમે એમ કહેવા માંગો છો કે કામાકુરાએ ઇચિઓનું—"

ઇયાચિ: " ના, તે પોતાને હાથે ખુન કરે એવો નાદાન બાળક ન્હોતો. તેણે બીજાને ખુન કરવાનું કહ્યું હતું. ઇચિઓના કાકા મરી ગયા છે તેથી એનું ધન ઇચિઓને મળ્યું છે, એ સમાચાર ત્હેણે મ્હને કહ્યા. મ્હેં પણ વકીલના ઘરમાંથી કોમા મારફત એ ખબર મેળવી હતી. કામાકુરાએ મ્હને મળવા માટે બોલાવ્યો. જે દિવસે ત્હેણે કહ્યું હતું તેજ દિવસે રાત્રે હું ત્હેને મળ્યો હતો. "



## પ્રકરણ ૭ મું.

### ઇયાચિનું આત્મ કથન. (ચાલુ)

આ રહ્યું બોલતાં બોલતાં ઇયાચિ થાકી ગયો. ઓકુએ એક કોન્સ્ટેબલને હેને માટે એક પ્યાલો સાકી લાવવા આજ્ઞા કરી. ઇયાચિ આંખો મીચી બેસી રહ્યો.

સાકી આપી, એટલે તે ગટગટાવી ઇયાચિ બોલ્યોઃ " કામાકુરાના ખાસ આગ્રહથીજ હું તે રાત્રે સાનો આવ્યો હતો. "

ઓકુઃ " વકીલના ગુમાસ્તા થઇને શા માટે આવવું પડ્યું ? "

ઇયાચિઃ " ઓકુ જેવાને આ સવાલ પૂછવાની જરૂર છે ? તમારી નજર અમારી ટોળી ઉપર હતી. તે અમે જાણતા હતા, અને તેથી હું અને કામાકુરા બહુ સાવધાન રહેતા હતા. કોઇને પણ મ્હારી ઉપર વ્હેમ ન જાય એટલા માટેજ વકીલના ગુમાસ્તાનો વેશ લેવો પડ્યો હતો. "

ઓકુઃ " ત્યારપછી તે રાત્રે શું થયું ? "

ઇયાચિઃ " ત્યાર પછી હું કામાકુરાને મળ્યો, અને તેણે મ્હને ઇચિઓનું ખુન કરવા બારે ખેંચતાણ કરી. તેણે કહ્યું કેઃ " તેમ કરવાથીજ આપણને તે ધન મળશે. કોઇ પણ પ્રકારનો ભય રહેશે નહિ અને આપણે આપણી ટોળીનો ત્યાગ કરી શ્રીમંત થઇ મ્હોટા માણસોની માફક રહી શકીશું. " વળી તેણે એમ પણ કહ્યું હતું કેઃ ' ત્હારી ઉપર કોઇને વ્હેમ જશે નહિ. આજ રાત્રે મ્હેં આપણી સ્ટીમર મિરો બંદરમાં રાખવા કહ્યું છે. સ્ટીમર આવતાંજ ઇવિચિ આપણને અહિં ખબર આપશે, અને તું કામ કરીને મિરો બંદર જઈ સ્ટીમરમાં ન્હાસી જઇશ એટલે કોઇ પણ પકડી શકશે નહિ, ત્યાર પછી તું હિયાસી થજે, એટલે ત્હારો વાળ પણ વાંકો થશે નહિ. "

ઓકુ: "બંદોબસ્ત તો બહુજ સારો એમાં સંદેહ નથી."

ઇચાચિ: "હું સારો માણસ નથી એ હું પોતેજ કબુલ કરૂં છું, પરંતુ તે નિરપરાધી બાલિકાનું ખુન કરવાની મ્હેં ના પાડી ત્યાર પછી કામાકુરાએ ગુસ્સે થઇને મ્હને બહુ ભય દેખાડયો, વળી વિનય પણ વાપર્યો, પણ મે. કોઇ પણ રીતે એ કામ કરવાનું કબુલ કર્યું નહિ. એ વખતે કાયા ત્યાં આવી પ્હોંચી. તે મ્હને મરી ગયેલો ધારતી હતી તેથી મ્હને જોતાંજ સ્તબ્ધ થઇ ગઇ. તેના ગયા પછી કામાકુરાએ મ્હને વળી ઘણું ઘણું સમજાવ્યું ત્યારે મ્હેં કહ્યું કે: "કાયા મ્હારી છોકરી છે." મ્હારા શબ્દોથી તે બહુ ભયભીત થઇ ગયો, અને બોલ્યો: "બસ! આજતો આટલુંજ, પછી જે કાંઇ નક્કી કરીશ તે તમને જણાવીશ." તેણે મને બીજી વાત કરવા દીધી નહિ, અને આડમાર્ગે ઘરની બહાર કાઢી મુકયો, અને "હમણાં જાવ, પછી ખબર આપીશ એમ કહ્યું."

"કાયાએ મ્હને જોયો હતો, તેથી જો હું એને કાંઈ નહિ કહું તો તે આ બધી વાત બહાર પાડી દેશે એમ ધારીનેજ હું તેની તપાસ કરવા મંદિરમાં ગયો હતો."

ઓકુ: "ઇચિઓને ચીઠ્ઠી લખી શા માટે બહાર બોલાવી?"

ઇચાચિ: "તે દિવસે વાત થયા પછી કોણ જાણે કેમ-પણ મ્હને કામાકુરાનો અવિશ્વાસ આવ્યો. હેણે મ્હને જે ભય દેખાડયો તે ઉપરથીજ હું સમજી ગયો હતો કે હવે હેનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. મ્હારે નામેજ ઇચિઓનું ખુન કરી તે મ્હને ફસાવી દેશે, તેથી મ્હેં ઇચિઓને સાવધાન રહેવા કહેવાનો વિચાર કર્યો, અને એટલા માટેજ મ્હેં હેને બહાર બોલાવી."

ઓકુ: "ત્યાર પછી શું થયું?"

ઇચાચિ: "મંદિરમાંથી બહાર આવતાંજ એક આર્તનાદ મ્હારા સાંભળવામાં આવ્યો. હું એકદમ તે તરફ દોડયો તેવામાં એક માણસ મ્હારી પાસે થઇને તીવ્ર વેગે ન્હાઠો. મ્હેં ત્યાં જઇને જોયું તો ઇચિઓ હેના પિતાની કબર ઉપર પડી હતી. કોઇએ તેને છરો માર્યો હતો."

ઓકુ અને ઇટો બન્ને એક સાથે વ્યગ્રભાવે બોલી ઉઠયા: "ન્હાસી ગયું તે કોણ હતું?"

ઇયાચિ: "હું હેને બરાબર જોઇ શક્યો નથી પરંતુ ઘણે ભાગે ઇવચિ હતો."

ઓકુ: "હું પણ એમજ ધારૂં છું."

ઇયાચિએજ હેનું ખુન કર્યું છે. રાજી ન થયો, તેથી હેણે ઇવચિને રાજી કર્યો હશે. હું ચાલ્યો આવ્યો તે પછી તુરત જ તે સ્ટીમર મિટો બંદરમાં આવી ગયાની ખબર આપવાને આવ્યો હતો, તે વખતેજ કામાકુરાએ હેને ઇચિઓનું ખુન કરવા મોકલ્યો હતો."

ઓકુ: "પણ તે કબુલ કરતો નથી."

ઇયાચિ: "ખુન કર્યાનું એકદમ કબુલ કરે?"

ઓકુ: "ત્યાર પછી હમે શું કર્યું?"

ઇયાચિ: "એ ઘટના જોઇનેજ હું સ્તબ્ધ થઇ ગયો. જાણ્યું કે બધાને મ્હારી ઉપરજ વ્હેમ જશે. કામાકુરા મ્હને પકડાવી દેશે. બધાં હેનું કહ્યું માનશે. મ્હારી વાત કાન ઉપર પણ નહિ લે."

ઇટો: "એ સાચું છે."

ઇયાચિ: "હું તુરતજ પાછો આવ્યો, અને કાયાને જોઇ. મ્હેં હેને બધી વાત સંક્ષેપમાં કહી મ્હારી રક્ષા કરવા વિનવી, તે તુરતજ ઇટો સાહેબના નોકરને કામનું બ્હાનું કાઢી મોકલી આપી. હેમની ગાડીમાં મ્હને લઇ ન્હાઠી."

ઇટો: "તે હમને પોતાનો પિતાજ જાણતી હતી?"

ઇયાચિ: "તેમ ન હોય તો કોઇ બીજાને માટે આટલું કરે?"

ઇટો: "આવી દેવી પાસે રહીને પણ હમે આવા પાખન્ડ-નરાધમ-થયા?"

ઇયાચિ: "ઇટો સાહેબ! એ મ્હારૂં નસીબ! બધુંજ કર્મ-ફળ!"

ઓકુ: "અમને એથી લાભજ છે-હમારા કર્મ ફળને મ્હારે દુવા દેવી જોઇએ. વારુ, ત્યાર પછી આ ધન કેવી રીતે મેળવ્યું તે કહો."

ઇયાચિ: "સહજમાં હિયાસીનાં બધાં ખતપત્રો મ્હારી પાસે હતાં. તે દેખાડવાથી મ્હારે માટે કોઇને વ્હેમ રહ્યો નહિ, અને મ્હને પૈસા મળ્યા."

ઓકુ: "ત્યાર પછી અહિં કેમ આવ્યા?"

કયાચિ: "કામાકુરાની ઇચ્છાથી. ત્હેણે કહ્યું કે, "હું ત્હને મ્હારી નજર બહાર જવા દઇશ નહિ. તું મ્હને ફસાવે. ત્હારે અહિંજ રહેવું પડશે. વળી જો હું એની ઇચ્છા પ્રમાણે ન વર્તું તો તે પણ આ બધું ઉઘાડું પાડી દે. એ ભયથીજ હું અહિં આવ્યો."

ઓકુ: "અને બે હિયાસી બનાવ્યા?"

કયાચિ: "હા, પાછળથી કોઇને સંદેહ ન જાય તેટલા માટેજ તેમ કરવું પડયું છે. વસ્તુતઃ એક હિયાસી અદષ્ય રહ્યો, અને બીજાએ ધન મેળવ્યું છે."

ઇટો: "અમે બધાએ બે હિયાસી હોવાની વાત ખરી માની હતી; અને ખાસ કરીને ત્હમે કોમાની મા પાસે એવી રીતે વાત કરી હતી કે કોઇ શંકા કરી શકે એમ રહ્યુંજ ન્હોતું."

કયાચિ: "રસ્તામાં કેવા વિચાર કર્યા હતા?

ઇટો: "નક્કી, ત્હમારા બન્નેમાં અદ્દભૂત ક્ષમતા છે. જો ત્હમે ત્હેને સત્કાર્યમાં વાપરો તો ઘણાં સારાં કાર્યો કરી શકો."

કયાચિ: "ઇટો સાહેબ! એ પણ અમારૂં નસીબજ છે. બીજું કાંઇજ નહિ."

ઇટો: "ત્હમે કાકા તરીકે ઓળખાણ આપી. તે કાયાએ કેમ ખરી માની?"

કયાચિ: "હું સારી રીતે જાણતો હતો કે તે પોતાના પિતાની રક્ષા કરવા તે પણ કરશે, પરંતુ તેમ કરવું મ્હને યુક્તિ સંગત લાગ્યું નહિ. જેવી રીતે આપને હિયાસી નામના બે ભાઇ જણાવ્યા હતા, તેવીજ રીતે ત્હેને પણ જણાવ્યા. ત્હેને નાગાસાકીમાં રાખી હું બીજે ચાલ્યો ગયો, અને ત્યાં જઇને ત્હેને એક પત્ર લખ્યો કેઃ "મ્હારે કેટલાક દિવસ અહિં રહેવું પડશે માટે તું મ્હારા ભાઇ પાસે છાનો જા. તે ત્હને સંતાડી રાખશે. ત્હેને હાલમાં ઘણું ધન મળ્યું છે. ત્હેને ઓળખતાં ત્હને હરકત પડશે નહિ. ત્હેનો ચ્હેરો મ્હારા જેવોજ છે. ત્યાં રહેવાથી ત્હેને કોઇ પણ પ્રકારે દુઃખ પડશે નહિ. ત્હેને એક ત્હારા જેટલી પુત્રી પણ છે એટલે ત્હને ત્યાં ગમશે પણ ખરૂં."

ઓકુ હસીને બોલ્યોઃ "જો મ્હારૂં ભેજું ત્હમારા જેવું હોત તો તો

રાજ્યનો પ્રધાન મંત્રીજ થાત. ત્હમારે માટે કાયાને શંકા આવેજ નહિ. આ છોકરીને ક્યાંથી ઉપાડી આણી ?"

ઇયાચિઃ "એ બાલિકા ન હોત તો તો કાયાને કોઇને કોઇવાર પણ વ્હેમ જાતજ પરંતુ એ હોવાથીજ ત્હેને ખાત્રી થઇ કે હું ત્હેનો પિતા નહિ. પણ કાકોજ છું."

ઓકુઃ "પણ આ છોકરીને ક્યાંથી ઉપાડી આણી ?"

ઇયાચિઃ "એ કોઇ બીજાની નથી. તે મ્હારી પોતાનીજ પુત્રી છે. મ્હેં કોબે શહેરમાં લગ્ન કર્યાં હતાં. કાયા તેમાંનું કાંઇ જાણતી ન્હોતી."

ઓકુઃ "કેવી રીતે જાણે ? ત્હેણે ત્હમારૂં કોઇ કાર્ય જાણ્યું છે ?"

ઇયાચિઃ "ઓકુ ! ઘણાં કાર્યો એવાં હોય છે કે તે ગુપ્ત રાખવાંજ પડે છે."

ઓકુઃ "પણ ત્હમારાં તો બધાં કાર્યોજ ગુપ્ત રાખવા જેવાં છે."

ઇયાચિઃ "ગયે વર્ષે એ સ્ત્રી મરી ગઇ છે. છોકરી ત્હેની દાદી પાસે રહેતી હતી. મ્હારી સ્ત્રી પણ ઘણું ખરૂં પોતાને પિયેરજ રહેતી હતી. હું ત્હેને પૈસા મોકલતો હતો, અને કોઇ કોઇ વાર મળી આવતો હતો. હમણાં છોકરીની જરૂર પડવાથી ત્હેને લઇ આવ્યો. ગમે તેમ પણ હું જેલમાં—કેદમાં—જઇશ તો કાયા ત્હેની સંભાળ રાખશે."

ઓકુઃ "બીજું કાંઇ કહેવાનું છે ?"

ઇયાચિઃ "બસ, હવે કાંઈ જ નથી. ત્હમે મ્હને હમણાં જ પકડી જશો ?"

ઓકુઃ "ના, ત્હમારો પગ સારો નહિ થાય ત્યાં સુધી ત્હમને લઇ જઇ શકાશે નહિ. મ્હારાં માણસો ત્હમારી પાસે રહેશે. ત્હમારે જે કાંઇ જોઇશે તે ત્હેમને કહેવાથી મળશે, કહો તો ત્હમારી પુત્રીને બીજે કાંઇ ઠેકાણે રાખું ?"

ઇયાચિઃ "ના, હવે થોડા દિવસ છું, માટે એને મ્હારી પાસે જ રહેવા દો. પછી તે કાયા પાસે રહેશે."

ઓકુઃ "ત્યારે ભાઇ, હવે અમે જઇએ છીએ."

બન્ને ઉઠીને બહાર આવ્યા. ઓકુ, પોલીસને કેટલીક સુચનાઓ આપી વિદાય થઇ ગયો.

---



## પ્રકરણ ૮ મું.

### ઓકુનો ઉદ્વેગ.



બન્ને થોડીવાર ચુપ ચુપ બેસી રહ્યા. કાયાની કાંઇ પણ ખબર ન મળવાથી-ખાસ કરીને કામાકુરા કેવો ભયંકર માણસ છે તે સાંભળવાથી-અને તે જ કાયાને લઇ ગયો એવા ખબર મળવાથી ઇટો અતિશય વ્યાકુલ, નિરાશ અને ભયભીત થઇને વિચાર કરતાં કરતાં બબડયો: "હવે કાયા મળશે નહિ. આટલું આટલું કરતાં પણ તે હાથ આવી નહિ."

ઓકુ પણ વિચારમાંજ હતો, અને તે પણ એકા એક બબડી ઉઠયો: "બસ! હતાં ત્યાંના ત્યાંજ રહ્યા."

ઇટોને ત્હેના કથનનો મર્મ વિચાર કરવા છતાં સમજાયો નહિ. તેથી ત્હેણે વ્યગ્રતાથી પૂછયું: "શું કહ્યું?"

"કહ્યું કે, હતાં ત્યાંના ત્યાં જ રહ્યા.

"કેમ, કેવી રીતે?"

"અત્યાર સુધીની બધી મ્હેનત ધૂળ ગઇ!"

"ત્હમારી વાતમાં મ્હને કાંઇ સમજ પડતી નથી."

"ઘાણીનો બળદ થયો!"

"શું કહો છો તે સમજાતું નથી."

"ત્યારે સમજાવું. ઘાણીના બળદની આંખો બાંધેલી હોય છે, અને તે સ્હવારથી ફરવા માંડે છે, પણ કાંઇ દેખી શકતો નથી. તે પોતાના મનમાં તો એમજ વિચાર કરે છે કે સ્હાંજ પડતાં "હું તો કોણ જાણે કેટલો દૂર-કેટલા ગાઉ-કાપી નાંખીશ." પરંતુ સ્હાંજ પડતાં જ્યારે ત્હેના ચસમાં કાઢી લેવામાં આવે છે, ત્યારે તે જ્યાં નો ત્યાંજ હોય છે. ત્હેનો આખા

દિવસનો શ્રમ વૃથા જાય છે. મ્હારૂં પણ તેમજ થયું છે.!"

"કેમ! તમે ક્યાં જતા હતા?"

"હું પણ જ્યાં હતો ત્યાંજ છું. એક ડગ પણ આગળ વધી શક્યો નથી. મ્હારી મહેનત બરબાદ ગઇ છે."

"કઈ બાબતમાં?"

"આ તપાસમાં."

"કેમ, તમે આટલું બધું જાણ્યું છે ને?"

"શું જાણ્યું? કાંઇજ નહિ. ખુનીનો લેશ પણ પત્તો મેળવી શક્યો નથી. પહેલાં એક માણસ ઉપર વ્હેમ આવ્યો, ત્યાર પછી વળી બીજા માણસ માટે શક ગયો, અને હવે ત્રીજા માણસને ખુની ધારૂં છું, એટલુંજ માત્ર–"

"બરાબર છે. પહેલાં તમે કાયા ઉપર વ્હેમાયા હતા, ત્યાર પછી કાયાચિ ઉપર શક કર્યો અને હવે ઇવચીને ખુની ધારો છો."

"અને તેટલા માટેજ કહું છું કે આ બાબતમાં હું ઘાણીના બળદની પેઠે જ્યાં હતો ત્યાંનો ત્યાંજ રહ્યો છું. એક ડગ પણ આગળ વધ્યો નથી, એટલું તો ખુન સંબંધી; હવે કાયા સંબંધી જુઓઃ ખુન થયું તે દિવસેજ કાયા અદૃષ્ય થઈ ગઇ છે! ત્યાર પછી ફક્ત એક રાત્રે તમે જોઇ હતી, અને એક રાત લોઇના ઘરમાં રહી હતી, એટલુંજ માટે તે પણ અદૃષ્યજ કહેવાય. એની તપાસમાં પણ હું જ્યાં હતો ત્યાંજ છું, આગળ વધ્યો નથી."

"તમે બરાબર કહો છો!"

"વારુ, હવે બંદરે બંદર થતી ચોરીઓના સંબંધમાં જુઓ તો તેમાં પણ એનું એજ. તેમાં મ્હેં ફક્ત લાલ-ત્રિમૂર્તિની વાતજ જાણી છે. ચોરને, ચોરીના માલને કે તે સ્ટીમરને કોઇને પણ પકડી શક્યો નથી. તેથી એમાં પણ હું જ્યાં હતો ત્યાંને! ત્યાંજ છું. એક પગલું પણ આગળ ભરી શક્યો નથી."

"એ પણ બરાબર છે."

"ત્યારે આટલા દિવસ મ્હેં શું કર્યું? ખુનીને પકડી શક્યો નહિ, કાયાને શોધી કાઢી શક્યો નહિ, સોનેરી ટોળીને ભાંગી શક્યો નહિ, તેમ

પકડી શક્યો પણ નહિ, તો મ્હારી મહેનત વૃથા ગઇ નહિ તો બીજું શું? સરકાર બહાદુર મ્હને શું કહેશે ?"

" પણ ત્હમે તેના એક મુખ્ય માણસને પકડયો છે."

" કોને ? ઇયાચિને ? પેલા પગ બાંધેલા બોડાને ? એની પાસેથી આપણે નવું શું જાણ્યુ ? કાંઇજ નહિ."

" કેમ, બહુ જાણ્યું ?"

"છટ્! કાંઇજ નહિ. શું જાણ્યું ? જે જાણ્યું છે તેને કાયા સાથે કાંઇ સંબંધ નથી. એણે પોતે હિયાસી થઇ છેતર પીંડી કરી બીજાનું ધન કેમ મેળવ્યું તેજ જાણ્યું ? એ તો તદન જુદોજ કેસ છે. એ કેસ હું જેની શોધ કરૂં છું તે ચોરીનો પણ નથી તેમ ખુનનો પણ નથી. એ કેસની તપાસ કરવાનું પોલીસે હજી મ્હને કહ્યું નથી. મ્હારો કેસ, ઇચિઓના ખુનીને પકડવાનો તે લુચ્ચી-બદમાસ ચોર-ટોળીને ચોરીના માલસહિત પકડવાનો-અને કાયાને શોધી કાઢવાનો છે. એમાંથી હું શું કરી શક્યો છું ? કાંઇજ નહિ. તેને બદલે એક બીજાજ ગુન્હેગારને પકડયો છે."

" પણ હિયાસી એ ટોળીમાં છે, અથવા હતો, એમ ત્હેણે પોતેજ કબુલ કર્યું છે."

" પણ તેથી કાંઇ મ્હારી ઉપર ત્હેનો ઉપકાર થયો નથી. ઉલટું એમાં ચોરોનેજ લાભ થયો છે. તેઓ પોતાના સરદાર કામાકુરા સાથે ન્હાસી છૂટયા છે. લુચ્ચાએ પોતાની ટોળીમાંના એક માણસને લંગડો કરી પકડાવી દઇ, બીજા બધાને બચાવી દીધા છે. બોડો પકડાયો પરંતુ ત્હેની આખી ટોળી પકડાઇ નહિ. ચોરીનો માલ પણ પકડાયો નહિ."

" ત્યારે હવે શું કરવાનું નક્કી કર્યું છે ?"

ઓકુએ વિરક્ત થઇ જવાબ દીધો: "હવે મ્હારી બુદ્ધિ બહેર મારી ગઇ છે."

દુ:ખમાં પણ ઓકુના છેલ્લા પ્રત્યુત્તરથી ઇટોના મુખ ઉપર હાસ્ય દેખાયું. તે બોલ્યો: " ત્યારે ઓકુ મહાશયે પોતાની હાર માની કેમ !"

## પ્રકરણ ૯ મું.

### કાયા ક્યાં છે?

ઓકુએ કાંઇ જવાબ દીધો નહિ. છાના માના ચાલ્યા કર્યું. ત્હેને આમ એકાએક ગુપચુપ થઇ ગયેલો જોઇને ઈટો અતિશય વિષણ્ણભાવે બોલ્યો: "ઓકુ, ત્યારે શું હવે કાયા મળે એવી આશા નથી?" ઓકુએ ત્હેની તરફ ફરીને કહ્યું; "ત્હમે મ્હારે વિષે શું ધારો છો?"

"ત્હમને બહુ ધૈર્યશીળ ગણું છું."

"પ્રશંસા પછી પણ થશે."

"ત્યારે કહો શું કરૂં? મ્હારી વિવેકબુદ્ધિ નષ્ટ થઇ ગઇ છે. મ્હને ભાન નથી."

"ત્યારે નિશ્ચિંત રહો. કાયા સાથે ત્હમારાં થોડા સમયમાંજ લગ્ન થશે."

"ત્યારે કાયા મળશે?"

"જરૂર અને તે પણ થોડા સમયમાંજ."

"તેમ થશે તો ત્હમે આ પાપીઓને પણ પકડી શકશો, નહિ વારૂ?"

"હા, જરૂર."

"કેવી રીતે? તે મ્હારાથી સમજાતું નથી."

"પહેલાં તો ઇવચિને શોધી કાઢી ત્હેને જાહેર કરવો પડશે. ઘણો ભાગ કામાકુરા કાયાને પોતાની સ્ટીમરમાં લઇ જઇ બીજે કાંઇ ચાલ્યો ગયો છે. ઇવચિ ત્હેની સાથે જશે નહિ. લોઇને છોડીને તે સહજ ક્યાંય જશે નહિ. પ્રેમ અદ્ભૂત વસ્તુ છે. જુવોને—"

ઓકુ જે કાંઈ બોલવા જતો હતો તે ન બોલતાં કહ્યું "માટે તે ટોકિયોમાં છે. લોઇની લાલચમાં ભટકે છે. ત્હેને આપણે શોધી કાઢીશું."

"ત્યારે તે પકડાયાથી કાંઇ જાણવાનું મળશે ?"

"હા. ઘણું જાણવાનું મળશે. અરે આ કોણ ?" આ વખતે એક માણસ દોડતો દોડતો ત્હેમની તરફ આવતો હતો. ત્હેને દૂરથી જોઇનેજ ઇટો બોલી ઉઠયો: "એ તો મ્હારો નોકર છે. નક્કી કાંઇ થયું હશે."

એટલામાં પેલો માણસ હાંફતો હાંફતો પોતાના શેઠ પાસે આવી ઉભો. ત્હેનામાં બોલવાની શક્તિ ન્હોતી. તે બહુ ઉતાવળે દોડયો હતો. ઇટોએ વ્યગ્રતાથી કહ્યું; "શું છે ? દોડતો દોડતો કેમ આવ્યો ?"

ત્હેણે વસ્ત્રમાંથી એક ન્હાની સરખી પેટી બ્હાર કાઢી કહ્યું: "આ ટપાલમાંજ આવી છે. ઉપર આપ જ્યાં હોય ત્યાં એકદમ પહોંચાડવા લખ્યું છે. હું ટોકિયો જતો હતો એટલામાં સાંભળ્યું કે આપ અહિં પધાર્યા છો."

ઇટોએ એકદમ તે પેટી નોકરના હાથમાંથી છીનવી લીધી, અને તેજ વખતે ઉતાવળે ઉઘાડી નાંખી.

પેટી ઉઘડતાંજ એક સુવર્ણ મુદ્રા ટનટન્ કરતી રસ્તા ઉપર પડી. ઇટોએ તે તુરતંજ ઉંચકી લીધી. ત્હેની સાથે એક કાગળનો કટકો હતો. તેની ઉપર ફક્ત "કેદ–જહાજ–ફોરમોસા–"એટલાજ શબ્દો લખ્યા હતા.

ઇટો બોલી ઉઠયો: "આ કાયાનો પત્ર છે. આવો કાગળ આગળ પણ એક વખત આવ્યો હતો. આ સુવર્ણ–મુદ્રા મ્હેં ત્હેને સમ્રાટના જન્મોત્સવને દિવસે આપી હતી. આ એણેજ લખ્યું છે."

ઓકુએ સુવર્ણ–મુદ્રા હાથમાં લઈ પત્ર વાંચ્યો: "કેદ–જહાજ–ફોરમોસા."

ઇટો ઉન્મત્ત જેવો થઇને બોલ્યો; "કામાકુરા કાયાને લઈને ફોરમોસા જાય છે. આપણે ત્હેની પુંઠ પકડીશું ?"

ઓકુએ ગંભીરતાથી કહ્યું: "જરૂર હવે આ વખત તો તે પકડાશેજ. પણ તે શું ફોરમોસામાં ? ના, ના, ત્હેણે કાયાની આંખમાં ધૂળ નાંખી છે."

ઇટો બોલી ઉઠયો; "ના, ના. તે નક્કી ફોરમોસાજ ગયો છે."

"શું થાય છે તે જોઇશું."

"તે નક્કી કાયાને લઇ ફોરમોસાજ ન્હાસી ગયો છે. હવે ત્હેને પકડવાની આશા નથી."

"નિરાશ થશો નહિ. તે ફેરમોસા ગયો નથી."

"કેમ જાણ્યું ?"

"કામાકુરા એવો માણુસ છે કે હેની કોઇ પણુ વાતમાં વિશ્વાસ રાખતો નથી. તે ઉત્તર દિશામાં જવાનું કહે તો એ દક્ષિણ દિશામાંજ જાય છે એમ હું ધારી લઉં."

"ત્યારે હમે એમ કહેવા માંગો છો કે કામાકુરા કાયાને લઇને ફેરમોસા જતો નથી."

"હજી હું કાંઇ નિશ્ચયપૂર્વક કહી શકતો નથી. તે પોતાના સ્ત્રી–પરિવારને લઇને ન્હાસશે નહિ. કાયાને હેણે બીજા હેતુથીજ હાથમાં રાખી છે."

"ત્યારે હવે એ શું કરશે ?"

"હમણાં હું ટોકિયો જઇશ અને ઇવચિની તપાસ કરીશ. તે કોઇને મૂકીને ગયો નહિ હોય. અરે તે હેને મળ્યો પણુ હશે. ગમે તેમ કરીને હું હેને શોધી કાઢીશ. ફેરમોસા તાર કરીશ અને ત્યારપછી હું ત્યાં જઇશ. એ બદમાશો પાછળ હજી મ્હારે કેટલું ભટકવું પડશે તે તો ભગવાનજ જાણે છે."

"હું અહિં રહીને શું કરીશ ? હું પણુ હમારી સાથેજ આવીશ."

"હમે ઘેર જાવ, વિશ્રાંતિ લો, અને કાલે ટોકિયો આવજો. ઉતાવળથી કોઇ પણુ કાર્ય સફળ થતું નથી. માંદા પડશો તો કર્યું કારવ્યું ધૂળ મળશે. એટલામાં જો કાંઇ નવીન સમાચાર મળશે તો હું હમને તાર કરીશ."

નિરૂપાયે ઇટો પોતાના ઘર તરફ વળ્યો અને ઓકુએ વિચારમાં ને વિચારમાંજ સ્ટેશનનો રસ્તો લીધો.





# પ્રકરણ ૧૦ મું.

## લોઇને ઘેર.



ઈટોથી છુટા પડી ઓકુ ટોકિયો પહોંચ્યો કે તુરતજ ત્હેને લોઇનો એક પત્ર મળ્યો તેમાં ત્હેણે કાગળ પહોંચે તુરત પોતાને ઘેર આવવા જણાવ્યું હતું.

તે વાંચી ઓકુ કચવાતે મને એમ બબડ્યો કેઃ “ આ બદમાસોની પાછળ ભટકીને મ્હારૂં અકાળ મરણ થશે. એક મિનિટ પણ વિશ્રાંતી મળતી નથી. ”

ઓકુએ ઉતાવળે ઉતાવળે જરા નાસ્તો કરી લીધો, અને તુરતજ લોઇના ઘરનો રસ્તો લીધો. રસ્તામાં આવતી એક તાર ઓફીસમાં જઇને ત્હેણે ત્રણ તાર કરી દીધા.

લોઇને ઘેર આવી ત્હેણે જોયું તો આજે ત્યાં ભારે ધામધુમ થઇ રહી હતી. લોઇએ આજે પોતાનું ઘર ફુલથી શણગાર્યું હતું. આજે ત્હેનું ઘર ખરેખરૂં જાપાની ઘર થયું હતું. આજે તે જાપાની સૌંદર્યથી પરિષ્કૃત કરવામાં આવ્યું હતું.

વળી આજે લોઇએ ત્રણ બહુ રૂપાળી બાલ-ગુણિકાઓ પણ બોલાવી હતી. ત્હેમાંની એક ગાતી હતી. બીજી વીણા વગાડતી હતી અને ત્રીજી નૃત્ય કરતી હતી. પાસે એક બાજઠ ઉપર ચાહના પ્યાલા રકાબી ગોઠવ્યાં હતાં, તે પણ બહુ સુંદર અને મનોહર હતાં. બીજા બાજઠ ઉપર સાકીનો સીસો હતો અને ત્હેની આસપાસ પણ સુંદર નાજુક પ્યાલીઓ ગોઠવેલી હતી.

આ બધું જોઇને ઓકુ આશ્ચર્ય-ચકિત થયો ખરો પરંતુ ત્હેણે પોતાનો તે ભાવ પ્રકટ થવા દીધો નહિ. તે કાંઇ પણ બોલ્યોજ નહિ.

ત્હેને ઘરમાં પેસતાં જોઇને ગુણિકાઓએ નૃત્ય ગીત બંધ કર્યું. લોઇ સત્વર ઉઠી. આગળ આવી ઓકુનો હાથ પકડી હસતાં હસતાં બોલીઃ "આજે મ્હેં મ્હારા બે મિત્રોને નિમંત્રણ કર્યું છે, ત્હેમને માટેજ આ બધી તૈયારી છે. આપ આવ્યા તે પણ ઠીકજ થયું."

ઓકુએ લોઇની પેઠે હસતાં હસતાંજ પૂછ્યું: "મિત્રો ? સ્ત્રી છે કે પુરૂષ ?"

લોઇએ પણ હસતાં હસતાંજ જવાબ દીધોઃ "મ્હારા સાહેબ પુરૂષજ. તેમ ન હોય તો આવી તૈયારી હોય ?"

ઓકુ: "વારૂ, વારૂ, ઠીક વખતસરજ આવી પહોંચ્યો છું."

લોઇ: "ત્હમને પત્ર લખ્યો હતો ને ?"

ઓકુ: "હા, તે પણ મળ્યો છે. ત્હમારા મિત્રો તે મ્હારા પણ મિત્રોજ હશે." લોઇએ મ્હોંઢેથી મધુર હાસ્ય કર્યું અને ગુણિકાઓને આંખથી ઇશારત કરી. ચીની યુવતીઓની પેઠે આડી આંખે જોતાં, નેત્ર કટાક્ષ કરતાં, બીજા કોઇ દેશની રમણીઓને ભાગ્યેજ આવડે છે !

હવે ત્રણે ગુણિકાઓએ ઓકુને ઘેરી લીધો, અને હસતાં હસતાં ત્હેનાં હાથ પકડી તાણી લઇ જઇ બેસાડ્યો ત્યાર પછી એક જણે સાકીનો પ્યાલો ભર્યો, બીજીએ ચાહની તૈયારી કરવા માંડી અમે ત્રીજી વીણા સાથે રમવા લાગી.

"મ્હેં હમણાં જ સાકી લીધો છે." કહી ઓકુએ તે પીવા ના કહી પરંતુ જે બાલકાએ સાકીનો પ્યાલો ભર્યો હતો. ત્હેણે પોતાનો ડાબો હાથ ઓકુના ગળામાં નાખ્યો, અને જમણે હાથે પ્યાલો લઇ ઓકુના મુખમાં રેડ્યો. છેવટે નિરૂપાયે ઓકુને તે પ્યાલો ઉદરસ્થ કરવો પડ્યો. બધાં હસી પડ્યાં, અને પરસ્પર હાથતાળી લેવા લાગ્યાં !

જાપાન હાસ્યમય છે. જાપાનની આબાલવૃદ્ધ. સકળ વનિતાના મ્હોં હસતાંજ હોય છે. સદા સર્વદા આખું જાપાન સ્ફુર્તિવાળુંજ હોય એમ જણાય છે. ત્યાં દુઃખ, કલેશ, શોક, સંતાપ હોય એવું જણાતુંજ નથી. આ પ્રમાણે હાસ્યમય થવાનું એક મુખ્ય કારણ એ છે કે, જાપાનના મા-

ચુંસો અને ખાસ કરીને સ્ત્રીઓ બહુજ સરલતામય છે. જાપાનમાં પાપનું પ્રાબલ્ય નથી.

વળી પણ નૃત્યગીતનો આરંભ થયો. ગાયન-વાદનના ધ્વનિ સાથે હાસ્યનો ધ્વનિ પણ મળવા લાગ્યો. વચ્ચે વચ્ચે રસિકતાની મધુરી વાતોથી ગુણિકાઓ હસીને એક બીજાના ખોળામાં પડવા લાગી ! મધુર સંભાષણ કરવામાં જાપાનની ગુણિકાઓ બહુ પ્રવીણ હોય છે.

આ પ્રમાણે અર્ધો કલાક ગાયન-વાદન અને આમોદ પ્રમોદ ચાલ્યા પછી બે જણે ઘરમાં પ્રવેશ કર્યો. તેઓ ઓકુને જોઇ સ્તબ્ધ થઇ ઉભા રહ્યા અને હવે અહિં રહેવું કે ન્હાસવું તેનો વિચાર કરવા લાગ્યા પરંતુ બીજી ક્ષણેજ ઉપરોક્ત ગુણિકાઓ અને લોઇ ત્હેમની સ્હામે જઇ, હાથ પકડી ત્હેમને ધીમે ધીમે ઘરમાં લઇ આવ્યાં અને ત્હેમને અપૂર્વ આદર પૂર્વક બેસાડી ગળામાં હાથ નાંખી એકેક પ્યાલો સાકી પીવડાવી દીધો. ખરૂં જોતાં આ વખતે લોઇ તો આગંતુક જાપાનીસોની ગુણિકાજ બની ગઇ હતી !

જે બે પુરૂષો પધાર્યા, તેમાંનો એક ઇવચિ હતો અને બીજો ત્હેનો એક જાપાની યુવાન મિત્ર હતો.

---

## પ્રકરણ ૧૧ મું.

### કાયા સ્ટીમરમાં.



વળી પાછો નૃત્ય ગીતનો આરંભ થયો. અરધો કલાક સુધી આમોદ પ્રમોદ ચાલ્યો એટલે લોઇ ઇવચિનો હાથ પકડી ત્હેને એક બીજા ઓરડામાં લઇ ગઇ. ઓકુને ઇશારત કરતી ગઇ.

પાંચ મિનિટ થઇ ન થઇ એટલામાં તો ઓકુ પણ ઉઠયો, અને બોલ્યો; "મ્હારે જરા કામ છે. લોઇ કેમે કરી જવા દેતી નથી, માટે આ લાગ જોઇને જાઉં છું. આપ માઠું લગાડશો નહિ. જરૂરી કામ સિવાય આવી ગમ્મત મુકી કોઇ જાય !"

ગુણિકાઓએ નિરૂપાયે ત્હેને જવા દીધો, અને ઇવચિના મિત્રને ત્હેના જવાથી બહુ આનંદ-સંતોષ થયો. હવે તે ત્રણે ગુણિકાઓ સાથે છુટથી પ્રેમાલાપ કરવા લાગ્યો.

પણ ઓકુ લોઇના ઘરમાંથી બ્હાર ગયો નહિ. લોઇ ત્હેની વાટજ જોતી હતી. ઓકુ બ્હાર આવ્યો કે તુરતજ ત્હેણે ત્હેને એક બીજા ઓરડામાં બોલાવ્યો, અને ત્હેણે કાંઇ પણ આનાકાની કર્યા સિવાય છાનામાના તેમાં પ્રવેશ કર્યો.

ઇવચિ ત્યાં બેઠો હતો. લોઇએ ઓકુને ત્હેની પાસે બેસાડી હસતાં હસતાં કહ્યું: "ઇવચિએ મ્હારે માટે બહુ કર્યું છે. તે અનેક કષ્ટો વેઠીને કાયાનો પત્તો લાવ્યો છે. મ્હેં એને અભય દાન આપ્યું છે."

ઇવચિ ઉત્સાહપૂર્વક બોલ્યો; "હું સરકારી સાક્ષી થયો છું."

ઓકુ ઇવચિનો વિચાર કરી મનમાં ને મનમાં હસ્યો અને બોલ્યો; "તેમાંજ ત્હમારૂં શ્રેય છે."

ઇવચિ: "વળી મ્હેં કામાકુરા અને ઇયાચિને કેદમાં મોકલવાની પ્રતિજ્ઞા લીધી છે."

લોઇ: "હવે ત્હમે કાયા સંબંધી જે જાણ્યું છે તે કહો."

ઇવચિ: "મ્હેં સાંભળ્યું છે કે કાયા લોઇની બ્હેન છે. ત્હેની મા કાયા માટે રાત દિવસ રડ્યા કરે છે."

ઓકુ: "એ વળી ક્યાંથી સાંભળ્યું?"

લોઇ: "મ્હેં કહ્યું છે. તમે તે દિવસે ચાલ્યા ગયા, તે પછી ઇવચિ મ્હને મળવા આવ્યા હતા. તે વખતે મ્હેં ત્હેમને કહ્યું હતું કે; "જો ત્હમે કાયાને શોધી કાઢશો તો હું ત્હમારે માટે વિચાર કરીશ." આથી ત્હેમણે મહા મહેનતે ત્હેનો પત્તો મેળવ્યો છે."

ઇવચિ: "હા, મહા મહેનતેજ મેળવી શક્યો છું. મ્હેં તે પહેલાંજ સાંભળ્યું હતું."

ઓકુ: "શું?"

ઇવચિ: "પહેલાં નહિ પણ તેજ દિવસે સાંભળ્યું હતું કે ઇયાચિ અને

કામાકુરાને મારામારી થઇ છે અને ઇયાચિનો પગ ભાંગી ગયો છે."

ઓકુ: "એ ખબર ત્હમને કોણે કહી?"

ઇવચિ: "ઇયાચિના ઘરને પોલીસે ઘેરો ઘાલેલો જોઇને ત્હેનો એક જુની નોકર અહિં ન્હાસી આવ્યો હતો. તે મ્હને મળ્યો હતો અને ત્હેણેજ એ મ્હને કહ્યું હતું."

લોઇ: "કાયા સંબંધી કહો."

ઇવચિ: "લોઇ, તું બધી વાતમાં ઉતાવળો છે."

ઓકુ: "ત્હમારો મિત્ર ચાલ્યો જશે તો?"

લોઇ: "ના, નહિ જાય. ગુણિકાઓને કહી દીધું છે."

ઇવચિ: "તે નહિ જાય. મ્હારી સાથેજ આવશે."

લોઇ: "કાયાનું કહી દો."

ઇવચિ: તેજ કહું છું."

ઓકુ: "મ્હારે પણ તેજ સાંભળવું છે."

ઇવચિ: "આ મારામારીની વાત સાંભળ્યા પછી મ્હને એમ લાગ્યું કે કામાકુરા કાયાને ઇયાચિ પાસે લઇ ગયો નથી, પણ પોતાની બીજી કાંઇ મતલબ સાધવાને લઇ ગયો છે. ત્યાર પછી તે ત્હેને ક્યાં લઇ ગયો હશે ત્હેનો વિચાર કર્યો, અને છેવટે એવા અનુમાન ઉપર આવ્યો કે તે ત્હેને સાનો લઇ ગયો નથી. પણ પેલી અમારી સ્ટીમરમાંજ લઇ ગયેલો હોવો જોઇએ."

લોઇ: "હમણાં તે સ્ટીમર ક્યાં છે?

ઇવચિ: "ઉતાવળાં ન થાવ. હું મ્હારી ટોળીના માણસો વિરૂદ્ધ ગયો છું, તેઓ હજી સુધી જાણતાં નથી. ઓકુ સાહેબ! ત્હમે મ્હારી વાત બહાર તો પાડી નથી ને?"

ઓકુ: "ના, ફક્ત ઇયાચીને ત્હમે કેદ પકડાયા છે. એવું કહ્યું છે."

આ સાંભળી ઇવચિ ભયભીત અને શંકિત થઇ કંપ્યો, અને કચવાતે મ્હોડે બોલ્યો: "એ ઠીક કર્યું નહિ. મ્હારો જીવ જશે છતાં તમારૂં કાર્ય પાર નહિ પડે."

ઓકુ: " પણ ક્યાંયે કેદ છે. "

ઇવચિ: " તે ભલે કેદ રહ્યો પરંતુ તે કોઇને કોઇ રીતે પણ ટોળીના માણસોને ખબર આપશે. હમે એને હજી ઓળખતા નથી. "

ઓકુ: " ત્હેણે પોતે પણ બધું કબુલ કર્યું છે. "

ઇવચિ અતિશય આશ્ચર્ય-ચકિત થતો બોલ્યો: " કબુલ કર્યું છે ? ટોળીના બધા માણસોનાં નામ દીધાં તેની ગુપ્ત આજ્ઞાઓ કહી દીધી ?"

ઓકુ: " હજી બીજા કોઇના નામ દીધાં નથી. "

ઇવચિ: " મ્હેં પણ તેજ વિચાર કર્યો હતો. જ્યારે જોયું કે તે પકડાઇ ગયો છે અને હવે બચવાનો ઉપાય નથી, ત્યારે બધું કબુલ કરી પોતાને બચાવવાનો પ્રયત્ન કર્યો છે. "

ઓકુ: " ત્હેણે કામાકુરાની વાત કહી છે ? "

ઇવચિ: " હમણાં કહુંછું. તે એ જણને તકરાર થઇ છે. "

લોઇ: " ત્હમારે કાયાની વાત નથી કહેવી ? "

ઇવચિ: " હું હજીપણ એ ટોળીમાંજ છું એમ ધારી ત્હેમણે મ્હારા આ મિત્રને મ્હને બોલાવવા મોકલ્યો છે. ઓકુ સાહેબ ! મ્હારી આખી ટોળીમાં મ્હારે આ એકજ મિત્ર છે અને તે હું જેમ કહું તેમ કરે છે. એને પણ બચાવવો પડશે. "

ઓકુ: " બચાવીશ. "

લોઇ: " વારૂ, પણ હવે કાયાની વાત કહો. "

ઇવચિ: " મ્હારા મિત્રે આવીને મ્હને કહ્યું કે, પોલીસને બધી વાત- ની ખબર પડી ગઇ છે. ઓકુ આપણી સ્ટીમર પકડવા મથે છે, તેથી ત્હેનો રંગ બદલી નાંખ્યો છે. નામ પણ તે રહેવા દીધું નથી. "

ઓકુ: હમણાં કયું નામ રાખ્યું છે ? "

ઇવચિ: " હમણાં એનું નામ " સર્યોદય " રાખ્યું છે. બીજે કોઇ ઠેકાણે હોય તો કોઇને વ્હેમ જાય; તેથી તેને ટોકિયોના બંદરમાંજ રાખ્યું છે.

ઓકુ: " અને હું દેશ પરદેશ શોધી વળું છું ! "

કાવચિઃ " એજ કામાકુરાની ચાલાકી છે. હેણે કહ્યું હતું કે અહિં તે હશે તો કોઇને વ્હેમ નહિ જાય; હવે પછી તે કદિ પણ અહિં આવવાની હિંમત કરશે નહિ."

ઓકુઃ " ખરેખર, કામાકુરા બહુ વિચિક્ષણ છે. "

## પ્રકરણ ૧૨ મું.

### સ્ટીમર હાકોડાટમાં.



ઇ બોલી ઉઠીઃ " ત્યારે કાયા અહિંજ છે. ચાલો, હમણાંજ ચાલો. હમણાં જવાથી આપણે હેને પકડી શકીશું."

કાવચિ બોલ્યોઃ " ના સ્ટીમર હમણાં અહિં નથી. થોડી વાર પહેલાંજ ઉપડી ગઇ છે."

લોઇએ એકદમ ગુસ્સામાં આવીને કહ્યું: " ગદ્ધા! ત્યારે વહેલાં આવીને કેમ ખબર ના આપી?"

કાવચિઃ " કામાકુરાએ અમારી આંખમાં પણ ધૂળ નાંખી છે. અમે સ્ટીમર કાલે ઉપડવાની છે એમ જાણતા હતા. અમને બે જણને મુકીનેજ તે ચાલી ગઇ છે."

ઓકુઃ " કેમ?"

કાવચિઃ " ઘણો ભાગ હેને કાવાચિ પકડાયાના અને પોલીસ હેની સ્ટીમરને પકડવા આવે છે, એવા સમાચાર મળ્યા હશે, તેથીજ તે અત્યારે ઉપડી ગયો છે. હું જ્યારે સ્ટીમર પર ગયો, ત્યારે કામાકુરા ન હતો."

ઓકુઃ " હમે ક્યારે ગયા હતા?"

કાવચિઃ " કાલે સ્હવારે ત્યાં ગયો ત્યારે સાંભળ્યું કે કામાકુરા કાયાને પુરીને શહેરમાં ગયો છે."

ઓકુઃ " શા માટે?"

ઇવચિ: "તે તો કોણ જાણે? પણ મ્હારા ધારવા પ્રમાણે તે બને તેટલા પૈસા એકઠા કરવા ગયો હશે. તે બીજે દિવસે એટલે આજે પાછો આવવાનો હતો, અને ત્યાર પછી સ્ટીમર ફોરમોસા જવાની હતી. કૅપ્ટને મ્હને આ વાત કહી. આજે રાત્રેજ સ્ટીમરમાં આવી જવા આગ્રહ કર્યો હતો, અને સ્ટીમર કાલ સ્હવારેજ જવાની છે એમ અમે જાણતા હતા. જે થયું તે ઠીકજ થયું છે. તેઓ જાણી બુઝીને અમને છોડી ગયા છે."

"કેમ! એમાં ખુશી કેમ થાવ છો?"

"અમે બન્ને જણે હવે એ ટોળીમાં નહિ રહેવાનો નિશ્ચય કર્યો હતો. જો અમે ગયા હોત તો તેઓ અમારી ઉપર ગુસ્સે થાત, અને ગમે તેમ અમને હેરાન કરત. હવે તેઓ પોતેજ અમને છોડી ચાલ્યા ગયા છે, તેથી અમારો દોષ કાઢી શકશે નહિ."

"સ્ટીમરમાં ત્હમે કાયાને મળ્યા હતા?"

"હા. મહા મહેનતે મળી મ્હેં તેને લોઇની વાત કહી. ત્હેણે મ્હને એક સુવર્ણ-મુદ્રા અને એક કાગળ ઉપર બે ત્રણ શબ્દો ઉતાવળે લખી આપ્યા. મ્હેં તે ટપાલ મારફતે કાઉન્ટ ઇટો ઉપર મોકલી આપ્યાં છે."

"હા. ત્હેને તે મળ્યાં છે. કામાકુરા કાયાને લઇને ફોરમોસા જાય છે તે હું પહેલેથીજ જાણતો હતો, પણ શું ત્હમે એમ ધારો છો કે તે ખરી રીતે ફોરમોસાજ જાય છે?"

"મ્હને ખાત્રી છે કે તે ફોરમોસા જતો નથી."

"કેમ?"

"અમે પહેલાંથી જે તરફ જવાનું બતાવીએ છીએ તેની વિરૂદ્ધ દિશાઓમાંજ જઇએ છીએ. કામાકુરાએ ફોરમોસાનું નામ દીધું છે, પરંતુ તે ઘણો ભાગ ચીનના કોઇ બંદર તરફ જતો હશે. મ્હને લાગે છે કે મ્હારા મિત્રને તેની ખબર છે."

લોઇ બોલી ઉઠી: "તેને ખબર છે? ત્યારે કહેતા કેમ નથી?"

ઇવચિ બોલ્યો: "તે મ્હને કાંઇ પણ કહેતા નથી. ત્હેને બચવાનો આ એકજ ઉપાય છે."

"ખરેખરી ખબર આપવાથી ત્હેને છોડી મુકવામાં આવશે, એવી ખાત્રી આપશે તોજ તે બોલશે. જો એને બચવાની આશા નહિ હોય તો તે સ્ટીમરમાં જઈને ત્હેમની ટોળીમાં ભળશે."

લોઇ વિરકત ભાવે ભ્રમર ચઢાવી બોલી: "બદમાસ—"

ઓકુએ કહ્યું: "આ ઉપરથી જણાય છે કે ત્હમે બે તો ફક્ત ત્હેના નોકરજ છો. જે જે હુકમ કર્યા છે, તે તે ત્હમે કર્યા છે, માટે ત્હમારો કાંઇ દોષ નથી. જો ત્હમારી ટોળીના સરદારને ત્હમે પકડાવી આપશો તો ત્હમને બન્નેને છોડી મુકાવવાનું હું માથે લઉં છું. ત્હેને અહિં લઇ આવો."

લોઇ ત્હેને બોલાવવા ગઇ. ઇવચિનો મિત્ર ગુણિકાઓ સાથે મોજ મારતાં સંસારને ભુલી ગયો હતો. સાકી પણ સારી રીતે ચઢાવ્યો હતો !

"આપની સાથે જરા વાત કરવી છે." એમ કહી લોઇએ ત્હેના હાથ પકડયા. નૃત્ય ગીત બંધ થયાં અને લોઇએ ગુણિકાઓને વિદાય કરી દીધી. તેઓ પોત પોતાને ઘેર ચાલી ગઇ.

ત્યારપછી લોઇએ તે યુવકને ઓકુની પાસે આણ્યો, એટલે ઇવચિ બોલ્યો: "ઇરકો આજ ઓકુ સાહેબ."

ઓકુનું નામ સાંભળતાંજ ઇરકો ચમકીને ઉભો રહ્યો. ફાટી આંખે ચારે તરફ જોવા લાગ્યો, અને ન્હાસવાનો માર્ગ શોધવા લાગ્યો. ત્હેની આ ચેષ્ટાઓ જોઇને લોઇએ અટ્ટહાસ્ય કરીને "બ્હીઓ નાહ. બેસો બેસો." કહી ત્હેના બન્ને હાથ પકડી ત્હેને બેસાડયો. ઇરકો ભીત અને શંકિત ભાવે બેઠો.

ઓકુ બોલ્યો: "મ્હેં ઇવચિને અને ત્હમને બન્ને જણને છોડી દેવડાવવાનું કહ્યું છે, માટે હવે કામાકુરા કાયાને લઇને ક્યાં ગયો છે. તે અમને કહી દો."

ઇરકોએ ઇવચિ સ્હામું જોયું એટલે તે બોલ્યો: "એમણે આપણને છોડી મૂકવાનું વચન આપ્યું છે.

ઇરકોએ લથડતે સ્વરે કહ્યું: "આખરે ન છોડે તો ખાત્રી શી ?

ઓકુ બોલ્યો; "ખાત્રી મ્હારા વચનની. હું જે બોલું છું તેજ કરું છું."

ઇરકો કાતર સ્વરે બોલ્યો: "જો છેવટે ન છોડવો હોય તો હજી પણ આજી મ્હારા હાથમાં છે. હજી હું એમને મળી શકીશ."

ઓકુઃ "ન્હીશો નહિ. હું કહું છું કે તહમને છોડી દઇશ."

લોઇઃ "બોલો બોલો. ભય રાખવાનું કારણ નથી."

ઇરકો ફરીથી ચારે તરફ જોવા લાગ્યો, અને ત્યારપછી ધીમે ધીમે બોલ્યોઃ "હાકોડોટ ગયો છે." હાકોડોટ જાપાનનું સૌથી ઉત્તરમાં આવેલું બંદર છે.

ઓકુઃ "તહમે એ કયાંથી જાણ્યું?"

ઇરકોઃ "કેપટનની એક રખાત છે, હેને હેણે હાકોડોટ કાગળ લખવાનું કહ્યું છે. તે મ્હને ચ્હાય છે તેથી હેણે મ્હને કહ્યું છે કે, કેપટન વહાણ લઇને ફોરમોસા જતા નથી પણ હાકોડોટ જાય છે."

ઓકુઃ "એમજ થશે, મ્હારી સાથે આવો." ઇરકો અને ઇવચિ બન્ને હેની સ્હામું જોઇ રહ્યા. થોડીવારે ઇરકોએ ગળગળે કંઠે કહ્યુંઃ "આપે હમણાંજ અમને પકડવાની ના કહી છે."

ઓકુ મૃદુહાસ્ય કરીને બોલ્યોઃ "હું તહમને પકડતો નથી. આપણે ત્રણે જણ એ સ્ટીમરની શોધમાં હાકોડોટ જઇશું. મ્હારી સાથે કાઉન્ટ ઇટો પણ આવશે."

લોઇ બોલી ઉઠી "હું પણ સાથેજ આવીસ.

"ના તહમને લઈ જઇ શકીશું નહિ. સ્ત્રી સાથે હોય તો કાર્ય સફળ થાય નહિ." એમ બોલતાં બોલતાં ઇરકો અને ઇવચિને સાથે લઇ ઓકુએ ચાલવા માંડયું.

---

## પ્રકરણ ૧૩ મું.

### શું ખુન સુતાએ કર્યું?




ડે દૂર ગયા પછી ઓકુ ઉભો રહ્યો, અને ઇરકો તરફ ફરીને બોલ્યોઃ "તહમે બંદર ઉપર જાવ, અને ત્યાં આગળ અમારી વાટ જુવો. અમે હમણાંજ ત્યાં આવીએ છીએ, પણ જુવો, હું તહમને છોડી

દઉં છું. જો ન્હાસશો અથવા ન્હાસવાનો પ્રયત્ન કરશો, તો પછી હું મ્હારૂં વચન રાખવાને બંધાયો નથી, પછી હું તમને છોડીશ નહિ. સાંભળજો. ન્હાસવાથી પણ મ્હારા હાથમાંથી બચવાના નથી."

આ સાંભળી ઇસ્કો તરફથી ઇવચિ બોલ્યો: "હવે શા માટે ન્હાસે? અમે બન્ને જણે અમારી જાત તમને સોંપી દીધી છે. તમે અમને બચાવશો એવી અમને સંપૂર્ણ ખાત્રી છે."

ઓકુ: "હા. તમે તમારૂં વચન પાળશો તો હું મ્હારૂં વચન પાળીશ. હવે તમે જાવ."

ઇસ્કો ચાલ્યો ગયો, એટલે બન્ને જણે આગળ ચાલવા માંડ્યું. બે ચાર ડગલાં આગળ ગયા પછી ઓકુ બોલ્યો: "તમારા મિત્રને કેમ મોકલી દીધો તે જાણ્યું?"

ઇવચિ: "ના, કહ્યા વગર કેવી રીતે જાણું?"

ઓકુ: "મ્હારે તમને એક વાત કહેવી છે."

ઇવચિ: "કહો, મ્હેં તમને બધું તો કહી દીધું છે."

ઓકુ: "એક વાત કહી નથી."

ઇવચિ: "કઇ? બધીજ વાત કહી દીધી છે."

ઓકુ: "ના બધી તો નહિજ. તમે ઇચિઓનું કેવી રીતે ખુન કર્યું તે કહ્યું નથી."

ઇવચિ અટકીને ઉભો રહ્યો, વ્યાકુળતાથી ઓકુ તરફ જોવા લાગ્યો, અને ત્યાર પછી બોલી ઉઠયો: "મ્હેં ખુન કર્યું છે?"

ઓકુ: "એમ કહીને ઉભા ન રહો. ચાલતાં ચાલતાંજ વાત કરો. લોકો આપણી સ્હામું જુવે છે. ધીમે બોલો, ચાલો."

બન્નેએ વળી પાછું ચાલવા માંડ્યું. ઓકુ બોલ્યો: "તમે શું એમ કહેવા માંગો છો કે તમે ખુન નથી કર્યું? તે રાત્રે તમે સાનો ન્હોતા ગયા?"

"હા, ગયો હતો. મિટો બંદરથી બાયસીકલ ભાડે કરી ગયો હતો પણ સ્ટીમર ત્હેના હુકમની રાહ જોતી બંદરમાં ઉભી છે. એમ કામાકુરાને કહેવા માટેજ હું તો ગયો હતો. ધ્યાચિ પણ ત્યાં રહે એવો ઠરાવ

થયો હતો. હું ત્યાં ગયો હતો પરંતુ ખુન સંબંધી હું કશુંજ જાણતો નથી."

" એ વાત તો કાયાએ પણ કહી છે, ઇયાચિએ પણ કહી છે અને ત્હમે પણ કહો છો. ત્યારે એમાં ખરૂં કોણ અને ખોટું કોણ ?

" મ્હેં ત્હમને બધું સાચે સાચું કહી દીધું છે. તેમ હોત તો મ્હેં આ વાતનો પણ સ્વીકાર કર્યો હોત "

" ખુન કર્યાનું કોઈ પણ એકદમ સ્વીકારે નહિ. ઇયાચિ કહે છે કે, ત્હમેજ ઇચિઓનું ખુન કર્યું છે ? "

" ઇયાચિ મ્હારી ઉપર ગુસ્સે થયો છે. તેથી તે મ્હને તારાજ કરવાને ખોટું બોલે છે. હું પ્રતિજ્ઞા પર કહું છું કે મ્હેં ખુન કર્યું નથી. મ્હેં તો ઇચિઓ કેવી હતી, તે પણ જોઈ નથી. હું સાનો ગયો ત્યારે કામાકુરા ને ઇયાચિ વાતચીત કરતા હતા. હું ત્હેમને સ્ટીમરના સમાચાર આપી તુરત બાઇસીકલ ઉપરજ પાછો ફર્યો છું. એક પળ પણ સાનોમાં રોકાયો નથી."

" ઇયાચિ કહે છે કે મંદિરમાંથી બહાર નીકળતાં ત્હેણે એક આર્તનાદ સાંભળ્યો. તે તુરતજ તે તરફ ગયો, તેવામાં એક માણસ ત્હેની પાસે થઇને ન્હાસી ગયો. ત્હેણે જઇને જોયું તો ઇચિઓનું ખુન થયું હતું. "

" જે માણસ ન્હાસી ગયું તે કોણ હતું ? "

" તે કહે છે કે તે ત્હમે પોતેજ હતા. "

" પોતાનો બચાવ કરવા માટે જ એ બદમાસ મ્હારી ઉપર આ ખુન ઠોકી બેસાડે છે. હું ઇશ્વરના સોગંદ લઇને કહું છું કેઃ હું સાનોમાં એક પળ પણ રોકાયો નથી અને મ્હેં ઇચિઓને કદિ પણ—એક વખત પણ—જોઈ નથી. "

" ત્હમે કામાકુરાના ઘરમાં ગયા હતા ? "

" ના. મ્હેં બહારથીજ ત્હેની સાથે વાત કરી હતી. "

" ત્હેના ઘરમાં એક ચીનાઇ છરો ઝુલતો હતો તે ત્હમે જોયો હતો?"

" કયો છરો ? હું તો છરાની વાત પણ જાણતો નથી. ".

ઓકુ થોડીવાર સુધી શાન્ત રહી—વિચાર કરી—એકદમ બોલી ઉઠયોઃ " ત્યારે કામાકુરાએજ ખુન કર્યું છે, એમ ત્હમે ધારો છો ? "

" મ્હેં મ્હારા મનમાં જે કાંઇ હતું તે ત્હમને જણાવી દીધું છે. "

" ખરૂં કહો છો ? "

" હા. કામાકુરા અને ઇયાચિને જેટલાં હું ઓળખું છું તેટલાં ત્હમે ઓળખતા નથી. "

" તે તો ચોખ્ખુંજ છે. "

" એ બન્ને જણ પોતાને હાથે ખુન કરી ફાંસીએ જાય એવા કાચાં નથી. આ બધી ચોરીઓ શું કામાકુરાએ કે ઇયાચિએ પોતાને હાથે કરી છે ? કદી નહિ. એ અમારી મારફતજ થતી હતી. પૈસા બધાએ લેતા હતા એટલે હજી સુધી ત્હમે ત્હેમને કાંઈ કરી શક્યા નથી. "

" એ બરાબર છે. ત્યારે ત્હમને ખાત્રી છે કે એ બેમાંથી કોઇએ પોતાને હાથે ખુન કર્યું નથી ?"

" હા, ચોક્કસ. ત્હેમણે તે કોઇ બીજા મારફતજ કરાવ્યું છે અને તે હજી જણાયું નથી. આ ખુન માટે બધાને કાયા ઉપરજ વ્હેમ જાય એવી ગોઠવણ પહેલેથીજ કરી રાખવામાં આવી હતી. એમણે કેવી યુક્તિથી ઇચિ-ઓ ઉપર નનામો કાગળ લખ્યો હતો ? "

" ત્યારે તે નનામો કાગળ એમણેજ લખ્યો હતો કે ? "

" હા, તેમાં કાયા ઇચિઓનું ખુન કરશે એમ લખ્યું હતું. એમાં લાલ મૂર્તિની વાત પણ હતી કામાકુરા અને ઇયાચિ મહાન મેધાવી છે એમ ત્હમારે પણ કબુલ કરવુંજ પડશે. "

" હા, એકવાર નહિ પણ હજારવાર. ત્યારે ત્હમે એમ કહેવા માંગો છો કે ઇચિઓનું ખુન કરવાનો એમણે પહેલેથીજ બંદોબસ્ત કરી રાખ્યો હતો?"

" હા, જ્યારે કાયા ઉપરજ વ્હેમ આવે એવી બધી તૈયારી થઈ ગઇ ત્યારે ખુન થયા પછી કાયા સાનોમાંથી અદૃશ્ય થઇ જાય એવો બંદોબસ્ત કર્યો. ખુન થતાં કાયા અદૃશ્ય થઇ જાય તો બધાં ત્હેનેજ ખુની ધારે અને બીજા કોઇ ઉપર વ્હેમાય નહિ. "

" હું, તેટલા માટેજ કાયાને લઇને ઇયાચિ ચાલ્યો ગયો હતો. એ પણ પહેલેથીજ નક્કી કરવામાં આવ્યું હતું કેમ ? "

"હા, લાગ જોઇ ઇયાચિએ ચીઠ્ઠી લખી ઇચિઓને બહાર બોલાવી. ખુન કરનાર ત્હેની પાસેજ હતું. તે થયા પછી ઇયાચિએ ભય પામ્યાનો ઢોંગ કરી દાયાને પોતાની રક્ષા કરવા કહ્યું. ત્હેને પોતાનો પિતા ધારી, બીજો કાંઇ વિચાર ન કરતાં, કાઉન્ટ ઇટોની ગાડીમાં બેસાડી ન્હસાડી ગઇ."

"કેવી તીવ્ર બુદ્ધિ ? એ પણ બહાદૂરીજ ! ત્યારે તૃમે એમ ધારો છો કે કામાકુરાએ કે ઇયાચિએ પોતાને હાથે ખુન કર્યું નથી. તે તેમ કરે એવા મૂર્ખ નથી. બીજા કોઇએજ ખુન કર્યું છે. તેમ હોય તો તે માણસ ક્યાં ગયું ?"

"ક્યાં જાય ? સાનોમાં રહે અથવા રાતની કોઇ ગાડીમાં ટોકિયો ચાલ્યું આવે."

"ત્હમને કોની ઉપર શક છે ?"

"કહું ?"

"હાસ્તો."

"મ્હારા ધારવા પ્રમાણે ઇયાચિએ પોતાની ગાંડી છોકરી મારફત ત્હેનું ખુન કર્યું છે."

"હા. ત્હેને ભાન નથી. ત્હેને તે જે કહે છે તે કરે છે. ઇચિઓને છરો મારી તે તેજ રાત્રે ટોકિયો આવી હતી. તે સાનોની રહેવાસી નથી. તેથી એની ઉપર કોને શક જાય ?"

આ સાંભળી ઓકુ વિચારમાં પડી ગયો, અને કેટલીક વારે કાંઇ નિશ્ચય પર આવી બોલ્યો: "ત્હમારી આ વાત પણ વિચારવા જેવી છે. એમાં તો સંદેહ નથીજ."



## પ્રકરણ ૧૪ મું.

### ઈયાચિનું મરણ.


ટો દરેક ક્ષણે ઓકુના તારની વાટ જોતો હતો. ત્હેનો જીવ તલપાપડ થઈ રહ્યો હતો. ત્હેનાથી એક પળ પણ એક ઠેકાણે સ્થિર રહેવાતું નથી. ત્હેનો જીવ બહુ અધીરો થઇ ગયો છે. આવી સ્થિતિમાં તે પોતાના મન સાથેજ વિચાર કરવા લાગ્યોઃ "હવે તારનું શું કામ છે ? હું પોતેજ જઇને ત્હેને મળું એટલે થયું. અહિ નકામો બેસી રહીશ તો હું ગાંડો થઇ જઇશ."

ત્હેણે ટોકિયો જવાનો નિશ્ચય કર્યો. હવે તારની વાટ જોવા ન રોકાતાં તુરતજ ત્યાં જવાનો નિશ્ચય કર્યો. ત્હેણે તેજ વખતે જવાની તૈયારી કરવા માંડી. એટલામાં ત્હેના ચાકરે દોડતાં આવીને કહ્યુંઃ "મરી ગયો !"

"મરી ગયો ?" એ શબ્દો સાંભળતાંજ ઇટો ચમકી ઉઠયો, અને પુછવા લાગ્યોઃ "મરી ગયો ? કોણ મરી ગયો ?"

ચાકરે હાંફતાં હાંફતાં કહ્યુંઃ "પેલો—જેને પોલીસે કેદ કર્યો હતો તે હિયાસી."

ઇટોએ આશ્ચર્યચકિત થઇ પૂછ્યુંઃ "હેં ! કોણે કહ્યું ?"

ચાકરઃ "ત્હેના ઘર આગળ હજારો માણસો એકઠાં થયાં છે. હું ત્યાં જઇને ખબર કાઢી આવ્યો."

ઇટોઃ "શું ?"

ચાકરઃ "મરી ગયો ! હિયાસી મરી ગયો."

ઇટોઃ "શાથી ? પગના દરદથી ?"

ચાકરઃ "ના, આજે સ્હવારે ત્હેને એક તાર મળ્યો; ત્યારપછી ત્હેણે ઝેર ખાધું."

ઇટો: "ઝેર ?"

ચાકર: "હા. બધા કહે છે તો ખરા. હમણાં બધી ખબર પડશે. કહે છે કે ત્હેની છોકરી ત્હમારી પાસે આવે છે."

ઇટો: "મ્હારી પાસે ? શા માટે ?"

ચાકર: "ત્હમને કાંઇ કહેવાને."

ઇયાચિના મરણથી ઇટો આશ્ચર્ય ચકિત થઇ ગયો. ત્હેના ચાકરે જે કાંઇ કહ્યું હતું, તે સઘળું ખરૂં હતું. ઇયાચિ ઝેર ખાઇને મર્યો હતો. હવે ત્હેને માટે બચવાનો એકે ઉપાય ન્હોતો તેથી ત્હેણે મરણજ શ્રેયસ્કર ધાર્યું.

પરંતુ ત્હેના આવા અકાલ મરણથી ઘણી વાતો અપ્રકાશિત રહી. નક્કી ત્હેણેજ ઇચિઓનું ખુન કર્યું હતું. જ્યારે ત્હેણે જાણ્યું કે, હવે વાત છુપી રહેવાની નથી અને ફાંસીએ જવુંજ પડશે ત્યારેજ ત્હેણે ઝેર ખાઇ મરવાનું યોગ્ય ધાર્યું. ત્હેણેજ ઇચિઓનું ખુન કર્યું હતું. તે માટે હવે કોઇને શંકા જેવું રહ્યું નહિ.

આથી ઇટોએ વિચાર કર્યો કે: "પોલીસે ઓકુને ક્યારનીએ ખબર આપી દીધી હશે, અને તે ઘણે ભાગે અહિં આવવા રવાને પણ થઇ ગયો હશે માટે મ્હારે ઓકુની અહિંજ રાહ જોવી જોઇએ."

ત્યારપછી ઇયાચિની કન્યા પોતાને શા માટે મળવા આવતી હશે, તેનો તેને વિચાર થયો: "ઘણે ભાગે ત્હેનો બાપજ ત્હેને તેમ કરવાનું કહી ગયો હશે. તે દિવસે પણ કાયા ત્હેની સંભાળ લેશે એમ વારંવાર કહેતો હતો."

ઇટો પોતાના ઘરમાં બેસીને આ પ્રમાણે અનેક જાતના વિચારો કરે છે, એવામાં ત્હેનો ઉપરોક્ત નોકર પાછો આવ્યો. ઇટો એકાએક ચમકી ઉઠી ત્હેની તરફ જોવા લાગ્યો.

તે બોલ્યો: "તે આવી છે."

"કોણ ?"

"પેલાની છોકરી."

"ત્હેને અહિં આવવા કહે." થોડીવાર પછી નુતા ત્યાં આવી. રડી રડીને ત્હેની આંખો ફુલી ગઇ હતી. ત્હેનું મ્હોં અતિશય ગમગીન હતું પણ ત્હેની આંખો ગાંડાની આંખો જેવી સ્થિર અને બ્હીચામણી હતી. ત્હેના મ્હોં સ્હામું જોઇને ઇટો ચમકી ઉઠયો. તે ભય પામ્યો, અને ગદ્‌ગદીત કંઠે બોલ્યોઃ "ત્હમારા પિતાના મરણુ સમાચાર સાંભળીને હું બહુ દીલગીર થયો છું."

આ શબ્દો સાંભળતાંજ નુતા ગુસ્સામાં બોલીઃ "શા માટે આવું હડહડતું જૂઠું બોલો છો ? ત્હમે મ્હારા પિતાને ચ્હાતા ન્હોતા. ત્હમે ત્હેના મિત્ર પણ ન્હોતા."

બાલિકાના શબ્દો સાંભળીને ઇટો સ્તબ્ધ થઇ ગયો, અને શું બોલવું તે કાંઇ નક્કી કરી શકયો નહિ.

## પ્રકરણ ૧૫ મું.

### નુતા અને ઇટો.



કેટલીકવાર સુધી નુતા ઇટો સ્હામું ટગર ટગર જોઇ રહી. ત્યાર પછી બોલીઃ "ત્હમે પિતાજીના શત્રુ હતા. ત્હમેજ ત્હેને પકડાવી દીધા હતા."

"એ વાત ખોટી છે. પોલીસ ત્હેને ઘણા દિવસથી શોધતી હતી."

"કેમ ? પોલીસ ત્હેને શા માટે શોધે ?"

ઇટોની ખાત્રી થઇ કે ઇચાચિ ગમે તેવો દુષ્ટ નિર્દય, લુચ્ચો, લબાડ હતો પરંતુ ત્હેણે પોતાનાં પાપ-કર્મો કાયા અને નુતાથી છાનાં રાખ્યાં છે. તેથી તે ઉપલા પ્રશ્નનો જવાબ ન આપતાં બોલ્યોઃ "હું ત્હેનો મિત્ર ન્હોતો એ વાત ખરી. પરંતુ ત્હેના આવા અકાળ મરણથી મ્હને દુઃખ થાય છે."

"ત્યારે બીજો ઉપાય શો હતો? ત્હેનો પગ ભાંગી ગયો હતો, તેથી જો ત્હેને જેલમાં લઈ જવામાં આવ્યો હોત તો આખો જન્મારો ત્યાંજ રહવું પડત, ત્યાર પછી તે શું કરે? પરંતુ તે પાછો પણ બચવાનો નથી."

"કોણ?"

"કોણ કેમ? કામાકુરા! પિતાજીએ મ્હને કહ્યું છે કે ત્હેણેજ ત્હેનુ સત્યાનાસ વાળ્યું છે."

"શું ત્હેણે ત્હને બધું કહ્યું છે?"

"ના, બધું કહ્યું નથી. ફક્ત એટલુંજ કહ્યું હતું કે ત્હેણેજ મ્હારૂં સત્યાનાસ વાળ્યું છે, અને ત્હેને લીધેજ તે બચવાનો નથી."

"ઝેર ક્યાંથી મળ્યું?"

"મ્હેં આણી આપ્યું."

"ત્હેં? ત્હેં પોતે ત્હારા પિતાને ઝેર આણી આપ્યુ?"

"હા, કેમ? એમાં શું ખોટું કર્યું છે જે? તે મરણ પર્યંત કેદમાં સડત, તેનાં કરતાં મરી ગયા તે શું ખોટું? ત્હેમણે મરવાનોજ નિશ્ચય કર્યો હતો. ચાકર બાકર ન્હાસી ગયા હતા તેથી હું નહિ તો બીજું કોણ આણી આપે?"

"વારૂ, પણ હવે એ વાત પોલીસને કહેતી નહિ."

"કેમ? કોને ડરાવો છો?"

હવે ઇટો શું કહે? ઘોડીવાર શાન્ત થઇ ગયો. શુ આ બાલિકા ખરેખરી ગાંડી થઇ છે? ત્હેને બોલતો બંધ થઈ ગયેલો જોઇને નુતા બોલી: "પિતાજી મ્હને ત્હમને મળવાનું કહી ગયા છે."

"શા માટે?"

"ત્હેમણે જે ધન મેળવ્યું છે, તે સઘળું કાયાને આપી ગયા છે. વકીલને ઘેર ખત-પત્ર પણ થઇ ગયું છે. ત્હેમણે પોતાની બધી મીલકત કાયાને આપી છે. મ્હને એક પાઇ પણ આપી નથી, એ વાત ત્હમને કહેવાનું કહી ગયા છે, અને તે કહેવા માટેજ હું અહિં આવી છું."

" ત્હારે માટે શું બંદોબસ્ત કર્યો છે ? "

" કાંઇજ નહિ. કાયા મ્હને સંભાળશે. હું ત્હેને ચ્હાઉછું તે મ્હને ચ્હાય છે. તે મારી બ્હેન નહિ હોય તોપણ મ્હારી સંભાળ રાખશે. "

" ત્યારે કાયા તમારી બ્હેન નથી, એમ ત્હારા પિતાજી તમને કહી ગયા છે ? "

" હા. કહી ગયા છે કે, ' કાયાને મ્હેં ન્હાનેથી મ્હોટી કરી છે. ' તેટલા માટેજ ત્હેને બધું આપી ગયા છે. મ્હને કાંઇજ આપ્યું નથી. "

આટલું કહેતાં કહેતાં ત્હેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તે લુછી વળી બોલીઃ " કાયા જરૂર મ્હારી સંભાળ રાખશે. "

" હજી તું તેજ ઘરમાં છે ? "

" હા, ક્યાં જાઉં ? એકલીજ છું. હવે મ્હને ભય શો છે ? "

" કાયા પાછી આવશે તો તે જરૂર ત્હારે માટે કાંઇ બંદોબસ્ત કરશે. "

" કામાકુરા પકડાયો ? "

" હજી કાંઇ ખબર મળી નથી. "

" પિતાજીએ કહ્યું છે કે, પૈસા મેળવવાને માટે તે બદમાસ કાયાને લઈ ગયો છે, પરંતુ એ પૈસા એને ખરચવાના નથી. હું એને મળવાની છું. "

" મળીને શું કરવું છે ? "

" શું કરવું છે કેમ ? પિતાજીએ જે ઝેર ખાધું છે, તેનું નામ મ્હેં વાંચી લીધું છે. એ ઝેર વડેજ એ દુષ્ટના પણ પ્રાણ લઇશ. "

આ સાંભળીને ઈટાને કંપારી છૂટી. ત્હેણે પોતાના મનમાંજ વિચાર કર્યોઃ " કેવી નિડર ! કેવી ભયાનક ! આ છોકરી બધુંજ કરે—બધુંજ કરી શકે ! ત્યારપછી ત્હેણે ત્હેને પ્રકટપણે પૂછ્યું:—" ત્હારા પિતાજી ઉપર આજે કોનો તાર હતો ? "

" તે હું જાણતી નથી. તેમણે તે વાંચીને તેના ટુકડે ટુકડા કરી બારીએ નાંખી દીધો, અને મ્હને કહ્યું: " જા, હવે હું જરા ઉંઘીશ. " એક કલાક પછી આવીને જોયું તો તે મરી ગયા હતા ! "

" ત્યાર પછી તેં શું કર્યું ? "

" હું રડી. "

" શા માટે રડી ? "

" કેમ ન રડું ? બાપ મરે તો કઇ દિકરી ન રડે ? વળી ખુશી પણ થઇ છું ? "

" કેમ ? "

" હવે ત્હમને કેદમાં જવું પડશે નહિ. પોલીસ ત્હેને પકડીને લઇ જઇ શકશે નહિ. હવે હું જાઉં છું. "

આ પ્રમાણે કહી નુતાએ ચાલવા માંડ્યું. તે બારણા સુધી ગઇ અને વળી કાંઇ સાંભરી આવવાથી પાછી ફરી અને ઇટોને ઉદ્દેશી બોલી: " ત્યારે ત્હમે કાયા સાથે લગ્ન કરશો ? "

ઇટોએ ત્હેના આ પ્રશ્નથી આશ્ચર્ય પામી કહ્યું: " પહેલાં ત્હેને મળવા તો દો. "

" તે મળશેજ અને કામાકુરાને દેહાંત દંડની શીક્ષા થશે, તે માટે નિશ્ચિંત રહેજો. "

આટલું કહી નુતા જતી હતી પણ વળી પાછી ઉભી રહી અને બોલી: " કાયાને સુખી કરજો. ત્હેને સુખમાં રાખજો. "

ઇટોએ કહ્યું: " તું શું એમ ધારે છે કે હું ત્હેને સુખમાં નહિ રાખું ? "

નુતા બોલી: " તે હું જાણતી નથી. મ્હારા પિતા સિવાય બધા પુરૂષ બદમાસ–લુચ્ચાના સરદાર છે. ફક્ત એજ સારા–ભલા હતા. "

એટલું કહી નુતા ગર્વ કરતી ચાલી ગઇ. તે જ્યાં સુધી દેખાઇ ત્યાં સુધી ઇટોએ ચિન્તાકુળ ભાવે આંખો તાણી તાણીને જોયા કર્યું.

---



## પ્રકરણ ૧૬ મું.

### લોઇ મ્હારી ધર્મ-પત્ની છે.



ઇટો એ જેમ ધાર્યું હતું, તેમજ થયું. નુતા ગઇ કે તુરતજ એક કોન્સ્ટેબલે આવી ત્હેને સલામ કરી કહ્યુઃ ઓકુ સાહેબ હિયાસીને ઘેર ગયા છે. આપને ત્યાં બોલાવ્યાં છે.”

ઇયાચિ મરણ પામ્યો કે તુરતજ પોલીસે ઓકુને તારથી ખબર આપી હતી, અને તે પણ તાર મળતાંજ બીજાં કામ પડતાં મુકી સાનો આવ્યો હતો.

ઇયાચિના મરણથી ત્હેને પોતાનાં બધાં કામ પડતાં મુકવા પડયાં. તે ત્હેને આવી રીતે હાથ તાળી આપશે, એવો ત્હેને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો. તે આત્મ-હત્યા કરશે, એવો ત્હેને વિચાર સરખો પણ આવ્યો ન્હોતો. ત્હેના મરણથી એની કેટલીક ધારણાઓ ઉંધી વળી ગઇ. મુળી પુરૂષ સટકી ગયો. ત્હેને ઇયાચિ ઉપર બહુ ક્રોધ ચડયો, અને તે સાથે આત્મ-ગ્લાનિ પણ થઇ. તે પોતાના મનમાંજ બબડયોઃ “ હું મૂર્ખ પંડિત નહિ તો બીજુ શું ? એ આત્મહત્યા કરશે, એવો વિચાર તો મ્હને આવ્યોજ નહિ, પણ એમાં કાંઇ મ્હારો વાંક નથી. મ્હેં એની ઉપર સજ્જડ પહેરો રાખ્યો હતો. ત્હેની છોકરીજ ત્હેને ઝેર આણી આપશે, એવો વિચાર સહજ કોને આવે ? ઇવચિએ જે કહ્યું હતું, તેજ સાચું હોય એમ લાગે છે. એ રાક્ષસી બધું કરી શકે ! જે બાપને ઝેર આપે, તે ઇચિઓનું ખુન કરે એમાં શું નવાઇ ? એની પણ એક વખત ખબર લેવી પડશે. ”

લાસ-શબને મોકલી આપી ઓકુ ઇટોની વાટ જોતા હતો તે આવ્યો

એટલે ત્હેને દૂર લઇ જઇ કહ્યું: " એણે ખરેખરો દગો દીધો. બધો કેસ ધુળ ધાણી કરી નાંખ્યો. "

ઇટોએ મૃદુહાસ્ય કરીને કહ્યું: " પણ એમાં આપણો શું દોષ ? "

" દોષ એટલોજ કે આ વિચાર પહેલેથીજ મ્હને સુઝવો જોઇતો હતો. "

" અરે પણ ત્હેનીજ છોકરી ત્હેને ઝેર આપશે એવો વિચાર કોને આવે ? "

" એ છોકરી બધુંજ કરે એવી છે. તે ગાંડી છે કે શયતાની છે, તે કાંઇ સમજ પડતી નથી. બાપ તેવીજ દીકરી છે. "

" શયતાની તો નહિ પણ કાંઇક ગાંડી તો છેજ. "

" ઇચિઓના ખુન સંબંધી એક બીજી વાત સાંભળી છે. "

" શું ? "

" નુતાએજ એનું ખુન કર્યું છે. "

ઇટો વિસ્મય પામી બોલી ઉઠયો: " શું નુતાએ ? "

ત્યાર પછી ઓકુએ ઇવચિ પાસેથી જે કાંઇ સાંભળ્યું હતું, તે અક્ષરશઃ ઇટોને કહી સંભળાવ્યું. તે સાંભળીને ઇટો બોલ્યો: " ત્હમે જે કહ્યું તે ઉપરથી તો એવું સંપૂર્ણ રીતે સંભવે છે. "

" મ્હેં ત્હેને એકવાર પૂછી જોવાનો વિચાર કર્યો છે. "

" તે માનશે એમ ત્હમે ધારો છો ? "

" ઝેર આણી આપ્યાની વાત તો એણે માની દીધી છે. "

" મ્હને પણ કહ્યું હતું. "

" જો તે ખરેખરી શયતાની—લુચ્ચી—નહિ હોય તો કદાચ માની પણ દે. "

" કાયા સંબંધી બીજી કાંઇ ખબર મળી છે ? "

" હા એટલીજ કે કામાકુરા ત્હેને ફોરમોસા લઇ જતો નથી પણ હાકોડેટ તરફ લઇ ગયો છે. "

" એ ખબર ક્યાંથી મળ્યા ? "

" ઇચિચિના મિત્ર ઇરકિોને લાલત્રિમૂર્તિ–સ્ટીમરના કેપ્ટનની રખાત પાસેથી એ સમાચાર મળ્યા છે. ત્હેણે મ્હને કહ્યું છે. "

" ત્હેણે કેવી રીતે કહ્યું ? "

" લોઇના બુદ્ધિ–બળથી. લોઇ ન હોત તો હું કાંઇ પણ કરી શકત નહિ. ? "

" ત્હમે લગભગ બધીજ વાતમાં લોઇની સલાહ લોછો. ત્હેની સાથે ત્હમારે ક્યારથી પરિચય થયો ? "

" ઘણા દિવસથી. "

" તે આટલી મ્હોટી થઈ તોએ કેમ પરણી નથી અને એક મ્હોટા અમલદારની માફક ઠાઠમાં કેવી રીતે રહી શકે છે, તેનો મ્હને કોઇ કોઇ વાર બહુ વિચાર આવે છે. "

" કેમ ન રહી શકે વારૂ ? ત્હેને મ્હારા કરતાં પણ વધારે પગાર મળે છે. "

ઇટો આશ્ચર્ય ચકિત થઇ બોલી ઉઠયોઃ " હેં ! ત્હેને ત્હમારા કરતાં વધારે પગાર મળે છે ? તે કોણ છે ? કયાંથી મળે છે ? શું તે નોકરી પણ કરે છે ? "

" હું જે કરૂં છું, તેજ તે પણ કરે છે. "

" શું કહો છો ? લોઇ ડીટેકટીવ છે ? લોઇ પોલીસમાં છે ? "

" હા તે જાપાનની પોલીસના સ્રી–ડીટેકટીવોની સરદાર–સુપરીન્ટેન્ડેન્ટ–છે. ત્હેને મ્હારા કરતાં પણ વધારે પગાર મળે છે, એમાં આટલું બધું આશ્ચર્ય પામવા જેવું શું છે ? સ્રી ડીટેકટીવો ન હોય તો દરેક વખતે પુરૂષ ડીટેકટીવોથી બધાં કામ ન થાય. "

" અને એટલા માટેજ ત્હેણે લગ્ન કર્યાં નથી, કેમ ? "

ઓકુએ હસીને કહ્યું: " હવે લગ્ન કરવાનું કહે છે. કાયા, ઇચિઓ, અને લાલ–ત્રિમૂર્તિના કેસ પતી જશે એટલે તે લગ્ન કરી પોલીસ ખાતામાંથી ફારગ થશે–પેનશન લેશે. "

" લોઇએ ત્હમારા ઘણાં કાર્યોમાં મદદ કરી છે, કેમ ? "

"હા, ઘણું નહિ પણ દરેક કાર્યમાં! મ્હેં ત્હમને મ્હારી ઘણી વાતો કહી છે, એટલે લોઇની પણ કહું છું. એ વાત કોઇને પણ કહેશો નહિ હોં કે?"

"અરે ગાંડા થયા? કોઇને કહું પણ ખરો કે? લોઇના જેવી ચાલાક બાલિકા કોને પરણવા માગે છે-કોને પરણશે-એજ વિચાર થતો હતો."

"કેમ? એમાં વિચારવાનું શું છે? ઘણો ભાગ લોઇ મ્હારી સાથેજ પરણશે."

આ સાંભળી ઇટો વિસ્મય પામી ઓકુના મ્હોં સ્હામું જોઇ રહ્યો, એટલે ત્હેનો મનોભાવ સમજી જઇ-ત્હેની શંકા દૂર કરવા-ઓકુ બોલ્યો: "કાઉન્ટ ઇટો સાહેબ! ત્યારે ખરું કહી દઉં? લો સાંભળો. લોઇ મ્હારી સ્ત્રી છે. મ્હારી ધર્મ પત્ની છે."

---

## પ્રકરણ ૧૭ મું.

### કામાકુરાનો ઉદ્દેશ.



હજી પણ ઇટોને પોતાની સ્હામું ટગર ટગર જોતો જોઇને ઓકુએ કહ્યું: "એમાં આટલા બધા આશ્ચર્યચકિત કેમ થઇ ગયા? એક વર્ષથી લોઇ સાથે મ્હારાં લગ્ન થઇ ગયાં છે. આ કેસ પુરો થશે, એટલે એને મ્હારે ઘેર લઇ આવીશ. હજી સુધી અમારા લગ્નની વાત અમે બહાર પાડી નથી, કારણ કે તેમ કરીએ તો ત્હેનાથી આ પ્રમાણે પોલીસનું કામ થાય નહિ."

"ત્યારે શું લોઇ ખરેખર ડીટેક્ટીવ પોલીસ છે?"

"ઘણા દિવસથી છે- તે અમારી સ્ત્રી-છુપી પોલીસની-સુપરીન્ટેન્ડેન્ટ છે. ત્હેની ક્ષમતા પણ હદ પારની છે, અને તે આપણે કોઇ કોઇવાર જોઇ પણ છે."

"હા જોઇ છે. ત્હેનામાં અદ્‌ભૂત ક્ષમતા છે, એમાં તો શંકાજ નથી."

"ફક્ત આ વખતેજ અમે બન્ને જણે છક્કડ ખાધી છે."

" કેમ? આ વખતે પણ કરવામાં કાંઇ ખામી રાખી નથી.

" તે દિવસેજ ન્હોતું કહ્યું કે કાંઇ કર્યું નથી. ખુનીને પકડી શક્યો નથી. કાયા મળી નથી. પેલી લુચ્ચી ટોળાને પણ પકડી શક્યો નથી. એક જણને પકડ્યો હતો. તે પણ હાથ તાળી આપી ન્હાસી ગયો."

" તમે અને લોઇ એક સાથે કામ કરશો તો જાપાનમાંથી ચોર અને બદમાશો નિર્મૂળ થઇ જશે."

" એટલા માટે તો ત્હેની સાથે લગ્ન કર્યું છે. આ કેસ પતી જશે એટલે ત્હેને મ્હારે ઘેર તેડી લાવીશ. તે પોલીસની નોકરી છોડી દેશે, પણ છુપી પોલીસનું કામ છોડશે નહિ. મ્હને સહાય કરશે. ત્હેની બુદ્ધિ બહુ તીવ્ર છે."

" તે તો દેખાય છેજ. લોઇ આટલી બધી ખબરો ક્યાંથી મેળવતી હશે, તેનો મ્હને વારંવાર વિચાર થતો હતો. પરંતુ તે આ પ્રમાણે છુપી પોલીસમાં હશે એવો ખ્યાલ કદિ પણ આવ્યો નથી."

" તે કોઇ જાણતું નથી અને જાણી શકતું પણ નથી. ફક્ત પોલીસ જાણે છે, અને આજે તમે જાણ્યું."

" પોલીસના મર્મ જાણવા મુશ્કેલ છે."

" ત્યારે બીજાઓના મર્મ જાણવા પણ ક્યાં સહેલાં છે? અમે આટલું આટલું માથું ફોડીએ છીએ છતાં કામકુરા ને ઇચાચિનો મર્મ જાણી શકયા નથી તે તમે જોયું ને?

" એ પણ સત્ય છે."

" લોઇ ન હોત તો આ કેસમાં હું કાંઇ પણ કરી શકત નહિ. લોઇએ ઇવચિને ન મેળવ્યો હોત તો કોઇ પણ ખબર મળતજ નહિ, અને તે ન મળ્યો હોતતો બદમાશોની ટોળાને પકડવાનું કામ તદન અસંભવિત થઇ પડત."

ઇટોએ હસીને કહ્યું: " ઇવચિની શી દશા થશે?"

" એમાં કાંઇ ભય જેવું નથી. ઇવચિ લોઇને ભુલી જશે. હું ત્હેને અને ત્હેના મિત્રને છુપી પોલીસમાં દાખલ કરાવીશ."

ઇટોએ આશ્ચર્ય પામી કહ્યું: " અરે! એવા બદમાશોને પોલીસમાં દાખલ કરશો?"

ઓકુ: "કેમ નહિ? કાંટા વગર કાંટો નીકળે? બદમાશ સિવાય બદમાશને કાણુ પકડી શકે? પોલીસ ખાતામાં દાખલ થયા પછી તેઓ બદમાશ રહેશે નહિ, ત્યારપછી તો બદમાશોને પકડવામાંજ ત્હેમનું મન પરોવાશે."

"હાકોડેટ ક્યારે જવું છે?"

"કાલે જવાનુ નક્કી કર્યું છે. ત્યાં તાર પણ કરી દીધો છે."

"કામાકુરા કાયા ઉપર અત્યાચાર તો નહિ કરે?"

"એકાએક તો નહિજ. તે ઘણા ઉદ્દેશથી એને લઇ ગયો છે. ત્હેનો પહેલો ઉદ્દેશ આત્મ રક્ષાનો છે. તેનાં કૃત્યો બહાર પડી ગયાં છે, એની ત્હેને ખબર પડી ગઇ છે. હવે બચવાનો ત્હેને માટે બીજો એકકે ઉપાય નથી, અને તેથીજ કાયાને હાથમાં લીધી છે. ત્હેને છોડી દઇએ તોજ તે કાયાને છોડી દેશે. વળી કાયાને મેળવવાને માટે ત્હમે જે અથાગ પરિશ્રમ ઉઠાવો છો, તે પણ તે જાણે છે. ત્હમે મ્હોટા માણસ છો તેથી કાયાને મેળવવા માટે ત્હમે કોઇપણ રીતે પોલીસને શાન્ત પાડશો."

"બદમાશે એવુંજ ધાર્યું હશે."

"વળી ફક્ત એજ ઉદ્દેશથી તે કાયાને લઇ ગયો નથી. એક બીજો પણ ઉદ્દેશ છે. ઇયાચિ પકડાઇ ગયો છે. ત્હેણે મેળવેલા પૈસાની વાત બહાર પડી ગઇ છે અને ખરી રીતે તે પૈસા કાયાનાજ છે. એ ત્હેણે હવે જાણ્યું છે કે જો તે કાયાને પરણી શકે તો ત્હેને તે પૈસા અનાયાસે મળે એમ છે. પૈસા મળે એટલે તે મહા પુરુષ થઇ જાય અને પૈસાના જોરથી કદાચ બચી પણ જાય. એ વિચારે પણ એણે કાયાને હાથ કરી છે. હવે તે ત્હેની સાથે લગ્ન કરવાના પ્રયત્ન કરશે."

"કેવી સ્પર્ધા! બદમાશ હાથ આવે તો ખુબ પીટીશ."

"ગભરાઓ નહિ. થોડા વખતમાંજ તેમ થશે."

"જો તે હાકોડેટ નહિ જાય તો?"

"હવે સ્ટીમરના નામની ખબર પડી છે. ગમે તે બંદરમાં જશે, ત્યાંથી ખબર પડશે. દરેક બંદરમાં તાર કરી દીધા છે. પાણી લેવા માટે ત્હેને કોઈ ને કોઇ બંદરમાં તો જવુંજ પડશે. બધા પોલીસોને ખબર આપી દીધી છે. એમ તે બંદરમાં જશે, ત્યાં અટકાવ થશે. હવે ચાલો ખુનની તપાસ કરીએ."



## પ્રકરણ ૧૮ મું.

### તુતાની પરીક્ષા.



ઓકુએ ઇટાને સાથે લઇ હિયાસીના ઘરમાં પ્રવેશ કર્યો ત્યારપછી ત્હેમણે તુતાને બોલાવવા માણસ મોકલ્યું.

તે પહેલાં તો આવી નહિ. બોલાવવા જનારને ગાળો દઇ હાંકી કાઢ્યો. ઓકુએ બીજો માણસ મોકલ્યો, તે પણ ગાળો ખાઇને પાછો આવ્યો.

ત્યારપછી ઓકુ અને ઇટા બન્ને ત્હેની પાસે ગયા. ત્હેમને જોઇને તે ઉઠી નહિ. માત્ર વિકટ ભાવે ત્હેમની તરફ જોઇ રહી.

ઓકુ બહુ નરમાશથી બોલ્યોઃ "અમે ત્હમને એક વાત પૂછવા આવ્યા છીએ."

તે ક્રોધ કરીને બોલીઃ "ત્હમે પોલીસના માણસ છો. ત્હમારી વાતનો હું કાંઇ પણ ઉત્તર આપીશ નહિ. આ મ્હોં બંધ કર્યું—"

ઓકુએ ઇટા તરફ જોયું એટલે ત્હેનો મનોભાવ જાણી લઇ તે બોલ્યોઃ "તુતા, એક માણસે ત્હારી ઉપર ખોટો આરોપ મૂક્યો છે—તે ખોટો છે, એમ ત્હારે મ્હોડે સાંભળવા માટેજ ઓકુ સાહેબને ત્હારી પાસે આણ્યા છે."

ઇટાની યુક્તિ સફળ થઇ. તુતા પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરી ગર્જના કરતી બોલી ઉઠીઃ "કોની મગદૂર છે કે મ્હારી ઉપર ખોટો આરોપ મૂકે? ત્હેનું ગળુંજ ટુંપી નાંખીશ! કોણ, શું કહે છે?"

ત્હેની ચેષ્ટાઓ જોઇ ઇટા, ભય પામ્યો. ઓકુ ત્હેને પગથી તે માથા સુધી બારીકાઇથી નીહાળતો હતો. ઇટાએ કહ્યુંઃ "એક માણસ કહે છે કે ત્હેં ઇયિઓનું ખુન કર્યું છે."

નુતા છલંગ મારી ઉઠીને ઉભી થઈ, અને છંછેડાયેલી સિંહણના પેઠે ઇટો તરફ ધસી આવી. ઇટો સ્તબ્ધ થઇ ગયો.

પરંતુ હેણે હેની ઉપર આક્રમણ કર્યું નહિ. તે હેની મ્હામું આવીને ઉભી રહી. થોડીવાર ઇટો મ્હામું અને ઓકુ મ્હામું ટગર ટગર જોઇ રહી, ત્યારપછી જરા નરમ પડી. પછી ગંભીરતાથી ધીમે ધીમે બોલી: " એવું કોણ કહે છે ? "

નુતા જોતજોતામાં આટલી નરમ પડી જઇ આવું ગંભીર સ્વરૂપ ધારણ કરશે, એવું ઇટોએ કે ઓકુએ કોઇએ પણ ધાર્યું ન્હોતું. તેઓ હેમનામાં આટલું બધું પરિવર્તન થઇ ગયેલું જોઇને આશ્ચર્ય ચકિત થઇ ગયા.

નુતાએ ફરીથી તેવાજ ગંભીર સ્વરે પૂછ્યું: " એવું કોણ કહે છે ? "

ઓકુ: " હમારા પિતાનો સેક્રેટરી કહે છે. "

નુતા: " તે બદમાશ નિમકહરામ જુઠું બોલે છે. "

ઇટો: " હું પણ તેજ કહું છું. નુતા, તું તે રાત્રે શાનો આવી'તી ? "

નુતા: " શા માટે આવું ! હું આ શહેરમાં ફક્ત બે મહિનાથીજ આવી છું. "

ઓકુ: " ત્યારે તે પહેલાં હમે ક્યાં હતાં ? "

નુતા: " કોબે શહેરમાં હું મ્હારે મોસાળ હતી. ત્યાંના બધા માણસો તે જાણે છે. મ્હારી દાદી મા પણ જાણે છે. "

નુતાનું આવું ગાંભીર્ય જોઇને ઓકુને જરા વધારે વ્હેમ ગયો.

હેણે પૂછ્યું: "હમારા પિતાજીએ હમને ઇચીઓની વાત કરી હતી ?"

" ના, તેઓ કોઈ કોઇ વારજ મ્હારે ઘેર આવતા હતા. બે મહિનાથી હેમણે મ્હને અહિં આણી છે. "

"હમે ઇચિઓને જોઇ'તી ?"

" કોઇ જન્મેએ નહિ. "

" ત્યારે ઇવચિ આવું જુઠું કેમ બોલે છે ? "

ધુંધવાતા અગ્નિમાં દીવાસળી ચાંપવાથી જેમ એકદમ ભડકો થાય છે, તેજ પ્રમાણે નુતાને થયું. આ પ્રશ્ન નીકળતાંજ હેના ધુંધવાતા ક્રોધાગ્નિમાં

દીવાસળી સળગાઈ અને તે પ્રજવલિત થઇ ગયો. તે એકદમ ઉભી થઇ ગઇ અને ક્રોધથી કંપતાં કંપતાં બોલીઃ "તે મળે તો હ્યેતું ગળુંજ રૂંપી નાખીશ! મારીજ નાંખીશ! બદમાશ—નિમકહરામ—બદમાશ—એણેજ પિતાજીને પકડાવી દીધા અને મ્હને ખુની કહે છે. બસ! તમે હમણાં ને હમણાંજ અહિંથી નીકળી જાવ. હું તમારાં મ્હોં જોવા ઇચ્છતી નથી"

આમ કહી નુતા એકદમ તે ઓરડામાંથી બહાર ચાલી ગઇ. ઇટો અને ઓકુ જ્યાં હતાં ત્યાં ને ત્યાંજ સ્તબ્ધ થઇ ઉભા રહ્યાં.

કેટલીક વારે ઇટોએ કહ્યુંઃ "કેમ શું જાણ્યું?"

"કાંઇજ નહિ. જ્યાં હતા ત્યાં ને ત્યાંજ છીએ."

"મ્હને લાગે છે કે એણે ખુન કર્યું નથી. તે દિવસે એ કામે શહેરમાં હતી કે નહિ તેની તપાસ કરવાથી ખાત્રી થશે."

"તેટલા માટેજ કહ્યું છે કે જ્યાં હતાં ત્યાં ને ત્યાંજ છીએ. પહેલાં કાયા ઉપર શક ગયો, પછી ઇયાચિ ઉપર, પછી ઇવચિ ઉપર, અને આ વખતે નુતા ઉપર શક ગયો છે. આવી રીતે શું ખુનના કેસનો કિનારો આવશે? હવે બાકી ફક્ત કામાકુરા રહ્યો છે, અને તેના ઉપર પણ શક જાય છે. ત્યારે આટલા દિવસ શું કર્યું! કાંઇજ નહિ. બધું પાણીમાં! જ્યાં હતાં ત્યાંના ત્યાંજ."

ઇટોએ હસીને કહ્યુંઃ "ઓકુ! ખરેખર આ વખતે તો તમે હારી ગયા હો એમ લાગે છે."

ઓકુએ પણ હસીને જવાબ દીધોઃ "કાંઇ હરકત નહિ. જ્યાં સુધી શ્વાસ, ત્યાં સુધી આશા. છેવટે શું થાય છે તે જોઇશું."

આ પ્રમાણે વાત કરી તે ઘરનો ત્યાગ કરી તેઓ ઇટોના ઘર તરફ ચાલ્યા.

---



# પ્રકરણ ૧૯ મું.

## સ્ટીમરની શોધમાં.



બન્ને પોતપોતાના વિચારમાં છાનામાના ચાલ્યા જતા હતા, એટલામા એક જણે દોડતા આવી ઓકુને એક તાર આપ્યો. ત્હેણે તે સત્વર ફોડીને વાંચી લીધો અને ત્યાર પછી ઇટોના હાથમાં મૂક્યો.

આ તાર ટોકિયોની હેડ પોલીસ ઓફીસમાંથી આવ્યો હતો. એક વહાણે ટોકિયો આવી ખબર આપી હતી કે દુસીમા ટાપુ આગળ એક સ્ટીમરે તેની પાસે ખાધખોરાકી તથા પાણી માંગ્યાં હતાં. તે સિવાય તે ચાલતું ન્હોતું. એનું નામ " સૂર્યોદય હતું. "

ઓકુ બોલ્યો: " જોયું ને ! કામાકુરા પોતાની સ્ટીમર સાહસ કરીને કોઇ પણ બંદરમાં લઇ જઈ શકતો નથી. તે દરિયામાં ને દરિયામાંજ છે. યુક્તિ પ્રયુક્તિથી તે બીજા વહાણો પાસેથી જોઇતી વસ્તુઓ મેળવે છે. હવે આપણાથી ઢીલ કરી શકાશે નહિ. ગમે તેમ કરીને તેને પકડવી પડશે. તે પોતાનું ચાલશે ત્યાં સુધી કોઇપણ બંદરમાં જવાની નથી.

ઇટોએ આતુરતાથી કહ્યું: " હું તો હમણાંજ જવાને તૈયાર છું. "

" ત્યારે ચાલો, હવે ઢીલ કરવી યોગ્ય નથી. એક સરકારી સ્ટીમરની ગોઠવણ કરી લેવી પડશે. "

" એને માટે જેટલા પૈસા ખર્ચ થાય તેટલા આપવાને હું તૈયાર છું. "

" પણ મ્હને લાગે છે કે પૈસાની જરૂર નહિ પડે છતાં જરૂર પડશે તો આપીશું. "

" ઇવચિ અને ત્હેના મિત્રને સાથે લેવા પડશે નહિ તો સ્ટીમર ઓળખાશે નહિ. "

" કેમ ? હવે તો આપણે ત્હેનું નામ પણ જાણ્યું છે. "

" પણ તેઓ તો દર અઠવાડીએ નામ બદલે છે, કામાકુરા કાંઇ હાચોપોચો માણસ નથી."

" તેં તો છેજ. "

" હવે વાર ન લગાડો, ચાલો. "

તેઓ સોનાનું કામ જેમ બને તેમ જલદીથી આટોપી લઇને ટોકિયો જવા નીકળ્યા. સ્ટેશને આવી ઓકુએ લોઇ ઉપર ઇવચિ અને ત્હેના મિત્રને તૈયાર રાખવા માટે તાર કર્યો.

ટોકિયો પહોંચતાંજ ઓકુએ ઇટોને લોઇને ઘેર મોકલી આપ્યો અને કહ્યું: " ત્હમે ત્યાં આગળ મ્હારી વાટ જોજો. ઇવચિ અને ઇરકોને જરૂર બોલાવી મંગાવજો. હું આપણે માટે સ્ટીમરનો બંદોબસ્ત કરું છું. જો સરકારી વહાણ નહિ મળે તો એક વેપારી સ્ટીમર ભાડે કરી લઇશ. "

ઇટો બોલી ઉઠયો: " પણ પૈસા માટે ખચાશો નહિ. જેટલા પૈસા લેશે તેટલા હું આપીશ. "

ઓકુ મૃદુ હાસ્ય કરી ચાલ્યો ગયો. ઇટો લોઇના ઘર તરફ વળ્યો.

ઓકુએ એક બહુ ઝડપથી જાય એવી સ્ટીમર મેળવી. બંદરે બંદર ચોરીઓ થતી હોવાથી જાપાની સરકાર બહુજ વ્યાકુળ થઇ ગઇ હતી. તે ભયાનક ટોળી પકડાશે એવા સમાચાર મળતાંજ તેણે આનંદ પૂર્વક એક દ્રુતગામી સ્ટીમર ઓકુને સોંપી.

તાર મળતાંજ લોઇએ ઇવચિ અને ઇરકોને બોલાવી મંગાવ્યા હતા. ઇટો પણ ત્યાં જઇ પહોંચ્યો. હવે સઘળા આતુરતાથી ઓકુની વાટ જોવા લાગ્યા.

સંધ્યાકાલ પહેલાં ઓકુ આવી પહોંચ્યો. ત્હેમણે એક ક્ષણ પણ વિલંબ કર્યો નહિ. બનતી ઉતાવળે સઘળું આટોપી લઇ તેઓ સ્ટીમરમાં બેઠા. લગભગ એક મહિનો ચાલે એટલી ખાધ ખોરાકી અને બીજી વસ્તુઓ લઇ લીધી. ટુસિમા ટાપુ પાસેના દરેક બંદર ઉપર કોલસા વગેરે તૈયાર રાખવા માટે ઓકુએ તાર કરી દીધા.

સંધ્યા કાળે ત્હેમની તે સ્ટીમરે ટોકિયોનું બારૂં છોડયું. સ્ટીમર છુટતાંજ ઇટોએ દીર્ઘ નિશ્વાસ નાંખ્યો અને મનમાંને મનમાંજ બોલ્યો: " આટલે દિવસે પણ કયા મળે એમ લાગે છે. "

પરંતુ કાયા ત્હેને સહજમાં પ્રાપ્ત થાય એવું વિધાતાએ લખ્યું ન્હોતું!

**ભાગ ત્રીજો સમાપ્ત.**

# ભાગ ચોથો.

## પ્રકરણ ૧ લું.

### પલાયન.

ઘોર અરણ્યમાં વન પશુનો શિકાર કરવા માટે જેમ શિકારી તેને અનુસરે છે, તેજ પ્રમાણે હવે કામાકુરાના અનુસરણનો આરંભ થયો. "ઇયાચિ આત્મ હત્યા કરી જેલ જાત્રા જતો બચ્યો છે, અને હેણે જરૂર ઓકુ અને ઇટો પાસે બધું કબુલ કરી દીધું છે, માટે હવે ક્ષણ પણ વિલંબ થતાં ઓકુના હાથમાંથી છટકવું મુશ્કેલ થઇ પડશે." એમ વિચાર કરી કામાકુરા એકદમ સ્ટીમર હંકરાવી નાઠો. સ્ત્રી પરિવાર બધાનો ત્યાગ કરી પલાયન કરી ગયો. હેણે હેની સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું ખરૂં, પણ તે પૈસા માટેજ ! હેણે હેનું બધું ધન ઉડાવી દીધું હતું. બીજે અનેક રસ્તે પૈસા મેળવ્યા હતા, પરંતુ તેમાંની એક પાઇ પણ રહી નહિ. પાપના પૈસા રહેતાજ નથી. તે તો જે રસ્તે આવે છે તેજ રસ્તે જાય છે ! તેણે જુગારમાં મેળવેલા પૈસા પાણીની પેઠે વહી ગયા !

હવે લાલ-ત્રિમૂર્તિ અથવા સોનેરી ટોળીની વાત પણ પ્રસિદ્ધ થઇ ગઇ હતી, તેથી તે ધંધો પણ ચાલે એમ ન્હોતો. હવે હેનો આધાર ફક્ત કાયા ઉપરજ હતો. જો તે કાયાને પરણી શકે તો હેના બધા પૈસા હેના હાથમાં આવે ખરા.

એટલા માટે ઇયાચિ પાસે જઇને હેણે કાયાને મેળવવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ જ્યારે એણે 'કાયા ઇયાચિના ઘરમાં નથી પણ સોઇ અને હેની મા હેને તેડી ગયાં છે' એમ સાંભળ્યું ત્યારે તે ક્રોધથી ઉન્મત્ત

થઇ ગયો અને છંછેડાયલા સિંહની માફક ઇયાચિ ઉપર ધસી ગયો. તે બન્ને વચ્ચે ઘોર યુદ્ધ થયું. કામાકુરાએ ઇયાચિને નીચે નાંખી દીધો અને તેથી હેનો પગ ભાંગી ગયો હતો.

ઇયાચિએ પણ કાયાને રાજી ખુશીથી જવા દીધી ન્હોતી. કોઇની માતાએ આવી હેને પોતાના પ્રથમ સ્વામીના નોકર ઇયાચિ તરીકે ઓળખી કાઢ્યો હતો. હેની પુત્રી કાયાને હવે અટકાવી રાખવી મુશ્કેલ હતી, તેથી હેણે કાયાને જવા દીધી. પોલીસને ખબર નહિ આપેલી હોવા છતાં આપી દેવી પડી હતી. તે પોતે ખોટો હિયાસી થયો હતો, તેથી વધારે રકઝક કરતાં જેલમાં જવાનો ભય હતો. એ બધો વિચાર કરીનેજ હેણે કાયાને જવા દીધી હતી.

ગમે તેમ કરીને પણ કાયાને હસ્તગત કરવાના ઇરાદાથી કામાકુરા ટોકિયો આવ્યો હતો. કાયા કોઇને ઘેર છે તે તે જાણતો હતો, અને ઇયચિની મારફત હેને સીસામાં ઉતારી. કાયાને હેની યુક્તિની ખબર પડી નહિ. તે ફુસાઇ પોતે ઇયાચિ પાસે જાય છે, એમ વિચારી ધૂર્ત કામાકુરા સાથે ચાલી.

સ્ટેશન ઉપર બહુ રકઝક કરીને કામાકુરાએ કાયાને એક પ્યાલો ચહા પાઇ. પાપીએ ચાલાકીથી ચહાની સાથે એક ઔષધ ભેળવી દીધું, અને ગાડી ઉપડી ન ઉપડી એવામાં તો કાયા બેભાન થઇ ગઇ.

ત્યાર પછી બીજે સ્ટેશને કામાકુરાએ હેને અસ્વસ્થ અને પીડિત જણાવી ઉતારી લીધી. તે પોતાને નિર્દિષ્ટ સ્થળે ગયો નહિ. પહેલેથીજ તે સ્ટેશન ઉપર માણસોનો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો, તેઓ પાલખી સાથે કામાકુરાની વાટજ જોતાં હતાં. કામાકુરાએ બેભાન કાયાને પાલખીમાં બેસાડી અને હેની આગળ પાછળ કપડું વિંટાળી લીધું. ત્યારપછી હેને એવી સ્થિતિમાં સ્ટીમરમાં લઇ ગયો.

કાયા સ્ટીમરમાં ગઇ છે, એ ખબર ઇયચિ કદી પણ પ્રસિદ્ધ નહિ કરશે, એવી કામાકુરાને ખાત્રી હતી. તે ટોળીનો વિશ્વાસુ માણસ હતો. તે વિશ્વાસઘાતી થઇ બધી વાત કહી દેશે એવો વિચાર હેને બીલકુલ આવ્યોજ નહિ.

અને તેટલા પૈસા એકઠા કરવા માટેજ તે સ્ટીમરમાંથી શહેરમાં આવ્યો હતો. હેણે જાપાનનો ત્યાગ કરી ચીનમાં જવાનો નિશ્ચય કર્યો હતો. કાયાને સ્ટીમરમાં કેદ કરી-પુરી રાખીને આવ્યો હતો.

તે ગુપ્ત રીતે સાનો આવ્યો હતો. ગુપ્ત રહીને ઇયાચિના મરણ સમાચાર સાંભળ્યા હતા, અને સાંભળીને તુરતજ હેણે બંદર ઉપર આવી સ્ટીમર છોડી મૂકી હતી. ઇવચિ અને ઇરકો રહી જાય છે, એ વિચાર કરવાનો પણ ત્હેને સમય ન્હોતો.

તેની સ્ટીમર ઝડપથી ચાલતી હતી. પોલીસે સ્ટીમરની વાત જાણી છે. -તે સ્ટીમરની તપાસમાંજ છે-તે તે સારી રીતે જાણતો હતો, અને તેથીજ હેણે કેટલાક દિવસ સુધી કોઇ પણ બંદરમાં સ્ટીમરને ન લઇ જવાનો નિશ્ચય કર્યો હતો. ઓકુ દરેક બંદરે તાર કરી દેશે તે પણ તે સારી રીતે જાણતો હતો.

આટલા દિવસ પછી આ છેલ્લું યુદ્ધ ચાલે છે. તેમાં જીત થાય તો ઠીક, નહિ તો મરણ પર્યંત કારાગૃહ વાસ થવાનો છે પણ કામાકુરાએ હજી આશા મૂકી દીધી નથી.

---

## પ્રકરણ ૨ જું.

---

### કેદી.



ભાન આવતાં કાયા વિસ્મય પામી વ્યાકુલ ભાવે ચારે તરફ જોવા લાગી. પોતે ક્યાં છે તે પણ પહેલાં તો તે કળી શકી નહિ.

કામાકુરા સાથે મરણ પથારીએ પડેલા ઇયાચિને મળવા માટે સ્ટેશન ઉપર આવી ગાડીમાં બેઠી ત્યાં સુધીની બીનાજ ત્હેના જાણવામાં હતી પણ ત્યાર પછી શું થયું તેનું ત્હેને ભાન ન્હોતું.

તે ઉઠી બેઠી થઇ " હું ક્યાં છું ? " એવો વિચાર કરતી ચારે તરફ બારીકાઇથી જોવા લાગી. હજી ત્હેનું માથું ફરતું હતું.

ક્રમે તે પોતે એક સ્ટીમરમાં છે એમ હેની ખાત્રી થઇ. હેણે ઘણાં વહાણો જોયાં હતાં જાપાનની ચારે તરફ સમુદ્ર છે. દેશની અંદરના ભાગમાં પણ ન્હાના મ્હોટાં અનેક સમુદ્ર અને ખાડીઓ છે.

સ્ટીમર પ્રબલ વેગે ચાલતી હતી, તે હેણે તેનાથી થતા શબ્દ ઉપરથી જાણ્યું. તે સમુદ્રની વિશાળ પણ ખળભળતી-ઉંચી નીચી-તરંગમય છાતી ઉપર નાચતી નાચતી ચાલતી હતી. હેણે વિચાર કર્યો કે " નક્કી ઇયાચિ અથવા કામાકુરાએ મ્હને બેભાન સ્થિતિમાં સ્ટીમરમાં આણી છે. સ્ટેશન ઉપરની ચાહમાં હેણે કાંઇ ઔષધ મેળવી દીધું હશે તેથીજ હું બેભાન થઇ ગઇ હોઇશ. આ સ્થિતિમાં મ્હને અહિં લાવવામાં હેમનો હેતુ-ઉદ્દેશ સારો હોવો જોઇએ નહિ.

હેણે ઇયાચિ સંબંધી કોઇ પાસે થોડું ઘણું સાંભળ્યું હતું. ઇયાચિ તેનો પિતા નથી તે પણ હેણે જાણ્યું હતું, પરંતુ બચપણથીજ તે ઇયાચિને પોતાના પિતા જાણતી હતી, હેને બહુ ભલો માણસ ગણતી હતી, તે ઇયાચિ જુગારી અને ચોર હોય એ હેણે માન્યું નહિ. તેથીજ તે હેને એ સંબંધી કેટલુંક પૂછવાને, હેના મરણ પથારીએ હોવાના સમાચાર મળતાંજ કામાકુરા સાથે તતક્ષણ રવાને થઇ હતી.

હજી પણ હેના મનમાં એમજ થતું હતું કે ઇયાચિ આમાનું કાંઇ પણ જાણતો નથી. કામાકુરાએજ હેને ભોળવી સ્ટીમરમાં આણી છે. કામાકુરાને પણ તે અત્યાર સુધી સારો માણસ ધારતી હતી, તેથી તે પોતાને અહિં શા માટે લઇ આવ્યો, અને હવે પછી ક્યાં લઇ જવા માંગે છે, તેની હેને સમજણ પડી નહિ."

કાયા ઉઠીને ઉભી થઇ, પણ હેને બહુજ અશક્તિ જણાવા લાગી. પહેલી વખત ઉભાં થતાં હેને ચક્કર આવવા માંડયાં અને હેને બેસી જવું પડ્યું. ત્યારપછી મહામહેનતે તેને જે ઓરડામાં પુરી હતી, તે ઓરડાની લાકડાની ભીંતિને ટેકવીટેકવીને બારણાં આગળ આવી. બારણાં તાણી જોયાં તો તે બહારથી બંધ કરેલાં હતાં. તે કેદી-થઇ હતી-હેને પુરી દેવામાં આવી હતી!

ત્યારબાદ તેનું લોહી ઉછળી આવ્યું. તે ક્રોધથી કંપવા લાગી. એ બ્હીએ એવી ન્હોતી. ત્હેણે ન્હાનપણથીજ ઘણે ઠેકાણે જુદાજુદા માણસો પાસે સ્વતંત્રતાથી નોકરી કરી સ્વતંત્ર નિવાસ કર્યો હતો. ત્હેનામાં સાહસનો અભાવ ન્હોતો. ત્હેનું મનોબળ પણ અસીમ હતું. તે ક્રોધ કરી કરીને જોરથી બારણામાં પગ પછાડવા લાગી.

કેટલીક વાર પછી કોઇએ બહારથી બારણું ઉઘાડયાં. કાયાએ જોયું તો એક વૃદ્ધ દાસીએ બારણાં ઉઘાડી કેટલાક ખાદ્ય ખોરાકીના પદાર્થો લઇ ઘરમાં પ્રવેશ કર્યો. ત્હેને જોતાંજ કાયા ક્રોધ પૂર્વક ગર્જી ઉઠી: "હું ક્યાં છું? મ્હને અહિં કોણે આણી? મ્હને ક્યાં લઇ જાઓ છો?"

વૃદ્ધાએ ખાવાનું ત્હેની પાસે મૂકી કહ્યું: "એ બધું આપને કામાકુરા. સાહેબ કહેશે."

"તે ક્યાં છે?"

"આપ ખાઇપીને સ્વસ્થ થશો, એટલે તે આપને મળશે."

કાયા બુદ્ધિમતી હતી. ત્હેણે વિચાર્યું કે: "આતો બિચારી દાસી છે. એની સાથે કચકચ કરવામાં કાંઇ ફળ નથી. એની ઉપર ક્રોધ કરવો પણ નકામો છે." આ પ્રમાણે વિચાર કરી ક્રોધનો ત્યાગ કરી ત્હેણે દાસીને ગંભીરતાથી પૂછયું: "આપણે ક્યાં છીએ?"

"સ્ટીમરમાં."

"હું આંધળી નથી. સ્ટીમરમાં છીએ તે તો હું જોઇ શકું છું. હમણાં આપણે ક્યાં છીએ?

"જાપાની–સમુદ્રમાં."

"હું ઉપર જઇને જોઉં?"

"ખાઇપીને પછી જજો."

કાયા જવાને માટે તૈયાર થઇ, પરંતુ ત્હેનામાં શક્તિ ન્હોતી. ત્હેના પગ પાછા પડતા હતા. સીડી ચઢી જવાની ત્હેનામાં લેશ પણ શક્તિ ન્હોતી.

તેથી તે પાછી ફરી અને દાસી પ્રત્યે બોલીઃ “ ત્હમણે એક વખત મ્હને ઝેર આપી બેભાન કરી નાંખી અહિં આણી છે, તો પછી આ ખવા ખોરાકમાં ઝેર નથી તેની શું ખાત્રી ? ”

“ તે વખતે બેભાન કર્યાં હોત તો ત્હમે આવત નહિ. તેથીજ ત્હમને બેભાન કરવા પડયાં હતાં. હવે બેભાન કરવાનું કે મારી નાંખવાનું કાંઇ પ્રયોજન નથી. ”

કાયા જાણી ગઈ કે આ દાસી પણ ખરેખરી લુચ્ચી છે. ત્હેની પાસેથી કોઇ પણ વાત નીકળવાનો સંભવ નથી, માટે એની સાથે તર્ક કરવો નકામો છે.” છેવટે તે આહાર કરવા બેઠી.

બેસીને જોયું તો આહારનો બંદોબસ્ત પણ બહુ સારો હતો. અનેક પ્રકારની સારી સારી વાનીઓ તૈયાર કરી હતી. ખાધા પછી કાયાએ એક પ્યાલો સાફી પીધો. તે પણ અતિ શ્રેષ્ઠ અને કિંમતિ હતો. સાધારણ માણસો આવો ઉંચો સાફી વાપરી શકતા નથી.

કાયાના ઉઠયા પછી દાસીએ વાસણો એકઠાં કરી ચાલવા માંડયું. એટલે કાયા બોલીઃ “ મ્હારે કામાકુરા સાહેબને મળવું છે. ”

“ ખબર આપું છું. ” કહી વૃદ્ધા ચાલી ગઇ. કાયા ત્યાંજ બેસી રહી. જતી વખતે વૃદ્ધાએ બારણું બંધ કર્યાં નહિ.

ઘણીવાર સુધી કાયા એકલી બેસી રહી. કોઇ આવ્યું નહિ. કોઇપણ દિશામાં મનુષ્યનો શબ્દ ન્હોતો અથવા સ્ટીમરના શબ્દથી અને સમુદ્રની ગર્જનાથી સંભળાતો ન્હોતો.

ઘણીવાર થઇ પણ કોઇ આવ્યુંજ નહિ, તેથી કાયા શાડીને બહાર નીકળી. પાસેજ ઉપર જવાની સીડી હતી. તે ધીમે ધીમે ઉપર જવા લાગી.





## પ્રકરણ ૩ જું.

### લગ્નની વાત.



સીડીની ઉપરજ કામાકુરા ઉભો હતો. કાયાને જોઇને ત્હેણે ત્હેને માનપૂર્વક અભિનંદન કર્યું, પાસે પડેલી એક ખુરસી આણી આપી. સીડી ઉપર જઇ પ્રકૃતિ દેવીનું અપૂર્વ સૌંદર્ય જોઇ કાયા વિમુગ્ધ થઇ. કેટલોક વખત સ્તબ્ધ ઉભી રહી.

તે વખતે સંધ્યા કાળ થઇ ગયો હતો. ચારે તરફ ભુરો સમુદ્ર ભુરા આકાશમાં મળી ગયો હતો. સ્ટીમર ઉપર મ્હોટાં મ્હોટાં તરંગો ઉછળી આવતાં હતાં, અને તે તે બધાને કાપી નાંખી નાચતી નાચતી આગળ વાધતી હતી. આથી સમુદ્રના તંરગો છિન્નભિન્ન થઇ જતા હતા અને તેને પરિણામે ઉત્પન્ન થયલો ફીણયુક્ત પ્રવાહ સમુદ્રના વૃક્ષ:સ્થળ ઉપર દુધનો પ્રવાહ વહેતો હોય એમ જણાતો હતો.

તે શ્વેત દુધીયા તરંગો ઉપર અસ્ત પામતાં સૂર્યનાં સોનેરી કિરણો પડીને એક અપૂર્વ સૌંદર્ય ધારણ કરતાં હતાં. જે ઠેકાણે સૂર્યના કિરણો પડતાં હતાં તે સ્થાન ઉપર જાણે તપ્ત કાંચન ઢાળી દીધું હોય એમ ભાસતું હતું. જેણે સમુદ્રમાં સૂર્યાસ્ત ન જોયો હોય, તે બીજાને તેનાં સૌંદર્યની ઝાંખી કરાવી શકે એમ નથી.

કાયા, આ અનિર્વચનીય સૌંદર્ય રહાસું જોતી ઘણીવાર સુધી ઉભી રહી. ત્હેના મુખ ઉપર શીતલ વાયુ પ્રબલ વેગે વાતો હતો. કોઇ કોઇ વાર સ્ટીમર સાથે અફળાતાં તરંગો છિન્ન ભિન્ન થઇ બિંદુ બિંદુ રૂપે ત્હેના મ્હોં ઉપર છાલક મારતાં હતાં. કાયાના શરીર ઉપર એક નૂતન તેજ, નૂતન બળ, અને નૂતન આનંદ જણાતો હતો. આથી થોડીવાર માટે તે સઘળું ભુલી ગઇ. તે ધીમે ધીમે ખુરશી ઉપર બેઠી.

કામાકુરા હેની પ્રત્યે પોતાનું માન દર્શાવવા પાસે ઉભો રહેલો હતો. કેટલીક વારે કાયાની દૃષ્ટિ એકાએક હેની ઉપર પડી. તુરતજ તે ચમકી ઉઠી, હેને બધું યાદ આવ્યું. તુરતજ ક્રોધાગ્નિ પ્રદીપ્ત થયો. પરંતુ તે અગ્નિને પોતાના હૃદયમાંજ દબાવી દઇ તે બોલી: " કામાકુરા સાહેબ! આ બધું શું? ઇયાચિની પાસે લઇ જવાનું કહ્યું ત્યારેજ હું ત્હમારી સાથે આવી છું, અને આ શું? આ સ્ટીમરમાં મ્હને શામાટે આણી છે?"

કામાકુરા કાયાની પાસે ખુરસી નાંખી બેઠો, અને બોલ્યો: "ત્હમારા સારા માટેજ ત્હમને અહિં આણ્યાં છે. ત્હમને મૃત્યુના મુખમાં પડતાં બચાવવા માટેજ અહિં આણ્યાં છે."

"મ્હેં ઇચિઓનું ખુન કર્યું નથી. એ ઇયાચિ જાણે છે, પછી મ્હારે શો ભય છે? ત્હેમને હું મ્હારા પિતાજ ગણું છું-જાણું છું, તેથીજ ત્હેમણે જે પ્રમાણે કહ્યું, તે પ્રમાણે કર્યું છે. નહિ તો હું કયારનીએ ઇટોના આશ્રયમાં ગઇ હોત, અને તે મ્હારી રક્ષા કરત."

"તું મ્હોટા માણસના પ્રેમને ઓળખતી શકતી નથી. ત્હારી ગેર હાજરીમાં હમણાં તે લોઇની સાથે મોજ માણે છે."

કાયા ક્રોધ પૂર્વક કામાકુરા સ્હામું જોઇને બોલી: "તદન ખોટું છે."

તે ધીમે ધીમે બોલ્યો: "ખરૂં કે ખોટું તે તો આગળ ઉપર જણાશે પણ જો કોઇ પણ ત્હમારી રક્ષા કરશે તો તે હુંજ કરીશ. હું ત્હમને કેટલો બધો ચ્હાતો હતો તે ત્હમે કયાં નથી જાણતાં?"

કામાકુરા આદરપૂર્વક કાયાનો હાથ ઝાલવા ગયો, પરંતુ તે હાથ ખેંચી લઇ બોલી: "ત્હમે મ્હારી સ્નેહ પૂર્વક સંભાળ રાખી છે, તે હું કબુલ કરૂં છું. પરંતુ મ્હને આ પ્રમાણે બેભાન કરી અહિં લાવવાનું ત્હમને યોગ્ય ન્હોતું."

કામાકુરાએ મિષ્ટ સ્વરે કહ્યું: "ન આણ્યાં હોત તો પોલીસ પકડત."

"પણ તે મ્હને કાંઇ પણ કરી શકત નહિ."

"હવે મ્હારા સિવાય ત્હમારૂં કોઇ નથી. ઇયાચિ મરી ગયો છે."

કાયાએ અતિશય ક્રુદ્ધ સ્વરે કહ્યું: "એ પણ ત્હમે જૂઠું બોલો છો."

"ખરૂં ખોટું બધું પછી જણાશે. હવે મુખ્ય વાત કહું છું તે સાંભળો. કાયા હું ત્હમને ચ્હાઉં છું."

"ત્હમે મ્હારી સાથે આ પ્રમાણે વાત ન કરો."

"એ પ્રમાણે વાત કરવા માટેજ મ્હેં ત્હમને અહિં આણ્યા છે."

કાયા ક્રોધભેર ઉઠીને ઉભી થઇ, બોલીઃ "હું આપની સાથે વાત કરવા ઇચ્છતી નથી."

કામાકુરા વ્યંગ સ્વરે બોલ્યોઃ "હવે ત્હમે મ્હારા હાથમાં છો. અહિંથી ન્હાસવાનીએ બારી–ઉપાય–નથી, માટે હું જે કહીશ તે ત્હમારે કબૂલ કરવુંજ પડશે."

કાયાએ એકવાર ચારે તરફ જોયું. તે વિચાર કરવા લાગીઃ "સ્ટીમર સમુદ્રમાં છે. તે ત્હેની પોતાની કામાકુરાની છે, માણસો પણ ત્હેનાંજ છે. આવી અવસ્થામાં ક્રોધ કરવાથી અથવા એની સાથે કજીઓ કરવાથી તે મ્હારી ઉપર અનેક પ્રકારના અત્યાચાર કરી શકશે. અત્યારે બુદ્ધિનુંજ કામ છે. ધૈર્યનીજ જરૂર છે." એ પ્રમાણે વિચાર કરી ત્હેણે પોતાના મનોભાવ દબાવી દઇ કહ્યુંઃ

"ત્હમે મ્હને શું કરવાનું કહો છો?"

કામાકુરા ઘણો ભાગ ત્હેનો મનોભાવ સમજી ગયો હોય એમ લાગ્યું. તે બોલ્યોઃ "હું ત્હમને જે કહીશ તે કરવામાંજ ત્હમારૂં પરમ સૌભાગ્ય છે. એમ નક્કી જાણજો."

કાયા મૃદુ સ્વરે બોલીઃ "ત્હમે મ્હને શું કરવાનું કહો છો?"

"ત્હારે મ્હારી સાથે લગ્ન કરવાં પડશે."

કામાકુરા ત્હેને આવા શબ્દો કહેશે એવો કાયાને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો. તે અતિશય આશ્ચર્ય ચકિત થઇ ત્હેની સ્હામું જોઇ રહી.

કામાકુરા મૃદુ હાસ્ય કરીને બોલ્યોઃ "એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇજ નથી. હું ત્હમને ઘણા દિવસથી ચ્હાઉં છું."

એ સાંભળી કાયાના મનની સ્થિતિ કેવી થઇ હશે તે કહેવાની જરૂર નથી, પરંતુ ત્હેણે મહા મહેનતે પોતાનો મનોભાવ દબાવી દઇ કહ્યુંઃ "ત્હ-મારે સ્ત્રી છે ને?"

કામાકુરાએ હસીને કહ્યું: "આ? ત્હેનો તો ત્યાગ કર્યો છે."

કાયા: "એ સંબંધી વિચાર કરવાનો વખત આપો."

"બે દિવસ પછી આપણે એક બંદરે પહોંચીશું. તે બે દિવસ વિચાર કરવા માટે આપું છું. મરજીમાં આવે તેટલો વિચાર કરો, પરંતુ એટલું તો નક્કી યાદ રાખજો કે ત્હમે કોઇ પણ રીતે મ્હારા હાથમાંથી ન્હાશી શકો એમ નથી. તે બંદરમાં આપણાં લગ્નની બધી તૈયારી રાખી છે. ત્યાં જઇને હું ત્હમારી સાથે લગ્ન કરીશ."

કાયાને ફક્ત એકલો ઇટોનોજ આધાર હતો. સ્ટીમર ફોરમોસા પહોંચતાંજ તે ત્હેનો ઉદ્ધાર કરશે, એવી ત્હેને ખાત્રી હતી. ત્હેણે વિચાર્યું હતું કે, "મ્હારો પત્ર ત્હેને પહોંચ્યો હશે. એ સમાચાર જાણીને તે નિશ્ચિંત રહી શકશે નહિ."

કાયાએ પૂછ્યું: "ત્યારે તમે ફોરમોસા જાવ છો?"

કામાકુરા હસીને બોલ્યો: "ના. અમે જે દિશામાં જવાનું કહીએ છીએ, તેની ઉલ્ટી દિશામાંજ જઇએ છીએ."

એ શબ્દો સાંભળી કાયા તદ્દન નિરાશ થઇ બેસી ગઇ. ત્હેણે મહા મહેનતે પોતાના મનોભાવ ગુપ્ત રાખ્યા.

---

## પ્રકરણ ૪ થું.

### અત્યાચાર.



થોડી વાર સુધી કાયા ચુપચુપ બેસી રહી. કામાકુરા ત્હેની પાસે બેસીને આદર અને પ્રેમની ઘણી ઘણી વાતો કહેવા લાગ્યો, પરંતુ તેમાંના ઘણા ખરા ભાગનો તો ત્હેના કાનમાં પ્રવેશ પણ થયો નહિ! ત્હેનું મન ઉદ્વિગ્ન થઇ ગયું હતું. ત્હેની વિચાર શક્તિ લુપ્ત થઇ ગઇ હતી.

ક્રમે કામાકુરાની વાતો ત્હેને માટે અસહ્ય થઇ પડી અને ત્હેણે સત્વર

ઉઠી નીચે આવી પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો. કામાકુરા પણ ત્હેની સાથે સાથેજ નીચે ઉતર્યો. કાયાએ ત્હેની તરફ ફરીને કહ્યું; " તમે મ્હને બે દિવસ વિચાર કરવાનો વખત આપો છે. "

" વારૂ, વારૂ. " કહી કામાકુરા બીજી તરફ ચાલ્યો ગયો. ત્હેણે વિચાર્યું કે: " હમણાં નારાજ કરવાની જરૂર નથી. મ્હેં ઘણી સ્ત્રીઓ જોઇ છે. જ્યારે તેઓ જુએ છે કે બીજો ઉપાયજ નથી, ત્યારે પોતાની મેળે રાજી થાય છે. "

કાયા બારણું બંધ કરી શય્યામાં મ્હોં ઢાંકી ખુબ રડી. રડી રડીને પોતાના હૃદયને જરા હલકું કર્યું. ત્યાર પછી " હવે શું કરવું ? " તેનો વિચાર કરવા લાગી.

" હવે ઇટો મારફત ઉદ્ધાર થવાનો સંભવ નથી. ત્હેને મ્હારો પત્ર પહોંચ્યો હશે, તે પત્ર લઇ મ્હારી શોધમાં ફોરમોસા જવા નીકળી પડ્યો હશે, પરંતુ આ સ્ટીમર તો તેનાથી તદન જુદીજ દિશામાં જાય છે. કામાકુરા આવો ભયાનક-ભયંકર માણુસ છે. એવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો. "

" પણ હવે શું ઉપાય ? આ સ્ટીમર કયા બંદરમાં જાય છે, તે પણ હું જાણુતી નથી. જાણું તોપણ ઇટોને ખબર કરી શકાય એમ નથી. "

" જો હું કામાકુરાને લગ્નની ના કહીશ, તો તે બલાત્કારે પણ લગ્ન તો કરશેજ. સ્ટીમરમાં જે માણુસો છે તેમની તરફથી કાંઇ સહાય મળે એમ છે નહિ, તો હવે મ્હારે શું કરવું ? "

" કામાકુરા સાથે પરણુવા કરતાં તો મરવુંજ સારૂં છે. "

જાપાનમાં આત્મહત્યા અથવા આપઘાત કરવામાં પાપ ગણાતું નથી! જાપાનીઓ વાત કરતાં કરતાં અવિચલિત ભાવે આપઘાત કરે છે. દરેક જાપાનીશ, માનભંગ કરતાં મરણુને હજારગણું સારૂં ગણે છે. તેથી કાયા હવે છેક છેવટનો ઉપાય આપઘાત કરવો કે નહિ તેનો વિચાર કરવા લાગી.

ત્હેણે જોયું તો કામાકુરાએ એનો પહેલેથીજ વિચાર કરી રાખ્યો હતો, ત્હેને આપઘાત કરવાનું કોઇ પણ સાધન ન મળે એવો બંદોબસ્ત

કરી શક્યો હતો, છતાં આપધાત કરવાનીજ જો ઇચ્છા હોય, તો કાયા તેમ કરી શકે એમ હતી. હેની ચારે તરફ અતલ સમુદ્ર હતો. લાગ જોઇ તેમાં ઝંપલાવે તો અનાયાસેજ તે પોતાના જીવનનો અન્ત આણી શકે એમ હતી. "

પરંતુ આશાનો ત્યાગ કોણ કરી શકયું છે? હેણે વિચાર્યું કે: " જો મરવુંજ પડશે તો ગમે ત્યારે મરી શકીશ. આનું છેવટ-અન્ત-જોયા સિવાય હું મરીશ નહિ. હજી શું થશે તે કોણ જાણે છે ? " માટે આ વખતે તો એ શઠ સાથે શઠ થવું એજ યોગ્ય છે. હેને મ્હારા મનોભાવની ખબર ન પડી જાય એવી રીતેજ મ્હારે વર્તવું જોઇએ. હવે બીજો ઉપાય નહિ હોવાથી મ્હેં લગ્ન કરવાનું કબુલ કર્યું છે એમ તે ધારે એવુંજ વર્તન રાખવાની જરૂર છે. "

તે દિવસે રાત્રિએ વિચાર કરી કાયાએ પોતાના મન સાથે એજ નિશ્ચય કર્યો. બીજે દિવસે સ્હવારે તે પહેલાની માફક ઉદ્વિગ્ન રહી નહિ, તે છતાં પોતાના તાત્કાલિક પરિવર્તનથી ધૂર્ત-કામાકુરા વ્હેમાય નહિ એટલા માટે તે બહુ સાવધાન રહી. જુદી જુદી અનેક પ્રકારની વાતો કરી હેને ભોળવવાનો પ્રયત્ન કરવા લાગી.

બીજે દિવસે રાત્રે કાયા ઉંઘતી હતી, તે વખતે એકાએક કોઇએ આવી હેની આંખો અને મ્હોઢું બાંધી લીધાં. તે એક શબ્દ પણ બોલી શકી નહિ.

ત્યાર પછી ત્રણ ચાર માણસોએ હેના હાથ પગ બાંધ્યા, પછી હેને ઉચકીને કોઇ ઠેકાણે લઇ જતા હોય એમ લાગ્યું. તે માણસો હેને બહાર ડેક ઉપર લઇ ગયા, તેની પણ તેને ખબર પડી.

હેણે પહેલાં તો જરા જોર કર્યું પરંતુ તેમ કરવામાં કાંઇ લાભ નથી, એવી તુરતજ હેની ખાત્રી થઇ. હેના હાથ પગ એવા તો સજ્જડ બાંધી દીધા હતા કે તે કાંઇ કરી શકે એમ હતું નહિ. ધીમે ધીમે તે બેભાન થઇ ગઇ, અને ત્યારપછી શું થયું, તેની હેને ખબર પડી નહિ.

---

## પ્રકરણ ૫ મું.

### સ્ટીમર ડૂબી.



ઓ કુ અને ઇટો ઇવચિને લઇને સરકારી સ્ટીમરમાં ડુસિમા ટાપુ પાસે આવી પહોંચ્યા. ત્હેમની સ્ટીમર બહુ ઝડપી હતી. કેપ્ટને કહ્યું કેઃ "જો તે સ્ટીમર બીજી દીશામાં નહિ ગઇ હોય તો આપણે રખડવું પડશે નાહ. આજેજ તેને પકડી પાડીશું."

ત્રણ ચાર માણસો સ્ટીમરની ચારે તરફ દૂરબીન સહિત પહેરો ભરતાં હતાં. ઇવચિએ કહ્યું કેઃ "કામાકુરા પોતાની સ્ટીમરનો રંગ ગમે તેટલો ફેરવી નાંખશે અને ગમે તે નામ આપશે, તો પણ હું તેને ઓળખી કાઢીશ."

સંધ્યાકાળ પહેલાં થોડો વખત અગાઉ ઇવચિ ચિત્કાર કરી ઉઠયો કેઃ "એજ તે સ્ટીમર."

ત્હેનો ચિત્કાર સાંભળીને સઘળા તેજ વખતે ત્હેની આસપાસ ભેગા થઇ ગયા, અને ઇટો વ્યગ્રભાવે બોલ્યોઃ "બરાબર જોયું? એજ સ્ટીમર કે?"

ઇવચિઃ "હા, એ સ્ટીમરમાં હું ઘણા દિવસ રહેલો છું, તેથી તે તેમાં ગમે તેટલો ફેરફાર કરી નાંખે તો પણ હું ટેમતાં વારમાંજ ઓળખી શકયો છું."

તે વખતે, ઓકુની સ્ટીમરથી તે સ્ટીમર આશરે ૩–૪ માઇલ દૂર હતી. તેનું બરાબર નિરીક્ષણ કરવા માટે બધાજ દૂરબીનમાંથી જોવા લાગ્યાં. કેપ્ટને તે સ્ટીમરને પકડવા માટે પોતાની સ્ટીમરનો વેગ વધારી દીધો. સ્ટીમર પણ તેનો ઉદ્દેશ સમજી ગઈ હોય એમ કામાકુરાને લાગ્યું કારણ કે તેણે પણ બનતી ત્વરાએ ન્હાસવા માંડયું હતું.

આ જોતાંજ બધાની ખાત્રી થઈ કે તે સ્ટીમર આપણો ઉદ્દેશ સમજી જઇ આપણા હાથમાંથી ન્હાસવા માટે પ્રયત્ન કરે છે. એ સ્ટીમર કામા-

કુરાનીજ છે. તે માટે કોઇને શક રહ્યો નહિ, કારણ કે તેમ ન્હોત તો ન્હાસવાનો પ્રયત્ન થાત નહિ.

કેપ્ટન ઉત્સાહપૂર્વક બોલી ઉઠયોઃ "જોઉં છું કે, તે લુચ્ચાઓ મ્હારી સ્ટીમરને કેમ હરાવે છે ?" તેજ વખતે બન્ને સ્ટીમરોએ પોતાની બનતી ઝડપે ધસવા માંડયું. દરિયામાં બન્ને ઉછળવા લાગી.

સરકારી સ્ટીમર કામાકુરાની સ્ટીમરથી બહુ મ્હોટી અને ઝડપી હતી તેથી અર્ધા કલાકમાં તો તે તેની લગભગ પહોંચી ગઇ.

સરકારી સ્ટીમરના માણસોએ જોયું તો કામાકુરાની સ્ટીમરના માણસો પ્રાણપણે તેને ચલાવતાં હતાં. હવે બન્ને છેક લગભગ હોવાથી તેમાં ચાલતો વ્યાપાર સ્પષ્ટ દૃષ્ટિગોચર થતો હતો. કામાકુરાના માણસો ઇવચિને જોઇને ક્રોધાંધ થઇ ગયા હતા અને તેઓ ત્હેની સ્હામું અનેક પ્રકારના સારાનરસા હાવભાવ કરી ત્હેને ગાળો દેતા હતા.

હવે ન્હાસવાનો રસ્તો રહ્યો નહિ. ઘણા માણસો તુતક ઉપરથી અંદર ભરાઇ ગયા, તે જોઇને ઓકુ બુમ પાડી ઉઠયોઃ "સાવધાન! સાવધાન! એ લોકો બંદુકો છોડશે. બંદુકો લેવા માટેજ તેઓ નીચે ગયા છે."

પરંતુ તેઓ બંદુક લાવે તે પહેલાંજ એક અતિ ભયંકર ઘટના બની. સરકારી સ્ટીમરનો કેપ્ટન ટંડેલ ચિત્કાર કરી ઉઠયો. બધાએ વિસ્મય અને ભય પામી જોયું તો કામાકુરાની સ્ટીમર એકાએક ફરતી જણાઇ તે જોતાંજ સરકારી સ્ટીમરનો કેપ્ટન બોલી ઉઠયોઃ "સર્વનાશ! ગાંડાઇ! આપણી સ્ટીમરને ધક્કો મારી ડુબાડી દેવા આવે છે."

આ વખતે બન્ને સ્ટીમરો એટલી બધી પાસે આવી ગઇ હતી કે, કામાકુરાની સ્ટીમર સાથે સરકારી સ્ટીમરને અથડાતી બચાવવાનો કોઇ પણ ઉપાય ન્હોતો.

એક ક્ષણમાં તો ધડમ્ લઇને કામાકુરાની સ્ટીમર સરકારી સ્ટીમર સાથે અથડાઇ. બન્ને તરફના માણસો ભયંકર ચિત્કાર કરી ઉઠયાં, અને ધક્કો લાગતાંજ પડી ગયાં. ત્યાર પછી શું થયું તે કોઇએ જાણ્યું નહિ. કામાકુરાની સ્ટીમર ન્હાની હતી, અને સરકારી સ્ટીમર મ્હોટી હતી તેથી આ પ્રમાણે અથડાતાંજ તેની એક બાજુ ભાંગી ગઇ, અને તેમાં પાણી જોરથી ભરાવા માંડયું. તે સ્ટીમરને બચાવવાની એકે આશા રહી નહિ.

સરકારી સ્ટીમરનો કેપ્ટન પોતાનીજ સ્ટીમરની રક્ષા કરવામાં ગુંથાયો હતો. ત્હેને બીજા સ્હામું જોવાનો વખત પણ ન્હોતો એ દરમ્યાન જે એક ભયાનક વ્યાપાર બની ગયો, તે કોઇના જોવામાં આવ્યો નહિ.

જ્યારે બન્ને સ્ટીમર અથડાઈ, ત્યારે એક મહા બળવાન્ હૃષ્ટપુષ્ટ માણસ કામાકુરાની સ્ટીમરમાંથી સરકારી સ્ટીમરમાં કૂદી પડયો, અને વાઘ જેમ શિકારને લઇને ન્હાસી જાય, તેમ એક ક્ષણમાંજ ઇવચિને ખાંધ ઉપર નાંખી વળી કૂદી પોતાની સ્ટીમરમાં ચાલ્યો ગયો.

વળી એક બીજી પણ એવી ઘટના બની હતી. કાયા તે સ્ટીમરમાંજ હશે એમ ધારી હિતાહિતનો વિચાર ન કરતાં ઇટો કામાકુરાની સ્ટીમરમાં કૂદી પડવા જતો હતો, પણ એટલામાંજ સરકારી સ્ટીમર આઘી ખસી જવાથી તે સ્ટીમરમાં ન પડતાં સમુદ્રમાં પડી ગયો.

ત્હેને સમુદ્રમાં પડતો જોઇને ઓકુ પણ તેજ વખતે ત્હેની પાછળ કૂદી પડયો. તે તરવામાં બહુ હોંશિયાર હતો; તેથી એક ક્ષણમાંજ જઇને ઇટોને પકડી લીધો. નહિ તો ઇટો જરૂર સમુદ્રમાં ડુબી જાત.

સ્ટીમરમાંના બીજા માણસોના હાહાકારથી કેપ્ટનની દૃષ્ટિ ત્હેમની ઉપર પડી. ત્હેણે તુરતજ ત્હેમને લઇ લેવા માટે એક હોડી ઉતારી અને ઉંચકી લીધા.

ત્યાર પછી બધાએ કામાકુરાની સ્ટીમરને ડુબતી જોઇ. તે ડુબતી સ્ટીમર ઉપર ઇવચિ પેલા માણસના હાથમાંથી છુટવાને પ્રાણપણે મહેનત કરે છે. જાણે એક ભયંકર દ્વંદ્વ યુદ્ધજ થાય છે. ઇવચિને ત્હેના વિશ્વાસ-ઘાતની શિક્ષા થાય છે!

એક ક્ષણમાં સ્ટીમર ડુબી ગઇ. સાથે સાથે ઇવચિ અને ત્હેને પકડી જનાર માણસ પણ સમુદ્રના પેટમાં સમાઈ ગયો.

ચોરની ટોળી પણ તેની સાથે સાથેજ જગતમાંથી દૂર થઇ. ફક્ત એ ત્રણ માણસોને પાણીમાંથી સ્ટીમરમાં લઇ લેવાયાં. બીજાં બધાં ડુબી ગયાં. બીજો એકકે માર્ગ નહિ રહેલો હોવાથી કેપ્ટને આ પ્રમાણે કર્યું હતું. ત્હેણે બન્ને ડુબશે એમ ધારીનેજ પાપ બુદ્ધિથીજ આ કામ કર્યું હતું, પરંતુ ઇશ્વર કૃપાથી સરકારી સ્ટીમર બચી ગઇ.

---

## પ્રકરણ ૬ ઠું.

### કાયા ચીનની સ્ટીમરમાં.

ઇટો મૂર્છિત થઇ ગયો હતો, ત્હેને શુદ્ધિમાં લાવવા માટે ઓકુ પ્રયત્ન કરતો હતો. જે ત્રણ માણુસોને ડૂબતી સ્ટીમરમાંથી ઉ-ચકી લેવામાં આવ્યાં હતાં, ત્હેમને એક તરફ બાંધી રાખવામાં આવ્યાં હતાં.

કૅપ્ટને ત્હેમને પેટ ભરીને ગાળો દીધી હતી. સદ્‌ભાગ્યે ત્હેની પોતાની સ્ટીમરમાં ગાબડું ન્હોતું, નહિ તો તે પણુ ડૂબત.

તે ક્રોધમાં ઉન્મત્ત થઇ ગાળો દેતો દેતો બોલ્યોઃ " એ કાફરોએ મ-રતી વખતે પણુ પોતાની બદમાસી મૂકી નહિ. સારૂં થયું કે આપણી સ્ટી-મર મ્હોટી હતી નહિ તો તે પણુ ડૂબી જત. બન્ને ડુબાડવા માટેજ ત્હેણે આમ કર્યું હતું. પાજી, બદમાસ, ખુની, ચોર, જો એ બધાજ બદમાસો પક-ડાયા હોત તો બહુ સારૂં થાત. ત્હેમને તો બજાર વચ્ચે ઉભા રાખી શીર-ચ્છેદ કરવો જોઇતો હતો. અમારૂં બધું કામ ધુલધાણી કરી નાખ્યું, જેને પકડવા આવ્યા, તે પણુ મળ્યું નહિ. સમુદ્રના પેટમાં ગયાં અને અમારી મહેનત બરબાદ ગઇ. મ્હને પણુ ઉપરવાળા શું કહેશે ? બદમાસ, પાજી—"

આ પ્રમાણે કહી ક્રોધના આવેશમાં આવી જઇ કેપ્ટને પેલા બાંધેલા માણુસોને લાતો મારવા માંડી. બીજા બધા તે જોઇને હસવા લાગ્યા. પેલા માણુસો છાનામાના લાતો ખાવા લાગ્યા. એક શબ્દ પણુ બોલ્યા નહિ.

કેપ્ટન બોલ્યોઃ " બદમાસો કે રાક્ષસ ! આપણા દેખતાંજ ત્હેમણે ઓ-ચિંતું ખુન કર્યું ! એ ખુન નહિ તો બીજું શું ? આપણે દેખતા રહ્યા, અને તે પાજી ત્હેને પોતાની સ્ટીમરમાં લઇ ગયો અને ત્હેને લઇનેજ ડૂબી ગયો. બદમાસોનો ક્રોધ પણુ કેવો ભયાનક ? જનાવર ! રાક્ષસ ! માણુસ તો

નહિજ ! પોતાની ટોળીનો માણસ થઇ બધું કહી દીધું એટલા માટેજ આટલો બધો ક્રોધ ? કેવો ભયંકર ક્રોધ ! પોતે ડુબ્યો અને ત્હેને પણ ડુબાડ્યો ? લુચ્ચા ! પાજી ! બદમાસ ! ગધેડાઓને ગાળો દેવા છતાં પણ ક્રોધ ઉતરતો નથી ! "

એમ કહીને કેપટને વળી પાછી ત્રણે જણને લાતો મારવા માંડી.

આ વખતે ઓકુ અને ઇટો ત્યાં આવ્યા. વારંવાર સાફી આપવાથી ઇટોને ભાન તો આવ્યું હતું. તે ઉઠવાને સમર્થ થયો હતો પરંતુ ત્હેનો ચહેરો તદન બદલાઇ ગયો હતો. દીઠે ઓળખાય, એવો પણ રહ્યો ન્હોતો.

તે બન્નેને જોઇને કૅપટન બોલી ઉઠયોઃ " કર્યું કારવ્યું ધુળ મળ્યું ! મહેનત બરબાદ ગઇ ! સ્ટીમર ભાંગી ગઇ. "

ઓકુ બોલ્યોઃ " આપણે ન ડુબ્યા એજ આપણું પરમ સૌભાગ્ય. "

કૅપટનઃ " જરા ધક્કો લાગ્યો હતો, બીજુ કાંઇ નહિ. બદમાસોએ તો બન્ને ડૂબાડવાની તજવીજ કરી હતી. બદમાસો કેવા લુચ્ચા ? આવા માણુસો કદિ જોયા છે ? આમ કહીને એક લાતે પણ ડુબાડી મારી. એમને તો બજાર વચ્ચે શૂળીએ ચઢાવીએ તો પણ ઓછું છે ! "

ઓકુઃ "પણ હું ધારૂં છું કે તે તેમાં ન્હોતી. "

ઇટોએ વ્યગ્ર ભાવે કહ્યુંઃ " શા ઉપરથી પણ ? ત્હેણે તો મ્હને એમાં હોવાનુંજ જણાવ્યું હતું. "

ઓકુઃ " કામાકુરા સ્ટીમરમાં ન્હોતો. હોત તો આપણે ત્હેને જોઇ શકત. "

કૅપટનઃ "મ્હને તો લાગે છે કે તે જરૂર હતોજ. "

ઓકુઃ " નીચે હોત તો આટલી ગડબડ થતાં તે ઉપર આવત."

કૅપ્ટનઃ " વારૂ. તે બધું હમણાંજ જણાશે. આ માણુસોને પૂછવાથી બધું માલુમ પડશે. "

આટલું કહી ઓકુ ત્હેમની તરફ ફરીને બોલ્યોઃ " ભાઇ, હું ધારૂં છું કે ત્હમે મ્હને ઓળખો છો. મ્હારૂં નામ ઓકુ છે, અને હું પોલીસમાં નોકર છું. જો ત્હમે હવે સાચે સાચું કહી દેશો તો ત્હમને સરકારી સાક્ષી

બનાવી બચાવી લઈશ. ત્હમારા સરદારો મરી ગયા છે, તેથી હવે જેલમાં જવામાં ત્હમને શું લાભ છે? માટે કામાકુરા અને તે જે ચીનેને લઇ આવ્યો હતો તે સ્ટીમરમાં હતો કે નહિ તે કહી દો."

ત્રણમાંથી એક જણ એક શબ્દ પણ બોલ્યો નહિ. તે જોઈ કૅપ્ટન ગુસ્સે થઇ બોલ્યોઃ "એમની સાથે વાત કરવાથી કાંઇ વળવાનું નથી. એમને માટે તો નીચે ભંડારમાં વ્યવસ્થા કરવી પડશે અને જ્યાં સુધી નહિ માને ત્યાં સુધી હલકાં કરવાં પડશે સમજ્યા ઓકુ સાહેબ! એ કાંઇ સીધી રીતે સમજે એવા નથી."

ઓકુએ વળી પાછું ત્હેમનેજ કહ્યું: "કૅપ્ટન સાહેબ કહે છે તે સાંભળી લ્યો. જુઓ. હજી પણ ઠીક કહું છું. જો ત્હમે નહિ માનો તો ત્હમારે અનેક દુઃખ ભોગવવાં પડશે. જેલમાં પણ જશો? અને કષ્ટ પણ ભોગવશો. જો બધી વાત ખરેખરી કહી દેશો તો છોડી દઇશ."

એક જણ બોલ્યો: "પણ ખાત્રી શી?"

ઓકુ: "ખાત્રી? મ્હારા વચનની."

વળી બીજો એક માણસ બોલ્યો: "પણ અમે તો માત્ર ખલાસી છીએ."

ઓકુ: "વારુ. જે તે રીતે ત્હમે જેલમાં ન જાઓ એમ કરીશ. હું જાણું છું કે કામાકુરા ને કામા બન્ને સ્ટીમરમાં ન્હોતાં, તે ખરૂં છે કે?"

એક જણ બોલ્યો: "સ્ટીમર ડુબી ત્યારે ન્હોતાં."

ઓકુ: "ક્યાં ગયાં હતાં?"

માણસ: "કાલે રાત્રે કામાકુરા ત્હેને એક ચીનની સ્ટીમરમાં ઉતારી ગયો હતો."

ઓકુ: "ચીનની સ્ટીમરમાં? ચીનની સ્ટીમર ત્હમારી પાસે કેવી રીતે આવી?"

માણસ: "તે હું જાણતો નથી, પણ તે સ્ટીમર અમારી સ્ટીમરની વાટ જોતી હતી. અમે તે સ્ટીમર સાથે અમારી સ્ટીમર લગાડી તે પછી કામાકુરા ત્હેને તે સ્ટીમરમાં લઈ ગયો હતો."

ઓકુ: "તે પોતાની રાજી ખુશીથી ત્હેની સાથે ગઇ'તી?"

માણસઃ "હવે શા માટે જુદું બોલીએ ? ત્હેના હાથ, પગ, આંખો, બાંધ્યા પછીજ ત્હેને લઇ જવામાં આવી હતી."

ઓકુઃ "તે સ્ટીમર કયાં ગઈ?"

માણસઃ "બરાબર ખબર નથી; પણ ઘણો ભાગ ટુસિમા ગઈ હશે."

ઓકુઃ "તે શા ઉપરથી કહો છો ?"

માણસઃ "૩-૪ દિવસ ઉપર અમારે ત્યાં જવાની વાત થઈ હતી."

ઓકુઃ "કામાકુરા ટુસિમા શા માટે જાય છે. એ વિષે કાંઇ જાણો છો ?"

માણસઃ "ના, બરાબર નહિ પણ કોઇ કોઇ કહેતું હતું કે ત્યાં આગળ તે કાયા સાથે લગ્ન કરવાનો છે."

ઓકુઃ "ઠીક, હમણાં તો રહો. હવે ત્હમારી સાથે પછી વાત કરીશ."

એ પ્રમાણે કહી ઓકુ કૅપ્ટનને લઈ સ્ટીમરના બીજા ભાગમાં આવ્યો. થોડીવાર સુધી બન્નેએ કાંઈક મસલત કરી, ત્યાર પછી કૅપ્ટને જઇને સ્ટીમરની દિશા બદલી અને તે પ્રબળ વેગે ચાલવા માંડી.

ઓકુ ઈટો પાસે આવ્યો એટલે તે કાતર સ્વરે બોલી ઉઠયો; "હજી શું તે મળે એવી આશા છે ?"

ઓકુએ ગંભીરતાથી કહ્યું: "કેમ નહિ! હજી તો જોઇએ તેટલી આશા છે. મ્હને લાગે છે કે હવે કામાકુરાની લીલાનો અન્ત આવશે. ચીનની સ્ટીમરને ટુસિમા પહોંચતાં ઓછામાં ઓછા ચાર દિવસ લાગશે અને આપણે કાલે પહોંચીશું, માટે કામાકુરા સાહેબ ! આપણા વિસ્તૃત બાહુનું આલિંગન થતાંજ જાગૃત થશે."

---

## પ્રકરણ ૭ મું.

### કાયાની ચતુરતા.



ન આવતાં કાયાએ જોયું કે ત્હેને એક ચીનની સ્ટીમરમાં લાવવામાં આવી છે. આ સ્ટીમરમાં પહેલી સ્ટીમરમાંથી કોઇ પણ આવ્યું નથી. ફક્ત કામાકુરાજ આવ્યો છે.

તે કામા પાસે વારંવાર ક્ષમા માંગતો બોલ્યોઃ “ મ્હારા માણસો ઘણી જગ્યાએ છે. તેમની તરફથી, પોલીસે આપણી પૂંઠ પકડી છે એવા સમાચાર મળ્યા, તેથી તે સ્ટીમરમાં ત્હમને રાખવાં સહિ સલામત નહિ લાગવાથી આ ચીનની સ્ટીમરનો પહેલેથીજ બંદોબસ્ત કર્યો હતો ! કેમ ઠીક કર્યું ને ? ”

કાયાઃ “ પણ આ પ્રમાણે મ્હારા હાથપગ બાંધવાની શું જરૂર હતી ? ”

કામાકુરાઃ “ ત્હમે ન આવો તો ?

કાયાઃ “ શા માટે ન આવું ? ત્હમે મ્હારા મનોભાવ હજી સમજી શક્યા નથી ? ”

કામાકુરાઃ “ ના બરાબર તો નહિજ. ”

કાયાઃ “ બુદ્ધિ હોત તો સમજત ”

કામાકુરા હસીને બોલ્યોઃ “ સ્ત્રીઓ સંબંધી વિચાર કરવામાં મ્હારી બુદ્ધિ બહુ ઓછી છે. શું ત્હમે મ્હારી સાથે લગ્ન કરવાને માટે નક્કી કર્યું છે ? ”

કાયા મૃદુ હાસ્ય કરી બોલીઃ “ હા. ઇટોની હવે આશા નથી. આટલા વખતમાં તો ત્હેણે કોઇ સાથે લગ્ન કરી દીધાં હશે. મ્હોટા લોકના પ્રેમનો વિશ્વાસ નહિ તેથી ઘણો ઘણો વિચાર કરીને આખરે ત્હમારી સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે, તેથી હવે ત્હમારે આવો બળાત્કાર કરવાની જરૂર નથી. ”

“ કામાકુરાને બીલકુલ આશા ન્હોતી. કાયાના આ શબ્દો સાંભળીને ત્હેને બહુ આનંદ થયો. પ્રેમથી કાયાનો હાથ લઇ ચુંબન કર્યું. તેમ કરવા દેવામાં ત્હેણે વાંધો લીધો નહિ. ઉલટી તે હસીને બોલીઃ “ હવે જ્યાં સુધી આપણું લગ્ન ન થાય ત્યાં સુધી મ્હને દુભાવશો નહિ.”

કામાકુરા “ જરૂર, જરૂર, તું જેમ કહેશે તેમજ કરીશ. હું ત્હારો દાસાનુદાસ છું. ”

“ વારુ, એતો ઠીક, પણ આપણે ક્યાં જઇએ છીએ ? લગ્ન ક્યાં થશે ? ”

" દુસિમાના ટાપુમાં ત્યાં મ્હારા ઘણા ઓળખીતા છે. ત્હેમનો બંદોબસ્ત કરી રાખવા લખી દીધું છે. "

" દુસિમા ક્યારે પહોંચીશું ? "

" કાલે દિવસનાજ પહોંચી જઇએ, પરંતુ દિવસના ત્યાં જઇશું નહિ. રાતનાજ સ્ટીમર લંગર કરશે અને આપણે કિનારે જઇશું. "

" પેલી સ્ટીમર કયાં ગઇ ? "

" કયાંય ગઇ નથી. આપણું લગ્ન થઇ ગયા પછી તે આપણને તેડવા આવશે. "

" ત્યાં સુધી ક્યાં રહેશે ? "

" પાણીમાં ને પાણીમાંજ રહેશે. પોલીસે તે સ્ટીમરની પૂંઠ પકડી છે, એ વાત જો ખરી હશે તો તે તેને પકડી જશે, પરંતુ આપણને પકડી શકશે નહિ, અને એટલામાં તો આપણું લગ્ન થઇ જશે. "

" લગ્ન થયા પછી શું કરીશું ? આપણે સાનોજ જઇશું. ત્યાં ત્હમારી સ્ત્રી પણ છે. "

" કેટલાક દિવસ સુધી ત્યાં જવાશે નહિ. પોલીસની તપાસ બંધ પડી ગયા પછીજ જઇશું. "

" પોલીસનો ત્હમને શો ભય છે ?

" મ્હારે તો નથી પણ ત્હારે તો છે'ને ? ત્હને જોતાંજ તે ત્હને કેદ કરશે. "

" પણ મ્હેં કાંઇ ખુન કર્યું નથી. "

" તે જાણું છું પણ પુરાવો જોઇએ ને ? વિરૂદ્ધમાં તો જોઇએ તેટલો પુરાવો છે. "

" જેમ યોગ્ય લાગે તેમ કરજો, પણ ત્હમારી સ્ત્રી ત્યાં હશે તો હું આવીશ નહિ. "

" એમ હોય તો હુંજ ત્હને કેમ લઇ જઉં ? ત્હેને થોડા ઘણા પૈસા આપી બીજે ક્યાંએ મોકલી આપીશ. "

" ત્હમે ત્હેને કેટલું બધું ચ્હાતા હતા ? પાછળથી મ્હારી સાથે પણ તેમ ન કરતાં હો. "

"છિસ્ ! છિસ ! એવું બોલતી નહિ."

"નહિ, હવે મ્હારી ખાત્રી થઇ છે કે ત્હમે મ્હને ખરેખરા ચ્હાવ છે."

"ત્હને જે દિવસે પહેલ વહેલાં જોઈ તે દિવસથીજ હું ત્હને ચ્હાઉં છું."

"તે વખતે મ્હને જરા તમારા પર વ્હેમ ગયો હતો."

"મ્હને લાગે છે કે તું એક વાત જાણતી નથી."

"કઇ તે કહો ?"

"ઇચિઓને જે પૈસા મળવાના હતા, તે હવે ત્હને મળશે."

"કેવી રીતે ?"

"ઇચિઓના મરણ પછી તે ત્હને મળે એવું ત્હેના કાકા વીલ કરી ગયા છે."

"શા માટે ?"

"ત્હારા પિતાને અને ત્હેને બહુ સ્નેહ ભાવ હતો."

"કોને ઇયાચિને ?"

"ઇયાચિ ત્હારો પિતા નથી. ઇયાચિ તો જુગારી અને ચોર છે. ત્હારો પિતા ઘણા દિવસથી મરી ગયો છે, તેથી તે ત્હારા પિતા તરીકેજ ઓળખાયો છે, અને ત્યારપછી ત્હારો ખરો પિતા થઇને તેણે ઇચિઓના પૈસા મેળવ્યા છે."

"ત્યારે તો એ પૈસા મેળવવાને મ્હેં જઇ ઇચિઓનું ખુન કર્યું છે, એવો પણ વળી પુરાવો પડે."

"બધા એમ ધારશે ખરા પણ હું જાણું છું કે ત્હેં ખુન કર્યું નથી."

"કેવી રીતે જાણ્યું ?"

"ઇયાચિએ પૈસા મેળવવા માટેજ ત્હેનું ખુન કર્યું છે."

કામાકુરા મહાધૂર્ત છે, એ જાણવા માટે કાયાને કાંઇ વધારે પુરાવાની જરૂર ન્હોતી. તેથી કાયા અંદરનો દુર્દમનીય ગુસ્સો અને તિરસ્કારનું કેવી રીતે દમન કરતી હતી, તે ત્હેના સિવાય બીજું કોઇ જાણતું ન્હોતું.

ત્હેણે મહા મહેનતે ત્હેની સાથે આટલી વાર વાતચિત કરી હતી પણ

હવે ત્હેનાથી સહન થયું નહિ, છતાં પણ પોતાના મનોભાવ ગુપ્ત રાખી બીજી બે ચાર મીઠી મીઠી વાતો કરી તે ત્યાંથી ઉઠી પોતાના ઓરડામાં ચાલી ગઇ.

કામાકુરાના આનંદનો પાર ન્હોતો. ત્હેણે આજે ખુબ તરૈહથી સાકીનો આશ્રય લીધો. તે દિવસે તે તદન કેફમાં રહ્યો. સ્ટીમરના ખલાસીઓને પણ ખુબ સાકી પાયો હતો.

સુરા દેવીની કૃપાથી તે દિવસે બધાજ પોતપોતાના આનંદમાં મસ્ત રહ્યા. તે દિવસે કોઇએ કાયાને હેરાન કરી નહિ. કામાકુરાની બ્હીકે કોઇએ ત્હેના ઓરડામાં પ્રવેશ પણ કર્યો નહિ. "

ઘણે દિવસે બધા નિદ્રાવશ થઇ ગયા, એટલે કાયા ધીમે ધીમે પોતાના ઓરડામાંથી બહાર આવી, ત્હેણે એક ચીનાઇ છરો ઉંચકી લઇ વસ્ત્રમાં સંતાડી દીધો અને પાછી છાનામાના પોતાના ઓરડામાં આવી બારણું બંધ કરી સુઇ ગઇ

તે દિવસે કાયા નિશ્ચિંત થઇ. આટલે દિવસે આજે ત્હેના હૃદયમાં આનંદે દર્શન દીધાં. ત્હેણે વિચાર કર્યોઃ " નક્કી મરીશ. જો બીજો કોઇ-પણ ઉપાય નહિ રહે—જો એ ધૂર્તની સાથેજ લગ્ન કરવું પડશે તો આ છરો આ છાતીમાં બેસાડી દઇશ, પણ—પણ—એનું ખુન કર્યા સિવાય મરીશ નહિ. પાપીને ત્હેના પાપનો દંડ દીધા સિવાય મરીશ નહિ, અને તેનું છેવટ જોયા સિવાય પણ મરીશ નહિ. હજી કામાકુરા આ કાયાને ઓળખતો નથી. " આ પ્રમાણે વિચાર કરતી કરતી તે પણ નિદ્રાદેવીના ખોળામાં જઇ પડી.

## પ્રકરણ ૮ મું.

### સ્ટીમર ઘેરાઇ.



સિમા એ જાપાની સમુદ્રમાં એક ન્હાનો બેટ છે. તેની પશ્ચિમ તરફ એક ન્હાનું બંદર છે. તે બંદરમાં કોરીયાથી અનેક સોદાગરો ન્હાની મ્હોટી ચીનાઇ સ્ટીમરોમાં અનેક પ્રકારની વસ્તુઓ વેચવા

આવે છે, તેથી ટુસિમાના બંદરમાં હમેશાં ન્હાની મ્હોટી અનેક સ્ટીમરો લાંગરેલી હોય છે.

આજે પણ ઘણી સ્ટીમરોએ લંગર કર્યું છે. મધ્ય રાત્રિ વીતી ગઇ છે. ચારે તરફ ઘોર અંધકાર છવાઇ ગયો છે.

કિનારા ઉપર, બંદરમાં કે સમુદ્રમાં ઉભી રહેલી સ્ટીમરોમાં એકપણ દીવો બળતો નથી. કોઇનો શબ્દ સરખો પણ સંભળાતો નથી. બધાંજ ગાઢ નિદ્રામાં પડી ગયાં છે.

આ વખતે ઘોર અંધકારમાં—બીલકુલ ખળભળાટ કર્યા સિવાય-સાવધાનતાથી-એક ચીનાઈ સ્ટીમરે ટુસિમાના બંદરમાં પ્રવેશ કર્યો. અંધકારમાં તે સ્ટીમર ભૂતની પેઠે આવતી હતી. તે ચાલતી હતી, છતાં તેમાં પણ દીવો ન્હોતો. માણસોએ બધા દીવા હોલવી નાંખ્યા હતા, અથવા તો ભંડારમાં સંતાડી દીધા હતા.

બંદરમાં ઘણી સ્ટીમરો હતી તે સઘળી સ્ટીમરોની વચ્ચે થઇને આવા ઘોર અંધકારમાં ચાલવું સહેલું ન્હોતું, છતાં સ્ટીમરના માણસોએ બહુજ સાવચેતીથી આવીને એક ઠેકાણે ધીમે રહીને લંગર નાંખ્યું."

તે સ્ટીમર બરાબર લંગર કરી રહે તે પહેલાંજ બીજી સ્ટીમરો પાસેથી તે ગંભીર અંધકારને ભેદીને ૯-૧૦ સ્ટીમરો તે સ્ટીમર તરફ છુટી.

સ્ટીમરના માણસો ત્હેને જોઇને ઉતાવળથી પોતાનું લંગર પાછું ખેંચવા લાગ્યા. તેને ગંભીર સમુદ્રમાં લઈ જવાનો પ્રયત્ન કરવા લાગ્યા પરંતુ તે એક વાર પણ ખસે તે પહેલાં તો પેલી નૌકાઓએ ત્હેની આગળ પાછળ ઘેરો નાંખી દીધો. નૌકામાં દીવા થઇ ગયા. સ્ટીમરના માણસોએ પોતાની સ્ટીમરને ચારે તરફથી હથિયારબંધ પોલીસોથી ઘેરાયલું જોયું!

પોલીસનો સેનાધ્યક્ષ ઘાંટો પાડીને બોલ્યોઃ "એકદમ લંગર કરો. જરા પણ ખસશો તો ગોળીબાર થશે."

નિરૂપાયે સ્ટીમરના કેપટને પોતાના માણસોને લંગર નાંખી દેવાની આજ્ઞા કરી. લંગર પડ્યું. સ્ટીમર સ્થિર થઇ.

ત્યાર પછી સેનાધ્યક્ષે ચિત્કાર કરી સીડી ઉતારવા કહ્યું. આ વખતે કેપટને ત્હેને ઉત્તર દીધોઃ " આપે આટલી મોડી રાત્રે અમારી સ્ટીમરને ઘેરો નાંખ્યો છે, તો એવો અમે શો અપરાધ કર્યો છે તે જણાવશો ? "

સેનાધ્યક્ષ: "ઉપર આવ્યા પછી બધું કરીશું. હમણાં તો સીડી ઉતારો."

કેપટન: "આપ આ પ્રમાણે અત્યાચાર કરવામાં અન્યાય કરો છો."

સેનાધ્યક્ષે ગુસ્સે થઇને કહ્યું: "વધારે ગડબડ ન કરો. જો ત્હમને ત્હમારો જીવ વ્હાલો હોય તો એક શબ્દ પણ ન બોલતાં એકદમ સીડી ઉતારો."

કેપટન ત્યાંથી સટકી જઇ ફ્રોઇની સાથે મસલત કરવા લાગ્યો. ત્હેને વિલંબ થતાં સેનાધ્યક્ષે પોતાના માણુસોને સ્ટીમર ઉપર દોરડાં નાંખી ઉપર ચઢવાની આજ્ઞા કરી.

તે જોઇને કેપટન બોલ્યો: "શા માટે ઉતાવળ કરો છો? હમણાંજ સીડી ઉતારૂં છું. અમે કાંઇ ચાંચીયા કે ચોર નથી."

, સેનાધ્યક્ષ વળી ચિત્કાર કરી ઉઠયો: "એ બધું પછી જણાશે—હમણાં તો ત્હારૂં પોતાનું ભલું ચ્હાતો હોય તો એકદમ સીડી ઉતાર."

તુરતજ સીડી ઉતારવામાં આવી. હથિયારબંધ પોલીસ પહેરેગીરો ઉપર ચઢી ગયા. ત્યારપછી સેનાધ્યક્ષ અને બીજા બે માણસો ચઢયાં તેમાં એક ઓકુ અને બીજો ઇટો હતો.

ઓકુએ દુસિમા આવી ઉપરોક્ત ચિનાઇ સ્ટીમરને આવકાર આપવા બધી તૈયારી કરી રાખી હતી. વળી પોતાને પકડવાની તૈયારી થઇ ગઇ છે એવી આ સ્ટીમર પરનાં માણસોને ખબર ન પડે તેનો પણ ત્હેણે પહેલે-થીજ ખાસ બંદોબસ્ત કર્યો હતો. સમુદ્રમાં નજર રાખવા માટે એક સ્ટીમરને પણ મોકલી હતી. તેથી આ સ્ટીમરના માણસો ત્હેના આ બંદોબસ્તથી તદન અજાણ હતા, અને અજાણ હોવાથીજ તેઓ ત્હેની જાળમાં આવી ફસાયા હતા! ચતુર ડિટેકટીવોની ખુબી એવીજ હોય છે!

સ્ટીમર ઉપર આવી સેનાધ્યક્ષે કેપટનને ગુસ્સાથી કહ્યું: "સ્ટીમરમાં દીવો કેમ નથી? બંદરમાં આવવું હોય ત્યારે દીવો રાખવો જોઇએ એ ત્હને ખબર નથી કેમ?"

ચીનાઓની પેઠે અવિચળિત ભાવે કોણુ ખોટું બોલી શકે એમ છે? કેપટને ગંભીરતાથી કહ્યું: "બધું જાણું છું. અમારી સ્ટીમરમાં દીવો હતો અને હજી પણ છે."

ક્હેવાની જરૂર નથી કે સ્ટીમરને ઘેરો નાંખતાંજ કેપ્ટને દીવો કરી દીધો હતો.

સેનાધ્યક્ષે ગુસ્સાથીજ કહ્યું: " તે હું જાણું છું. ત્હમને હું સારી રીતે ઓળખું છું. હવે આ બાઇ જે પૂછે ત્હેનો સ્પષ્ટ ઉત્તર આપો. "

એમ કહી તે ઓકુ તરફ ફર્યો. ઓકુ આગળ આવ્યો. સાથે સાથે ઇટો પણ તણાયો.

---

## પ્રકરણ ૯ મું.

### હાથ તાળી. !



ઓકુએ પૂછ્યું:" ત્હમારી સ્ટીમરમાં કોઇ ઉતારૂ છે ? "

કેપ્ટનઃ " અમે બનતાં સુધી ઉતારૂ લેતાજ નથી. પરંતુ આ વખતે જરૂર પડવાથી એક જણને લેવો પડયો છે. "

ઓકુ: " શી જરૂર પડી ? "

કેપ્ટનઃ " એક ન્હાની નૌકામાં સમુદ્રમાં તે ઝોળા ખાતી હતી, જો ન લીધી હોત તો બચત નહિ. "

ઓકુ: " તે કોણ છે ? "

કેપ્ટનઃ " એક સ્ત્રી છે. ત્હેને એક મ્હોટા વહાણમાંથી તે નૌકામાં બેસાડી સમુદ્રમાં છોડી મુકવામાં આવી હતી. "

ચીના કેપ્ટનની જૂઠું બોલવાની આટલી બધી બહાદૂરી જોઇને ઓકુ મનમાં ને મનમાં જરા હસ્યો, પરંતુ ઇટોને તો ત્હેનું કહ્યું ખરૂં લાગ્યું. કારણ કે ત્હેના મત પ્રમાણે પોતે ન્હાસી છુટવા માટે કામકુરા કાયાને આ પ્રમાણે નિરાધાર સ્થિતિમાં મૂકી દે, એવો નર રાક્ષસ હતો !

ઓકુ: " તે ક્યાં છે ? "

કેપ્ટનઃ " ઉંઘે છે. આટલી રાત સુધી કોણ જાગે ? હવે જમાનો એવો આવ્યો છે કે બીજા ઉપર ઉપકાર કરતાં પણ વિચાર કરવો પડશે. આ

સ્ત્રીને બચાવવા જતાં અમારે આવી હેરાનગતિમાં પડવું પડ્યું. ધર્મ કરતાં ધાડ આવી!"

ઓકુઃ "એમાં કાંઇ ખોટું નથી. હવે સાચે સાચું કહી દો. ત્હમારી સ્ટીમરમાં કોઇ પુરૂષ ઉતારૂ છે કે નહિ?"

કેપ્ટનઃ "કેવું આશ્ચર્ય? શું આપ મ્હને જુઠો ધારો છો?"

ઓકુઃ "હું ત્હમને કેવા ધારૂં છું તે પછી કહીશ. હજી પણ વખત છે. સાચે સાચું કહી દો, નહિ તો પંચાતીમાં આવી પડશો."

કેપ્ટનઃ "મ્હેં તો જે હતું તે સાચે સાચું કહી દીધું છે."

ઓકુઃ "હું ત્હમને ફરીથી એકવાર પૂછું છું કે તમારી સ્ટીમરમાં એક જાપાની સદ્‌ગૃહસ્થ ઉતારૂ છે કે નહિ?"

કેપ્ટનઃ "તે સ્ત્રી સિવાય મ્હારી સ્ટીમરમાં બીજો કોઇ ઉતારૂ નથી."

ઓકુઃ "વિચાર કરીને બોલો."

કેપ્ટનઃ "કેવી મુશીબત! આપ પોલીસના માણસ છો, અમે આપની પાસે કદી પણ જુઠું બોલી શકીએ?"

ઓકુઃ "ત્યારે શું ત્હમે એમ કહેવા માંગો છો કે એક જાપાની સદ્‌ગૃહસ્થે એ સ્ત્રીના હાથ પગ બાંધી ત્હેને ત્હમારી સ્ટીમરમાં આણી નથી?"

કેપ્ટનઃ "ત્હમે બહુ વિચિત્ર માણસ જણાઓ છો. ખોટું બોલવાથી અમને શું મળવાનું છે?"

ઓકુઃ મળવાનું તો ઘણુંએ છે. પૈસાને ખાતર ચીના લોકો ન કરે એવું કયું કામ છે? પૈસાના લોભથી–પૈસા મેળવવાની ખાતરજ–આ સ્ત્રીને ત્હમારી સ્ટીમરમાં લાવવા દીધી છે. વધારે પૈસા લેવા માટેજ આવી ઘોર અંધારી રાતે ત્હમે ચોરની માફક બંદરમાં પેઠા છો અને તેને ખાતરજ આટલું જૂઠું બોલો છો."

આ પ્રમાણે સંવાદ થતો હતો તેથી કંટાળી ઇટો વચ્ચે બોલી ઉઠયોઃ "ચાલો ચાલો, આપણે પહેલાં કાયાને જોઇએ વળી કોણ જાણે—"

ઓકુએ કેપ્ટનને કહ્યુંઃ "ચાલો. તે સ્ત્રી ક્યાં છે તે બતાવો."

કેપ્ટનઃ "તે કોઇને મળવા માંગતી નથી."

આ સાંભળી સેનાધ્યક્ષે કૅપ્ટનને ગુસ્સાથી એક લાત મારી કહ્યું: “ ગદ્ધા ! સિપાહીઓ ! એને હમણાં ને હમણાંજ બાંધી દો. ”

હુકમ મળતાંજ ૬–૭ જાપાની પોલીસો આવી કૅપ્ટનને ધક્કો મારતા મારતા લઇ ગયા પછી સેનાધ્યક્ષ બોલ્યો: “ હવે આપણે વખત ગુમાવવો જોઇએ નાહ. આપણે પોતેજ હવે તપાસ કરી લેવી જોઇએ. જે કોઇ સ્ટીમર ન્હાસવાનો પ્રયત્ન કરશે અથવા બદમાસી કરશે, ત્હેને ગોળી બહાર કરીશું. ”

ત્યાર પછી નીચે જોઇ આમળ પાછળ પહેરો ભરતાં પોલીસોને કહ્યું: “ જો. જો. સાવધાન રહેજો. કોઇ પણ ન્હાસવા પામે નહિ એ ધ્યાનમાં રાખજો. ”

ત્યાર પછી ત્હેમણે સ્ટીમરમાં બધે શોધવા માંડ્યું. ઓકુએ પાસે ઉભેલા એક ચીના બાલકને જોઇ ત્હેનો લાંબો ચોટલો પકડ્યો. છોકરો ચિત્કાર કરી ઉઠયો. બે ચાર લાતો ખાધા પછી ચિત્કાર બંધ થયો, એટલે ઓકુએ ત્હેને પૂછ્યું: “ સ્ટીમરમાં એક બાઇ છે ને ? ”

બાલકે રડતાં રડતાં કહ્યું: “ છે. ”

“ એક જાપાનીસ પણ છે ને ? ”

“ હા, છે. ”

“ ક્યાં છે ? ”

“ ઓરડામાં સુતાં છે. ”

“ ચાલ, બતાવ. ”

બાલક ત્હેમને સ્ટીમરના એક ઓરડામાં લઇ ગયો અને બોલ્યો: “ આ જ. ” ઓકુએ પૂછ્યું: “ આમાં કોણ છે ? ” બાલકે આંખો લૂછતાં લૂછતાં જવાબ દીધો. “ જાપાનીસ. ”

ઓકુએ બારણાં ધકેલ્યાં તે અંદરથી બંધ હતાં. ત્હેણે બારણાંને બે ત્રણ વાર ખુબ જોરથી ઠોકયાં, એટલે ચારે દિશાઓ ધ્રુજાવી મૂકે એવો બંદુકનો ભીષણ અવાજ થયો.

તે અવાજ સંભળાતાંજ સઘળા સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. ચારે તરફના માણુસો ત્યાં આગળ ધસી આવ્યાં.

ઓકુ એકદમ બોલી ઉઠયોઃ "હાથ તાળી! દગો! હવે બીજો કોઇ રસ્તો ન રહેલો જોઇ બદમાસે પોતાની ઉપરજ ગોળી છોડી છે. કામ ધુળધાણી કરી નાખ્યું છે!"

ઈરી વ્યાકુલતાથી બોલી ઉઠયોઃ "ના, ના, એ રાક્ષસે કાયા ઉપરજ ગોળી છોડી છે!"

## પ્રકરણ ૧૦ મું.

### ઉદ્ધાર.

એ વોજ સંભવ જાણી ઓકુએ પહેલવહેલું એ ઓરડામાં શું થયું છે તે જોવાનો નિશ્ચય કર્યો, અને વહાણમાંથી હથિયારો લાવવાનો હુકમ કર્યો

હથિયારો આવતાંજ બારણું ભાંગી નાંખવામાં આવ્યાં. તે વખતે પણ બંદુકના ધુમાડાથી ઓરડો ભરેલો હતો. બધાં એકદમ ઓરડામાં પેઠાં પણ કોઇ નજરે પડયું નહિ.

ત્યાં તેમણે એક અદ્ભૂત વ્યાપાર જોયો. ઓરડાના એક ખુણામાં એક પિસ્તોલ પડી હતી. પિસ્તોલના ઘોડાને એક દોરી બાંધી હતી, અને તે બારણા સાથે એવી રીતે બાંધી હતી કે બારણાને ધક્કો લાગતાંજ ઘોડો પડી જાય અને અવાજ થાય. ખરૂં જોતાં એમજ થયું હતું. ઓકુના ધક્કાથીજ પિસ્તોલનો અવાજ થયો હતો. અંદર આ પ્રમાણે બંદોબસ્ત કરી બહાર આવી યુક્તિથી બારણું બંધ કરી કામાકુરા ન્હાસી ગયો હતો!

ન્હાસવાનો લાગ મળે એટલા માટેજ કામાકુરાએ આ યુક્તિ વાપરી હતી એમ બધાની ખાત્રી થઇ, અને થયું પણ તેમજ હતું. બંદુકનો અવાજ થયા પછી બારણું ભાંગતાં લગભગ અર્ધો કલાક થઇ ગયો હતો, તેથી કામાકુરાને ન્હાસવાનો જોઇએ તેટલો સમય મળ્યો હતો, એટલુંજ નહિ પણ બંદુકનો અવાજ સાંભળી બધા એક ઠેકાણે એકઠાં થઈ ગયાં

હતાં, અને વહાણુની આસપાસ પહેરો ભરનાર પોલીસો પણ ઉપર આવ-વાની ધમાલ મચાવતા હતા, તેજ વખતે કામાકુરા સટકી ગયો હતો.

બધાનેજ ત્હેની બુદ્ધિની, ચાલાકીની પ્રશંસા કરવી પડી! ઓકુ પોતે બોલ્યો: "કામાકુરાની હું પ્રશંસા–કરૂં છું. એકવાર નહિ પણ એક હજાર-વાર તે મ્હારી પ્રશંસાને યોગ્ય છે. ત્હેણે પોતાની એ બુદ્ધિ સત્-કાર્યમાં યોજી હોત તો જગતનું બહુજ કલ્યાણ થાત. જગત ઉપર મ્હોટો ઉપકાર થાત. જેનામાં બુદ્ધિ છે તે મ્હારા હાથમાં આવેલો ન્હાસી ગયો, તે માટે મ્હને દુઃખ થતું નથી."

ડટો અતિશય વ્યાકુળ થઇને બોલ્યો: "ત્યારે તે ક્રાયાને પણ લઇ ગયો હશે?"

ઓકુ: "એ સંભવિત નથી. એક સ્ત્રીને અને તેમાં પણ એક અ-નિચ્છક સ્ત્રીને લઇને આ પ્રમાણે ન્હાસવું સહેલું નથી. તો પણ કામાકુરા માટે કાંઇ અસાધ્ય જેવું છેજ નહિ. હમણાંજ માલમ પડશે."

હવે ઓકુએ પેલા ચીના બાલકને શોધવા માંડયો. પણ તે તો લાગ જોઈને ક્યારનોએ ન્હાસી ગયો હતો.

ત્યાર પછી ત્હેમણે પોતાની જાતેજ તપાસ કરવા માંડી પણ કામા-કુરાનો પત્તો લાગ્યો નહિ. તે તો ન્હાસી ગયો હતો.

તપાસ કરતાં કરતાં એક બીજા ઓરડાનાં બંધ બારણા ત્હેમનાં જો-વામાં આવ્યાં. બારણા પાસે આવી તે ધકેલ્યાં તો તે અંદરથી પણ બંધ જણાયાં, ત્યારે ઓકુએ મ્હોટેથી બુમ પાડી કહ્યું: "અંદર કોણ છે? બા-રણાં ઉઘાડો."

અંદરથી કોઈ કાંઇ બોલ્યું પણ તે બરાબર સમજાયું નહિ. ઓકુએ ફરીથી મ્હોટો ઘાંટો પાડી કહ્યું: "જે હોય તે બારણા ઉઘાડો, નહિ તો તોડી નાંખવાં પડશે."

આ વખતે પણ અંદરથી કોણ શું બોલ્યું તે બરાબર સમજાયું નહિ, પણ ઓકુને તે સ્ત્રીનો સ્વર હોય એમ લાગ્યું.

તે એકદમ બોલી ઉઠયો: "ઘણો ભાગ આ ઓરડામાંજ ક્રાયા છે.

તે બહાર આવીને બધું કહી દે એટલા માટે કામાકુરા આ ઓરડાના બારણાં પણ પોતાના ઓરડાના બારણાં પેઠે બંધ કરી ગયો છે, પણ કાયા અંદરથી બારણાં ઉઘાડી શક્તી નથી માટે તે પણ તોડવાંજ પડશે."

તુરતજ બારણાને તોડી પાડવામાં આવ્યાં. બધાએ અંદર જઇને જોયું તો કાયાને જોવામાં આવી.

પહેલાં તો કાયાને આમાંનું કાંઇ સમજાયું નહિ પણ જ્યારે ઇટોએ ગાંડાની માફક કૂદી પડી હેને પોતાના ખોળામાં લઇ ચુંબન કર્યું ત્યારે તે બોલી: "હમે મ્હને ભુલશો નહિ એ હું જાણુતીજ હતી." એટલું કહી તે મૂર્છિત થઇ ગઇ.

ઇટોએ હેને ઉંચકીને તુતક ઉપર હવામાં આણી. ઓકુએ હેના મ્હો ઉપર પાણી છાંટયું. હેણે દીર્ઘ નિશ્વાસ નાંખી આંખો ઉઘાડી, એટલે ઓકુએ હેને એક પ્યાલો કાફી પાઇ.

આ પ્રમાણે જ્યારે ઇટો અને ઓકુ કાયાની સુશ્રૂષામાં રોકાયા હતા, ત્યારે સેનાધ્યક્ષ ગુસ્સાથી કૅપ્ટનને ધમકાવતો હતો, અને "આજ હારૂં સત્ય કથન કે? આજ હારી સિદ્ધાઇ કે?" એમ ગર્જીગર્જીને કહેતો હતો.

---

## પ્રકરણ ૧૧ મું.

### નવીન સંબંધ.




યા જરા સ્વસ્થ થઇ એટલે ઓકુ અને બીજાં બધાં કામાકુરાની શોધ કરવા લાગ્યાં, પરંતુ હેનો પત્તો લાગ્યો નહિ તેમ કોઇએ હેને ન્હાસતાં પણ જોયેલો જણાયો નહિ. છેવટે તપાસ કરતાં કરતાં સ્ટીમરની પાછળ એક દોરડું લટકતું જણાયું. તે જોઇને ઓકુ બોલી ઉઠયો: "બંદૂકના અવાજથી થયેલી ગરબડનો લાભ લઇ બદમાશ આ દોરડેથી પાણીમાં ઉતરી ગયો હશે, અને તરીને કોઇ પાસેના વહાણુમાં ન્હાસી ગયો હશે." ત્યારપછી હેમણે આખી રાત હેની શોધ કરી પણ તે હાથ આવ્યો નહિ.

જ્યારે ઓકુ કામાકુરાને શોધી કાઢવામાં રોકાયો હતો. ત્યારે ઇટાએ હેની સાથે ન જતાં કાયા પાસે જે કાંઇ બન્યું હતું તે સઘળું સાંભળી લીધું. તે સાંભળતાં હેની નસેનસમાં અગ્નિ છુટયો અને બદમાશ હાથ આવેલો સટકી ગયો તેથી હેને બમણો ક્રોધ થયો !

કાયા બોલીઃ " મ્હેં તો આશા મૂકી દીધી હતી. પત્ર મળશે તો પણ ત્હમે ફેરમોસા જશો એમ ધારતી હતી. "

ઇટોઃ " જાત પણ ત્યાંજ. જો ઇવચિના મિત્ર ઇસ્કોએ અમને ન કહ્યું હોત તો અમે ત્યાં આથડત અને બધું ધૂળ મળત."

કામાએ પોતાના વસ્ત્રમાંથી છરી કાઢી ઇટોને બતાવી કહ્યુંઃ " પણ મ્હારૂં મન મ્હને " બ્હીશ નહિ. પાપીને દંડ થશે અને ત્હારી રક્ષા થશે " એમ કહેતું હતું, તેથી મ્હેં આશા છેક છોડી દીધી ન્હોતી, છતાં મહા મહેનતે મ્હેં આ છરી સાચવી રાખી હતો. જો છેક છેવટે ઉદ્ધાર–છુટકારાની આશા ન જણાત અને બીજો કાંઇ ઉપાય ન રહેત તો આ છરા વતી હેનું–તે પાપીનું–ખુન કરી આત્મઘાત કરત. "

ઇટોએ કાયાને આલિંગન કરીને કહ્યુંઃ " આપણો પરમેશ્વર છે. હેણેજ આપણને પાછાં મેળવી દીધાં છે. "

કાયાઃ " કેટલું કેટલું સહન કર્યું છે તે પણ તેજ જાણે છે. બીજી કોઇ સ્ત્રી હોય તો ગાંડીજ થઇ જાય ! "

ઇટોઃ " હવે સહન કરવું પડશે નહિ. સાનો જઇશું એટલે બધું દુઃખ દૂર થશે. "

કાયાઃ " ખરેખર, ત્હમે મ્હારી સાથે લગ્ન કરશો ? "

ઇટોઃ " શું હજી પણ તેમાં ત્હને શંકા રહે છે ? "

કાયાઃ " એવી સૌભાગ્યની વાત દુઃખી હૃદય એકદમ માનતું નથી. વળી લોકો તો હજી મ્હને નિભાંગી ઇચિઓની ખુની ધારે છે. "

ઇટોઃ " ત્હને બધાં નિર્દોષ જાણશે. હું ત્હારી નિર્દોષતા સિદ્ધ કરી આપીશ. "

કાયાઃ " પણ પોલીસ મ્હને છોડશે ? "

ઇટોઃ "ઓકુએ ત્હને નિર્દોષ જણાવી છે."

કાયાઃ "ત્યારે ત્હેનું ખુન કોણે કર્યું?"

ઇટોઃ "ઓકુ કહે છે કે કામાકુરા અથવા ઇવચિએ કર્યું છે."

કાયા; "ઇવચિએ ખુન કર્યું નથી."

ઇટોઃ "ત્યારે કામાકુરાએ ખુન કર્યું છે?"

કાયા; "તે પણ તે રાતે બહાર નીકળ્યો નથી."

ઇટોઃ "ત્યારે નુતાએ ખુન કર્યું હશે?"

કાયાઃ "ના, ના, ના તેમ હોયજ નહિ. ત્હેનાથી તેમ થાયજ નહિ."

ઇટોઃ "ગમે ત્હેણે કર્યું હશે. હવે આપણને તેની જરૂર નથી, પણ ગુન્હેગાર તો પકડાશેજ. મ્હેં અને ત્હેં ઘણું દુઃખ વેઠયું છે. માટે હવે તેનો વિચાર કરી વધારે દુઃખી થઇશું નહિ. આપણે કાલેજ દેશ તરફ રવાને થઇશું."

કાયાઃ "પણ દેશનાં માણસો મ્હને ખુની કહેશે!"

ઇટોઃ "ભલે કહે. હું ત્હેમનું માનીશ નહિ. દેશમાં જઇને તુરતજ ત્હારી સાથે લગ્ન કરીશ પછી મ્હારી બીને કોણ ખુની કહી શકશે?"

કાયાએ ઇટોના ખભા ઉપર માથું રાખી આનંદાશ્રુથી વસ્ત્ર ભિંજવી મૃદુ સ્વરે ગદ્‌ગદ્ કંઠે કહ્યુંઃ "ત્યારે હવે જગતમાં મ્હારા જેવું સુખી કોણ?"

ઇટોએ ત્હેનું મ્હોં ઉંચકી ચુંબન કરી કહ્યુંઃ "હું. બીજું કોણ?"

આ વખતે કોઇ બોલ્યુંઃ "વાહ વાહ! વાહ વાહ!"

બન્ને ચમક્યાં, પાછાં ફર્યાં અને જોયું તો ઓકુ.

તે હસતાં હસતાં બોલ્યોઃ "તમને તો બહુ આનંદ થતો જણાય છે પણ મ્હારો કેસ ધુળધાણી થઇ ગયો, તેને માટે તો કોઇ શોક કે દુઃખ પામતું હોય, એમ જણાતુંજ નથી."

ઇટોએ હસતાં હસતાં જવાબ દીધો. "ઓકુ સાહેબ! મ્હારો કેસ તો હું જીતી ગયો એટલે હું મુક્ત થયો. હવે તમારા નસીબમાં જે કામ લખ્યું છે તે જન્મો જન્મ કર્યા કરો."

ઓકુઃ "વાહ ભાઇ, ખરૂં છે. તમારે જે મેળવવું હતું તે મળ્યું, એટલે

ત્હમે પાર ઉતર્યા. મ્હારે જેની જરૂર હતી. તે તો હાથ તાળી આપીને ચાલ્યો ગયો. "

ઇટા વળી હસીને બોલ્યો; " કેમ ? ત્હમારા એ કેસ તો પુરા થયા. એક તો કાયા મળી છે અને બીજું સોનેરી ટાળી પકડાઈ ગઇ છે. હવે ફક્ત ખુનનો કેસ બાકી રહ્યો છે. તે થઇ રહેશે એટલે ત્હમે પણ પાર ઉતરશો. "

ઓકુએ વિરક્ત ભાવે કહ્યું: " ઉતર્યા ! મ્હારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે. કયો ગુન્હેગાર પકડાયો ? કાયાને લઇ ન્હાસી જનાર પકડાયો—ચોરનો સરદાર પકડાયો—કે ખુની પકડાયો ? કોઇજ નહિ. હજી સુધી એક ડગ પણ આગળ વધ્યો નથી. હું તો જ્યાં હતો ત્યાં ને ત્યાંજ છું ! સરકાર જવાબ માંગશે તો તેને શું કહીશ ? અને આ સાળી. "

છેલ્લા શબ્દો પુરાં થતાં પહેલાંતો કાયા ઉભી થઇ, અને ઓકુ તરફ જોઇ ધીમે ધીમે બોલી: " આપે મ્હને શોધી કાઢવા માટે કાઉન્ટ ઇટા સાહેબને બનતી સહાય કરી છે, તે માટે હું આપનો ઉપકાર માનું છું. તે માટે હું આપની ઋણી છું, પણ આપ આ પ્રમાણે મ્હને ગાળ—"

ઓકુએ ત્હેને આગળ બોલતાં અટકાવી કહ્યું: " એકવાર નહિ હજાર વાર સાળી ! સાળી ! ને સાળી ! બોલો શું કહેવું છે ? "

ઓકુને આ પ્રમાણે ગાળો દેતો જોઇને પહેલાં તો ઇટાને પણ જરા ખેદ તો થયો, પણ પછી તુરતજ એક વાત ત્હેના મનમાં સ્ફુરી આવી, અને તે એકદમ મ્હોટેથી હસી પડયો. ત્હેને હસતો જોઇ કાયા આશ્ચર્ય ચકિત થઇ, ત્હેનાં મ્હોં સ્હામું જોઇ રહી.

છેવટે ઓકુએ ગંભીરતાથી કહ્યું; " આપને આ પ્રમાણે ગંભીરતાથી ઉપકાર માનવાની જરૂર નથી. કોઇ મ્હારી સ્ત્રી છે ત્હેની ખાતરજ ત્હમારે માટે આટ આટલો શ્રમ ઉઠાવ્યો છે.



# પ્રકરણ ૧૨ મું.

## પ્રત્યાગમન.



ઓકુના છેલ્લા શબ્દોથી કાયાને બહુ નવાઇ લાગી. ત્હેને કાંઇ સમજણ પડી નહિ તેથી તે ઇટા તરફ જોઇ રહી, એટલે ઇટાએ લોઇનું બધું વૃત્તાંત કહી સંભળાવ્યું.

લોઇ પોતાની બ્હેન છે એટલું કાયાએ સાંભળ્યું હતું પરંતુ તે છુપી પોલીસ છે અને ઓકુની સ્ત્રી છે તે જાણ્યું ન્હોતું તેથી ત્હેણે તે વાત એકદમ માની નહિ, પછી જ્યારે ઇટા પાસેથી બધી વાત સાંભળી ત્યારે ત્હેના આનંદનો પાર રહ્યો નહિ. ત્હેણે હસીને ઓકુને કહ્યું: " હવે તમે મ્હને બે હજારવાર " સાળી, સાળી " કહી ગાળો દો. મ્હને તેમાંજ આનંદ પડશે. " ઓકુએ ઉત્તર દીધોઃ " હમણાં નહિ પણ જરૂર પડશે ત્યારે દઇશ."

તેઓ બીજા બે દિવસ કુસીમામાં રહ્યા. ઓકુ કામાકુરાને શોધવાલાગ્યો. ઘણી ઘણી તપાસ કર્યા પછી ત્હેની ખાત્રી થઇ કેઃ " કામાકુરા પેલાં દોરડા વાટે સમુદ્રમાં ઉતરી પડયો હતો અને ત્યારપછી ડુબકી મારી એક ચીનના વહાણમાં ભરાઇ ગયો હતો અને તે વહાણ સ્હવાર થતાં જ બંદર છોડી ચાલ્યું ગયું હતું. "

તે દિવસે બંદરમાંથી અનેક વહાણો છૂટયાં હતાં, તેથી કામાકુરા ક્યા વહાણમાં ક્યાં ગયો હશે તે તે નક્કી કરી શક્યો નહિ. તે બોલ્યોઃ " મ્હારો કેસ તો ગુંચાઇ ગયો ખરો પરંતુ એટલું તો નક્કી છે કે એ બદમાસ હવે આ દેશમાં નથી. હવે પછી અને ખાસ કરીને હું જીવું છું ત્યાં સુધી તે અહિં આવશે નહિ, એટલુંજ જાપાનનું પરમ સૌભાગ્ય. કામાકુરા જેવું રત્ન જે દેશમાં જશે, તે દેશમાં પણ આવુંજ થશે. "

બીજે દિવસે ઓકુ અને ઇટા ટોકિયો આવવા નીકળ્યા, અને ત્યાં

સહી સલામ આવી પહોંચી પહેલવહેલાં લોઇને ઘેર ગયા. લોઇ અને ત્હેમની મા બન્ને કાગને ડોળે ત્હેમની વાટ જોતાં હતાં. માતા અને પુત્રી મળવાથી આંસુવડે ત્હેની છાતી ભીંજવી નાંખી, અને લોઈ પોતાની બ્હેનને વારંવાર ચુંબન કરવા લાગી.

લોઇનો આનંદ જોઇને ઓકુ બોલ્યો; "ત્હમારો આનંદ જોઇને મ્હારો જીવ બળીને ખાખ થઇ જાય છે."

લોઇ હસતાં હસતાં બોલી: "શા માટે? ઓકુ સાહેબ! એટલું બધું શા માટે?"

ઓકુએ બનાવટી ક્રોધ કરીને કહ્યું: "કેમ? મ્હારા કેસનું તો કાંઈ થયું નહિ- સરકાર તો મ્હારે કપાળે મેશનોજ ચાંલ્લો કરશેને?"

લોઇ હસીને બોલી: "ત્હમારી વિદ્યા ફક્ત હુંજ જાણું છું. હું ન હોત તો ત્હમારી શી દશા થાત?"

ઓકુ આ વખતે ખડખડાટ હસી પડયો અને બોલ્યો: "ત્યારે હુ ન્હોત તો ત્હમને પરણત કોણ?"

આ પ્રમાણે હાસ્ય વિનોદ થઇ રહ્યા પછી લોઇએ બધી વાત કહેવાને કહ્યું. ઓકુ બોલ્યો: "સ્ત્રીઓ પાસે એવા ટેલ ટપ્પા કરી વખત ગુમાવવા માટે હું નવરો નથી."

"ઓહો, આજ તો ખુબસુરત થઇ ગયા છોને?" એમ કહી લોઇ ત્હેને પકડવા ગઇ, પણ ઓકુ છટકીને ન્હાસી ગયો- ત્યાર પછી લોઇએ ઇટોની પાસે જઇ ત્હેને જે કાંઇ બન્યું હોય તે આદ્યોપાન્ત કહેવા કહ્યું, ઇટોએ બધું કહ્યું; તે સાંભળી લીધા પછી લોઈ બબડી: "ઓકુ ગધેડો છે, નહિ તો તે કામાકુરાને પકડી શકત."

ઇટોએ હસીને કહ્યું: "ત્યારે ત્હમે પોતે હોત તો શું કરત?"

લોઈ નસકોરાં ફુલાવી બોલી: "હું હોત તો એને ન્હાસવાનો વખતજ આપત નહિ. સ્ટીમરને એકદમ ઘેરો ઘાલી તુરતજ અંદર તપાસ ન કરત? ત્હેને વખત ન મળ્યો હોત તો ન્હસાત નહિ."

ઇટોને લોઇના આ કથનને અનુમોદન આપવું પડયું. ત્હેને પણ "વખત ન મળ્યો હોત તો કામાકુરા ન્હાસી શકત નહિ." એમજ લાગ્યું.

કાયાને લેઇને ઘેર રાખી તેજ દિવસે ઇટા સાનો ગયો. હેને એકદમ ઘરમાં લાવવાનું હેને યોગ્ય લાગ્યું નહિ. લગ્નની બધી તૈયારી કરીને અથવા ટોકિયોમાંજ લગ્ન કરીને હેને પોતાના ઘરમાં લાવવાનો તેણે નિશ્ચય કર્યો.

આ બધો બંદોબસ્ત કરવાને માટે તે સાનો આવ્યો ત્યાં તે સ્ટેશનમાંથી બહાર નીકળ્યો ન નીકળ્યો એટલામાંજ હેને આપણું ડોસીમાનો ભેટો થયો. હેનાં હાથમાંથી સટકવું સહેલું ન્હોતું તેથી તેમ હેણે ઘણા દિવસોથી સાનો છોડેલું હોવાથી નવાજુની સાંભળવાની ઇચ્છાથી, તે હેમની સાથે વાતો કરતો કરતો ધીમે ધીમે ચાલ્યો.

ઇટા કાયાને લઇને ટોકિયો આવ્યાના સમાચાર ક્યારંતાએ આખા સાનો શહેરમાં પ્રસરી ગયા હતા. ટોકિયો આવીને હેણે પોતાને ઘેર એક તાર કર્યો હતો, અને તે ઉપરથીજ તે વાત બહાર પડી ગઇ હતી. ડોસીમાને તો સૌથી પહેલાંજ તેની ખબર પડી ગઇ હતી. બધી વાતોની હેમને પહેલાંજ ખબર પડતી હતી!

ડોસીમાએ ઇટા સ્હામું જોઇ હસતાં હસતાં કહ્યું: "સાંભળ્યું છે. કાઉન્ટ સાહેબ બધુંજ સાંભળ્યું છે. આટલે દિવસે આપને કાયા મળી છે. હું તો હેને પહેલેથીજ નિર્દોષ માનું છું, અને આ સાનોના મૂર્ખાઓ પણ હવે તેમ માનવા લાગ્યા છે. ત્યારે ઇટા સાહેબ! હવે તે કેવી રીતે મળી તે મ્હને કહો.

ડોસીમાનો સ્વભાવ ચામ જુ જેવો છે તે ઇટા જાણતો હતો. હેને સંતોષકારક જવાબ નહિ મળે ત્યાં સુધી તે છોડવાની નથી એમ હેની ખાત્રી હતી, તેથી હેણે પોતાની ઇચ્છા ન હોવા છતાં કેટલીક વાતો પડતી મૂકી. કાયાનો વૃત્તાંત કહી સંભળાવ્યો.

આ સાંભળી ડોસીમાની આંખો પલકારા મારવા લાગી. તે બોલ્યાં: "હું કામાકુરાને ઓળખતી હતી. તે પાકો બદમાશ છે તે જાણતી હતી, પરંતુ મ્હારી વાતને કોઇ માનતું ન્હોતું."

ઇટા હસીને બોલ્યો: "ડોસીમા હમે જાણો છો તેટલું કોઇ પણ જાણતું નથી. ત્યારે કહો હવે તે અમને મળવા માટે પાછો સાનો આવશે?"

આ પ્રશ્ન સાંભળતાંજ ડોસીમા ક્ષુબ્ધ થયાં, અને થોડીવાર સુધી ઇટો સ્હામું ટગર ટગર જોઇ રહી ધીમે ધીમે બોલ્યાં: "કામાકુરાને મ્હેં કાલેજ જોયો છે."

ઇટોએ વિસ્મયતાથી ડોસીમા તરફ જોયું. તે જોઇને ડોસીમા વળી પાછા બોલ્યાં: "હા, કાલે જોયો છે. આવું જાણુત તો તેને પકડાવીજ દેત."

ઇટોને કાંઇ પણ સમજ નહિ પડવાથી તે બોલ્યોઃ "મા ત્હમારી ભુલ થાય છે."

વૃદ્ધાએ ક્રોધપૂર્વક ત્હેની સ્હામે જોઇને કહ્યું: "મ્હારી ભુલ થતી નથી. કાયા ન્હાસી ગઇ, તે વખતે મ્હારી ભુલ થઇ હતી?"

ઇટોઃ "ના માજી."

વૃદ્ધા ક્રોધ કરીને બોલીઃ "ત્યારે બસ. આ વખતે પણ હું ભુલતી નથી. મ્હેં કામાકુરાને કાલ રાત્રેજ આ શહેરમાં જોયો છે."

"ક્યાં આગળ?"

"આ મ્હારા ઘરની પાસેજ. કપડાં વિટાંળી તે મોડી રાતે ચોરની પેઠે આવ્યો હતો. હું બીજાની પંચાતમાં પડતી નથી, નહિ તો ત્હેને તેજ વખતે પકડાવી દેત."

"ત્યારે શું તે મ્હારૂં સર્વ નાશ કરવા માટેજ સાનોમાં આવ્યો હશે?"

ઇટોને કાંઇ પણ સુઝયું નહિ, તેથી તે એકદમ ડોસીમાથી છુટો પડયો. ત્હેણે તેજ વખતે ઓકુને સાનો આવવા તાર કર્યો, અને ડોસીમાની વાત ખરી છે કે ખોટી તેનો તપાસ કરવા ચાલ્યો.

## પ્રકરણ ૧૩ મું.

### પશ્ચાતાપ અને સ્વીકાર.



ઇટો એ ઘણી ઘણી તપાસ કરી પરંતુ કામાકુરા સાનોમાં આવ્યો છે, એવું કોઇ પણ કહી શક્યું નહિ, તેથી તે વિચાર વમળમાં ગોથાં ખાતો ઓકુની વાટ જોવા લાગ્યો!

સંધ્યા વખતે હેના એક નોકરે કામાકુરાની સ્ત્રીના હેને મળવા આ-વવાના સમાચાર આપ્યા.

"કામાકુરાની સ્ત્રી શા માટે મ્હને મળવા આવે છે?" તે વિચારે ઇટોનું મન ચકરોળે ચઢાવ્યું. તે કોઇ પણ જાતનું અનુમાન કરી શક્યો નહિ તેથી છેવટે હેણે હેને ત્યાં બોલાવવા પોતાના નોકરને આજ્ઞા કરી.

કામાકુરાની સ્ત્રી આવી એટલે ઇટોએ હેને બેસાડી. તે બેસીને બોલી: "હું મ્હારી પુત્રીઓને લઇને ટોકિયો જાઉં છું. આપ અમારા જમિનદાર છો અને વળી આપણે ગાઢો સંબંધ છે, તેથી જતાં જતાં મળવા આવી છું."

ઇટો: "અહિંથી શા માટે ચાલ્યાં જાઓ છો?"

"જે ઠેકાણે રાજાની પેઠે રહ્યાં, ત્યાં ભિખારી પેઠે કેવી રીતે રહીએ?"

"કેમ? કામાકુરા—"

"હેનું નામ દેશો નહિ. તે અમારો ત્યાગ કરી ચાલ્યા ગયા છે. મ્હને તેથી જરા પણ દુઃખ થતું નથી. ઉલટી હું હેનાથી છુટી છું. હેણે મ્હારી સાથે પૈસા માટેજ લગ્ન કર્યા હતાં, હેણે મ્હને પાયમાલ કરી છે."

"અમે બધા તો એને સારો માણસ ધારત હતા."

"હું પણ એમજ ધારતી હતી. તે આવો ભયાનક માણસ છે, એવું મ્હેં પહેલાં જાણ્યું ન્હોતું."

"ત્યારે ત્હમે તે ક્યારથી જાણ્યું?"

"ઘણા દિવસથી. શું કરૂં? બધુંજ મુંગે મ્હોડે સહન કર્યું છે. મનની વેદના કોણ જાણે?"

ઇટોને ડોસીમાની વાત યાદ આવી. હેણે કહ્યું: "ત્હમે લાલ ત્રિમૂર્તિની વાત જાણતા હતા?"

"હા. જાણતી'તી, મ્હેં ત્હેમને એ ટોળીનો ત્યાગ કરવા ઘણી ઘણી વખત કહ્યું હતું, પણ ત્હેમણે મ્હારૂં સાંભળ્યુંજ નહિ, એટલુંજ નહિ પણ મ્હને ઘણી વખત ખુબ મારી હતી. મ્હેં તે બધું મુંગે મ્હોડે સહન કર્યું હતું."

"ત્યારે એ વાતને બહાર પાડી એના હાથમાંથી છુટ્યાં કેમ નહિ!"

"ફક્ત લોક લજ્જાના ભયથી અને ખાસ કરીને આ ત્રણ છોકરીઓ માટેજ. ત્હેમને કલંક લાગે તેથીજ."

' ઇચિઓના પૈસા મેળવવા માટે કામાકુરા પ્રયત્ન કરતા હતા તે ત્હમે જાણો છો ?

" જાણું છુ બધુજ જાણુ છુ અને એ વાત કહેવા માટેજ આવી છુ આ કાગળ જુઓ "

કામાકુરાની સ્ત્રીએ પોતાના વસ્ત્રમાંથી એક કાગળ બહાર કાઢયો તે જોઇને ઇટોએ પૂછ્યુ ' એ શુ છે ? "

" મ્હારા સ્વામીનો સ્વીકાર પત્ર '

" સ્વીકારપત્ર ? શાનો સ્વીકાર ?

" ખુનનો '

ઇટો ઉઠીને ઉભો થયો, અને બોલ્યો ' ત્યારે—ત્યારે—ત્યારે મામા કુરાએજ —

" હા, મ્હારા પાપી પતિએજ અભાગિની ઇચિઓનુ ખુન કર્યુ છે ત્હેના પૈસા મેળવવા માટેજ ત્હેનુ ખુન કર્યુ છે

' ત્યારે—

" હા ઇચિઓનુ ખુન ન કરે તો ત્હેના પૈસા ખોટા હિસાબીને ઉભો કરી મેળવી શકાય નહિ, એટલા માટેજ ત્હેણે ઇચિઓનુ ખુન કરવાનુ નક્કી કર્યુ હતું એટલા માટેજ ત્હણે ઇયાચિ અને ઇત્રચિન સાનો બોલાવ્યા પહેલા ઇયાચિને ખુન કરવાનુ કહ્યુ પરંતુ તે કાઇપણ રીત રાજી થયો નહિ, ત્યારે ત્હેણે ઇત્રચિને ખુન કરવાનો આગ્રહ કર્યો પરંતુ ત્હેણે પણ તેમ કરવાની હા પાડી નહિ તેથી તે બન્ને જણ ચાલ્યા ગયા તે પછી ત્હેણે પોતે છરો લઇ બહાર જઈ કબ્રસ્થાનમા ઇચિઓનુ ખુન ક્યુ આ કાગળમા એમણે બધુ સ્વીકાર્યુ છે કાયા ઉપર વ્હેમ જાય એટલા માટે જ ત્હેમણે પેલો નનામો કાગળ લખ્યો હતો

' ત્હમને આ સ્વીકાર પત્ર ક્યાંથી મળ્યુ ?

ગઇ કાલે એ દુરાત્મા અહિ આવી મ્હને મળ્યો હતો

ટોગો એકદમ બોલી ઉઠયો " ત્યારે શુ ડોસીમા સાચુ કહે છે ?

તે બોલી ' કાઇએ ત્હેને જોયો નથી, એમ ત્હેની ખાત્રી હતી શુ એને કોઇએ જોયો હતો ? "

" હા. ડોસીયાએ હેને જોયો હતો. "

" ઠીક, પણ હવે તે આ દેશમાં નથી. "

" ક્યાં ગયો છે ? "

" મ્હને મળી ત્હેણે કહ્યું કે: " ઓકુ અમારી વિદ્યા જાણી ગયો છે. ત્હેણે ઘણાં ખુન બહાર પાડયાં છે, પણ મ્હેં એક નિર્દોષ બાવાનું ખુન કર્યું છે, અને હવે બીજાનુ અનિષ્ટ કરવું નથી. તેટલા માટેજ આ ખુન કબુલ કરવા હું આવ્યો છું. ઇટો અહિં આવે કે તુરત ત્હેમને આ કાગળ આપજો કે જેથી તેઓને નિર્દોષ ઠેરવી ત્હેની સાથે લગ્ન કરી શકશે. "

" ત્યારે હવે ત્હેને પશ્ચાતાપ થતો હશે. "

"એવા માણસને પશ્ચાત્તાપ થતો હશે કે કેમ તે તો ફક્ત ભગવાનજ જાણેછે."

" ત્યારપછી ત્હેણે શું કહ્યું ? "

" ત્હેણે કહ્યું કે: 'હવે હું આ દેશમાં રહેવાનો નથી. હમણાંજ ન્હાસી જાઉં છું તેથી રજા લેવા આવ્યો છું' મ્હેં ત્હેને પરમ ખુશીથી રજા આપી."

" પકડાયો હોત તો જરૂર ત્હેને દેહાંત દંડની શિક્ષા થાત "

" તેજ ઉચિત હતું. ભગવાન ત્હેને સહાય ન થયો હોત તો ત્હેની લુચ્ચાઇ આટલો દિવસ ચાલત નહિ. "

" ગમે ત્યારે પણ ત્હેને શીક્ષા તો થશેજ. "

" હવે ક્યારે થશે ? છેવટમાં ત્હેણે કહ્યું હતું કે, " તે કાયાને ચ્હાતો હતો. ઓકુ ન હોત તો તે ત્હેને પરણુત, અને મ્હને કાઢી મૂક્ત. "

" કેવો દુષ્ટ, નરાધમ, પાપાત્મા ? "

" હવે ગયો એજ સારૂ થયું છે. એજ મ્હારૂં પરમ સદ્ભાગ્ય છે. હું ત્રણે છોકરીઓ લઇ ટોકિયોમાં નોકરી કરી મ્હારૂં પૂરૂં કરીશ. "

ઇટોનું દયાળુ હૃદય આથી પીગળી ગયું. તે બોલ્યો: " એ પાપાત્માને લીધે ત્હમે બહુ દુઃખ વેઠયું છે. મ્હારે ત્યાં પૈસાની ખોટ નથી. ત્હમને સહાય કરવાની મ્હને રજા આપો. "

ત્હેણે ઉઠીને સખેદ હાસ્ય કરીને મહા દુઃખથી કહ્યું: " દુઃખની વખતે બીજે ક્યાં જઇશ ? કાયા સાથે આપનાં લગ્ન થઇ જશે, પછી હું આપને મળીશ. " આટલું બોલતાં તે ત્યાંથી ચાલી ગઇ.



## પ્રકરણ ૧૪ મું.

### આપઘાત.



બીજે દિવસે સાનો શહેરમાં હાહાકાર વર્તી રહ્યો. હજારો માણસો કબ્રસ્થાન તરફ જાય છે, અને મહિમાંહે "શું થયું?" એમ પૂછે છે પણ કોઇ કોઇને ઉત્તર આપતું નથી. સઘળા હાંફળા ફાંફળા કબ્રસ્થાન તરફ દોડે છે.

ઓકુએ પોતાના આવવાના સમાચાર આપેલા હોવાથી ઇટો હેને તેડવા માટે સ્ટેશન ઉપર જતો હતો. આખા શહેરમાં આવી ગડબડ મચી રહેલી જોઇને તે ઉભો રહ્યો. "શું થયું છે?" એમ બે ત્રણ જણને પછ્યું પણ કોઇ ઉત્તર આપી શક્યું નહિ.

"એક ભયંકર બનાવ બન્યો છે." એમ બોલતાં બોલતાં બધા કબ્રસ્થાન તરફ દોડતાં હતાં. જવાબ ન મળવાથી ઇટોનો જીવ પણ તલ પાપડ થઇ ગયો અને સ્ટેશન તરફ જવાનું મૂકી ન છુટકે તે પણ તે તરફ વળ્યો. થોડે દૂર ગયા પછી હેણે કેટલાક લોકોને "કામાકુરા-કામાકુરા" એ શબ્દો બોલતાં સાંભળ્યા.

ઇટોએ વિચાર્યું: "શું કામાકુરા પકડાઇ ગયો હશે? તેમ હોય તો આટલા બધા માણસો શામાટે દોડે? હેના ગુપ્ત જીવનની કોઇ પણ ઘટના હજી સાનોવાસી જાણતા નથી."

હેણે એકદમ પગ ઉપાડયા, તો આગળ જતાં થોડે દૂર કેટલાક માણસોને "આપઘાત-આપઘાત" કહી મ્હોટેથી બૂમો પાડતાં સાંભળ્યા. એ ચિત્કાર સાંભળતાંજ ઇટો તે તરફ દોડયો. હેને વિચાર થયો કે: "શું કામાકુરાએ છેવટે આપઘાત કર્યો હશે?"

તે કબ્રસ્થાનમાં આવી પહોંચ્યો અને જોયું તો ત્યાં હજારો માણસો

એકઠાં થયાં છે. એક તરફ મ્હોટેથી "કામાકુરા"—"કામાકુરા—" શબ્દ થાય છે, તો બીજી તરફ એક સાથે હજારો માણસો "આપઘાત" "આપઘાત" શબ્દ બોલી ધિક્કાર કરે છે.

ઇટોને જોઇને બધાએ ત્હેને માર્ગ આપ્યો, ઇટો એકદમ આગળ વધ્યો અને જોયું તો સ્હામેજ ઇચિઓની ઘોર ' ત્હેને માટેજ તૈયાર કરેલી સુંદર નિર્દોષ બાલાને ઢાંકી પડેલી ઘોર."

તે ઘોર ઉપર કામાકુરા સુતો છે. ત્હેણે આપઘાત કર્યો છે!

છરાવતી પોતાને હાથે પેટ ચીરી નાંખી આત્મ હત્યા કરવી, એજ ખરેખરો જાપાની આપઘાત છે. કામાકુરાએ જે નિરપરાધી—નિર્દોષ બાલાની હત્યા કરી હતી, ત્હેનીજ ઘોર ઉપર સુઇને પોતાનું પેટ સ્વહસ્તે ચીરી નાંખી પોતાના ઘોર પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનો પ્રયત્ન કર્યો છે.

જાપાનીસો વાતવાતમાં આપઘાત કરે છે, પરંતુ આવો ભયાનક આપઘાત કોઇએ કદિપણ જોયો નથી, તેથી આ દૃષ્ય જોઇને સાનો નિવાસીઓ ગાંડા જેવા થઇ ગયા. તેઓ અનેક પ્રકારની વાતો—અનુમાનો—અને તર્ક વિતર્ક કરતા હતા. ચારે તરફ ઘોર કોલાહળ મચી રહ્યો છે. બધાજ ભગવાનનો અતિ આશ્ચર્યકારક ન્યાય અને દંડ જોઇને સ્તબ્ધ થઇ ગયા છે!

આ લોમહર્ષણ દૃષ્ય જોઇને ઇટોનું આખું શરીર કંપી ઉઠયું. મરણ પામ્યા પછી કામાકુરાના મુખે અતિશય ભયંકર રૂપ ધારણ કર્યું હતું. ત્હેનાં આંતરડાં ઇચિઓની ઘોર ઉપર જેમ તેમ પડેલાં હતાં.

તે આવું બિભત્સ અને ભયકર દૃષ્ય વધારે વાર જોઇ ન શકવાથી પાછો ફરતો હતો એટલામાંજ કોઇએ ત્હેના ખભા ઉપર હાથ મૂક્યો. ત્હેણે ચમકીને પાછળ ફરી જોયું તો તે ઓકુ હતો.

તે બોલ્યોઃ "પકડાયો હોત તોપણ દેહાંત દંડજ થાત. જો કે ત્હેણે પોતે પોતાની ઇચ્છાથીજ તે દંડ ભોગવી લીધો છે, પરંતુ તે મ્હારો કેસ તો ચુંથીનેજ ગયો છે."

ઇટોએ વ્યાકુળતાથી કહ્યું: "ઓકુભાઇ! તમે આવ્યા તે પણ સારૂંજ થયું. આ ભયાનક દૃષ્ય હવે જોવાતું નથી, માટે એને ' અહિંથી જલદી લઇ જાવ."

ઓકુએ માથું હલાવી કહ્યું: " તેમ થઇ શકશે નહિ. મ્હેં રીપોર્ટ આપ્યો છે. એની વિરૂદ્ધ બધું સાબીત થઇ ગયું છે, અને તે પછી ખાસ કરીને ત્હેણે પોતે આ ઘોર ઉપર આપઘાત કરી પોતાનો ગુન્હો સ્વીકાર્યો છે, માટે ચાંડાલો એના પગ દોરડાવતી બાંધી, એના શબને શહેરના મુખ્ય મુખ્ય રસ્તા ઉપર ઘસડી લઇ જશે. નહિ તો પછી એને દશ જણની શિક્ષા કેવી રીતે થાય ? ત્યાર પછી તેઓ ત્હેને દૂર જંગલમાં નાંખી આવશે, જ્યાં ત્હેના દેહને કાગડા કુતરાં શિયાળ વગેરે ખાઇ જશે. એવો ન્યાય મળ્યો છે!"

ડટો કાતર સ્વરે બોલ્યો: " ઓકુભાઇ ! હું ત્હમને હાથ જોડીને કહું છું કે એટલા નિર્દય થશો નહિ. એવું ભયંકર કામ કરશો નહિ. એણે પોતાનો દંડ પોતાને હાથેજ ભોગવી લીધો છે. "

ઓકુએ ફરીથી ડોકું ધુણાવી કહ્યું: " કાઉન્ટ સાહેબ ! હું તો કાયદાનો દાસ છું. હુકમ વિરૂદ્ધ મ્હારાથી કેમ વર્તાય ? મ્હેં ખબર પણ મોકલી દીધી છે એટલે હવે ચાંડાળા પણ આવતાજ હશે. "

" ત્યારે આપની મરજીમાં આવે તેમ કરો. મ્હારાથી એ જોવાશે નહિ." એમ બોલી ડટો ઉન્મત્તની પેઠે ત્યાંથી ન્હાસી ગયો.

જ્યારે આ સમાચાર ત્યાં એકઠાં થયેલાં માણુસોમાં પ્રસર્યા, ત્યારે હાહાકાર વર્તી ગયો અને બધા એકદમ કબ્રસ્થાનનો ત્યાગ કરી પોતપોતાના ઘર તરફ ન્હાઠા. તેઓ બહુ ગભરાટમાં પડી ગયા હતા. તેમને ભાન પણ રહ્યું ન્હોતું !

ગમે તેમ થયું હોય પણ સાનોવાસીઓએ કામાકુરાને ફરીથી દીઠો નહિ. ઘણા માણસોએ ઘેર આવી પોતાના બારી બારણાં બંધ કરી દીધાં હતાં. કોઇ કોઇ કૌતુહલથી ત્હેને જોવા માટે કોઇ કોઇ વાર બારીમાં ડોકીયાં કરતાં હતાં, પરંતુ કોઇએ પણ ચાંડાલોને કામાકુરાના દેહને તાણી જતા જોયા નહિ.

ઘણો ભાગ ભિડ ઓછી કરવા માટેજ ઓકુએ આ યુક્તિ રચી હતી અને બધા વેરાઇ ગયા પછી કામાકુરાના દેહને જંગલમાં નંખાવી દીધો હતો !

* * * * *

વાંચક ! સાનોનિવાસી માણસોની પેઠે હને પણ કામાકુરાના આવા મરણથી શોક તો થશેજ, પરંતુ **આખરે ધર્મનો જય અને પાપનો ક્ષય થાય છે** તે ભુલી જવું જોઇતું નથી. કામાકુરાને હેણે પોતે કરેલા પાપકર્મોનું-વિશ્વાસઘાતોનું-ફળ મળ્યું છે. તેણે કર્યું તેવું તે પામ્યો છે. વાવ્યું તેવું લણ્યું છે !

* * * * *

કાઉન્ટ ઇટો અને કાયાનો વિશુદ્ધ પ્રેમ આખરે વિજયવંત નિવડયો છે. કાયાએ કાઉન્ટને વિજય વરમાળા આરોપી છે. તે બન્નેના લગ્ન બહુજ ધામધુમથી થઇ ગર્યા છે. ઓકુ પણ સુખી થયો છે. લોઈ સાથેના પોતાના લગ્ન જાહેર કરી તે હેને પોતાને ઘેર લઇ આવ્યો છે. તેમ જાપાની સરકાર તરફથી પણ એને ઘણું માન મળ્યું છે. સર્વત્ર આનંદ પ્રવર્તો છે. સઘળા સુખી થયા છે પરંતુ હજી પણ જ્યારે કાયાને પોતાના પૂર્વ વૃત્તાંતનુ સ્મરણ થઇ આવે છે, ત્યારે તેના નેત્રમાંથી આંસુ સરી પડે છે અને કાઉન્ટ ઇટો તેને પ્રેમપૂર્વક લુછી નાંખી આલિંગન તથા ચુબનો કરી તે ગઇ ગુજરી વાત વિસારે પડે એવા પ્રયત્ન કરે છે.



**સૂચના—આદર્શ ગૃહસ્થ** પુસ્તકના પૃ૪ **૧૧૨ અને જાપાની જાસુસ**નો પૃ૪ ૨૨૯ મળી કુલ્લે પૃ૪ ૩૪૧ થાય છે તેથી હવે પછીથી ૩૪૨ પૃ૪થી નંબરો નાંખ્યા છે.

# ગયા ત્રીજા વર્ષનાં પુસ્તકો ૧૫૦૦ પૃષ્ઠ !

"સસ્તી વાર્તામાળા" ના ગયા ત્રીજા વર્ષનાં નીચલાં થોડાં પુસ્તકો સિલિકમાં છે. અવશ્ય સંગ્રહ કરો. કાચા જાડા પૂઠાના રૂ. ૨-૮-૦ પાકા સુંદર પૂઠાના રૂ. ૩-૮-૦ વી. પી. ખર્ચ ૦-૧-૦ આફ્રિકા માટે. કાચા પૂઠાના રૂ. ૩-૨-૦ પાકા પૂઠાના રૂ. ૪-૮-૦

**૧, શાંતિ નિકેતન**—અથવા સુખ પ્રાપ્તિનો મહામંત્ર—આ સામાજિક ધાર્મિક નવલકથા બહુ ઉત્તમ છે. મનુષ્યો શોક તાપથી ભરેલા સંસારમાં સુખશાંતિ શોધતાં ફરે છે, પરંતુ ખરી સુખશાંતિ જોઇએ તેમણે આ નવલકથા અવશ્ય વાંચવી જોઇએ. એમાંનાં પ્રત્યેક પાત્રો મનુષ્યને સાચું સુખ અપાવે એવાં છે. એમાંનાં દ્રષ્ટાંત સિદ્ધાંતો સચોટ અસર કરે છે. પૃષ્ઠ ૩૬૮.

**૨ રાજા છત્રસાલ**—અથવા બુંદેલખંડનો ભાગ્યરવિ. (ઐતિહાસિક). બહુ ઉત્તમ નવલકથા. વીરરસથી ભરપૂર છે. દક્ષિણમાં જેમ શિવાજી મહારાજ, મેવાડમાં પ્રતાપ રાણો અને ઉત્તરમાં શીખવીર રણજીતસિંહ તેમ બુંદેલખંડમાં વીરરાજા છત્રસાલે ઔરંગઝેબ સાથે યુદ્ધ કરી સ્વતંત્રતા જાળવી રાખી છે. અવશ્ય વાંચો. પૃષ્ઠ ૪૭૨.

**૩ યુરોપનો રણરંગ**—આ નવલકથામાં યુરોપમાં ચાલતા મહા યુદ્ધનાં કારણો, યુદ્ધથી થતા ગેરફાયદા, મિત્ર રાજ્યોને યુદ્ધમાં પડવાનું સબળ કારણ વગેરે સર્વે હકિકત વાર્તારૂપે છે. બહુ આકર્ષક છે. પૃષ્ઠ ૨૮૨.

**૪ સુધરેલી સીતા**—અથવા સુધારાના નામે બગાડો ! આ સામાજિક નવલકથામાં સુધારાને નામે કેવા કેવા બગાડા થાય છે, સુધારાવાળાઓ ધર્મ અને નીતિને નામે કેવો અધર્મ-અનીતિ ચલાવે છે તેમજ તેમનાં એવાં કૃત્યથી અન્યજનોને કેવો ત્રાસ થાય છે. તે આ નવલકથામાં બહુ સુંદર રીતે દર્શાવ્યું છે. પૃષ્ઠ ૪૦૨.

સર્વ પત્રવ્યવહારઃ—

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**

વ્યવસ્થાપક-સસ્તી વાર્તામાળા-અમદાવાદ.

# સસ્તી વાર્તામાળા મળવાનાં ઠેકાણાં.

૧. મુંબઇ-મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કં. બુકસેલર્સ કાલબા-
દેવીરોડ પ્રિન્સેસ સ્ટ્રીટ. (છુટક પુસ્તકો મળી શકશે.)
૨. ,, એલ. એમ. ઠક્કર. બુકસેલર પ્રિન્સેસ સ્ટ્રીટ.
૩. ,, નારૂશંકર હરિપ્રસાદ દેસાઇ શાન્તાક્રુઝ (મુંબઇ).
૪. રા. રા. હરિલાલ જીવણલાલ ઠે. મસ્જીદના પુલ સામે, પહેલે માળે
ભરૂચ સ્ટ્રીટ-માંડવી.
૫. સુરત-શા. રંગીલદાસ કાશીદાસ જનરલ મરચન્ટ-બરાનપુરીભાગોળ.
૬. બારડોલી-ઔદિચ્ય યુવક મંડળના સેક્રેટરી.
૭. ભરૂચ-રા. રા. અનુપતરામ દુર્ગારામ દેસાઇ.વિમાક પનીના એજન્ટ.
૮. વડોદરા-મોહનલાલ મનસુખરામ બુકસેલર (છુટક પણ મળશે)
૯. નડીઆદ-રા.રા. મણીલાલ લલ્લુભાઇ દેસાઇ.
૧૦. ,, રા. રા. મગનલાલ દામોદરદાસ પંડયા. લખાવાડને નાક
૧૧. ભાવનગર-રા.અબ્દુલહુસેન આદમજી બુકસેલર(છુટક પણ મળશે)
૧૨. કરાંચી-રા. રા. મોહનલાલ ત્રિભુવન દવે. ઠે. ધી મુંબઇ કં. લી.
૧૩. અમદાવાદ-મેસર્સ જે. એન. વકીલ અનેકો. રીચીરોડ નં. ૪૩૩
૧૪. ,, રા. રા. ચંદુલાલ સાંકળચંદ શાહ. માડવીની પોળ
વીંછીની પોળ સ્હામે મેડા ઉપર.
૧૫. ,, રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. બુકસેલર.
૧૬. ,, ગુજરાત સ્વદેશી સ્ટોર, રીચીરોડ-કુવારા સામે.
૧૭. ,, રા.રા. રામનારાયણ કેશવલાલદેસાઇ. રંગના વેપારી
૧૮. ,, અંબાલાલ શંકરલાલ દવે. ખાડીઆ શ્રીરામજીની શેરી.
૧૯. ડીસા-રા.રા. ચાંદમલ સુખાનંદ ભાટીયા.

વડોદરારાજ્યની તમામ શાળાઓ તથા લાયબ્રેરીઓ

માટે મંજુર થયેલું

# ચંદ્રપ્રકાશ.

---

માસિક નવ વર્ષનું જુનું છે, અને દસમા વર્ષથી નિયમિત થઇ બદલાયું છે. વિષયો ખાસ સાહિત્યના કેળવણીના તથા સામાજીક ઉન્નતિના પ્રતિષ્ઠિત સાક્ષરોને હાથે ચર્ચવામાં આવે છે. તમારે ગ્રાહક થવુ જ જોઇએ. **વડોદરા રાજ્યના મે. વિદ્યાધિકારી સાહેબ કહે છે કે** " સદર માસિકમાં કેટલાક વિષય બોધક અને રસુજી છે. " **વડોદરા રાજ્યના મે. કયુરેટર ઑફ સ્ટેટ લાયબ્રેરીઝ કહે છે કે** "માસિક ખરીદવા ભલામણ કરવામાં આવે છે."

| | | | |
|---|---|---|---|
| વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે અગાઉથીજ વી. પી. ખર્ચ જુદું. | હિન્દુસ્થાનમાં | શાળાઓ તથા લાયબ્રેરીઓ માટે. | રૂ. ૧–૧૧–૦. |
| | | અન્ય સર્વ માટે. | રૂ. ૨—૦–૦. |
| | હિન્દુસ્થાન બ્હાર સર્વ માટે. | | રૂ. ૨—૮–૦. |

નમુનાની નકલ માટે અગાઉથી ત્રણ આનાની ટીકીટ બીડવી.

લખોઃ—

ચંદ્રપ્રકાશ ઑફીસ–વડોદરા.

---

# વેપાર અને ઉદ્યોગ.

હાલના જમાનામા વેપાર અને ઉદ્યોગ એજ જીંદગીના મૂળ સાધનો છે. જો તમારે એ બાબત કંઈ જાણવુ હોય તો લ્યો

## દેશી વેપારી ચેમ્બરનું માસિક.

કે જેની અંદર દરેક જાતની ઉપયોગી વેપારી બાતમી જુદા જુદા દેશના કોન્સલો તરફથી તથા નામદાર સરકાર તરફથી આપવામા આવે છે તથા વેપારી વિષયો અને આંકડાથી ભરપુર છે

એટલુજ ગુજરાતી વેપારી માસિક

જાહેર ખબર માટે સર્વોત્તમ સાધન

**વાર્ષિક લવાજમ ફક્ત રૂ ૩-૬-૦**

**નમુનાના અંકની કિં રૂ ૦-૫-૦**

લખો —

ધી સેક્રેટરી.

**ઈન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો.**

૭૭-૭૯ એપોલો સ્ટ્રીટ, ફોર્ટ-મુંબઇ.

શું સનાતન ધર્મ રક્ષકોને ખુશી થવા જવું નથી ?

જો હોય તો તેનું રક્ષણ કરવા

# સિદ્ધપુર શ્રી ગોપાળકૃષ્ણ બ્રહ્મચર્યાશ્રમ સંસ્થામાં.

દયાની લાગણીથી ઉદાર દાની હાથ લબાવી સનાતન ધર્મનું અને વિદ્યાનું પાલન કરવા યથાશક્તિ દાન આપો.

સનાતન ધર્મથી ચાલતું આખા ગુજરાતમા આ પહેલું અને એકજ **બ્રહ્મચર્યાશ્રમ** છે. આ આશ્રમમાં સધ જનોઇ દીધેલા ગામ પરગામના દ્વિજ બટુકોને દાખલ કરી નિત્યકર્મ સાથે દઢ ધારણાદિ પ્રાચીન વેશમા રાખી સાયપ્રાતઃ હોમ કરાવવામાં આવે છે, ને વેદ સંસ્કૃત, ને ગુજરાતી, શિક્ષણ સાથે વ્યાયામ ને સગીતની પણ યોજના કરાય છે. તેમજ **અનાથાશ્રમ** તથા **અશક્તાશ્રમ** તરીકે અનાથો રાક જનોનું તથા આંધળા, લુલા, અશક્તોનુ રાખીને પોષણ થાય છે, તથા તેવા આબરૂદાર જનોને ગુપ્ત મદદ પહોચાડાય છે. તેમજ ગરીબો માટે દવા અપાય છે. વ્યવસ્થા પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમા રહે છે. રૂ. ૧) અથવા વધુ દાન આપનારને વાર્ષિક રીપોર્ટ તથા પાવતી મોકલવામા આવે છે. આવા શુદ્ધ બ્રાહ્મણ બટુકોને તથા ગરીબોને એક દિવસ ભોજન કરાવ્યાનું મહાન ફળ લેવા કયો પુરૂષ ચુકશે ? કોઇજ નહિ. તો બનતી મદદ મોકલો.

લખોઃ—

મંત્રી શ્રી ગોળકૃષ્ણ સંસ્થા.

સિદ્ધપુર. ( ઉત્તર ગુજરાત. )

# બસો રૂપૈઆમાં અન્નદાન સાથે અમર નામ

દાનવીર સજ્જનો, અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો !! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ !! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. ૨૦૦ બસો દાનમાં મળશે, તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દિવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે અને તે દાતાના નામની આરસની તખ્તી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે? જરૂર મળશે. દયા લાવી લખો:—

મંત્રી—હિંદુ અનાથાશ્રમ,

નડીઆદ.

## ગ્રાહકોને અગત્યની સૂચના:—

૧. જે ગ્રાહકોએ કાચા પૂંઠાના રૂ. બે અને પાકાના રૂા. ત્રણ ભર્યા હોય તેમણે વધારાના આઠ આનાની પોષ્ટની ટીકીટો મોકલવી કે જેથી દરેકને ૧૫૦૦ પૃષ્ઠનું વાંચન મળે. કેમકે ૧૨૫ અને કોઇને ૧૫૦૦ પૃષ્ઠનું વાંચન આપવાથી અમારા કાર્યમાં ઘણી અગવડ અને નુકશાન થાય છે માટે જે જે ગ્રાહકોએ બે રૂપિયા અને ત્રણ રૂપિયા લવાજમ ભર્યું હોય તેમણે આઠ આનાની ટીકીટો તુર્તજ મોકલવી. અથવા તો છેલ્લુ "સતી ત્રિવેણી" નામનુ ઉત્તમ પુસ્તક ૦-૮-૦ ના વી. પી. થી મંગાવી લેવા અમને તુર્તજ એક પોષ્ટ કાર્ડ લખવો.

૨. એવાં જે ગ્રાહકોના વધારાના ૦-૮-૦ નહિ આવે તેમને હવે પછી પંદરેક દિવસમાં પ્રકટ થતું "સતી ત્રિવેણી" નામનું પુસ્તક ૦-૮-૦ લવાજમ અને ૦-૧-૦ વી. પી. ખર્ચનો મળી ૦-૯-૦ (નવ આના) ના વી. પી. થી મોકલવામાં આવશે તે સ્વીકારી લેવા કૃપા કરવી. અમારી નમ્ર પ્રાર્થના છતાં કે [illegible] વધારાના [illegible] ની ન હોય તેમણે આ પુસ્તક મળતાં [illegible] આપવા ઢીલ કે આળસ નહિં કરવા વિનતિ છે. રૂા. બે ભરનારને "સતી ત્રિવેણી" જેવા ઉત્તમ પુસ્તકમાંથી સ્ત્રીઓને ઉપદેશ લેવા જેવાં ચોખાં ચરિત્રો એમાં મળશે. માટે પોતાના એ અમૂલ્ય લાભ તરફ નજર કરી અને અમારી સગવડ ખાતર આઠ આના જેવી નજીવી રકમ મોકલવા ગ્રાહકો કૃપા કરશે એવી અમારી ખાત્રી છે.

**ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.** વ્યવસ્થાપક [illegible]

---

**આ** પુસ્તકમાં **શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવના** જ્ઞાન ચરિત્ર સંબંધી છપાયેલી જાહેર ખબર તરફ તથા તેની અંદર [illegible] તરફ [illegible] લક્ષ ખેંચીએ છીએ. પુસ્તક છપાય છે. સત્વર પ્રકટ થશે.